

ભગવાન મહાવીર

# શ્રી

# મહાવીર જૈન વિદ્યાલય

## [ રજત મહોત્સવ ગ્રંથ ]




વિ સંવત ૧૯૭૧-૯૬
ઈ સન ૧૯૧૫-૪૦
વીર સંવત ૨૪૪૧-૬૬

મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ
ચંદુલાલ સારાભાઈ મોદી
માનદ મંત્રીઓ

# નિવેદન

—•—

શ્રી મહાવીર જૈન વિદ્યાલયનો રજત મહોત્સવ ઉજવવાનુ આજથી લગભગ દોઢ વર્ષ પહેલા નક્કી કરવામા આવ્યુ હતુ  આના અગમા સૌથી પહેલી પ્રવૃત્તિ અહીં રજૂ થતા ગ્રથને લગતી હાથ ધરવામા આવી હતી અને આ ગ્રથ તૈયાર કરવા માટે નીચેના સભ્યોની એક સમિતિ નીમવામા આવી હતી.

શ્રીયુત મોતીચદ ગીરધરલાલ કાપડીઆ
,, મોહનલાલ દલીચદ દેસાઈ
,, પરમાનદ કુવરજી કાપડીઆ
,, પ્રસન્નસુખ સુરચદ બદામી

આ સમિતિ તરફથી સભ્યોને, જાણીતા લેખકોને, સાક્ષરોને અને પવિત્ર મુનિમહારાજોને ધાર્મિક, નૈતિક, સામાજિક કે આર્થિક—જેને જે અનુકૂળ પડે તેને તે તે વિષય ઉપર લેખ લખી મોકલવા લેખિત વિજ્ઞપ્તિ કરવામા આવી હતી  તેના પરિણામે જે લેખો અમે મેળવી શક્યા છીએ તે લેખોમાથી પસદગી કરીને આ લેખસગ્રહ તૈયાર કરવામા આવ્યો છે  આ લેખોમા અનેક પ્રકારની વિવિધતા છે  એમા સાદી ભાષાના લેખો છે તેમ જ સાક્ષરી ભાષામા લખાએલા લેખો પણ છે  સામાજિક ઉન્નતિના માર્ગો દર્શાવનાર લેખો છે તેમ જ ભાષાશુદ્ધિને સ્પર્શતા લેખો પણ છે  એકાદ નાની નવલિકા પણ છે  પ્રાકૃત ભાષાને લગતો પણ એક લેખ છે  ધર્મતત્ત્વની ચર્ચા કરતા લેખોનો પણ એમા સમાવેશ કરવામા આવ્યો છે  આવો વિવિધ સામગ્રીવાળો ગ્રથ ગુજરાતની વિશાળ જનતા સમક્ષ શ્રી મહાવીર જૈન વિદ્યાલયના રજત મહોત્સવ પ્રસગે રજૂ કરતા અમને બહુ આનદ થાય છે

ઉપર જણાવેલ અમારી સમિતિ નિમાયાને તો ઘણો સમય થયો પણ સમિતિએ તૈયાર કરવાના ગ્રથની છેવટની યોજના આજથી ત્રણ માસ પહેલા સસ્થાની વ્યવસ્થાપક સમિતિએ નક્કી કરી તેથી આ ગ્રથ તૈયાર કરવા માટે અમારી પાસે બહુ જ ઓછો સમય રહ્યો. આ કારણે લેખો ગોઠવવામા કોઈ બીજી જાતનો ખાસ ક્રમ જાળવવાનું અમારા માટે અશક્ય બન્યુ છે વળી કેટલાક લેખો અગ્રસ્થાને મુકાવાને યોગ્ય હોવા છતા મોડા મળવાના કારણે અમારે પાછળના ભાગમા મૂકવા પડ્યા છે  તે બદલ અમો તે તે લેખકોની ક્ષમા માગીએ છીએ

આ લેખસગ્રહમા અનેક વિષયો ચર્ચવામા આવ્યા છે અને ભાતભાતના વિચારો રજૂ કરવામા આવ્યા છે, એમા કેટલાયે એવા વિચારો દર્શાવવામા આવ્યા હોય કે જે સમાજના અમુક વિભાગને માન્ય ન હોય  પોતપોતાના લેખમા રજૂ કરવામા આવેલા વિચારોની જવાબદારી તે તે લેખકની જ ગણાય  જ્યા સુધી અનેક દૃષ્ટિબિન્દુઓ સામાજિક

કે વ્યવહારિક બાબતોમાં રજૂ ન થાય ત્યાં સુધી કોઈપણ નિર્ણય ઉપર આવવા માટે પૂરતી વિચાર સામગ્રી પ્રાપ્ત ન જ થાય. આ બાબત લક્ષ્યમાં રાખીને અમને સાંપડી તેવી વિવિધ વાનીઓથી ભરપૂર રસથાળ ગુજરાતી જનતાના આસ્વાદ માટે અમોએ તૈયાર કર્યો છે. તેમાં ગળપણ હશે તેમ ખટાશ પણ હશે; તેમાં તીખાશ હશે તેમજ મીઠાશ પણ હશે. દરેક વાંચનારને પોતપોતાની રુચિ અનુસાર કાંઈ ને કાંઈ વસ્તુ આ ગ્રંથમાંથી મળી રહેશે એવી અમો આશા રાખીએ છીએ.

કેટલાક લેખો ઘણા મોડા મળવાથી તો કેટલાક લેખો અમોએ નક્કી કરેલા ધોરણને પહોંચી શકતા નથી એમ લાગવાથી આ ગ્રંથમાં દાખલ કરી શકાયા નથી. બને ત્યાં સુધી સારા લેખોને આ ગ્રંથમાં સ્થાન આપવું એ ધોરણને ધ્યાનમાં રાખીને લેખો પસંદ કરવામાં આવ્યા છે એમ છતાં સંભવ છે કે લેવા જોઈતા કોઈ કોઈ લેખો ન લેવાયા હોય અને એ રીતે જે કોઈ લેખકને અન્યાય થયો હોય તેની અમારે ક્ષમા માગવી જોઈએ. જે જે લેખકોએ અમારી વિજ્ઞપ્તિને સન્માનવા કૃપા કરી છે તે સર્વ લેખકોના અમે ખરેખર ખૂબ ઋણી છીએ.

બહુ થોડા સમયમાં આ કાર્ય પૂરું કરવાનું હોઈને જે જે લેખકો સહેલાઈથી ઉપલબ્ધ હતા તેમને પ્રૂફ મોકલી શકાયા છે. બાકીના લેખોની મેટર સાથે પ્રૂફ બરોબર મેળવી લેવામાં બનતી સંભાળ રાખવામાં આવી છે. આમ છતાં પણ એક યા બીજા કારણને લીધે પ્રૂફને લગતી અનેક ભૂલો રહી જવા સંભવ છે. આવી ભૂલો માટે અમે ક્ષમા માગીએ છીએ.

આ ગ્રંથ 'કર્ણાટક પ્રેસ' માં છપાવવામાં આવ્યો છે. એ પ્રેસના માલીક અને મેનેજરે માગી તેટલી સગવડ આપી છે. તેમણે રાત દિવસ ન જોતાં ખાસ ધ્યાન રાખીને આ કામ કરી આપ્યું છે. અનેક અગવડો તેમજ બહુ અલ્પ સમય હોવા છતાં મુદ્રણની દૃષ્ટિએ ઊડીને આંખે વળગે તેવું આ કામ થયું છે. એ માટે તેમનો આભાર માનવાની અમે આ તક લઈએ છીએ.

શ્રી મહાવીર જૈન વિદ્યાલયના આદ્યપ્રેરક આચાર્યપ્રવર શ્રીમદ્ વિજયવલ્લભસૂરીશ્વરજીએ એક પ્રેરક લેખ લખી મોકલવા કૃપા કરી છે જેને સંસ્થાના ઇતિહાસ વિભાગમાં પ્રથમ સ્થાન આપવામાં આવ્યું છે. મુનિરાજશ્રી પુણ્યવિજયજીએ પણ 'નિર્યુક્તિ' સંબંધી એક અતિ મનનીય લેખ આપ્યો છે જેને લીધે ગ્રંથના ગૌરવમાં જરૂર વધારો થયો છે. તે લેખ બહુ જ મોડો મળવાથી અમારે તેને ગ્રંથના અન્તભાગમાં સ્થાન આપવું પડ્યું છે.

આ ગ્રંથના સુશોભનમાં અનેક વ્યક્તિઓનો ફાળો છે. આ ગ્રંથના જેકેટનું આખું નિર્માણ ચિત્રકાર શ્રી જયન્તીલાલ ઝવેરીનુ છે. તેની અંદર વિદ્યાલયના રજત મહોત્સવને સૂચવતો પચ્ચીશ ધજાવાળો ઇન્દ્રધ્વજ છે, હંસવાહિની અને વિણાવાદિની સરસ્વતી છે, નીચે અષ્ટમંગળ છે અને તે ઉપર ધર્મચક્ર છે. બન્ને બાજુએ પંચજ્ઞાન સૂચક પંચશિખ દીપિકા છે, પૂંઠાનુ ડીઝાઇન ગુજરાતના જાણીતા ચિત્રકાર શ્રી. રવિશંકર મહાશંકર રાવળ પાસે તૈયાર કરાવવામાં આવ્યું છે. વચ્ચે ચોડવામાં આવેલ ચિત્ર જૈન ગ્રંથોના આધારે આલેખાએલ સરસ્વતીનુ છે આ ચિત્ર પ્રગટ કરવાની પરવાનગી આપવા માટે અમો શ્રી. સારાભાઈ

નવાબના ઋણી છીએ. તે મ ન્ત્રીના ચિત્ર નીચે વિદ્યાલયના મકાનનુ રેખાચિત્ર છે ગ્ર થના પ્રારભમા ભગવાન મહાવીરની એક ભવ્ય અને અપ્રમાણી મૂર્તિનું ચિત્ર આપવામા આવ્યુ છે, તે પણ શ્રી. જયન્તીલાલ ઝવેરીની કલમની પ્રસાદી છે આ ઉપરાત શ્રીમદ્ વિજયવલ્લભ સૂરિનો રગીન બ્લોક અમને શ્રી. જૈન આત્માનદ સભા તરફથી મળ્યો છે જે માટે તેમનો પણ ઋણસ્વીકાર કરવો ઘટે છે

આવો વિપુલ ગ્ર થ અનેક બધુઓના હાર્દિક સહકારના પરિણામે જ તૈયાર કરી શકાય જેણે જેણે અમારા આ કાર્ય ને સફળ બનાવવામા મદદ કરી છે તે સર્વનો અમો અન્ત કરણ પૂર્વક ઉપકાર માનીએ છીએ

તા ૨૦-૧૨-૧૯૪૧ — મોતીચદ ગિરધરલાલ કાપડીઆ

મુબઈ — મત્રી રજત મહોત્સવ ગ્રથ સમિતિ

# શ્રી મહાવીર જૈન વિદ્યાલય

## રજત મહોત્સવ ગ્રંથ

ગુજરાતી લેખોની સૂચિ

પૃષ્ઠ



---

## અંગ્રેજી લેખોની સૂચિ.

# અંતરોદ્ગાર

વસંતતિલકા—

હે ધન્ય ધન્ય દિન આજ તણો અનન્ય!
છે આજની સુભગ આ ઘડી ધન્ય ધન્ય!
જ્યારે વીતાવી પ્રથમા વય હું પ્રવેશું,
શ્રેયોત્સવે—અભિનંદનને ગવેષું ૧

મંદાક્રાન્તા—

બાલ્યાવસ્થા અતીવ કુમળી વિઘ્નવંટોળવાળી,
ઊર્મિઓના પ્રબલ બલથી ઉલ્લસતી રસાળી,
ઉલ્લંઘી તે સફલ થઈ મેં ક્ષેમ કૌશલ્યભાવે,—
સંયોગે શ્રી વીર વિભુતણા નામના,—શું ન થાવે? ૨

સ્રગ્ધરા—

ફાલ્યા ફૂલ્યા પ્રફુલ્યા અવયવ મુજ સૌ પ્રોલ્લસ્યા પૂર્ણભાવે,
અંગે અંગે સ્ફુરતી અતુલ મુજતણી શક્તિ અંગે ન માવે,
વિદ્યાના ઓજપુંજે દિશ દિશ ભરતી દેહકાંતિ વિરાજે,
એવો ચૈતન્ય સ્રોતો પ્રવહત પ્રકટ્યો યૌવનોલ્લાસ આજે ૩

અનુષ્ટુપ—

શ્રી આત્મારામ સંતાન, નામ વલ્લભ જે કહ્યા,
પ્રેરણાબીજ રોપી તે, મ્હારા ભાવપિતા થયા ૪

વસંતતિલકા—

તે બીજ અંકુરિત કીધું શ્રીમત વૃંદે,
સદ્દ્રવ્ય-વારિ અભિસિંચનથી ઉમંગે,
ને મૌક્તિકાદિક ધીમત સુમાલિઓએ,
સદ્ભાવથી દ્રુમ ઉછેર્યું અહો! જુઓ એ! ૫

તત્રસ્થ બાલ શુભ ત્યાં કુસુમો ખીલતા,
ચારિત્ર સૌરભથી સર્વ દિશો ભરતા,

ને સ્નાતકોરૂપ ફળો પરિપાક પામે,—
જેના મીઠા રસથી શિષ્ટ સમાજ જામે. (યુગ્મ) ૬

અનુષ્ટુપ—

એવું વિદ્યાતણું ધામ, જ્ઞાનરશ્મિ પ્રસારતુ,
સ્વરૂપ વર્ત્તતું મ્હારું, આત્મને ધન્ય માનતું. ૭

ભૂજંગી—

નથી હુ ખરે! માત્ર પાષાણમૂર્ત્તિ,
હું તો બોધમૂર્ત્તિ સચૈતન્યસ્ફૂર્ત્તિ;
નથી હું મર્યાદિત ક્ષેત્રે જ વ્યાપી,
હું તો ભારતીધામ છું વિશ્વવ્યાપી. ૮

ઇંદ્રવજ્રા—

સંવાદ જ્યાં તત્ત્વતણા ભણાય,
સાહિત્ય સંગીત સુરો સુણાય;
જ્યાં છાત્ર પાત્રો બહુ જાય ઘૂમી,
એવી છું હું વાઙ્મય રંગભૂમિ. ૯

રત્નમાલા—

મુજ મંદિરે બહુય પૂજારી,
ભક્તિ કરે છે વિવિધ પ્રકારી;
ભાવનૈવેદ્યો કોઈ ધરે છે,
કુસુમાજલિ કો કવિય કરે છે.
ચારુ ચરિતનું ચંદન ચર્ચે,
વિનય ગુણોના સુમને અર્ચે;
જ્ઞાન દીવો મંગલ પ્રગટાવે,
રત્નત્રયી આરાત્રિક ગાવે. ૧૦

ઇંદ્રવજ્રા—

કો વૈદ્ય વિદ્યા પદવી ગ્રહંતા,
વિજ્ઞાનમાં કો પટુતા ચહંતા;
વાણિજ્ય કો, કોઈ કલા ઉપાસે,
વિદ્યાપિપાસુ બહુ અત્ર ભાસે. ૧૧

અનુષ્ટુપ—

દ્રવ્ય વિદ્યા ગ્રહે કિંતુ, ભાવ વિદ્યા ન જો ગ્રહે,
તો નામ માત્ર તે વિદ્યા, વા અવિદ્યાપણુ લહે ૧૨

અખિલ વિશ્વને જાણે, ન દેહસ્થિત આત્મને !
નાભિસ્થ કસ્તૂરી શોધે ! ધન્ય એ વિબુધત્વને !! ૧૩

શાલિની—

તેહી વિદ્યા જે અવિદ્યા વિદારે,
તેહી વિદ્યા આત્મને જેહ તારે
તેહી વિદ્યા બંધથી જે મુકાવે,
તેહી વિદ્યા જેહ સ્વાતંત્ર્ય લાવે ૧૪

ના વિજ્ઞાને તેહ વિદ્યા વસેલી,
ના વાણિજ્યાદિ વિષે પીરસેલી,
ના ચિકિત્સા શાસ્ત્રમા તે કહેલી,
ના ના નાના તે કલામા રહેલી ૧૫

તે વિદ્યા તો સર્વથા તેથી ન્યારી,
મુક્તિ કેરા છોડની શ્રેષ્ઠ ક્યારી
તે વિદ્યાનુ નામ છે આત્મવિદ્યા,
તે વિના તો સર્વ વિદ્યા અવિદ્યા ૧૬

માલિની—

ચિન્મય જ સ્ફુરતી જ્ઞાનજ્યોતિ અનતી,
નિજ ઉર પ્રસરતી અતરે જો ! લસતી,
કરતી દૂર અવિદ્યા વિશ્વવિદ્યા વરતી,
તિમિરકુલ હરતી તેજપુજો ભરતી ૧૭

અનુષ્ટુપ—

બધનો કર્મના ત્રુટે, ફૂટે પજર દેહના,
આત્મવિહગ જ્યા છૂટે, વિદ્યા તેહ સંદેહ ના ૧૮

આત્મરાજ બિરાજે જ્યા, સ્વરાજ્યના સિંહાસને,
વિદ્યા તે સાચી ને અન્ય, અવિદ્યા વિબુધો ભણે ૧૯

શાર્દૂલવિક્રીડિત—

વિદ્યા ભાવસ્વરૂપ એવી અતુલા નિશ્ચિન્ત ચિત્તે વસ્યે,
બાહ્ય દ્રવ્ય વિચિત્ર જે ઇતર સૌ વિદ્યાય આરાધશે:
વિદ્યાવાંચ્છક તેહ ઇષ્ટ ફલ આ વિદ્યાતણું પામશે,—
ના તો કેવલ મોહના તિમિરનું ગાઢત્વ રે! જામશે. ૨૦

મંદાક્રાંતા—

સદ્‌વિદ્યાના મુજ પ્રિય જ એ શુભ્ર સંસ્કાર ઝીલી,
પૂર્ણેન્દુવત્ સકલ સુકલા પૂર્ણ ભાવે ય ખીલી;
વિદ્યાર્થી હે! વિજય વરજે ધર્મ ને અર્થ કામી!
યાત્રા ત્હારી જીવનપથમાં હો સદા ઊર્ધ્વગામી! ૨૧

જે વિશ્વેશે વર વિભૂતિએ વિશ્વબંધુત્વ આપ્યું,
તત્ત્વાબ્ધિનું મથન કરીને તત્ત્વનું સત્ત્વ શોધ્યું;
જે વીરેશે નિત ઉપદિશ્યું સામ્ય વાત્સલ્ય પ્રીતે.
ભક્તિ ત્હેની સતત વધતી ધારજે નિત્ય ચિત્તે. ૨૨

અંભોધિમાં સકલ સરિતા જેમ જાયે શમાઇ.
તે રીતે જે જિનપ્રવચને દર્શનો સર્વ ભાઇ!
નિમજ્જી ત્યાં નિત નવનવો તત્ત્વ આનંદ પામી,
વિશ્વે ત્હેનો પ્રસર કરજે શ્રેષ્ઠ સાહિત્યસ્વામી! ૨૩

ઇંદ્રવજ્રા—

સંસ્કાર જૈનત્વતણા ગ્રહીને.
આજન્મ-વિદ્યાર્થિપણું લહીને:
સંસ્કાર તે વિશ્વ વિષે પ્રચાર!
સર્વત્ર વિદ્યા કિરણો પ્રસાર! ૨૪

અનુષ્ટુપ—

એવા ભારતીપુત્રોથી, હું ગૌરવ અનુભવું;
'शिवस्ते पंथ' હે વત્સ! સદા આશિષ પાઠવું. ૨૫

ઉપજાતિ—

વિશાટ સંસ્થા પરિણામ પામી,
શાખોપશાખે પરિપૂર્ણ જામી;

હુ વિશ્વવિદ્યાલયરૂપ ક્યારે,
થઇશ? ભાવુ નિત એ પ્રકારે　　　૨૬

માલિની—

નરવર અરિહંતો આપજો શુદ્ધ બુદ્ધિ!
ધ્રુવપદસ્થિત સિદ્ધો પ્રેરજો આત્મસિદ્ધિ!
ગુણગણયુત નતો વર્ષજો મિષ્ટ દૃષ્ટિ!
સુકૃત મુજ નિહાળી તુષ્ટ હોજો નમષ્ટિ!　　　૨૭

અનુષ્ટુપ—

મદ્દભાગ્યે શ્રીમહાવીર, ભગવાન કૃપા થકી,
રૌપ્યોત્સવ મળ્યો એક, સ્વર્ણોત્સવ હજો નકી!　　　૨૮

## કુસુમાંજલિ

માતૃસંસ્થા મુખે એવા, ઉક્તિ વિન્યાસ વ્યાજથી,
ભાવ પુષ્પાજલિ અર્પે, ભગવાનદાસ ભાવથી.　　　૨૯

ત્રોટક—

ગુણસૌરભવન્ત સુવર્ણમયા,
સુમનો વિરચી રસભાવભર્યા,
મનનંદન ઘે કુસુમાજલિ આ,
નમી ભારતીમદિર પ્રાજલિ આ.　　　૩૦

ડૉ ભગવાનદાસ મનસુખભાઈ મહેતા,
એમ. બી બી એસ.

---

ખોબો ધરું છુ મમ પુત્રો પાસ
ને પચ્ચીસ વાર પડકાર છે માગે

કે

કન્યા છાત્રાલયનુ ઉદ્‌ઘાટન
એ છે મારી જીવત ભાવના,
ને પોકારું છુ કે
"પુત્ર જેટલુજ પુત્રીને જ્ઞાન"
"ઉભયને સંસારે સરખુ સન્માન"
સસારે સુખ અને ઉત્તમ પ્રજાકાજ
શિક્ષણવન્તી બનાવ બાલિકાઓને,
અજ્ઞાનતાના અંધકારે જતી અટકાવી
વાળ જ્ઞાનના મહાભંડારો ભણી,
ને પ્રયોજ છાત્રાલયો
ઉભયને વિદ્યાદાન આપવા
જૈનસમાજે ઊજજવળતા આણવા.

* * *

છેલ્લે—

વિદ્યાલયે પ્રવેશ ન મળતા
દુઃખી થતાં મારા પ્યારા પુત્ર !
આવ અને અશ્રુઓ લુંછ.
નિરાધાર તને નીરખી
અગે અગે અનુભવુ છું મહા વેદનાઓ
રજત્ મહોત્સવે નયનો ખોલાવ,
ધનપતિઓ અને ધર્મપ્રેમીઓના
કે મમ અર્થહીનને
ધનની ઉપાધિએ અને અભાવે,
વિદ્યાલયે શતવિદ્યાર્થિના સમાવેશે
અભ્યાસ લંબાવવા પ્રવેશ ન મળતાં
અભ્યાસ છોડી અકળાવું પડે છે
યથાકાર્યે મેળવવા ને પેટ ભરવા,
માટે વિનંતિ કરી કહે—
ધનપતિઓ ! ને જ્ઞાનેશ્વરીઓ !
આપના કુબેર ભંડાર ખોલો, ને
વહાવો જ્ઞાન સરિતાઓ
તરબોળો જ્ઞાનછોળાએ ને
મેળવો હૃદયના આશિર્વચનો.

માટે

સગવડતા ને સાધનથી ભરી
પચ્ચીસ પચ્ચીસ વિદ્યાલય ખડા કરો.
આમત્રણ પાઠવો દેશ દેશ
જૈન બાલુડાંને વિદ્યા ગ્રહવા
અખંડ જ્યોત અમર બનાવવા

* * *

મારા મહામોલા મહેમાનો ! આવો
આંગણે આવી શા નિર્ધાર કર્યા ?
મજબુત બનાવવા કે વિચ્છેદવા !
ઇચ્છુ છુ મહાજનોની મહેર કે
તન મન ને ધન
શક્ય હોય તેટલાં અર્પણ કરો
વ્હાલસોયા આપણાં ભાંડુઓ કાજ

* * *

**જયંત પટણી**, એમ બી., બી. એસ

અથવા વર્તન એટલે પ્રવૃત્તિ નહિ પણ ઘણા ખરા લોકો વૃત્તિને જ પ્રવૃત્તિ સમજે છે. વૃત્તિ એટલે માત્ર વર્તવું. પ્રવૃત્તિ એટલે ખાસ જાતના આધ્યાત્મિક ભાવોથી વર્તવું. પરાવૃત્તિ એટલે વર્તનનો અભાવ. નિવૃત્તિ એટલે વૃત્તિ તેમ જ પરાવૃત્તિ સરખી પ્રવૃત્તિથી જુદા પ્રકારની એક વિશેષ પ્રકારની આધ્યાત્મિક સંવેદના.

હવે કર્મબંધ અને કર્મક્ષય વિષે ઘણાના મનમાં કાંઈક એવો ખ્યાલ બેઠેલો લાગે છે કે કર્મને નામે જાણે દરેક પાસે એક જાતની પુંજી છે. પાંચ હજાર રૂપીઆ પેટીમાં ભરી રાખ્યા હોય, અને તેમાં કાંઈ ઉમેરો ન થાય, પણ ખર્ચાયા કરે તો બે-ચાર વર્ષે કે પચ્ચીસ વર્ષે પણ છેવટે તે ખૂટી જવાના. પણ જો માણસ તેને ધંધામાં રોકે તો તેમાં વધ-ઘટ થવાની અને સંભવ છે કે પાંચ હજારના લાખ પણ થઈ જાય અને લાખ ન થતાં ઊલટું દેવું થઈ જાય. તો તે ખોટ પણ ચિંતા અને દુઃખ ઉત્પન્ન કરે. સામાન્ય રીતે માણસો આવી ચિંતા અને દુઃખના સંભવથી ગભરાતા નથી અને લાભ થવાના સંભવથી નાખુશ થતા નથી. તેઓ રૂપીઆનો ક્ષય કરવા ઇચ્છતા નથી. અને રૂપીઆના બંધનમાં પડવાથી ત્રાસ પામતા નથી. નિવૃત્તિમાર્ગી સાધુઓ પણ મંદિરોમાં અને પુસ્તકાલયમાં વધતા પરિગ્રહથી ચિંતાતુર થતા નથી. પણ કર્મનામની પુંજીને આપણે એવી કલ્પી છે કે તે જાણે એક પોટલું હોય અને તે ખોલી નાંખી, જેમ બને તેમ ખૂટાડી દેવામાં જ શ્રેય હોય. કર્મોનો વેપાર કરી તેમાંથી લાભ ઉઠાવવામાં નહિ. કર્મને પુંજીની જેમ સમજવાથી તેને ખૂટાડવાની આવી કલ્પના ઊઠી છે.

પણ કર્મનો વળગાડ રૂપીઆની પોટલી જેવો નથી. અને વૃત્તિ-પરાવૃત્તિ (અથવા સ્થૂળપ્રવૃત્તિ-નિવૃત્તિ) થી એ પોટલી ઘટતી-વધતી નથી. જગતમાં કોઈ પણ ક્રિયા થાય, જાણ્યે થાય કે અજાણ્યે થાય, તે વિવિધ પ્રકારના સ્થૂળ અને સૂક્ષ્મ પરિણામો એકી વખતે કે જુદે જુદે વખતે, તુરત જ કે કાળાંતરે, એકી સામટા કે રહી રહીને ઉપજાવે છે. એ પરિણામો પૈકી એક પરિણામ તે કર્મ કરનારના જ્ઞાન અને ચારિત્રની ઉપર કોઈક જાતની રજ જેટલીયે અસર ઉપજાવવી તે થાય છે. કરોડો કર્મોની એવી કરોડો અસરોને પરિણામે દરેક જીવનું જ્ઞાન-ચારિત્રનું વ્યક્તિત્વ ઘડાય છે. એ ઘડતર જો ઉત્તરોત્તર શુદ્ધ થતું જાય, વધારેને વધારે જ્ઞાન, ધર્મ, વૈરાગ્ય ઇત્યાદિ પ્રત્યે ઢળતું જાય તો તેના કર્મનો ક્ષય થાય છે એમ કહેવાય. જો તે ઉત્તરોત્તર અશુદ્ધ થતું જાય, અજ્ઞાન, અધર્મ, રાગ ઈ. પ્રત્યે વધતું જાય તો તેના કર્મનો સંચય થાય છે એમ કહેવાય. આમ કર્મોની વૃત્તિ-પરાવૃત્તિ નહિ, પણ કર્મની જીવના જ્ઞાન-ચરિત્ર પર થતી અસર તે બંધ અથવા મોક્ષનું કારણ છે. જીવન દરમ્યાન મોક્ષ એટલે એવી એક ઉચ્ચ સ્થિતિનો આદર્શ કે જે સ્થિતિ પ્રાપ્ત થયા પછી તે વ્યક્તિના જ્ઞાન-ચરિત્ર પર એવી અસર ઊપજી જ ન શકે કે જેથી તેમાં ફરીથી અશુદ્ધિ પેસી શકે.

આ માટે કરવાના કર્મોનો વિવેક તો જરૂર કરવો પડે. દા. ત. અપકર્મ ન કરાય. સત્કર્મ જ કરાય, કર્તવ્યરૂપ કર્મ કરવા જ જોઈએ; અકર્તવ્ય કર્મો છોડવાં જ જોઈએ. ચિત્તશુદ્ધિમાં મદદગાર એવા દાન, તપ અને ભક્તિના કર્મો કરવા ઘટે. વગેરે. તેજ પ્રમાણે કર્મો કરવાની રીતમાંયે વિવેક કરવો પડે; જેમ કે જ્ઞાનપૂર્વક કરવા, કાળજીપૂર્વક કરવાં. સત્ય, અહિંસા આદિ નિયમો સંભાળીને કરવા; નિષ્કામપણે અથવા અનાસક્તિથી કરવા, વગેરે. પણ કર્મોથી પરાવૃત્ત થવાથી કર્મક્ષય થાય છે એ કલ્પના ભૂલભરેલી છે. કર્તવ્યરૂપ કર્મથી પરાવૃત્ત થવાથી કદાચ સકામપણે અથવા આસક્તિથી કરેલાં સત્કર્મોથી વધારે કર્મબંધ થવાનો પૂરો સંભવ છે.

આની વધારે સવિસ્તર ચર્ચા માટે ‘ગીતા-મંથન’ વાંચવા વિનતિ છે.



# ભારતવર્ષના ચાર મહાપુરુષો

લેખક મુનિ ચારિત્રવિજયજી

આ ભારતવર્ષમા મુખ્ય ચાર મહાપુરુષો થયા છે એ ચારમાથી ચોરાશી સંપ્રદાય અને ચોરાશી ગચ્છ ઉત્પન્ન થયા છે એમાથી પણ નવા નવા નાના નાના પથો નીકળ્યા છે જેમ નદીનુ મૂળ નાનુ હોય અને પાણી સ્વચ્છ હોય એ મૂળમા કોઈ જાતની પણ ભેળસેળ ન હોય, પરતુ જ્યારે એ જ મૂળમાથી નીકળેલી નદી આગળ વધે છે ત્યારે તે વિસ્તારને પામતી જાય છે વળી બીજી અનેક નાની નાની નદીઓ ભેગી થવાથી એ નદીનો પટ વિશાળ બની જાય છે અને અનેક ઝાડના મૂળ અને પાનથી તથા અનેક મનુષ્ય તિર્યંચના મળમૂત્રથી તે નદીનુ પાણી સ્વચ્છ છતા વિકૃતિને પામી જાય છે છેવટ એ નદી દરિયામા જઈને મળે છે

એવી જ રીતે મહાપુરુષોના મૂળ સિદ્ધાંતો શુદ્ધ અને સ્વચ્છ હોય છે પરતુ ધીમે ધીમે જેમ જેમ એનો વિસ્તાર વધતો જાય છે તેમ તેમ એમા અનેકે કરેલી કલ્પનાઓનુ મિશ્રણ થવાથી સંપ્રદાય સ્વરૂપ થતા વિકૃત બની જાય છે

આવુ જ આપણા ચાર પુરુષોના સિદ્ધાતો માટે બનેલુ છે

## ચાર મહાપુરુષ

૧ રામ, ૨ કૃષ્ણ, ૩ મહાવીર અને ૪ બુદ્ધ મહાવીર અને બુદ્ધનો ઇતિહાસ ઉપલબ્ધ છે કેમ કે એમની ઐતિહાસિકતા સંદેહ વિનાની છે રામ અને કૃષ્ણના ઇતિહાસરૂપે જેવા પ્રમાણોની જરૂર છે તેવા પ્રમાણો ઉપલબ્ધ નથી તેઓના સબધમા પરસ્પર વિરોધી અનેક કલ્પનાઓ ફેલાયલી છે છતા રામ અને કૃષ્ણનુ વ્યક્તિત્વ એટલુ બધુ વ્યાપક અને ગભીર છે કે પ્રજાના વિચારમા એ બે મહાપુરુષો સાચા ઐતિહાસિક પુરુષો હતા એમ મનાય છે વિદ્વાનો અને સશોધક પુરુષો ઐતિહાસિક વિષયમા ભલે વાદવિવાદ અને ઊહાપોહ કર્યા કરે પરતુ એના પરિણામનું ફળ કઈ પણ નથી કેમકે લોકોના મનમા એ પુરુષોના વ્યક્તિત્વની છાપ એટલી બધી સુદૃઢ પડી ગઈ છે કે તેઓ કોઈ વાત કબૂલ કરે તેમ નથી એ બન્ને મહાપુરુષો જનતામા ખૂબ માનનીય મનાય છે આમા અમોને એમ લાગે છે કે એમના ચરિત્રો ખૂબ મનોરંજક-અદ્ભુત કલ્પનાઓથી ભરેલા હોવાથી લોકોના મન ઉપર તેની અસર ખૂબ થએલી છે

## શ્રી મહાવીર અને બુદ્ધ

શ્રી મહાવીર અને બુદ્ધ એ ત્યાગી પુરુષો થયા છે કેમકે એમના સમયમા એમનો વિકાસ અસાધારણ હતો વળી એ પુરુષોની ક્રિયા અને તપશ્ચર્યા અપૂર્વ હતી એથી એમના સદ્ગુણોની છાપ મનુષ્યો ઉપર ખૂબ પડેલી એથી મનુષ્યો તેમના સદ્ગુણોની પૂજા અને ઉપાસના કરતા હતા દેવો પણ એમની પૂજા કરતા હતા હજારો સ્ત્રી પુરુષો ક્ષમા સતોષ, તપ, ધ્યાન આદિ સદ્ગુણોના સસ્કાર પ્રાપ્ત થવાથી પોતાનુ જીવન સાર્થક માનતા હતા

અને સદ્ગુણોની પરાકાષ્ઠાએ પહોંચેલા શ્રી મહાવીર અને બુદ્ધનુ ધ્યાન તથા તેમની પૂજા શ્રદ્ધાપૂર્વક દેવ અને મનુષ્ય કરતા હતા તે મહાવિભૂતિને મનુષ્ય તરીકે તેમના ભક્તોએ માનેલા ધીમે ધીમે તેઓ ઇષ્ટદેવ તરીકે મનાયા

## પૂજામા તફાવત

શ્રી મહાવીર અને બુદ્ધ તપશ્ચર્યા, સયમ, ત્યાગ અને જ્ઞાન વગેરે સદ્ગુણોને લઈને પૂજાયા છે કેમકે લોકો ઉપર એમના ત્યાગની નિસ્પૃહીપણાની અને સબોધની ઉચામા ઉચી છાપ પડેલી એટલું જ નહિ પણ તેમના ત્યાગ અને સદ્બોધને લઈને ઘણા મનુષ્યો ત્યાગી બનેલા

રામ અને કૃષ્ણ પણ મનુષ્યરૂપે તે કાળમાં પૂજાણા છે તેઓને દૈવી શક્તિવાળા સુખ દુઃખને દેનારા મહાન્ પુરુષો માન્યા છે. એટલે એમને સંતોષવાથી તેઓ ભલુ કરે છે એવી ભાવના તે કાળના મનુષ્યોમા જાગૃત કરેલી અને એ બન્નેને તેમના ભક્તો એ અવતારી પુરુષો માનેલા છે

એ ચારે મહાપુરુષો ભિન્ન ભિન્ન રૂપે આજે પણ પૂજાઈ ગ્યા છે રામ અને કૃષ્ણ, મહાવીર અને બુદ્ધ એ ચારેને ક્ષત્રિય કુલમાં ઉત્પન્ન થયેલા માનવામા આવ્યા છે. અને એ ચારેનો જન્મ ઉત્તર હિન્દુસ્તાનમાં થએલો છે

રામ અને કૃષ્ણ, મહાવીર અને બુદ્ધ એ બન્ને યુગલના આદર્શો ભિન્ન ભિન્ન છે. કેમકે રામ અને કૃષ્ણને રાજશાસનના કરનાર, ન્યાય અન્યાયનો નિર્ણય કરનારા, દુશ્મનોને મારી ન્યાયી રાજ્ય સ્થાપનારા માનેલા છે એમની પૂજાવિધિ પણ જુદી જાતની છે. રામમાં સત્વગુણ અને કૃષ્ણમાં રજોગુણ મુખ્ય માન્યા છે

શ્રીમહાવીર અને બુદ્ધ એ બન્ને પુરુષોમા તપ અને ત્યાગ મુખ્ય માનેલ છે. તેઓ સંસારથી વિરક્ત હતા રાજ્યશાસન ચલાવવામાં તેઓ કર્મ બંધન અને પાપ માનતા હતા. એક નાનામા નાના જીવની પણ હિંસા ન થવી જોઈએ એવા અહિંસા ધર્મને તેઓ પાળનારા હતા તેઓમાં સત્વગુણ મુખ્ય હતો એ યુગલનો આદર્શ ધર્મચક્ર હતો અને રામ કૃષ્ણ યુગલનો આદર્શ કર્મચક્ર હતો. દરેકના પુસ્તકોમાં પણ તે સ્વરૂપે જ તેઓનુ વર્ણન કરવામાં આવ્યુ છે ગમ અને કૃષ્ણને ગૃહસ્થ માનવામાં આવ્યા છે. શ્રીમહાવીર અને બુદ્ધને ત્યાગી માનવામાં આવ્યા છે બુદ્ધભિક્ષુસંઘ હાલ હિન્દુસ્તાનમાં નથી પરતુ શ્રી મહાવીરનો ભિક્ષુસઘ હાલ પણ હિન્દુસ્તાનમાં મોજુદ છે

જુદા જુદા સપ્રદાયના શાસ્ત્રોમાં જોઇએ છીએ તો બૌદ્ધ પિટકોમા જ્ઞાતપુત્ર શ્રી. ભગવાન મહાવીરનો સ્પષ્ટ નિર્દેશ કરેલ છે તેવીજ રીતે જૈન શાસ્ત્રોમા ભગવાન બુદ્ધનો પણ નિર્દેશ કરવામાં આવેલ છે એ સિવાય જૈન શાસ્ત્રોમાં જૈન શૈલીએ રામ અને કૃષ્ણના વર્ણનો લખેલાં છે એટલું જ નહિ પરતુ જૈન રામાયણ વગેરે સ્વતત્ર ગ્રથો પણ લખવામા આવ્યા છે. ફક્ત એમાં જે ઘટનાઓ લીધી છે તે જૈન શાસ્ત્રોની દૃષ્ટિએ લીધેલી છે.

હવે આપણે બ્રાહ્મણ સાહિત્ય તપાસીએ તો બુદ્ધ અને મહાવીરનુ તેમાં નામનિશાન પણ નથી અને પાછ્લા પુસ્તકોમાં એવા નિર્દેશો કર્યા હોય તો તે પણ ખંડનાત્મક બુદ્ધિએ કર્યા છે. ફક્ત બ્રાહ્મણ સસ્કૃતિમા બુદ્ધને વિષ્ણુનો એક અવતાર માનેલ છે. જૈનગ્રથો કૃષ્ણને ભાવી તીર્થંકર માને છે ભાગવતમાં ઋષભદેવનું નામ આવે છે તે પણ એમની શૈલીએ લખવામાં આવેલ છે એ સિવાય એ લેકોના પુસ્તકોમા આપણા તીર્થંકરોનાં નામ આવતાં નથી.

આટલો નિર્દેશ કર્યા પછી મહાવીર અને કૃષ્ણ એ બન્નેની જીવન ઘટનાઓમાં ઘણું સામ્ય જોવામા આવે છે એ ઘટનાઓ અદ્દભૂત માહાત્મ્ય દર્શાવનારી હોવાથી કોણે કોનામાથી લીધેલ છે એ સબધમા અમો અમારો અભિપ્રાય આપવા માંગતા નથી; ફકત તે ઘટનાઓનું સામ્ય જુદી જુદી સૌ સૌની પદ્ધતિએ કેવી રીતે લીધેલ છે તેજ અહી બતાવવા માંગીએ છીએ

## ગર્ભહરણ

શ્રી મહાવીર સ્વામી માટે જૈન શાસ્ત્રોમા લખેલ છે કે ઋષભદત્ત બ્રાહ્મણની સ્ત્રી દેવાનંદાની કુખમા શ્રી મહાવીરને ઉત્પન્ન થએલા જોઇને ઇંદ્રે નૈગમેષી દેવ પાસે તે ગર્ભનુ હરણ કરાવી ક્ષત્રિયકુંડમાં સિદ્ધાર્થ રાજાની સ્ત્રી ત્રિશલા રાણીની કુંખમાં મૂકાવ્યા અને ત્રિશલા રાણીનો પુત્રીગર્ભ. દેવાનંદાની કુખમાં મૂકાવ્યો.

કૃષ્ણના સબંધમાં પણ એવુજ લખવામાં આવ્યુ છે કે એકવાર યમુના નદીના કિનારે વ્રજમાં આગ લાગી. એ ભયંકર અગ્નિથી તમામ વ્રજવાસી ગભરાઈ ઊઠયા ને વખતે શ્રીકૃષ્ણે આવીને અગ્નિનું પાન કરી વ્રજમાં શાંતિ ફેલાવી

એકવાર મહાવીર પ્રભુ શીત ઋતુમા ધ્યાનમાં ઊભા હતા. તે વખતે પ્રભુના પૂર્વભવની અપમાનિતી સ્ત્રી મરીને વ્યંતરી થઈ છે, તે કટપૂતના નામની વ્યંતરીએ આવીને પૂર્વભવનુ વેર સ્મરી પ્રભુમાથે ખૂબ પાણી છાંટી કષ્ટ આપ્યુ પરંતુ પ્રભુ ચલાયમાન થયા નહિ તે જોઈ વ્યંતરી શાંત થઈ પ્રભુને ક્ષમાવી ચાલતી થઈ

કૃષ્ણના સબધમાં પણ એને મળતો ઉલ્લેખ છે કે કૃષ્ણનો નાશ કરવા કંસે પૂતના નામની રાક્ષસીને વ્રજમાં મોકલાવી. એ રાક્ષસીએ કૃષ્ણને વિષમય સ્તનપાન કરાવ્યું જ્યાં કૃષ્ણને કાંઈ ન થયુ

આવી સામ્ય ધરાવતી ઘટનાઓ શ્રી મહાવીર અને શ્રી કૃષ્ણના જીવનસાથે જોડાયલી છે. એમા કોણ સાચો અને કોણ ખોટો, એ સબંધી નિર્ણય અમો આપવા નથી માગતા. તે કાળમાં એવી ઘટનાઓ મહાપુરુષોના જીવનસાથે જોડાયલી જોઇ લોકોમા તે ઘટનાઓને વધારે આદર અપાતો હશે. આજે પણ આવી ઘટનાઓ સાંભળી ઘણા જીવો આશ્ચર્યમુગ્ધ બને છે આપણે તો અહીં એજ વિવેક કરવાનો છે કે તેમના જીવનનું ધ્યેય શુ હતું મહાવીરનુ જીવન કૃષ્ણના જીવનથી તદ્દન નિરાલુ હતુ. કૃષ્ણ વિલાસી હતા, યુદ્ધમાં કુશળ હતા, નીતિજ્ઞ હતા, અને રાજ્યકર્તા પુરુષ હતા છતા તેઓને આ બધાથી બ્રાહ્મણશાસ્ત્રોમાં અલિપ્ત માન્યા છે

શ્રી મહાવીરે બાળ અવસ્થા પછી સાધક અવસ્થામા પોતે કેવાં કષ્ટો સહન કર્યા છે. છતા રાતદિવસ જેઓ ધ્યાનથી ચૂકયા નથી જેઓએ શત્રુ મિત્રને, સુખ દુઃખને સમ માન્યા છે, એવા પ્રભુ કયા ધ્યેયને માટે આ બધુ સહન કરી રહ્યા હતા ? એ આપણે શોધવા વિચારવાની જરૂર છે ખરી સાધક અવસ્થા આવા વિચારોથીજ આવે છે બાકી બાહ્ય ઘટનાના ચમત્કારો એ બાહ્ય વસ્તુ છે. એની સાથે પ્રભુને કે પ્રભુના ધ્યેયને કાંઈ સંબધ નથી. વીતરાગ પ્રભુને આવા બાહ્ય શ્રૃંગારોથી ઓળખાવવા અગર ઓળખવા એ નરી અજ્ઞાનતા છે જેમ કોઈ સુંદરી લાવણ્યથી ભરપૂર હોય છૂટા કેશે પાણીથી નીતરતાં વસ્ત્રે સરોવરને કિનારે ઉભી હોય તેને જોઈ કેટલાકો એના બાહ્ય નૈસર્ગિક સૌંદર્યને વખાણે છે અને કેટલાકો તેજ સુંદરીએ સોળે શ્રૃગાર સજ્યા હોય તે વખતના એના સૌંદર્યને પ્રશંસે છે ધારો કે તે સ્ત્રી મુગી હોય કાને બહેરી હોય, તો આ બધી પ્રશંસા ઉપર પાણી ફરી વળે કે નહિ ? માટે સ્ત્રીનુ ખરૂ સૌંદર્ય એની મજુલ ભાષા, એનુ સ્મિતહાસ્ય એની નમ્રતા અને પ્રેમળ સ્વભાવ કાર્યદક્ષતા વગેરે ગુણોમાંજ રહેલુ છે

પ્રભુના જીવનના બાહ્ય આદર્શોમાં ખરી પ્રભુતા નથી ખરી પ્રભુતા તો પ્રભુની વિશાળ હૃદયની ભાવનામાં છે એમની સમદષ્ટિમાં છે, ધ્યેયને પ્રાપ્ત કરવાની શક્તિમા છે, એમના સુંદર મનોબલમાં છે માટે આપણે જીવનની બાહ્ય ઘટનાઓમાં ન મુઝાઈ રહેતા પ્રભુના ખરા સ્વરૂપને સમજવા પ્રયત્નશીલ બનવુ જોઇએ

આજે કોઈ વિદ્વાન મહાવીરનુ ચરિત્ર લખે તો તે મહાવીરમાં ખરી પ્રભુતા શી શી હતી ? એજ બતાવવાનો પ્રયત્ન કરે બાકી જે અલૌકિક દૈવિક ઘટનાઓના પ્રસગો એમના જીવન સાથે જોડી દેવામાં આવ્યા છે તેને કોઈ વિદ્વાનની કલમ સ્પર્શ કરેજ નહિ

શ્રી મહાવીર સર્વજ્ઞ હતા વીતરાગ હતા એઓ જે ઉપદેશ આપતા તે માત્ર પોતાના તીર્થંકરનામકર્મના ઉદયને ક્ષય કરવા માટેજ આપતા એમના મુખમાંથી ભાવિક અને બીજી જે જે વાતો

નીકળી છે તે ગૌતમ સ્વામીના પ્રશ્નોત્તરરૂપે નીકળી છે પ્રભુ મહાવીરને પોતાના વિચારોનો પ્રચાર કરવાનો મોહ ન હતો એથી મહાવીરને પ્રચારક કહી શકાય નહિ

બુદ્ધ પોતે પ્રચારક હતા તેમણે ચાર તરફ ફરીને ખૂબ પ્રચાર કર્યો છે આજે લોકો બુદ્ધના જીવન સંબંધમા અને સિદ્ધાંતોના સંબંધમા જેટલું જાણે છે તેટલું મહાવીરના સંબંધમા જાણતા નથી. આજે પણ હિંદુસ્તાન બહાર તિબેટ, ચીન જાપાન વગેરે દેશોમા બૌદ્ધ ધર્મ ખૂબ પ્રચાર પામેલ છે બુદ્ધના સાધુઓ ખાદ્યાખાદ્ય, પેયાપેયનો વિચાર ભૂલ્યા છે છતા તેઓ આજે પણ ખૂબ પ્રચાર કરી રહ્યા છે

શ્રી મહાવીરના ધર્મને પાળનારાઓની સંખ્યા બહુજ થોડી છે તેમા પણ આજે મહાવીરના સાધુઓમા પ્રચારક ભાવના બીલકુલ નથી

શ્રી રામના જીવનમા બાહ્ય અલૌકિક ઘટનાઓ બહુજ ઓછી છે રામ નીતિમા, એકપત્નીવ્રતમા અને બંધુપ્રેમ વગેરે સદ્ગુણોમા ખૂબ વખણાયા છે પિતાની આજ્ઞા શિરોધાર્ય માની શાન્તિથી વનવાસ ભોગવ્યો છે રામે રાવણ સિવાય બીજાઓ સાથે યુદ્ધ કરેલ નથી એમના સત્વગુણપ્રધાન વ્યક્તિત્વની છાપ લોકો ઉપર ખૂબ પડેલી છે

શ્રીકૃષ્ણનુ જીવન બાહ્ય અલૌકિક ઘટનાઓથી ભરેલુ છે સામ, દામ દંડ, ભેદમા આ પુરુષ કુશળ હતા. તેમનું જીવન અલૌકિક હતું છતા ખરા તત્ત્વવેત્તા કૃષ્ણના ભક્તોએ કૃષ્ણના સ્વરૂપને ઉત્તમ યોગીનું વિચાર્યું છે

ભારતવર્ષના ચાર મહાપુરુષોના જીવન સંબંધમા એમના જીવન સાથે જોડાયેલી બાહ્ય અલૌકિક ઘટનાઓ ને એક કોર રાખી એમનું આન્તરજીવન કેટલુ પવિત્ર અનિષ્ટ હતુ અને તેઓએ પોતાના જીવનની સાર્થકતા કયા ધ્યેયથી કરી છે લોકકલ્યાણ તેઓએ કેવી રીતે કર્યું છે એઓનો આત્મા કેવો મહાન હતો એજ આપણે વિચારવાનું અને ગ્રહણ કરવાનુ છે, તેમાજ આપણું હિત છે



અહિંસા, સંયમ અને તપરૂપ ધર્મ જ ઉત્કૃષ્ટ મંગળ છે　　—દશવૈકાલિક સૂત્ર.

જ્ઞાનીના જ્ઞાનનો સાર એ જ છે કે તે કોઈની હિંસા કરતો નથી અને અહિંસાનો સિદ્ધાન્ત પણ કોઈની હિંસા ન કરવી એ જ છે　　—સૂયગડાંગ સૂત્ર

આ જગતમાં વૈરથી વૈર કદી શાંત થઈ શકતાં નથી પણ અવૈર દ્વારા જ વૈરની શાન્તિ થાય છે એ જ સનાતન ધર્મ છે
—ધમ્મપદ

સર્વે સમભાવ રાખનારો યોગી પોતાને ભૂતમાત્રમા અને ભૂતમાત્રને પોતામાં જુએ છે　　—શ્રીમદ્ભગવદ્ગીતા.

# નવી સંસ્કૃતિનું ઘડતર

## લેખક: ડૉ. સુમન્ત મહેતા

માણસના શરીરની અંદર અમુક જાતના તાવના અગર ક્ષયરોગના જંતુઓ ઠીક પ્રમાણમાં જામે છે અને અમુક રોગ પેદા કરે છે એ રોગના એક ચિહ્ન તરીકે તાવ આવે છે, પણ એ તાવ—એટલે શરીરની ગરમીનુ વધવુ—એ રોગ નથી રોગ તો મેલેરીઆ અથવા ક્ષય હોય છે તેવી રીતે આજે યુરોપમાં જે મહાભારત લડાઈ ચાલી રહી છે તે એક રોગ નથી એ માત્ર રોગનુ ચિહ્ન છે. ખરો રોગ તો માનસિક છે. યુરોપના માણસોમાં અહંભાવ વધી ગયો છે હું જ સારો, મારા માણસો જ સારાં, મારી જ સંસ્કૃતિ સારી, બીજા બધા જંગલી લોકો છે જર્મનો કહે છે કે અમે જ ખરા સાચા "આર્ય" કોમે બીજી બધી યુરોપિય પ્રજા અસંસ્કારી અને પછાત છે. એશિઆ અને આફ્રિકાની પ્રજા તો ગુલામીને માટે સર્જાએલી છે. આવી પ્રજાઓનો માનસિક તથા સાંસ્કૃતિક વિકાસ અટકી પડ્યો છે એટલે તેમની તો સુધરેલી પ્રજામાં ગણતરી જ કરવાની નથી. અહંભાવમાથી હદપાર સ્વાર્થીપણું પેદા થાય છે, અને તેની સાથે સાથે અદેખાઈ, જુલ્મ, ક્રોધ. લોભ વગેરે દુર્ગુણો ખીલે છે.

યુરોપની આ લડાઈ ૧૯૩૯ માં શરૂ થઈ નથી. કે ૧૯૧૪ માં શરૂ થઈ ન હોતી. એની ઉત્પત્તિનો તો લાંબો ઇતિહાસ છે. વિગ્રહનુ વાતાવરણ પેદા કરવા માટે અનેક વિદ્વાન. ડાહ્યા અને ગાંડા લેખકોએ જબરો પ્રજામત કેળવ્યો છે, પણ તે ઇતિહાસમા ઉતરવાનુ આ લેખમાં બની શકે એમ નથી આજના વિગ્રહને અટકાવી દેવા માટે લડી રહેલી પ્રજાને સમજાવીને બાંધછોડ કરવામાં આવે તો તેનાથી જરાય લાભ થવાનો સભવ નથી તાવ ઉતારવાના ઔષધથી ગરમી ઓછી થઈ જાય પણ તેથી લોહીની અંદર જંતુઓ જે તોફાન મચાવી રહ્યા હોય તે તો કાયમ જ રહે છે અથવા આપણે એક બીજું વૈદકીય દૃષ્ટાંત લઈએ. કોઈ દર્દીનું એક હાડકુ સડ્યુ હોય અને તેના સડાનુ પરુ ચામડી તોડીને બહાર નીકળતું હોય તેવા દર્દીપર એવા ઉપચાર કરીએ કે ચામડીને રૂઝ આવી જાય તો તેમા લાભ થવાને બદલે ગેરલાભ જ થવાનો છે, કારણ કે પરુ નીકળી જવુ જ જોઈએ ખરો સાચો અને એક જ ઇલાજ એ છે કે સડાને મટાડવા માટે અંદર ઔષધિ નાંખવી, અને અંદરનો રોગ મટાડવો

## યુરોપીય સંસ્કૃતિની વિકૃતિ

આ લાંબી પ્રસ્તાવના કરીને હુ મારા વિષયની ચર્ચા પર આવી જાઉ છું યૂરોપમા જે જાતની સસ્કૃતિ ખ્રીસ્તી ધર્મમાંથી જન્મ પામી, તેમાંથી રેફરમેશન નામે જાણીતો સાંસ્કૃતિક પલટો થયો અને બુદ્ધિવિકાસની સાથે સાથે જે નવી આર્થિક વ્યવસ્થા આખા યુરોપમાં જ નહીં પણ અમેરિકામાં, એશિયામાં, આફ્રિકામા તેમજ ઑસ્ટ્રેલિઆમા, અર્થાત આખા મનુષ્ય જગતમાં ફેલાઈ ગઈ છે તેમાં કાંઈ ભારે દોષ, કાંઈ વિચિત્ર વિકૃતિ, કોઈ એવા પ્રકારનું ઝેર છે કે જેને લીધે આખુ જગત ગાંડુ થઇ ગયુ છે આખું જગત મોટી લડાઇને માટે જ બધી શક્તિ ખર્ચે છે, અબજો રૂપીઆના શસ્ત્રઅસ્ત્રો તૈયાર કરે છે, બધી કેળવણી દુશ્મનના સંહારને માટે અપાય છે, રાષ્ટ્રની બધી સાધનસામગ્રી અને શક્તિ પોતાના બચાવ અને પાડોશીના સંહારને માટે જ વપરાય છે આ એક કલ્પી ન શકાય એવુ ભયંકર ગાંડપણ વિરાટ સ્વરૂપની અંદર ફેલાઈ રહ્યું છે

ત્યારે શુ યુરોપ ગાંડુ છે? અને માત્ર એશિયામાં જ ડહાપણ છે? આ પ્રશ્નનો ઉત્તર લંબાણથી આપવો પડે એમ છે. એશિઆમા તો જાપાન છે અને જાપાનને પણ યુરોપનો રોગ લાગુ પડ્યો છે—

અહંભાવ, સ્વાર્થ લોભ, મોહનું ગાંડપણ એશિયામાં ચીન છે આખી પૃથ્વીની વસતિનો પાંચમો ભાગ એશિયામાં લગભગ અડધા રશિઆનું પ્રજાસત્તાક રાજ્ય છે એશિયામાં ચાળીસ કરોડ માણસોની વસતિવાળું ગુલામી ભોગવતું હિંદુસ્તાન છે કોઈ પણ દેશ સૈકાઓ વર્ષોથી ગુલામી ભોગવતો હોય તો જરૂર અનુમાન કરી શકાય કે એ દેશમાં જ્ઞાન નહીં હોય નહીં હોય જ્હાપણ સંપ, સાચો ધર્મ કે સારી સામાજિક અગર આર્થિક સુવ્યવસ્થા એ એશિઆમાં અફઘાનિસ્તાન અને ઇરાન જેવા દેશો છે કે જે યુરોપીયન રાજ્યોની મેહરબાની પર જીવે છે એશિઆખંડની પ્રજાની સ્થિતિ તો આવી નમાલી અને દયાજનક છે

ત્યારે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે શું હવે આ જગતના સર્વ મનુષ્યો હાલના ગાંડપણના તાંડવનૃત્યમાં નાચ્યા કરશે? અને નાચીને નાશ પામશે?

## યુરોપની પૂજા

આ પ્રશ્નનો વિચાર આપણે જુદી રીતે કરીએ યુરોપીય પ્રજાના વિકાસમાંથી મનુષ્યજાતિએ ખાસ મેળવ્યું શું? યુરોપમાં જે વિકાસ થયો તેને લીધે ઉત્તર અને દક્ષિણ અમેરિકા આફ્રિકા, ઑસ્ટ્રેલિઆ, અને લગભગ આખા એશિયાના બધા દેશો યુરોપના કબજામાં અગર તેના પાસમાં આવી ગયા છે, તેથી યુરોપની પૂજા એ જગતની પૂજા થઈ ગઈ છે અને જે યુરોપે મેળવ્યું છે તેનું અનુકરણ બીજા દેશોમાં થઈ રહ્યું છે, પણ પછાત પ્રજાઓએ જોઈએ તેવો લાભ લીધો નથી

( ૧ ) સમાજમાં એવી ગોઠવણી કરાઈ છે કે ૮૯ કરતાં વધારે ટકા જેટલી પ્રજા ભણેલી છે નિરક્ષરતા અને અજ્ઞાન બની શકે તેટલા દૂર કર્યાં છે

( ૨ ) પ્રજા શરીર સશક્ત બનાવી છે કારણ કે તેમને સારા ખોરાક, સારી સ્વચ્છતા રમતગમતો અને વ્યાયામ સારા દવાખાના અને આરામગૃહો મળે એવી વ્યવસ્થા થઈ છે

( ૩ ) જ્ઞાન તથા શોધખોળને લીધે દેશદેશ વચ્ચેના અંતરો નાશ પામ્યા છે આજે કલાકના ૩૦૦ માઈલની ઝડપે એરોપ્લેઈનો સુખેથી મુસાફરી કરે છે

ટેલીફોન અને ટેલીગ્રાફથી આખી દુનિયા સાથે આપણે આરામખુરશીમાં બેઠા બેઠા વાતો કરી શકીએ છીએ અને દશ વર્ષની અંદર જગતમાં બનતા બનાવો આંખે જોઈ શકીશું આખા જગતના સમાચાર રેડીઓથી તમને તુર્ત પહોંચી શકે છે

( ૪ ) આંતરરાષ્ટ્રીય કહો કે સમસ્ત જગતની ( પૃથ્વીની ) કહો, આપણે એવી વ્યવસ્થા કરી શક્યા છીએ કે દક્ષિણ અમેરિકાના જગતના એક ગામડામાંથી લખેલો કાગળ ટુંકામાં ટુંકા સમયની અંદર હિમાલયની ખીણમાં કોઈ પછાત પહાડી પ્રજાની વ્યક્તિને સુરક્ષિત પહોંચી શકે છે

આવી રીતે આપણે અનેક ચીજો મેળવી છે એ બધી બાબતોનું વિસ્તૃત વિવેચન મારા વિષયની ચર્ચા માટે આવશ્યક નથી ઉપરના વર્ણનપરથી જોઈ શકાશે કે પહેલાં જે નહોતું તેવું કાંઈક નવું આપણે મેળવ્યું છે અને કેટલુંક હતું તેને આપણે વધારે વિસ્તૃત કર્યું છે જે જે મેળવ્યું છે જે અનિષ્ટ નથી અને જેના મૂળમાં અનિષ્ટ નથી એવી બાબતો આપણે છોડી દેવા માગતા નથી પણ જે કારણોને લઈને યુરોપમાં અનિષ્ટ પેઠું છે તે દૂર કર્યા વિના મનુષ્યજાતિનો વિકાસ અસંભવિત છે

## આપણી આશા

પહેલો પ્રશ્ન એવો પૂછાશે કે યુરોપીય સરભરામાં જે અનિષ્ટ પેઠું છે, તે દૂર કરવાના પ્રયાસો આજ સુધીમાં શા માટે થયા નથી? અને જો થયા હોય તો તે શા માટે સફળ થયા નથી? યુરોપની અંદર ઉચ્ચ આદર્શોવાળા ઘણાય માણસો છે પણ આજના સ્વાર્થસાધક વાતાવરણમાં તેમની તતૂડી સંભળાતી

નથી આજે તો જે ઇંગ્લંડના સૌથી મોટા ધર્માધ્યક્ષ છે, તે ઇશ્વરને પ્રાર્થના કરે છે કે જર્મનોનુ નિકંદન કાઢી નાંખે, અને હિટલર ઇશ્વરને હુકમ કરે છે કે જર્મન પ્રજાનુ સરક્ષણ કરે, અને અંગ્રેજોનો સંહાર કરે. એકંદરે એવુ જણાય છે કે લોકોને સ્થાપિત ક્રિશ્ચિઅન ધર્મમાં, ( પ્રોટેસ્ટટ કે રોમન કેથોલિકમાં ) નહી જેવી શ્રદ્ધા છે લાખો લોકો ધાર્મિક વિધિઓથી અજાઈ ગયેલા હોય છે તે વાત સાચી, પણ ધર્મની પ્રેરણાથી તેમના જીવન ઉત્તરોત્તર ઉન્નત થાય એ પ્રકારની શ્રદ્ધા રહી નથી આવી વસ્તુસ્થિતિ લગભગ બધા સ્થાપિત ધર્મોની થઈ રહી છે

યુરોપમા યન્ત્રોની શોધ પછી થી અને પછાત પ્રજાઓનુ શોષણ રીતસરનુ શરૂ થયુ ત્યાર પછીથી મુડીવાદે ભયંકર રાક્ષસી સ્વરૂપ ધારણ કર્યું અને તેની સામે સમાજવાદે યોજનાપૂર્વકનો સામનો કર્યો અમુક પ્રસગોની અનુકૂળતાને લીધે એ સામનો રશિયામાં સફળ નીવડ્યો અને ત્યાં જે નવી સમાજરચના થઈ રહી છે, તેમાંથી આપણને ઘણુ શીખવા જેવુ મળે એમ છે રશિઆમાં આજે સ્વર્ગ સ્થપાયુ નથી જે જે પ્રયોગોને સફળતા મળી હોય, તેથી તે હમેશાં સારા જ છે એમ કહેવુ પણ બરોબર નથી.

તે છતા રશિયાના નામમાત્રથી નાક ચઢાવી દેવુ અથવા તેને બદનામ કરવા માટે “ હિંસા”નો આક્ષેપ મૂકવો ( જ્યારે મુડીવાદીઓની રાક્ષસી હિંસા તરફ આંખ આડા કાન કરવા ) એમાં નથી ડહાપણ કે ન્યાયદૃષ્ટિ આખી માણસ જાતના છઠ્ઠા ભાગમાં જે મહાન અખતરો થઈ રહ્યો છે તેનુ ઉદાર મનથી મનન કરવાની જરૂર છે એ અખતરામાં જે અનિષ્ટ છે તે આપણે માટે ત્યાજ્ય હશે. રશિઆને કાશી કે મક્કા માની લીધા વિના ત્યા જે એક સિદ્ધાંતનો અમલ થઈ રહ્યો છે કે પેદાશના બધાં સાધનો કોઈ વ્યક્તિ કે વ્યક્તિઓના હાથમા નહી રહે પણ સમસ્ત દેશનાં રહેશે અને તેથી પેદાશને માટે રાષ્ટ્રીય આર્થિક નિયોજન કરવુ પડશે એ આપણે સ્વીકારવુ પડવાનુ છે. વ્યક્તિઓ કારખાના, ખેતી, રેલ્વેનો ઉપયોગ કરીને ધન મેળવે અને એ ધનના પોતે સમાજ તરફથી ટ્રસ્ટી થાય એ કેવળ હવાઈ કિલ્લા બાંધવા જેવી વાતો છે પણ જો એક દેશમાં આ પ્રકારની યોજના ચાલતી હોય તો દેશદેશની હરફાઈનુ શુ થશે ? અને જો દેશદેશ વચ્ચેની હરીફાઇ જાય નહી તો લડાઈ બધ પડે જ નહી. તેથી જેવી રીતે એક દેશને રાષ્ટ્રીય આર્થિક નિયોજન કરવુ પડવાનુ છે, તેવી રીતે બધાં રાષ્ટ્રો વચ્ચે વેપારને માટે નિયોજન કર્યા વિના છુટકો નથી. આ ટુકા લેખમાં આ ચર્ચાની વધારે વિગતોમાં ઉતરી શકાય નહી.

જો એક મોટા વિશાળ દેશમા વ્યક્તિગત હરીફાઈ નાશ પામે છે, તે દેશમા દરેક વ્યક્તિને તેના કુદરતી વલણને અનુકૂળ કેળવણી આપવાનો પ્રયાસ થાય છે, ત્યાં દરેક વ્યક્તિને કામ મળે છે અગર જીવવાનુ સાધન મળે છે, તો તેવી પરિસ્થિતિ બીજા દેશોમા અશક્ય છે એવુ માનવાને કાંઈ કારણ નથી. આવી પરિસ્થિતિ ઊભી થાય, તો બધા મનુષ્યો એક મોટા કારખાનાના સચાઓના ચક્રો જેવા બની રહેશે એવી દલીલ વખતે કરવામા આવે છે, પણ સગી આંખે જોઈ શકાય એવુ પરિણામ રૂશિયામાં એવુ આવ્યુ છે કે સ્થાનિક સ્વતત્રતા વધતી જાય છે. અમેરિકામા જે લાખો નવા લોકો વસવાટ માટે જાય છે તેમને થોડા વર્ષોમા અમેરિકન બનાવી દેવામાં આવે છે. રશિઆમા જે રાજ્યો જોડાયા છે તે પોતાની ભાષા પહેરવેશ વગેરે છોડતાં નથી, કારણ કે જયા ત્યાં સ્થાનિક સમિતિઓના હાથમા રાજકારભાર છે. એવુ અનુમાન કરી શકાય કે હવે ‘રાષ્ટ્રો’ના દિવસો પૂરા થયા છે. આલ્સાસ અને લોરેઇનના પ્રદેશ માટે ફ્રાન્સ, જર્મનિ તથા બીજા પડોશના દેશોએ લાખો માણસોનાં બલિદાન આપ્યાં છે અને અબજો રૂપીઆનો ધુમાડો કર્યો છે, પણ જો એ પ્રદેશોમાં સ્થાનિક સ્વરાજ્ય હોય તો આ ખોટી હરીફાઈ નો નાશ થાય છે. આ પ્રશ્નનો ઉકેલ સ્હેલો છે એવુ હુ જરાય સુચવતો નથી ગુંચવાયેલાં કોકડાને તો ઘણી વખત કાપી નાંખવાં પડે છે, પણ એ વિષય પડતો મૂકુ છુ.

રશિઆમા પણ જે માનસિક વિમસનો આભાસ થતો નથી, તેવો વિકાસ પામેના ભવિષ્યમા જગતમા થશે એવી હું આશા રાખુ છુ કારણ કે માનસિ વિમસની તાલીમ આપનાની ળા હજી હમણા જ ખીનતી જાય છે નવા માનસશાસ્ત્રની નવી શોધોને આધારે રચેલી, એ નવા પ્રમરની કેળવણી એ મનુષ્યને નવે માર્ગે લઈ જશે શારીરિક સ્વાસ્થ્ય અને માનસિક સ્વસ્થતા બુદ્ધિના વિમસ માથી નીપજતી વિવેકબુદ્ધિ ધીરજ અને ગાભીર્ય એ ભાવિ મનુષ્યના દષ્ટિબિંદુ મ નાવી દેશે અમેરિમની અસ્થિરતા (સતપતાટ) એ એક માનસિક રોગ છે દરેક કામની ઉતાવળ એ એક અનિષ્ઠ લક્ષણ છે 'ઉતાવળા સો બહાવરા, ધીરા સો ગભીર" એ કહેવતમા ઘણ ડહાપણ સમાયેલુ છે સિડની અને બિએટ્રિસ વેબે રશિઆના સમાજવાદી વિકાસ માટે એવી આશા બતાવી છે કે તેમાથી ભવિષ્યની નવી સસ્કૃતિ (સિવિલિઝેશન) થવાની છે રશિઆમા જે પરિવર્તન થઈ રહ્યુ છે તેને હુ અપૂર્ણ ગણુ છુ એ પરિવર્તનની પાછળ જે બળો કામ કરી રહ્યા છે તેમા આત્મમથન અને આત્મનિરીક્ષણને જોઈએ તેવુ સ્થાન મળ્યુ નથી આત્મ ગાન, આત્મપરીક્ષા (Self knowledge) એ આત્મવિકાસના માર્ગમા રહ્યુ છે અને વ્યક્તિ અને સમષ્ટિના સબધ વિશેના યોગ્ય જ્ઞાન વિના સારો આત્મવિકાસ શક્ય નથી આવા જ્ઞાનને લીધે મનુષ્ય તથા જગત વિષે નવુ મૂલ્યાકન શક્ય બને છે, મનુષ્યની અગાધ શક્તિની ખીલવણી થાય છે, મનુષ્યનુ મન ઘણુ વધાર ઉદાર અને વિશાળ બને છે

માત્ર આપણા હિન્દમા નહીં, પણ આખી પૃથ્વીના બધા દેશોમા આજે ભારે પરિવર્તન થઈ રહ્યુ છે, દરેક દેશની સારી કે ખરાબ પ્રવૃત્તિની અસર બીજા દેશોપર થાય છે પૃથ્વી નાનકડી થઈ ગઈ છે મનુષ્ય માત્ર આજના વિગ્રહ અને ત્રાસના વાતાવરણથી કટાળી ગયો છે મનુષ્યને શાતિ જોઈએ છે હાલની ભયંકર અસ્થિરતા અસહ્ય થઈ પડી છે એક તરફ અવિવેકી વૈભવ અને બીજી બાજુએ કગાનિયત એ પણ અસહ્ય છે એક તરફ કરોડો માણસોને પૂરતું ખાવાનુ ન મળે અને બીજી બાજુએ ઘઉ, ખેરી અને કપાસને બાળી મૂકવામા આવે એ અર્થશાસ્ત્ર રાક્ષસી ગણવુ પડે છ લાખો માણસોને ખોરાક, કપડા અને બીજી જરૂરિયાતોની માગ છે અને તેની સાથેસાથે લાખો માણસો બેકાર નિરુદ્યમી થઈ ગયા છે આ બધુ બદલવાનું છે

## મહાવીર જૈન વિદ્યાલય

આપણી નજરની સામે મોટા મોટા પરિવર્તનો થઈ રહ્યા છે એ પરિવર્તનોને દોરવણી આપવા માટે યોગ્ય જ્ઞાનવાળા ચારિત્ર્યવાન સ્ત્રીપુરુષોની જરૂરિયાત છે મહાવીર જૈન વિદ્યાલયમા જે તાલીમ મળે છે અગર મળશે તેને લીધે આવા ચારિત્ર્યવાન આગેવાનો પાકશે? મહાવીરસ્વામીએ જે ઉદાર તથા ઉન્નત ધર્મનો ઉપદેશ કર્યો હતો તેમા આજે જે જૈન ધર્મ મોટે ભાગે પળાય છે તેમા હુ તો આકાશપાતાળ જેટલો ફરક જોઉ છુ પણ આ ચર્ચા આજે કરતો નથી મનુષ્યનુ ભવિષ્ય ઘડાઈ રહ્યુ છે એ ઘડતરમાં આપણે થોડો ઘણો ભાગ ભજવવાનો છે એટલુ લક્ષમા રાખીને આપણુ કર્તવ્ય કરતા રહીએ તો શુભ પરિણામ આવશે



યુવકોએ પોતાના જીવનમાથી યુદ્ધનો અસ્ત થવા ન દેવો જોઈએ. જે ઝૂઝી જાણે તે જ આય તે જ યુવક યુદ્ધ હૃદયમા પણ ચાલે અને બાહ્ય જ તમા પણ ચાલે બને ઠેકાણે હીનતા સામે લડી આર્યના પ્રસ્થાપિત કરવી ઘટે છે

—કાકા કાલેલકર

શરીરકેળવણી તો હોસ્ટેલમાં નામની પણ મળી શકતી નથી. કામકાજ કરવા માટે તો નોકર જ રાખવો જોઈએ, પોતાની ઓરડી, કે પોતાનું બિછાનુ પણ પોતાથી સાફ ન કરાય, તો કપડાંની તો વાત જ ક્યાં કરવી? હાથે કામ કરવાથી નાનમ લાગે છે અને તેને માટે બદલાનું વખતનુ બહાનું અપાય છે. આ બદી પણ એટલી બધી વધી ગઈ છે કે આપણો જુવાનવર્ગ તદ્દન છવા પરોપકારી જ બની રહે છે. શરીરને વ્યાયામ માટે રીતસર કસરત કે અખાડો, નમસ્કાર, દંડબેઠક કે આસનની તો વાત જ હોસ્ટેલોમાં કરી શકાતી નથી. ટેનીસકોર્ટ હોય તો ટેનીસની રમત કે બૅડમિંટનની રમત એટલામાં જ શારીરિક વ્યાયામ સમાપ્ત થઈ જાય છે.

આવા આવા આપણા હોસ્ટેલજીવનને બીજી સંસ્થાઓ સુધારી શકે કે નહિ, પણ ધર્મમાન્યના પ્રમાણે ચલાવાતી હોસ્ટેલો તો અવશ્ય થોડો સુધારો કરી શકે. હોસ્ટેલમાં ગૃહપતિ ખૂબ અનુભવી, હોશિયાર અને કુશળ કાર્યકર્તા હોવો જોઈએ. લાયક જુવાનને ઘટતા પગારથી રાખી, સારા વધારાની ખાતરી આપવામાં આવે, તો હાલના જુવાનોમાંથી કોઈ કોઈ આદર્શ ગૃહપતિ અવશ્ય થઈ જાય.

હોસ્ટેલમાં ધર્મની કર્મક્રિયા કાંઈ કરાવાય કે નહિ એ જોવું જરૂરનુ નથી, પરન્તુ ધાર્મિક વાતાવરણ ફેલાયેલું જ રહે, દરેક વિદ્યાર્થી શુદ્ધ, પવિત્ર, ઉચ્ચાશયી અને સંસ્કારી જીવન ગાળતો થાય એ તો અવશ્ય જોવુ જોઈએ

બીજુ.—હોસ્ટેલજીવનથી વિદ્યાર્થીઓના શરીરમાં ખૂબ સારો ફેર પડવો જોઈએ. જુવાની એ શરીરવૃદ્ધિનો સમય છે. સાધારણ શરીરવૃદ્ધિથી સંતોષ ન માનવો, વિદ્યાર્થીઓ સશક્ત, મજબૂત-સ્નાયુઓવાળા, ખૂબ કામ કરી શકે તેવા, પ્રચંડ અને પ્રતાપી શરીરવાળા થાય એ ખ્યાલ દરેક હોસ્ટેલમાં રહેવો જ જોઈએ.

ત્રીજુઃ—જે કામ માટે વિદ્યાર્થીઓ હોસ્ટેલમાં આવે છે, એ કામ–ભણવાનુ કામ–સરસમા સરસ રીતે થવુ જોઈએ. પોતપોતાની સમગ્ર શક્તિ ખૂબ કસાય એવી ટેવ દરેક વિદ્યાર્થીને પડવી જ જોઈએ. અભ્યાસમાં શિથિલતા કે બેદરકારી રાખનાર વિદ્યાર્થી ગૃહપતિને કલંકરૂપ છે.

ચોથુઃ—વિદ્યાર્થીઅવસ્થા એ બ્રહ્મચર્યપાલનની અવસ્થા છે. સાદુ જીવન, સાદો ખોરાક, મોજશોખની વૃત્તિઓ પર પવિત્ર સંયમ, અને ગુણાનુરાગી સ્વભાવ એ જુવાનીમાં–વિદ્યાર્થી અવસ્થામાં કેળવવા અને મેળવવાનો આગ્રહ રખાવો જોઈએ. ભોગવિલાસ માટે તો આખી જીંદગી છે. વિદ્યાર્થીજીવન સરસ રીતે ગળાયુ હશે તો ગૃહસ્થાશ્રમ ખૂબ ભોગવિલાસ અને આનંદપૂર્વક ગાળી શકાશે. વિદ્યાર્થી જીવનમાં તો સંયમ અને સાદાઈ ખૂબ શીખવા, પાળવાં જોઈએ

પાંચમુઃ—હોસ્ટેલમાં હમેશાં થોડું કામ, અગર તો અમુક દિવસે બધુ કામ વિદ્યાર્થીઓ જાતે જ કરે તેવી ટેવ પડાવવી જોઇએ વાળવા ઝાડવા, વાસણ માંજવા, કપડાં ધોવા, ફરનીચર સાફ કરવાથી માંડીને સઘળુ જ કામ દરેક વિદ્યાર્થીને સારી રીતે આવડવુ જોઇએ અને દરેક વિદ્યાર્થીએ કરવું જોઇએ. રસોઈ પણ દરેક વિદ્યાર્થીને પોતે ભુખ્યો ન રહે તેટલી તો આવડવી જ જોઇએ આવો આગ્રહ થોડા સમય પહેલાં રાખવામાં આવતો હતો તે વખતે તો તેને જૂનવાણી દુરાગ્રહ મનાતો હતો. પરંતુ હવે સ્કાઉટ તરીકે કૅમ્પમાં બધાએ બધુજ શીખવુ જ જોઇએ એવો હુકમ જાણ્યો એટલે સમજી શકાશે કે આગળના વખતમાં બ્રહ્મચારીને શીખવાના કામો અને પાળવાના નિયમો એ અવિચારી જૂનવાણી દુરાગ્રહ નહોતો પણ દરેક વિદ્યાર્થીના જીવનને ઘડવામાં જરૂર પડતી બાબતો સમજવાની દીર્ઘ અને તીક્ષ્ણ દૃષ્ટિ હતી.

આપણે આશા રાખીશુ કે હવેનુ હોસ્ટેલ જીવન તપોવનમા રહેનારા ઋષિકુમારો જેવુ ભલે ન થાય પણ ધર્મજ્ઞ, કદાવર શરીરસંપત્તિવાળુ, ઊંચી બુદ્ધિશક્તિવાળુ સાદાઈ અને સંયમવાળુ તથા પોતપોતાનુ બધુ કામ પોતે જાતે કરી શકે તેટલી શક્તિ ધરાવનારુ તો થશે જ—થવુ જોઈએ જ શ્રી મહાવીર જૈન વિદ્યાલય આ જાતની પ્રવૃત્તિમા નમુનારૂપ પરિણામ લાવવામા ખૂબ સફળ બનો એજ પ્રાર્થના



શુ આશ્રમો શુ ઇટન કે હેરો અને શુ આપણા છાત્રાલયો એ બધાંયની પાછળ આદર્શ તરીકે તો આપણુ શુદ્ધ ને સંસ્કારી ગૃહજીવન ઊભુ છે અને સંસ્કારી શુદ્ધ ગૃહ એ દુનિયાની મોટામાં મોટી કેળવણીની સંસ્થા છે આપણાં આશ્રમ જીવન અને ઇટન હેરોમા આજે પણ જે કાંઈ આપણને મુગ્ધ કરે છે તે આવા શુદ્ધ સંસ્કારી ગૃહજીવનના અંશો છે શુદ્ધ સ્વતંત્ર વાતાવરણ, પરસ્પરનો વણમાગ્યો સહકાર બીજાને માટે પોતાની સગવડનો ત્યાગ સાદાઈ અને જાતમહેનત પ્રેમ પર બંધાયેલ એકતાનતા આ બધા ત્યાં મોજુદ હોય ત્યાં સાચુ ગૃહજીવન છે—અને આ બધાં મોજુદ હોય ત્યાં સાચુ છાત્રાલય છે પ્રાચીન કાળના આશ્રમોનું જીવન આજે એની એ ઢબે ઊભુ કરવુ એ નકામુ છે આપણે તો એ આશ્રમજીવનની ભાવનાઓને ચિરંજીવ રાખવી અને તેમને આજનો લેબાસ પહેરાવવો પડે તો પહેરાવવો આજની સંસ્થા આજની ભૂમિમાં ઊગે છે આજના ખાતરપાણી પર પોષાય છે, આજની હવા તેને મળે છે એટલે તેને ખરેખર આજની જ બનાવવી જોઈએ નહિતર એ ઊગશે જ નહિ અને ઊગશે તો જૂના જમાનાના અવશેષ તરીકે સંગ્રહસ્થાનમાં રાખવા જેવી થશે. એ જ પ્રમાણે ઇટન કે હેરોનુ સમજવુ. જેઓ પરદેશની કેળવણીની સંસ્થાઓથી પરિચિત છે, તેઓ તો જાણે છે કે ઇટન હેરો જેવી સંસ્થાઓ પણ એ દેશોમાં આજે અપવાદરૂપ [illegible] છે છતાંયે આ બધી સંસ્થાઓની ભાવનાઓ આપણને જરૂર કામ લાગે પ્રાચીન કાળના ગુરુઓનો વિદ્યાવ્યાસંગ, તેમના જીવનની સાદાઈ, ગુરુશિષ્યનો આધ્યાત્મિક સંબંધ શિષ્યોની વિદ્યાપરાયણતા તેમનો શુશ્રૂષાભાવ, આ બધુ કોઈ પણ ઘર જેવી સંસ્થામાં આવવુ જોઈએ એ જ પ્રમાણે ઇટન કે હેરોનુ સ્વતંત્ર વાતાવરણ, વિદ્યાર્થી વિદ્યાર્થીની મૈત્રીઓ એનુ કઠણ જીવન ત્યાં કેળવાતો સ્વાશ્રય, ત્યાંના વિદ્યાર્થીઓની છુટથી રમાતી રમતો અને એ રીતે વધારે ઇટન કે હેરોનું નામ ત્યાંના વિદ્યાર્થીને જીવનમાં જે [illegible] આપે છે તે [illegible], આ બધાં પણ આપણને જરૂર ખેંચે. —નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ

# મનુષ્યજિંદગીનું સાધ્ય શું છે ?

લેખક· કુંવરજી આણંદજી

ચાર ગતિ પૈકી મનુષ્ય ગતિ ઉત્તમ ગણાય છે તેનુ કારણ શુ? અને તે ઉત્તમતા સાધ્ય કરવા માટે શુ કરવુ જોઈએ? આ બે વિચાર આ લેખમાં ટુકામાં બતાવ્યા છે.

દેવ, મનુષ્ય, નરક ને તિર્યંચ એ ચાર ગતિ પૈકી નરક ગતિ તો દુ:ખમય છે, દેવગતિ સુખના અતિરેકવાળી છે તિર્યંચ ગતિ, પ્રાયઃ અજ્ઞાનથી ભરેલી છે, જ્યારે આત્મોન્નતિ માટે મનુષ્યગતિમાંજ પ્રયાસ થઈ શકે તેમ છે, તેથી તેની ઉત્તમતા ગણાય છે. સાધ્ય સિદ્ધ કરવાનો ઉપાય જ્ઞાન, દર્શન ને ચારિત્રની આરાધના કરવી તે છે જ્ઞાનની આરાધનાનો મુખ્ય પ્રકાર જ્ઞાનાભ્યાસ કરવો તે છે. જ્ઞાનાભ્યાસના અનેક પ્રકાર છે વ્યાવહારિક, નૈતિક, ધાર્મિક વિગેરે વ્યાવહારિક અભ્યાસ તો મનુષ્ય માત્ર આજીવિકાની પ્રાપ્તિ માટે કરે છે તેને માટે ખાસ પ્રેરણા કરવી પડતી નથી. નૈતિક અભ્યાસ સદાચાર-પરાયણ મનુષ્ય જરૂર કરે છે સદ્ગુણના અનેક પ્રકાર છે, તે મેળવવા માટેનો અભ્યાસ પણ અનેક પ્રકારનો હોય છે. શુદ્ધ નીતિ અથવા શુદ્ધ વ્યવહાર તે ધર્મરૂપી મહેલમાં આરોહણ કરવાનું પ્રથમ સોપાન છે તેના વિના એ પ્રાસાદ પર ચઢી શકાતુ નથી, પરતુ તેથી આગળ ચડવા માટે ધાર્મિક અભ્યાસની ખાસ આવશ્યકતા છે હાલમાં અપાતી ધાર્મિક કેળવણી તે તેનુ પ્રથમ સોપાન છે. તેની આવશ્યકતા છે, પરંતુ તેના અનેક પ્રકાર છે. હાલમાં અપાતી નવકાર મહામત્રથી શરૂ થતી ધાર્મિક કેળવણીની જરૂર છે, પરતુ તેની શુદ્ધતા ને અર્થવિચારણાની ઉપેક્ષા કરવા યોગ્ય નથી. તેની અર્થવિચારણામા શુદ્ધ વ્યવહાર થવા યોગ્ય અનેક બાબતો શ્રાવકના વદિતા સૂત્ર વગેરેમાં આવે છે આત્માને ઉચ્ચ સ્થિતિમાં લાવવાના તેમાં બીજો રહેલા છે તે અભ્યાસ માગધી ભાષામાં કરવાનો છે તેમાં પણ બહુ રહસ્ય સમાયેલુ છે. એવી એક ભાષા કે જેનો અભ્યાસ કરવાથી અનેક ભાષાના બોલનારા શ્રાવક ભાઇઓ એક સાથે બેસીને ધર્મક્રિયા કરી શકે તેવી ભાષા માગધીજ છે તેનો અભ્યાસ કઠણ નથી તે રસ્તે ચાલ્યા સિવાય તે રસ્તાને વિકટ કહેવો તે એક પ્રકારની અજ્ઞાનતા છે. જો દરેક દેશના માણસો પોતપોતાની ભાષામાં પ્રતિક્રમણાદિ ક્રિયા કરવા માંડે તો પછી તીર્થસ્થળે કે અન્યત્ર જ્યાં ઘણા દેશના જૈનબધુઓ એકઠા મળે છે ત્યાં સૌ સાથે બેસીને ધર્મક્રિયા કરી શકે નહી. અલબત તેનુ ભાષાંતર-અનુવાદ પોતપોતાની ભાષામાં કરાવી શકાય છે અને તેવી જરૂર પડી છે

જૈન શાસ્ત્રોમાં ચાર અનુયોગ બતાવેલા છે ૧ દ્રવ્યાનુયોગ, ૨. ગણિતાનુયોગ, ૩. ચરણકરણાનુયોગ ને ૪. ધર્મકથાનુયોગ એ ચારમાં મુખ્યતા દ્રવ્યાનુયોગની છે એની અદર ષડ્દ્રવ્ય અને નવતત્વ વિગેરેનુ અપૂર્વ જ્ઞાન સમાયેલું છે ધર્મકથાનુયોગ તો પ્રાય· બાળ તેમજ અલ્પજ્ઞ જીવો માટે છે, જો કે તે પણ બહુ જ ઉપકારક છે અને વ્યાખ્યાનાદિ પ્રસગે તેની પણ ખાસ જરૂર છે, પરતુ જૈનશાસ્ત્રની જે મહત્તા છે તે દ્રવ્યાનુયોગમા છે. તેમાં બતાવેલુ જીવોનુ સ્વરૂપ અને કર્મોનુ સ્વરૂપ કોઈ પણ દર્શનનાં શાસ્ત્રોમાં બતાવેલુ નથી. એનો અભ્યાસ કરવાથી ચોકસ સમજી શકાય તેમ છે કે આ હકીકત અતીંદ્રિય હોવાથી સર્વજ્ઞ સિવાય તે કહી શકાય તેમ નથી. આ વિષયમા અભિપ્રાય તેના અભ્યાસી જ આપી શકે તેમ છે બીજાનો ઉપલકિયો અભિપ્રાય તેમાં કામ આપે તેમ નથી.

છયે દ્રવ્યોનુ બારીક સ્વરૂપ, જીવના ભેદ, તેનાં સ્થાન, તેનુ આયુષ્ય, તેનાં સસ્થાન, સઘયણાદિ અન્યશાસ્ત્રોમાં લભ્ય થઈ શકે તેમ નથી. આઠ કર્મ, તેની ઉત્તર પ્રકૃતિઓ, જીવના ચૌદ ગુણઠાણાં,

દરેક ગુણઠાણે કર્મનો બધ, ઉદય, ઉદીરણા ને સત્તા આ બધુ એટલા વિસ્તારથી બતાવવામા આવ્યુ છે કે તેમા સ્થૂળ બુદ્ધિ કામ કરી શકે તેમ નથી આ જગત બધુ કર્મનુ જ ચિત્ર છે તેમા દરકાર કર્મજન્ય થાય છે, છતા જૈન શાસ્ત્રકાર ઉદ્યમને જ પ્રધાન માને છે ઉદ્યમવાદી જ તીવ્ર પ્રયત્ન કરી કર્મો ખપાવીને મોક્ષે જઈ શકે છે કર્મવાદી જઈ શકતો નથી આ વાત પણ બહુ સમજવા જેવી છે પ્રાય જીવ કર્મ ભોગવે છે, તે કરતા ઘણા વધારે બાધે છે તે બધા જો ભોગવવા જ પડે તો કોઈ જીવ મોક્ષે જઈ શકે જ નહીં પરંતુ શ્રેષ્ઠ અધ્યવસાય વડે જીવ પુષ્કળ કર્મનો નાશ કરે છે, તેથી જ આત્મા મોક્ષે જઈ શકે છે આ બાબત ખાસ ધ્યાનમા રાખવાની છે

જૈન શાસ્ત્રની મહત્તા માટે જેટલુ લખાય તેટલુ થોડુ છે તેણે વ્યવહાર પણ ઊચા પ્રકારનો બતાવ્યો છે નીતિનુ ધોરણ પણ તેનુ ઊચુ છે તે પ્રમાણે વર્તનાર ભવ્ય જીવો શુદ્ધ વ્યવહાર વડે આત્માની નિર્મળતા કરી આગળ વધે છે જૈન શાસ્ત્રકાર વ્યવહારની ઉપેક્ષા કરી જ નથી, તેનો પણ જરૂરનો માનેલ છે પરતુ તેમા અટવાઈ જવાનુ નથી તેને છેવટનો માનવાનો નથી તેનાથી આગળ જવાનુ છે તેથી દરેક ગુણમાં આગળ વધતા જઈએ તો અતે પ્રાપ્ત કરવાની સ્થિતિએ પહોચી શકાય છે તેથી પ્રથમ શુદ્ધ વ્યવહારી બનો સાચા શ્રાવક થાઓ, પછી આગળ વધો કે જેથી નિર્વાણના ભાજન બની શકો

આ જગ્યાએ એક વાત ખાસ ધ્યાનમા રાખવી કે માત્ર જ્ઞાનાભ્યાસથી કાર્યસિદ્ધિ નહીં થાય પરંતુ તેમા બતાવ્યા પ્રમાણેના અહિંસા સત્ય અસ્તેય, બ્રહ્મચર્ય અને સતોષ વિગેરે ગુણો મેળવવાની તેટલીજ જરૂર છે આનુ નામ ક્રિયા પણ કહેવાય છે આ શુષ્ક ક્રિયા નથી જ્ઞાનયુક્ત હોવાથી રસવાળી છે ઉત્તમ બોધ ને સદાચાર અર્થાત્ જ્ઞાન ને ક્રિયા એ બે વડે જ સાધ્યની સિદ્ધિ થવાની છે માટે જો મનુષ્ય જિંદગીને સફળ કરવાની જિજ્ઞાસા જાગૃત થઈ હોય તો પ્રથમ સત્સગ મેળવો અને તેની સાથે ઉપર કહ્યા પ્રમાણે જ્ઞાનાભ્યાસ કરી સદાચારપરાયણ બનો, વ્રતનિયમ ગ્રહણ કરો, તપ, જપ, વગેરે કરો દેવ ગુરુને ઓળખી તેની યથાયોગ્ય ભક્તિમા તત્પર બનો તો જ તમારી મનુષ્યજિંદગી સફળ થશે અને તમે તમારા આદર્શ જીવન વડે બીજા અનેક મનુષ્યોને સન્માર્ગે ગમન કરવાના કારણભૂત બનશો આવી મનુષ્યજિંદગી પૂર્વ અનેક વખત મળ્યા છતા શુદ્ધ ધર્મના આરાધન વિના નિરર્થક ગઈ છે તેવુ આ વખત ન બને એ વાત ખાસ લક્ષમા રાખશો



પ્રાણીમાત્રને આ લોકમા ( ૧ ) મનુષ્યત્વ, ( ૨ ) ધર્મશ્રવણ ( ૩ ) ધર્મ ઉપર વિશ્વાસ અને ( ૪ ) સયમમા પુરુષાર્થ એ ચાર ઉત્તમ અંગો અતિ દુર્લભ છે

મનુષ્યપણુ પામેલો જે જીવ ધર્મને સાભળીને તેના ઉપર શ્રદ્ધા રાખે છે તેમજ તે પ્રમાણે પુરુષાર્થ કરીને તપ તથા સયમને સેવે છે, તે કર્મરજને તદ્દન ખખેરી નાખે છે એટલે કે મોક્ષ મેળવે છે　　　—ઉત્તરાધ્યયન સૂત્ર—

# શ્રી મહાવીર જૈન વિદ્યાલયનાં સાધ્ય, સાધન અને સાધક સંબંધી વિચારણા

લેખક સુરચદ્ર પુરુષોત્તમદાસ બદામી, બી. એ., એલએલ. બી.
રિટાયર્ડ સ્મોલકૉઝીઝ કોર્ટ જજજ.

૧ કોઈપણ પ્રયત્ન સફળતાપૂર્વક અને લાભકારક રીતે સાધી શકાય તેટલા માટે ત્રણ વસ્તુઓ પર ખાસ લક્ષ્ય રાખવાની જરૂર છે એ ત્રણ પૈકી એક પણ વસ્તુ યથાર્થ ન હોય તો તે કાર્ય લાભકારક નીવડતુ નથી અને સફળ પણ થતુ નથી. એ ત્રણ વસ્તુઓ '—(૧) સાધ્ય, (૨) સાધન અને (૩) સાધક છે.

આપણા શ્રી મહાવીર જૈન વિદ્યાલય રૂપ પ્રયત્નને માટે પણ આ ત્રણે વસ્તુઓ, કાર્યની શરૂઆત કરતાં પહેલાં, નિશ્ચિત કરવામાં આવેલી છે. આ પ્રસગે આ ત્રણે વસ્તુઓના સબધમાં આપણે કાઈક વિચારણા કરીએ તો તે યોગ્ય જ લેખાશે. આપણી સફળતા કેટલે દરજ્જે થઈ છે અને આપણે શો લાભ પ્રાપ્ત કર્યો છે, આપણી ક્ષતિઓ અને ઉણપો કયાં કયાં અને કઈ કઈ છે, અને જો હોય તો તે દૂર કરવા માટે આપણે શુ કરવુ જોઈએ એ વિગેરે નક્કી કરવાના માર્ગ તરફ આપણે આ વિચારણાથી વિચરી શકીએ વિદ્યાલય જેવી સસ્થાની આવશ્યકતા માટે હાલની પરિસ્થિતિમાં બે મત હોઈ શકે નહિ. પરતુ સમાજને એકદર જોતાં આપણે આ સસ્થાદ્વારા મેળવી શકતા બધા લાભો મેળવી શકયા છીએ કે કેમ અને ન મેળવી શકયા હોઈએ તો તેને માટે આપણી પ્રવૃત્તિઓમાં શા શા સુધારા વધારા કરવાની જરૂર છે તે બાબત આપણે વિચાર કરી શકીએ આવાં આવાં અનેક કારણોને લઈને હું આ વિષય પર મારા અલ્પ અનુભવ અને અલ્પ બુદ્ધિ અનુસાર કેટલાક વિચારો દર્શાવુ તો હુ ધારૂ છુ કે તે સાર્થક લેખાશે

૨. વિદ્યાલયનુ સાધ્ય તેના બધારણ અને ધારા ધોરણોમાં સ્પષ્ટ બતાવવામાં આવ્યુ છે. "**જૈન કોમ અને ધર્મની ઉન્નતિ કરવા માટે** કેળવણીને લગતી અગત્યની સસ્થાઓ ફડના પ્રમાણમા ખોલવી, કેળવણીના વિશેષ પ્રચાર માટે યોજનાઓ કરવી અને તેને અમલમાં મૂકવાના પ્રયત્નો કરવા" આ પ્રમાણેનો ઉદ્દેશ રાખેલો હોવાથી એ તો ચોખ્ખુ છે કે વિદ્યાલયનુ સાધ્ય **જૈન કોમ અને જૈન ધર્મની ઉન્નતિ કરવાનુ છે**, અને એ સાધ્ય પાર પાડવા માટે કેળવણીના ક્ષેત્રમા પ્રયત્નો કરવાની આવશ્યકતા સ્વીકારવામાં આવેલી છે જૈન કોમ અને ધર્મની ઉન્નતિ કોને કહેવી એ બાબતમા વિશેષ વિચાર કરવાનુ હોય જ નહિ આ વિદ્યાલયમાં અભ્યાસ કરનાર દરેક વિદ્યાર્થીને વિદ્યાલયમાં દાખલ થતા પહેલાં પ્રતિજ્ઞાપૂર્વક લેખી જાહેર કરવુ પડે છે કે તે પોતે શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન છે, અને લોન કે હાફ-પેઈંગ વિદ્યાર્થીઓના પિતા અથવા વાલીએ પણ પ્રતિજ્ઞાપૂર્વક લેખી જણાવવુ પડે છે કે તે પોતે અને તેનો પુત્ર મૂર્તિપૂજક શ્વેતાબર જૈન છે.

વિદ્યાર્થીગૃહમાં રહેતા વિદ્યાર્થીઓના વર્તન વગેરે માટે જે નિયમાવલી કરવામા આવેલી છે, તેમાં નિયમિત રીતે ધાર્મિક અભ્યાસવર્ગમાં હાજર રહેવા માટે, ધાર્મિક પરીક્ષાઓ આપવા માટે, દરરોજ દહેરાસરજીમા પૂજા કરવા માટે, રજાના દિવસોમા ઠરાવ્યા પ્રમાણે ધાર્મિક ક્રિયાઓ કરવા બાબત, અભક્ષ્ય ખાનપાન નહિ કરવા, અને વિશેષે કરીને રાત્રિભોજન ન કરવા વિગેરે બાબતોના નિયમો કરવામા આવેલા છે. આ વિગેરે હકીકતથી આપણને ખુલ્લી રીતે સમજાય તેમ છે કે આપણુ મુખ્ય સાધ્ય બે પ્રકારનું છે, અને તેમાં પ્રથમ દરજ્જાનુ સાધ્ય તો આપણી કોમના વિદ્યાર્થીઓ આપણા મહાન ધર્મનુ

રહસ્ય સમજતા થાય, ઉત્તમ પ્રકારે આપણી ધાર્મિક ક્રિયાઓ અને આચારો અમલમા રસપૂર્વક મૂકે, તેમજ એ બાબતોના પોતાના જ્ઞાનના અને આચરણના અંગત અનુભવથી બીજાઓને પણ રસ લેતા કરે. પણ એ સાધ્ય પાર પડે તેટલા માટે તેઓની આર્થિક સ્થિતિ પણ સારી હોવી જોઈએ તે ન હોય તો તેઓ એ સાધ્ય સંતોષકારક રીતે સાધી શકે નહિ અને બીજાઓ ઉપર સારી છાપ પણ પાડી શકે નહિ તેટલા માટે બીજા દરજ્જાના સાધ્ય તરીકે વ્યાવહારિક કેળવણી આપવાની આવશ્યકતા માનવામા આવેલી છે અને વિદ્યાર્થીઓને સારી ઉચ્ચ પ્રકારની કેળવણી મળે તેવા પ્રબંધો રચવાની જરૂરિયાત સ્વીકારાયેલી છે ખાસ લક્ષ્યમા રાખવાની જરૂર છે કે જૈન કોમ અને જૈન ધર્મની ઉન્નતિ થઈ શકે તે ઉદ્દેશથી કેળવણી આપવાનો ઉદ્દેશ મૂળથી રાખવામા આવ્યો છે આ ઉદ્દેશ ખરેખર બહુ દીર્ઘ દૃષ્ટિથી રાખ્યો છે અને તે પ્રશંસનીય તેમજ અનુમોદનીય છે સાધ્ય વિષે આટલુ વિવેચન કરી એ સાધવા માટેના સાધન અને તે સાધનોનો લાભ લેનારા સાધકો વિષે આપણે થોડો વિચાર કરીશુ

૩ આપણા વિદ્યાલય માટે જે સાધ્ય નિશ્ચિત કરવામા આવ્યુ છે તે પ્રાપ્ત કરવા માટે જુદી જુદી પરિસ્થિતિઓ અને સંજોગોને ધ્યાનમા રાખીએ તો વિદ્યાલયના ઉત્પાદકો અને સંચાલકોએ પોતાનું બનતુ કર્યું છે એમ તો આપણે કબૂલ કરવુ જોઈએ, અને તેઓને તે માટે ધન્યવાદ આપવો જોઈએ વ્યાવહારિક કેળવણી માટે જે સાધનો કરી આપવામા આવેલા છે તે કેટલેક અંશે સંતોષકારક ગણાય, જો કે તેમા પણ ફંડની છૂટ હોય તો ઘણો વધારો કરવાની જરૂર છે જ મોટા મોટા શહેરોમા પ્રાથમિક, મિડલ અને હાઈસ્કુલોની કેળવણી, ધધારોજગારની કેળવણી તેમજ હાલના સમયને ઉચિત અને જરૂરી અનેક પ્રકારની ટેકનીકલ અને બીજી કેળવણી આપવાના પ્રબંધો રચાય, ધાર્મિક સાહિત્યના પ્રકાશનો થાય, ધાર્મિક ચર્ચાઓ કરનારી સંસ્થાઓ ખોલાય જૈનત્વનું વાતાવરણ ફેલાય તેવા અનેક કાર્યો આરંભાય અને એકંદરે જૈનોની આધ્યાત્મિક તેમજ વ્યાવહારિક સ્થિતિ ઉચ્ચ પ્રકારની થાય અને જૈન ધર્મનો પ્રભાવ સર્વ વિશ્વમા ખીલતો રહે તેવા અનેક ઉપાયો યોજાય જુદા જુદા સ્થળોએ બોર્ડીંગ હાઉસોની વ્યવસ્થા પણ થઈ શકે કે જ્યાં રહીને આપણા ધાર્મિક આચારવિચારનુ જ્ઞાન આપણા બાળકો સરળતાથી મેળવી શકે પણ આ બધામા પૈસાની રેલછેલ જોઈએ, અને તેની સાથે પૂરતી દેખરેખ રાખનારા અને પોતાના વર્તનથી અને જ્ઞાનથી ઉત્તમ સંસ્કારો પાડી શકે તેવા સંચાલકો, કાર્યવાહકો અને શિક્ષકો પણ જોઈએ એ જો બની શકે તો વિદ્યાલય કેન્દ્રસ્થાનમા રહી તેની અનેક શાખાઓ મારફત આપણું સાધ્ય સાધવામાં ઉત્તમ સંસ્થા બની રહે એ બાબત ધ્યાન આપણે ભવિષ્યને માટે રાખીએ હાલમા જે પરિસ્થિતિમા આપણે છીએ તેના ઉપર લક્ષ્ય રાખીને ધ્યાન તો આપણે આપવુ કાર્ય ધણુ જ સગવડભરેલુ છે તેમા ઉપર જણાવ્યુ તેમ વ્યાવહારિક કેળવણી માટેના સાધનો તો કેટલેક દરજ્જે સંતોષકારક માની શકાય પણ જે મુખ્ય સાધ્ય સાધવા માટે કેળવણીનું આલંબન લેવામા આવેલુ છે તેને માટેના સાધનોમા અનેક પ્રકારની ન્યૂનતા છે આને માટે વિદ્યાલયના સંચાલકોનો દોષ કે બેદરકારી જણાવવા માગતો નથી. કેટલીક બાબતો તો એવી છે કે જે તેઓને અનીચ્છાએ ચલાવી લેવાની ફરજ પડે છે અને આખ આડા કાન કરવા પડે છે વિદ્યાર્થીઓને એટલુ અને એવા પ્રકારનુ ધાર્મિક જ્ઞાન મળે કે જેથી તેઓના ધાર્મિક આચાર અને વિચાર ઉત્તમ પ્રકારના થાય અને વિદ્યાલયમા રહેતા હોય ત્યાર તેમજ વિદ્યાલય માંથી બહાર નીકળ્યા પછી પણ તેઓના વાણી અને વર્તન સુશ્રાવક તરીકેના હોય તેઓમા ધર્મજ્ઞાનના ખરેખરી પરિણમેલા હોય અને જે વ્યાવહારિક લાઈન પોતાના અભ્યાસક્રમ તરીકે તેઓએ સ્વીકારેલી હોય અથવા અભ્યાસને અંતે લીધી હોય તે લાઈનમા ઈતર જનોની સરખામણીમા દીપી નીકળે અને માનભરી સ્થિતિમા આવે એવો જ્યારે આપણો અનુભવ થાય ત્યારે આપણી કોમની અને આપણા

અને સહાયકોને આંતરિક ધન્યવાદ આપે–તેવુ બની શકે તેટલા માટે વિદ્યાર્થીઓની પસંદગી કરવા માટે તેઓની પરીક્ષાનું પરિણામ ધ્યાનમાં લેવામાં આવે છે તેની સાથે તેઓના ધાર્મિક સંસ્કારો અને ધાર્મિક જ્ઞાન ઉપર પણ લક્ષ્ય આપવું ઘટે. અમુક અમુક પ્રકારના સસ્કારો અને જ્ઞાન ઓછામાં ઓછા દરેક વિદ્યાર્થીમાં દાખલ થતી વખતે હોવા જ જોઈએ, અથવા અમુક મુદત માટે તેને હગામી દાખલ કરવામાં આવે અને ખાસ શરત કરવામા આવે કે અમુક અમુક બાબતોનુ જ્ઞાન તેણે વધારેમાં વધારે આટલી મુદત દરમ્યાન મેળવી લેવુ અને જો તે તેમ કરવામાં નિષ્ફળ જાય તો તેને વિદ્યાલયમાં વધુ વખત રાખવામાં નહિ આવે હાલમાં કોન્ફરન્સ તરફથી ધાર્મિક પરીક્ષાઓ લેવામાં આવે છે, અનેક સ્થળોએ માધ્યમિક કેળવણી માટે બોર્ડીંગ હાઉસો છે, અનેક સ્થળોએ ધાર્મિક જ્ઞાન આપવાની પાઠશાળાઓ છે; એટલે અમુક ધાર્મિક જ્ઞાન મેટ્રીકની પરીક્ષા સુધીમાં મેળવવાનું ઘણુ સુલભ છે અને કદાચ અણધાર્યા સંજોગ વશાત્ તે મળી ન શકે તો મેટ્રીકની પરીક્ષા આપ્યા પછી પાસ થઈ ને વિદ્યાલયમાં દાખલ થવા ઇચ્છા રાખનાર વિદ્યાર્થીને માટે એટલુ જ્ઞાન મેળવવુ એ ઇચ્છા હોય તો કોઈ પ્રકારે મુશ્કેલ નથી

૧૦. વિદ્યાર્થી બધુઓને ઉદ્દેશીને આ પણ જણાવવુ ઉચિત અને જરૂરનુ છે કે તેઓએ પોતાનું વર્તન વિદ્યાલયમાં તેમજ વિદ્યાલયની બહાર એવા પ્રકારનુ રાખવુ ઘટે કે જેથી તેઓના સંબધમાં આવનાર આપણી સમાજના ભાઈઓ અને બહેનોના ઉપર એવી છાપ પડે કે વિદ્યાલયમાં રહીને અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ વિવેક અને વિનયવાન્ થાય છે, દેવ તથા ગુરુ તરફ ભક્તિ અને બહુમાન રાખનારા બને છે, અને પોતાના સાધર્મીઓ તરફ પ્રીતિ અને વાત્સલ્ય ધરાવનારા હોય છે. આવા વર્તનથી તેઓ પોતાની જાતને સુધારી શકે એટલુ જ નહિ પણ પોતાના સ્વજન સબંધીઓ અને સમાજના અન્ય જનોના ઉપર વિદ્યાલય સબધમાં ઘણુ સાનુકૂલ વાતાવરણ પેદા કરનારા થાય અને તેથી વિદ્યાલયની દરેક પ્રવૃત્તિ માટે ઘણી સરલતા થઈ જાય. વિદ્યાલય સંબધમાં જાહેર મત સર્વ પ્રકારે અનુકૂલ થાય તો આપણી સમાજમાં અનેક દાનેશ્વરીઓ છે તેઓ પણ–ભાગ્યે જ જે પ્રવૃત્તિઓ ચાલી રહી છે તેને પોપવા માટે, અને જે વિશેષ પ્રવૃત્તિઓ વધારવાની સચાલકો ભાવના સેવી રહ્યા છે તે વધારવા માટે પોતાનો હાથ જરૂર લબાવશે પણ એથી ઉલટુ વિદ્યાલયના વિદ્યાર્થીઓ જો ધાર્મિક જ્ઞાન અને આચારવિચારના સબંધમાં બિલકુલ દેખાવપૂરતી વૃત્તિ રાખે એટલે કે વિદ્યાલયમાં રહેવાનું હોય ત્યાં સુધી વિદ્યાલયના નિયમો પાળવા જોઈએ એમ માની લઈ તેને એક બોજા રૂપ ગણી અણછૂટકે વિદ્યાલયમાં હોય ત્યાં સુધી પાળે કે પાળવાનો કપટી દેખાવ કરે અને વિદ્યાલયની બહાર ગયા, છુટીમાં ઘરે ગયા, અથવા વિદ્યાલય છોડી ગયા એટલે તે પ્રવૃત્તિઓ તરફ બિલકુલ બેદરકારી રાખે અને તેમાંથી છુટા થવા બદલનો શ્વાસ ખેંચે, તો તેઓ પોતાનુ અહિત કરનાર થશે એટલુ જ નહિ પણ વિદ્યાલયનુ અને વિદ્યાલયના મુખ્ય ઉદ્દેશનુ અહિત કરશે અને વિદ્યાલય તરફ જાહેર જૈન સમાજની અરુચિ પેદા કરી જે સસ્થાએ તેમને પોષણ આપ્યુ, તેના ઘાતક નીવડશે આ હકીકત ઉપર વિદ્યાર્થી ભાઈઓએ પૂરેપૂરૂ ધ્યાન આપવાનું છે અલબત વિદ્યાભ્યાસ કર્યા પછી સસાર વ્યવહારના અને જીવન પ્રવૃત્તિના અનેક કાર્યોમાં રોકાણ થવાથી વિદ્યાલયની ધાર્મિક પ્રવૃત્તિઓનો સક્રિય અમલ કરવામાં અનેક પ્રકારની અડચણો આવવાનો સભવ છે, પરતુ તે પ્રવૃત્તિઓ તરફનાં પ્રીતિ અને બહુમાન તો જરા પણ કમી થવા ન જ જોઈએ તે પ્રવૃત્તિઓને અનુકૂલતાએ અમલમાં મુકવાની ભાવના તો કાયમ જ હોવી જોઈએ

૧૧. ઉપર જણાવ્યા પ્રમાણે સાધ્ય, સાધન અને સાધકનો યોગ મળે તો પ્રવૃતિ સતોષકારક કાયમને માટે ચાલ્યા કરે. પરંતુ આપણે જે ખાસ ઉદ્દેશ જૈન કોમ અને ધર્મની ઉન્નતિ કરવાનો છે તેને માટે એક વિશેષ બાબતની આવશ્યકતા રહે છે વિદ્યાલય તરફથી પૂરા પાડવામા આવેલાં સાધનો દ્વારા

સારી વ્યાવહારિક કેળવણી લઈ ઉત્તમ ધાર્મિક સસ્કારો પામી ધર્મની ધગશ અને શ્રદ્ધાવાળા વિદ્યાર્થીઓ નીકળે એ ખરુ પરતુ એ વિદ્યાર્થીઓ અમુક લાઈનમા જોડાય અને પોતાનો સસાર વ્યવહાર ઇજ્જત આબરૂભરેલી રીતે ચલાવે અને આગળ જતા તેમા દીપી નીકળે અને પોતાના સાધર્મી બધુઓને સહાયભૂત થઈ શકે એવી સ્થિતિમા મૂકાય તો તેઓ ખરેખર કોમની અને ધર્મની ઉન્નતિ કરનારા થાય હાલની પરિસ્થિતિમા તો વિદ્યાર્થીઓને અભ્યાસક્રમમા સફળતાપૂર્વક પાસ થયા પછી પણ ઠેકાણે પડવા માટે કેટલીક વખતે ફાંફાં પડે છે કોઇ વિદ્યાર્થીઓ કોઈ નોકરી ધંધામા જોડાય પણ તેમા માડમાડ પોતાના અને પોતાના કુટુબના પોષણનો ખરચ મેળવી શકે તો તેથી બેકારીમાથી તેઓ બચે પણ કોમની અને ધર્મની ઉન્નતિ કરવાનુ ભાગ્ય તેઓને પ્રાપ્ત ન થઈ શકે વિદ્યાલય આ પરિસ્થિતિમાથી વિદ્યાર્થીઓને બચાવવા માટે કોમના વ્યવહારકુશળ અને વિશેષ ભાગ્યવાન ગૃહસ્થોની દિલસોજી અને સહાયની આશા રાખે, અને તે આશા ફળીભૂત થાય અને વિદ્યાર્થીઓ તેવા દિલસોજ ભાગ્યવાન ગૃહસ્થોની સહાયથી આગળ પડે અને દીપી નીકળે તો કોમ અને ધર્મની ઉન્નતિનો ઉદ્દેશ બરાબર પાર પડી શકે જેમ આપણા પોતાના કુટુબમા બાળકોને ભણાવી ગણાવી ઠેકાણે પાડવા અને સારી પાયરી પર ચઢાવવા આપણે આતુર હોઈએ છીએ અને તેને માટે બનતા સર્વ પ્રયત્નો કરવામા કચાશ રાખતા નથી, તેમ આખા જૈન સમાજને એક કુટુબ તરીકે લેખી કોમના કેળવાએલા બાળકોને ઠેકાણે પાડી સારી પાયરીએ ચઢાવવા કોમના ભાગ્યશાળી ગૃહસ્થોએ આતુરતા રાખવી જોઇએ વિદ્યાલયના સચાલકો અને કાર્યવાહકોએ વિદ્યાલયમાથી તૈયાર થયેલા વિદ્યાર્થીઓનુ એક રજીસ્ટર રાખી જે જે કાર્યક્ષેત્રમા જોડાવવાની તેઓની લાયકાત હોય તેની નોધ કરી તે મુજબ તેઓ જોડાય તેટલા માટે તેઓનો અને તે કાર્યક્ષેત્રોના અધિપતિઓનો મેળ કરાવી આપવા પ્રબધ કરવો જોઇએ આપણે સારી રીતે સમજીએ છીએ કે વાડ વિના વેલો ચઢે નહિ વિદ્યાર્થીરૂપી વેલાને ઉપર ચઢવા માટે આગેવાન ભાગ્યશાળી ગૃહસ્થોએ વાડરૂપ થવુ જરૂરનુ છે

ઉપર મુજબની વિચારણાને પરિણામે વિદ્યાલય જેવી સસ્થાએ પોતે નક્કી કરેલા પ્રશસ્ય ઉદ્દેશ સાધવા સારુ કયા માર્ગે ચાલવુ જોઇએ તે કાઇક અશે આપણે સમજી શકીશુ અત્યાર સુધીમા જે માર્ગ આપણે ચાલતા આવ્યા છીએ તે માર્ગોમા કયા કયા સુધારા વધારા કરવાની જરૂર છે તેની પણ આપણને કાઇક ઝાખી થશે આ જગતના ઘણા ખરા વ્યવહારોમા મત રુચિઓ, અને ભિન્ન અભિપ્રાયો તો હોવાના જ પણ તેમા પરસ્પર ભિન્નતા જણાતી હોય ત્યા મિત્રભાવે ચર્ચા કરી વિચાર કરી આપણે જે મુખ્ય સાધ્ય રાખેલુ હોય તે જેમ ઉત્તમ રીતે સાધી શકાય તેવે માર્ગે ચાલવુ જરૂરનુ છે મારુ તે સારુ એમ નહિ માનતા સારુ તે મારુ એમ માની આપણુ કાર્ય આપણે આગળ ધપાવવુ જોઇએ આપણું વિદ્યાલય પોતાના જૈન કોમ અને ધર્મની ઉન્નતિ કરવાના શુભતમ કાર્યમા સદા સફળ રહો એ અતરની અભિલાષા સાથે સાગે આ લેખ હુ પૂર્ણ કરુ છુ



જીવનના પ્રસગો કાઇ ધાર્યે પ્રસગો બનતા નથી. પ્રસગ બને અને ગૃહપતિને યોગ્ય જણાય તો તો ચોવીશે કલાક ધર્મોપદેશનો અવસર ગણાય પરન્તુ એક બીજી વાત પણ ધ્યાનમાં રાખવી ઘટે છે ધર્મોપદેશમા જેમ ગૃહપતિએ પ્રસગ અને સત્સગને ફેલાવી પોતાના કરી લે અને ત્યાર પછીજ તેને વાણીમા ઉતારે એ જરૂરનું છે, તેમ વિદ્યાર્થીની અભિમુખતા પણ જોઇએ પાન અભિમુખ નહિ હોય તો જેટલુ રેડશો તેટલુ વધુ જશે વિદ્યાર્થી મન નહિ માડે તો શબ્દો પવનમાં ઉડી જશે. વિદ્યાર્થીની અભિમુખતા લેઈ લેવી એ પણ ગૃહપતિનું કામ છે અને એવી અભિમુખતા ન હોય તો ઘણીવાર ઉપદેશને પાછો વાળી લેવો એમા પણ ડહાપણ છે

—નરસિંહપ્રસાદ મણિદાસ ભ.

# વિદ્યાનો સદુપયોગ

લેખક: **પં. લાલચંદ્ર ભગવાન ગાંધી**

શ્રી માહાવીર પ્રભુના મગલમય પવિત્ર નામ સાથે જોડાયેલ જૈન વિદ્યાલયની ૨૫ વર્ષોની સેવાનુ સસ્મરણ રૌપ્યમહોત્સવ-સ્મારક ગ્રથરૂપે થાય એ શુભ પ્રસગને અનુરૂપ પ્રસ્તુત 'વિદ્યાનો સદુપયોગ' થશે—એવી આશા છે.

**વિદ્યાની વિવિધતા**—વિદ્યાઓ વિવિધ પ્રકારની હોવાથી, તેનુ સ્વરૂપ વિશાલ અને અગાધ હોવાથી તેને નદીઓ અને સાગરો જેવી કહેવામાં આવે છે પ્રાચ્ય વિદ્યાઓ અને પાશ્ચાત્ય વિદ્યાઓ, આર્ય વિદ્યાઓ અને અનાર્ય વિદ્યાઓ, ધાર્મિક–આધ્યાત્મિક વિદ્યાઓ અને વ્યાવહારિક વિદ્યાઓ (વેપારી, ડૉક્ટરી, રાજદારી, વૈજ્ઞાનિક આધુનિક અનેક લાઇનો), ભિન્ન ભિન્ન શાસ્ત્રવિદ્યાઓ અને શસ્ત્રવિદ્યાઓ, ૧૬ વિદ્યાદેવીઓથી અધિષ્ઠિત વિદ્યાઓ અને વિદ્યાપ્રવાદપૂર્વ તથા વિદ્યાપ્રાભૃત આદિમાં દર્શાવેલી વિદ્યાઓ, વિદ્યાસિદ્ધ વિદ્યાધરોની અને વિદ્યાચારણોની વિદ્યાઓ, ૧૪ વિદ્યાસ્થાનોની વિદ્યાઓ અને તાંત્રિક વિદ્યાઓ, પુરુષાર્થ પ્રસાધક વિદ્યાઓ તથા પુરુષોની ૭૨ પ્રકારની કળાઓ સાથે સંબધ ધરાવતી વિદ્યાઓ, અને સ્ત્રીઓની ૬૪ પ્રકારની કળાઓ સાથે સબધ ધરાવતી વિદ્યાઓ એવી રીતે અનેક ભેદ-પ્રભેદોમાં બહુરૂપિણી વિદ્યાદેવીના દર્શન થાય છે

**વિદ્યા-સિદ્ધિનાં સ્થાનો**—વિવિધ નામે ઓળખાતી એ વિદ્યાદેવી, વાગ્દેવી, પ્રવચનદેવી શ્રુતદેવી, ભારતી, સરસ્વતીને પ્રસન્ન કરવા માટે, એની આરાધના-ઉપાસના-સેવામાટે આદર્શ-સ્મરણીય વિવિધ નામો સાથે જોડાયેલા સાધના-સ્થાનો, વિદ્યાલયો, વિદ્યા-ભવનો, વિદ્યા-મંદિરો, વિદ્યા-શાલાઓ, વિદ્યા-ગૃહો વગેરે નામોદ્વારા ઓળખાય છે જ્યા નિવાસ કરતા તે તે વિદ્યાના અભિલાષી અભ્યાસી સાધકો-ઉપાસકોને સાધ્ય-સિદ્ધિ માટે પ્રશસ્ત પ્રયત્નો કરવાના હોય છે.

**સાધનો**—વિદ્યાભ્યાસની સિદ્ધિમાં ૧ આરોગ્ય, ૨ બુદ્ધિ, ૩ વિનય, ૪ ઉદ્યમ અને ૫ શાસ્ત્ર-રાગ એ પાંચ આંતરિક ગુણોની—સાધનોની મુખ્યતયા આવશ્યકતા રહે છે, ને સાથે ૧ આચાર્ય (અધ્યાપક) ૨ પુસ્તક, ૩ નિવાસ-સ્થાન, ૪ સહાયક અને ૫ ભોજન એ પાચ બાહ્યસાધનોની પણ અપેક્ષા રહે છે. એ સર્વ સાધન-સામગ્રી દ્વારા સાધકો સાધ્ય-સિદ્ધિ મેળવવા શક્તિમાન્ થઈ શકે છે.

**જ્ઞાન-દાનની શ્રેષ્ઠતા**—અન્ન-દાન અને બીજા દાનો કરતા વિદ્યાદાન, જ્ઞાનદાન એ અધિક ઉત્તમ ગણાય. અન્નદાનથી ક્ષણિક તૃપ્તિ થાય છે ત્યારે જ્ઞાન-દાનથી જીવન-પર્યન્ત તૃપ્તિ થાય છે. જ્ઞાન વિશ્વોપકારક હોવાથી જ્ઞાન-દાનની અધિક ઉપકારકતા-મહત્તા છે જ્ઞાન-દાન આપનારે, જ્ઞાન-દાનશાલા પ્રવર્તાવનારે શું શું આપ્યુ ન ગણાય? અથવા કયો કયો ઉપકાર ન કર્યો ગણાય?

પઠન-પાઠન કરનાર-કરાવનાર તથા વિદ્યાભ્યાસમાં ઉપયોગી-ઉપકારક થાય તેવી નિવાસ-સ્થાન, ભોજન, વસ્ત્ર, પુસ્તક વગેરે સામગ્રી પૂરી પાડી પ્રતિદિન ઉપકાર કરનાર મનુષ્ય અનુક્રમે સર્વજ્ઞ થાય છે.

**વિનય**—વિદ્યા, વિનયથી ગ્રહણ કરી શકાય છે, વિનયથી એ સિદ્ધ થાય છે. વિદ્યા, વિનય આપે છે, વિનયથી મનુષ્ય પાત્ર બને છે, પાત્ર (યોગ્ય), ધન પ્રાપ્ત કરી શકે છે, ધનથી ધર્મ અને અનેક પ્રકારનાં સુખો પ્રાપ્ત કરવા શક્તિમાન થાય છે. વિનય-સહિત વિદ્યા, સર્વ કોઈનાં ચિત્તને

આકર્ષે છે સુવર્ણસાથે મણિનો સયોગ લોકોના નેત્રોને આનદ આપે છે વિદ્યા વિદ્વત્તા, નમ્રતાથી શોભે છે

**વિદ્યાથી મદ ?**—વિદ્યાનો મદ કરવાનો ન હોય સદ્‌વિદ્યા-જ્ઞાન, એ તો મદ – દર્પને હરનાર ગણાય તેનાથી પણ જે મત્ત બને, તેનો વૈદ્ય કોણ થઈ શકે ? જેને અમૃત પણ વિષરૂપે પરિણમે, તેની ચિકિત્સા કેવી રીતે કરી શકાય ? વિદ્યા દ્વારા જ જેમને મદ થાય અને વૈભવ છતા પણ જેમને કૃપણતા હોય, તો દૈવથી પરાભવ પામેલા-તેવાઓને ત્યા પાણીથી અગ્નિ પ્રગટ્યો ગણાય તે જ્ઞાન સાચુ જ્ઞાન ન ગણાય કે જેનો ઉદય થવા છતા પણ રાગ, દ્વેષ વગેરે દોષો વૃદ્ધિ પામે તે જ સદ્‌વિદ્યા ગણાય, કે જે મદનો નાશ કરે.

જેણે બીજા વિષયો જોયા હોતા નથી, એવો તુચ્છ મનુષ્ય થોડામા ગર્વી બની જાય છે અધૂરો ઘડો છલકાય છે, પૂરો ઘડો છલકાય નહિ સદ્‌વિદ્યા પ્રાપ્ત કરનારા કુલીનો ગર્વ યા મદ-મત્સર કરે નહિ ગર્વ, હઠ, દુર્વચન, અપ્રિયવાદ, પર નિંદન તરફ અનાદર એ અજ્ઞતાના લક્ષણો છે વિશેષજ્ઞો, અત્યત સહેલાઈથી આરાધી શકાય છે, અજ્ઞો પણ અમુક અંશે આરાધી શકાય, પરતુ જ્ઞાન-લવથી દુર્વિદગ્ધ બનેલાઓને રજિત કરવાનુ કાર્ય અત્યત દુષ્કર કિવા દુર્ઘટ બને છે

**વિદ્યાના સાધકો**—સમુચિત સયમ, નિયમમા રહી સાવધાનતાથી વિધિ પૂર્વક સતત સાધના ઉપાસના કરનાર સાધકો પર એ પરમ દેવતા વિદ્યાદેવી સત્વર પ્રસન્ન થાય છે, પ્રસન્નતાના શુભ ચિહ્ન (ડિગ્રીઓ) અર્પે છે, શુભ ફળો ચખાડે છે પરતુ પ્રમાદ કરનાર સાધ્ય ધ્યેય ચૂકી જતા પસ્તાય છે

પ્રમાદી-આળસુ મદબુદ્ધિવાળા, ચચળ ચિત્તવાળા, અનાદરવાળા સુખશીલીઆ વ્યાધિગ્રસ્ત રોગી, નિદ્રાળુ અને કામાસક્ત મનુષ્યો વિદ્યાભ્યાસ કરી શકતા નથી અવિનયથી ઉદ્ધત, માની મનુષ્યો વિદ્યાના અધિકારી બની શકતા નથી આલસથી વિદ્યા નાશ પામે છે વિદ્યા, યત્નાનુસારિણી ગણાય છે સુખના અર્થીએ-એશઆરામમા પડી જતા સુખશીલીઆએ વિદ્યાને તજવી પડે છે અથવા વિદ્યાના અર્થીએ સુખ તજવુ જોઈએ સુખશીલીઆને વિદ્યા ક્યાથી ? કઈ રીતે પ્રાપ્ત થાય ? અથવા વિદ્યાર્થીને સુખ કયુ ? ક્ષણમાત્ર સમયને પણ નિરર્થક ન જવા દેતા વિદ્યાને સાધવાની હોય સતત અભ્યાસના યોગથી દુ સાધ્ય વિદ્યાઓ પણ સુસાધ્ય થાય છે થોડો વિદ્યાભ્યાસ કરીને પણ દરેક દિવસને સફલ કરવો જોઈએ વય વીતી જવા છતા પણ પ્રયત્નશીલ ઉત્સાહી વિદ્યા ગ્રહણ કરી શકે વિદ્યાધ્યયનમા સતોષ માની લેવાનો ન હોય પોતાને અજર અમર જેવા માની વિદ્યા તથા અર્થને સાધવાના હોય છે કષ્ટો અને વિઘ્નોની પરવા ન કરનારા સતત ઉદ્યમશીલ બુદ્ધિમાનોને બહુશ્રુતોની ઉપાસનાથી એ વિદ્યા સિદ્ધ થાય છે, સતત અભ્યાસથી એને ધારી રાખી શકાય છે પુસ્તકમા જ રહેલી વિદ્યા, પ્રસગ પર ઉપયોગી થઈ શકતી નથી 'ગરથ ગાઠે અને વિદ્યા પાઠે' હોય તો તે અવસરે કાર્ય-સાધક ઉપયોગી થાય છે

માત્ર ધનથી હીન એ વિશેષ હીન ન ગણાય, પરતુ વિદ્યાથી હીન એ સર્વ વસ્તુઓથી હીન હોય છે વિદ્યા જ્ઞાન વિનાનું જીવિત વ્યર્થ ગણાય કુપઠિત વિદ્યા વિષરૂપ નીવડે છે ઉપરચોટિયો અભ્યાસ અથવા ઉપનકિયા વિદ્યા વિશેષ અર્થ-સાધક નીવડતી નથી

પ્રથમ વયમા વિદ્યાનુ ઉપાર્જન ન કરી શકનાર, બીજી વયમાં ધનનુ ઉપાર્જન કરી શકતો નથી કે બીજા પુરુષાર્થો સાધી શકતો નથી એથી પાછળથી પસ્તાય છે કે જે વખતે બહુ મોડુ થઈ ગયુ હોય છે

વિદ્યાના અભિલાષીઓ તો બાળક પાસેથી પણ હિત ગ્રહણ કરે છે પશુ પક્ષીઓ, વનસ્પતિઓ અને જડ પદાર્થોમાથી પણ ગુણગ્રહણ કરે છે, નીચ પાસેથી પણ ઉત્તમ વિદ્યા ગ્રહણ કરે છે દૂર દેશમા

વાસ કરીને પણ વિદ્યા-શિક્ષા ગ્રહણ કરે છે; જ્યાં વિદ્યાનો લાભ મળતો ન હોય ત્યાં વાસ પણ કરતા નથી

માત્ર શાસ્ત્રો ભણી જનાર જ વિદ્યાવાન્-વાસ્તવિક વિદ્વાન્ ગણાતા નથી; પરંતુ શાસ્ત્રોના સદુપદેશોને જાણી-સમજી યથાશક્ય ક્રિયામાં મૂકનાર-સદાચરણ આચરનાર સાચા વિદ્વાનો મનાય છે.

સેંકડો હાથી-ઘોડાઓની ઠઠ સાથે પ્રયાણ કરનાર પણ વિદ્યા-હીન શ્રીમંતો, પગપાળા ચાલતા નિર્ધન વિદ્યાવંતોની બરોબરી કરી શકતા નથી પર્વતની ટોચે ચડવા છતાં કાગડાઓની ટોળી, વેળુ પર વસતા-ચાલતા રાજહંસોની બરોબરી કરી શકે નહિ

નિરક્ષરોને મહાધની જોઈ વિદ્વાને નિર્દોષ વિદ્યાને તજવાની ન હોય; કુલટાને રત્નમય આભૂષણોવાળી જોઈને કુલીન આર્ય નારીએ કુલટા થવાનું ન હોય

જેમના દેશમાં વિદ્યાવંતો નિર્ધન વસતા હોય, તે રાજાઓની વિશેષજ્ઞતાની ક્ષતિ ગણાય

**વિદ્યાની મહત્તા, વિશિષ્ટ ફળો**—વિદ્યાઓનું વાસ્તવિક મહત્ત્વ અને વિશિષ્ટ ગૌરવ સમજી શકનારા અનુભવીઓ જણાવે છે કે વિદ્યા અર્થકરી છે, સુખકરી છે, ભોગકરી છે, કુલોન્નતિકરી છે, પાવનકરી છે, યશસ્કરી છે, એટલું જ નહિ સર્વસિદ્ધિકરી છે સર્વ પ્રકારનાં અભીષ્ટ-વાંછિત આપનારી કલ્પલતા અને કામધેનુ છે. વિદ્યા-સમાન બીજું કોઈ અત્યુત્તમ-અનુપમ આભૂષણ નથી, કે જે સ્વર્ણ-રત્નો વિના પણ શોભા આપે છે. વિદ્યા-સમાન બીજું કોઈ નેત્ર નથી, વિદ્યા-સમાન બીજો કોઈ બંધુ, મિત્ર કે ગુરુ નથી વિદ્યા-સમાન બીજું કોઈ પરમ દૈવત કે ઉત્તમ ધન નથી, અત્યંત ગુપ્ત જે વિદ્યા-ધન ભારકારક થતું નથી, જેને રાજાઓ હરી શકતા નથી, ચોરો ચોરી શકતા નથી, ભાગીદારો ભાગ પડાવી લઈ શકતા નથી, વ્યય કરતાં જે વૃદ્ધિ પામે છે, વિદેશોમાં પણ જે માન-સન્માન અપાવે છે, રાજાઓથી પણ જે પૂજાય છે, રાજાઓ કરતાં પણ જે વિશિષ્ટ મહત્ત્વ સર્વત્ર અપાવે છે, જે વિદ્યાના પ્રભાવે, ધન-હીનો પણ પરમ ધનવાન્ ગણાય છે, રૂપહીનો પણ અધિક સુરૂપ કહેવાય છે, તેજ-બલહીન પણ તેજસ્વી બલવાન્ મનાય છે, જે વિદ્યા, માતાની જેમ રક્ષા કરે છે, પિતાની જેમ હિતમાં જોડે છે, કાન્તાની જેમ ખેદ દૂર કરી વિનોદ આપે છે, લક્ષ્મી આપે છે અને દિશાઓમાં કીર્તિ વિસ્તારે છે, લક્ષ્મીના ભંડાર કરતાં જેનો ભંડાર વિશિષ્ટ પ્રકારનો અને અખૂટ હોય છે, તે વિદ્યાની કિંમત કોણ આંકી શકે? તે અમૂલ્ય વિદ્યાનું મૂલ્ય કોણ કળી શકે?

**સદ્વિદ્યાની શ્રેષ્ઠતા**—સુવર્ણ-ફુલોવડે ખીલેલી પૃથ્વીમાંથી સુગંધી, મનોહર, ઉત્તમ ફુલો વીણવાનું કાર્ય, સુવિદ્યાવંત મનુષ્યો કરી શકે છે, રાજ-દરબારોને અને વિચક્ષણોની સભાઓને એવા વિદ્વાન-વિદ્યાવંતો જ શોભાવી શકે છે; જેમને કોઈ દેશ, વિદેશ જેવો લાગતો નથી. રૂપ, યૌવન આદિથી સંપન્ન હોવા છતાં અને ઉચ્ચ વિશાલ કુલમાં ઉત્પન્ન થવા છતાં જો વિદ્યાથી હીન હોય, તો તે વિવેક-હીન હોઈ શોભતા નથી, વિદ્યા-વર્ચસ્વ વિના જડ જેવા ગણાય છે ત્યારે સામાન્ય કુલના અને કુરૂપો પણ વિદ્યાદેવીના પ્રભાવે પૂજાય છે-આદર-માન મેળવે છે સદ્વિદ્યા હોય ત્યા બાહ્ય ધનની ચિંતા હોતી નથી. ધન, સહજ સાધ્ય ગણાય છે, સદ્વિદ્યા પરમ દુઃસાધ્ય દુર્લભ મનાય છે સદ્વિદ્યાવંત વિદ્વાનો સાહસિક (વગર વિચાર્યે પ્રવૃત્તિ કરનારા) હોતા નથી. સાંભળીને પણ તેઓ તત્ત્વની સારી રીતે તુલના કરે છે. તેઓ તત્ત્વને સારી રીતે ગ્રહણ કરી શ્રેષ્ઠ પ્રકારનું આચરણ કરે છે પોતાનું તથા બીજાઓનું પણ હિત-કાર્ય કરે છે સદ્વિદ્યાથી સદ્વિચારો, સદ્વચનો અને સદાચાર-સદ્વર્તનો સ્ફુરાયમાન થાય છે.

સદ્વિદ્યા-સમ્યગ્-જ્ઞાન એ મહદ્ ઐશ્વર્ય, મહારત્ન, ઉત્તમ રસાયન અને અમૃત કહી શકાય; અજ્ઞાન-અંધકાર હરનાર, આંતરિક પ્રકાશ આપનાર પ્રશસ્ત પ્રદીપ કિંવા સૂર્ય ગણાય. જે વિદ્યા-વિજ્ઞાન,

હિત અને અહિત સમજાવે કર્તવ્ય અને અકર્તવ્યના બોધપાઠો આપે, વક્તવ્ય અને અવક્તવ્યના વિચારો ફગવે, નીતિ અને અનીતિના સદાચારો અને દુરાચારોના ભેદો સમજાવે, ગમ્ય અને અગમ્ય ભક્ષ્ય અને અભક્ષ્ય પેય અને અપેય, હેય-ત્યાગ કરવા યોગ્ય અને ઉપાદેય ગ્રહણ કરવા યોગ્ય શુ શુ છે? તેનુ વિવેકભર્યું ગભીર જ્ઞાન આપે સજ્જનો અને દુર્જનો કૃતજ્ઞો અને કૃતઘ્નો કેવા હોય? તેના ગહન લક્ષણભેદો દર્શાવે, સુદેવ અને કુદેવ, સુગુરુ અને કુગુરુ સુધર્મ અને કુધમ, ઉચ્ચ તત્ત્વ અને હીન તત્ત્વ સમજવા-વિચારવાની જે વિવેકશક્તિ આપે જીવ અને અજીવના ભેદોનું તથા આત્મા સાથે કર્મ-બંધનું અને મુક્તિનુ પરમ ગહન સ્વરૂપ જે દર્શાવે તે સદ્વિદ્યા-સમ્યગ્ જ્ઞાનનુ ગૌરવ મહત્વ શી રીતે વર્ણવી શકાય? પ્રશસ્ત જ્ઞાન મનને વચનને અને કાયાને પવિત્ર બનાવે છે, કષાયો ત્યજાવે છે ઉન્માર્ગ જનારને અકુશરૂપ બની તેથી અટકાવે છે સન્માર્ગમા લાવે છે, ઇંદ્રિયોને સયમમા રખાવે છે અનિષ્ટોનુ નિવારણ કરે છે, સર્વ પ્રકારના શુભ પ્રયોજનો સાધવામા તે પરમ સહાયક બને છે સ્વર્ગ અને સિદ્ધિ પ્રાપ્ત કરાવવામા પણ પરમ સાધનભૂત થાય છે

સદ્વિદ્યા પ્રાપ્ત કરનાર આક્રોશિત થવા છતા અવાચ્ય બોલતો નથી સદ્વિદ્યાશાલી ઉત્તમ કુલમા ઉત્પન્ન થયેલ અભિજાત મનુષ્ય, અકુલીનો સાથે વસવા છતા દુર્વચન બોલવાનુ શીખતો નથી મગડાઓના નિવાસમા વસવા છતા કોયલ, કાગડા જેવો કર્કશ કટુ શબ્દ કરવાનુ શીખતો નથી

સુમધુર વાણી એ જ ઉત્તમ વસ્ત્રાભરણ છે સુભાષિત એ જ ઉત્તમ રત્ન છે સુવચન એજ અમૃત છે, એવુ સુવિદ્યા સમજાવે છે હિત, મિત, પ્રિય-આલ્હાદ કરનાર વચન અવસર પર બોલવાનુ શિક્ષણ સદ્વિદ્યા આપે છે કયા બોલવુ?, કયા ન બોલવુ? કયારે બોલવુ? કયારે ન બોલવુ? કેવુ બોલવુ?, કેવુ ન બોલવુ? એ વગેરેનુ વિવેક જ્ઞાન સદ્વિદ્યા કરાવે છે

સ્વહિત, પરહિત અને રાજહિતનુ સાધક થાય તેવુ ધર્મ સાધક દેશ કાલને અનુસરતુ પ્રિયવાક્ય બોલવાનું શિક્ષણ, સદ્વિદ્યા આપે છે વિદ્વાનોના મૂર્ખોના અને શત્રુઓના ચિત્તને પણ આકર્ષી શકે તેવી, સજ્જનના ચિત્તને આહ્લાદ ઉપજાવે તેવી, મિથ્યા વાદરહિત, નિર્દોષ મધુર સ્વપરહિત સાધક સભા યોગ્ય વાણી ઉચ્ચારવાનું શિક્ષણ સદ્વિદ્યાદ્વારા મળે છે શુદ્ધ સસ્કારવાણી, સ્પષ્ટ અર્થવાણી માર્દવભર્યુ હાસ્ય વિનાનુ, સુસબદ્ધ સત્ય બોલવાનુ સદ્વિદ્યા શીખવાડે છે પ્રતિભાવાણી, ઉદાર, ગભીર સ્થિર, ઉચિત વિકથા રહિત અપશબ્દરહિત, લોકના મર્મને સ્પર્શ ન કરે તેવુ વચન ઉચ્ચારવાનું સુશિક્ષણ સદ્વિદ્યા આપે છે

**સદુપયોગ અને દુરુપયોગ**-વાસ્તવિક રીતે વિચારીશુ તો વિદ્યાના દુરુપયોગથી અનેક અનિષ્ટ અનર્થો થયેલા જણાય છે અને વિદ્યાના સદુપયોગથી અનેક અભીષ્ટ શુભ પરિણામો થયેલા જણાશે.

લક્ષ્મીનો જેમ સદુપયોગ કરવાનો હોય તેમ પરિશ્રમ-પ્રાપ્ત એ વિદ્યાનો પણ સદુપયોગ કરવાનો હોય તેનો દુર્વ્યય-દુરુપયોગ ઉચિત ગણાય નહી સદુપયોગથી શુભ પરિણામો સભવે છે તેમ તેના દુરુપયોગથી અનિષ્ટ પરિણામો પણ આવે છે શસ્ત્ર-શક્તિના સદુપયોગથી જેમ અનેક અનાથ દુર્બલ, નિરપરાધીઓની રક્ષા કરી શકાય છે, અનીતિ-આક્રમણોથી જનપદ-પ્રજાજનોનુ રક્ષણ કરી શકાય છે, સુખ-શાતિ ફેલાવાય છે અને તેના દુરુપયોગથી અનેકોના અનિષ્ટ સહારો થાય છે ત્રાસ વર્તાવાય છે અશાતિ ફેલાવાય છે તેવી રીતે વિદ્યાના સદુપયોગ અને દુરુપયોગમા પણ બને છે

**સુપાત્રગત અને કુપાત્રગત વિદ્યા**-સુપાત્રોમા પડેલી વિદ્યા ઉચ્ચ પ્રકારના સુપ્રશસ્ત મધુર ફળો આપે છે, ત્યારે કુપાત્રોમા પડેલી વિદ્યા કુત્સિત કડવા ફળો આપે છે સમુદ્રની છીપમા સ્વાતિ નક્ષત્રમા પડેલ મેઘનું પાણી સાચુ મોતી બની જાય છે, તેમ ઉત્તમ પાત્રમા અવસરે સ્થાપેલ વિદ્યા વિશિષ્ટ ગુણરૂપ બની જાય

છે. સુક્ષેત્રમાં વાવેલા બીની જેમ સુપાત્રમાં વાવેલ વિદ્યા-બીજ સેંકડો શાખામાં વિસ્તાર પામે છે. પ્રાજ્ઞ-સુપાત્રમાં સ્થાપેલ વિદ્યા-શાસ્ત્ર સ્વય વિસ્તાર પામે છે, પરતુ કુપાત્રમાં સ્થાપેલ વિદ્યા, કલા, મૈત્રી અને લક્ષ્મી અનર્થકારક થાય છે વિદ્યા, કન્યા અને લક્ષ્મી કુસ્થાનમાં-અયોગ્ય પાત્રમાં સ્થપાય તો તે શાપ આપે છે. કાયર પુરુષના હાથમા રહેલુ શસ્ત્ર જેમ શોભતુ નથી, કે અવસર પર કાર્યસાધક થઈ શકતું નથી, તેમ પ્રાગલ્ભ્યહીન-અપાત્ર મનુષ્યની વિદ્યા શોભતી નથી કે વિશેષ શ્રેષ્ઠ ફળ આપી શકતી નથી. બંધ કરેલા ઘડામાં મૂકેલા દીવાની જેમ અપાત્રને અર્પણ કરાતુ જ્ઞાન, પ્રકાશક થઈ શકતુ નથી કે ઉપકારક થઈ શકતુ નથી વિદ્યાવતો વિદ્યાસાથે મરવાનુ પસદ કરે છે, પરતુ કુપાત્ર-કુશિષ્યોને વિદ્યા આપવાનુ પસદ કરતા નથી. મહામેઘ ખારુ પાણી પીવા છતાં તેને મિષ્ટ-મધુર બનાવી જગતને આપે છે, ગાય તૃણપ્રાય તુચ્છ વસ્તુનુ ભક્ષણ કરી અમૃત-તુલ્ય મધુર દૂધ આપે છે; અને સર્પ, દૂધ પીવા છતા પરિણામે અત્યંત દુઃસહ ઝેર વમે છે, તેમ સત્પાત્ર-સજ્જન વિદ્યાવતોના મુખ પર ચડતાં દોષો પણ ગુણરૂપ બની જાય છે; અને દુર્જનોના મુખ પર ચડતાં ગુણો પણ દોષરૂપ બની જાય છે.

સુપાત્રોની-સજ્જનોની વિદ્યા, સુખ-શાંતિ વિસ્તારનારી થાય છે. ત્યારે કુપાત્રોની-દુર્જનોની વિદ્યા, વિવાદ, વિપવાદ વધારનારી, કલહ-કલેશ કરાવનારી થાય છે

**ઉપસંહાર**—સદ્વિદ્યાઓનો જો સદુપયોગ થાય, વિશ્વમાં સર્વત્ર શાતિ ફેલાય, મિથ્યા સહારો થતા અટકે, મૈત્રી ખીલે, આનદ થાય, અહિંસાનો ઉચ્ચ આદેશ સમજાય, અહિંસાની વિશ્વહિતકારક ભાવના લક્ષ્યમા આવે, કષાયો, કલેશો, દ્વેષો અને કલહો, મદ, મત્સર, ઇર્ષ્યા-અદેખાઈઓ અટકે, નિંદાઓ નાશ પામે પરસ્પર અનાદર-તિરસ્કારની વૈર વૃત્તિઓ ઉપશાંત થાય, જનપદોમાં સુખ-વૃદ્ધિ થાય, સમાજોની, દેશોની અભ્યુન્નતિ થાય, અજ્ઞાન, મિથ્યાજ્ઞાન ફેલાતુ અટકે, અર્થના અનર્થો થતા અટકે, સમ્યગ્જ્ઞાનનો પ્રકાશ પ્રસરે, સાચા ઇતિહાસો પ્રકાશમા આવે, સદ્ધર્મનો અભ્યુદય થાય, પરહિત-પરોપકાર જ સ્વહિત-સ્વોપકારરૂપ લેખાય, સ્વાર્થની, સંકુચિતતાની તુચ્છ-ક્ષુદ્ર ચાહનાઓ-ચેષ્ટાઓ વિલુપ્ત થાય, મિથ્યા માનની-મહત્વાકાંક્ષાની આડબરોની માત્રાઓ ઓછી થાય, ઉદારતા ભર્યું પરોપકારમય પવિત્ર વાતાવરણ ફેલાય, માત્ર માનવ-હિત જ નહિ, પ્રાણિમાત્રના હિતની, વિશ્વ-હિતની પ્રવૃત્તિઓ થાય



કેળવણી કહે છે 'હુ સત્તાની દાસી નથી, કાયદાની કિંકરી નથી, વિજ્ઞાનની સખી નથી, કળાની પ્રતિહારી નથી, અર્થશાસ્ત્રની બાદી નથી હુ તો ધર્મનુ પુનરાગમન છુ, મનુષ્યના હૃદય, બુદ્ધિ તેમજ તમામ ઇદ્રિયોની સ્વામિની છું માનસશાસ્ત્ર ને સમાજશાસ્ત્ર એ બે મારા પગ છે, કળા અને હુન્નર મારા હાથ છે, વિજ્ઞાન મારુ મસ્તિષ્ક છે, ધર્મ મારુ હૃદય છે, નિરીક્ષણ અને તર્ક મારી બે આખો છે, ઇતિહાસ મારા કાન છે, સ્વાતત્ર મારો શ્વાસ છે, ઉત્સાહ અને ઉદ્યોગ મારા ફેફસા છે, ધીરજ મારું વ્રત છે, શ્રદ્ધા મારુ ચૈતન્ય છે, આવી હુ જગદબા છુ, જગદ્ધાત્રી છું. મારી ઉપાસના કરનાર બીજા કોઈનો ઓશિયાળો નહિ રહે. એની સર્વ કામના મારી મારફતે તૃપ્ત થઈ શકે એમ છે ! —કાકા કાલેલકર.

# જૈન સમાજ ઉપર કેટલાક ઊડતા વિચારો

લેખક પ્રો કેશવલાલ હિંમતલાલ કામદાર, એમ એ
ઇતિહાસના પ્રોફેસર વડોદરા કોલેજ વડોદરા

**મહાવીર જૈન વિદ્યાલય**નો રજત દિસન ઊજવાય છે તે માટે મારા મિત્ર રા ગ શ્રીયુત મોતીચ ગિરધરલાલ કાપડીઆએ તે પ્રસગ ઉપર વિદ્યાલય તરફથી કાઢવામા આવનાર વિશેષ અકમા જૈન સમાજ વિષે કાંઇક લખવા નિમત્રણ આપેલુ છે તે નિમત્રણ સ્વીકારતા મને ઘણો આનદ થાય છે અને એમના વિશેષ અક માટે જૈન સમાજને ઉપયોગી થાય તેવી કેટલીક સૂચનાઓ તેમને મોકલી આપુ છુ હુ અહીં જૈનોના પુરાતન ઇતિહાસ ઉપર નહીં લખુ અહીં તો તેમને વ્યવહારમા ઉપયોગી થઈ પડે તેવી કેટલીક સૂચનાઓ લખવા હુ ઇચ્છુ છુ

જૈનોની વસતિગણના થઈ છે, પણ તેની વીગતો આપણને યોગ્ય પ્રમાણમા મળી શકતી નથી તેથી હુ જૈન સમાજને એક વિનતી કરીશ કે આપણા સમાજની વસતિગણના થવી જોઇએ અને તે ગણનામા ત્રણેય વિભાગો આવી જવા જોઇએ એ ગણતરીમા ઉમર, ધધો, નાતજાત, સ્ત્રીપુરુષો અને છોકરા, એમની સખ્યા, રહેવાના ઘરની માહિતી કમાણી વગેરે બધુ આવી જવુ જોઇએ આ ગણતરી મુશ્કેલ નથી આપણા સમાજનું બધારણ એવુ છે જેથી એ કામ સરળ થઈ શકે સંઘો મારફત આપણે આ કામ કરી શકીએ આ ગણતરીથી આપણી સામાજિક સ્થિતિનો વિચાર થઈ શકશે, અને તે વિચારથી આપણને યોગ્ય માર્ગદર્શન થઈ શકશે કેટલીએક નાતોએ વ્યવસ્થાથી કરેલી વસતિગણનાઓ મેં જોઈ છે સરકારી વસતિપત્રક આપણા માટે માર્ગદર્શક થઈ શકે

જૈન સમાજની શારીરિક સ્થિતિ નબળી થતી જાય છે તે સ્પષ્ટ છે આપણો ખોરાક આપણી જીવનપદ્ધતિ તે માટે કેટલી જવાબદાર છે, તે જાણવાની ખાસ જરૂર છે ગૂજરાત સશોધક મંડળ તરફથી આવી હકીકતનો અભ્યાસ અમુક કુટુબો માટે કરવામા આવેલો આપણા આહારાદિમા હુ જૈન માન્યતા વિરુદ્ધ કશો ફેરફાર કરાવવા ઇચ્છતો નથી પણ નવા જમાનાના અનેક અનિષ્ટો આપણા આહારપાણીમા પેસી ગયાં છે અને તેથી આપણો ખોરાક શારીરિક દૃષ્ટિએ ઘણો હલકો થઈ ગયો છે આ વિષય આપણા શિક્ષિત સમાજ પાસે અન્વેષણ માગે છે આ દિશામા આપણે કાંઈક શરૂઆત કરી શકીએ આપણે જે જૈન શાળાઓ ચલાવીએ છીએ તેમા ભણતા બાળકોની આપણે શારીરિક તપાસ કરી શકીએ. ઉપરાત, મુબઈ, અમદાવાદ સુરત વડોદરા, રાજકોટ જેવા આપણી વસતિવાળા શહેરોમા આપણે અન્વેષણો કરાવી શકીએ

રાજકોટ અને ગોડળ મુકામે મેં આપણા સમાજ માટે ઔષધાલયોની સારી યોજના જોઈ છે એક બે આના દરદી આપે એટલે દવા મળી શકે આઠ આના આપે એટલે ડાકટર ઘેર જઈ દરદીને તપાસી આવે આ યોજના સઘ મારફત થાય છે બધા જૈનો તેનો લાભ ઉઠાવે છે રાજકોટમા જૈન અને દશાશ્રીમાળી દરદીઓ માટે ખાટલાઓની વ્યવસ્થા ચુનીલાલ ભાઈ વોરા તરફથી કરવામા આવી છે ત્યાની વેસ્ટ હૉસ્પિટલ સાથે ડૉ કોઠારીની મદદથી (જૈન) દશાશ્રીમાળી દરદી માટે અમુક સવડ આપવામા આવે છે અમદાવાદ, વડોદરા, સુરત એ સ્થળે આવી વ્યવસ્થાની જરૂર છે વૈદ્યકીય મદદ ખરચાળ થઈ ગઈ છે અને ગરીબ તથા સાધારણ જનતા માટે તે મદદ અશક્ય થઈ પડી છે ઔષધાલયો ઉપરાત ઇસ્પિતાલોની તો ખાસ જરૂર છે,

જૈન જગતને રહેવાનાં સાંસા થઈ પડ્યાં છે. આળસુઓને ઉત્તેજન આપવાની હિમાયત હુ કરતો નથી. પણ મુંબઈ, અમદાવાદ, રાજકોટ જેવાં મોટાં નગરોમાં સારાં હવા અજવાળાવાળાં ઘરો મળતાં નથી, જો કે સોસાયટીઓ નીકળતા અસલની સ્થિતિમાં ઘણો સુધારો થઈ ગયો છે તે ખરુ છે. આ વિષય ઉપર ઘણા ભાઈઓએ આગ્રહ ભર્યાં લખાણો કર્યાં છે, એટલે એ વિષે હુ વિશેષ નહીં લખું.

જૈનોની બેકારી દિલ કંપાવે એવી હોય છે. જૈનો ઘણા તાલેવર છે એવી માન્યતા બધે હોય છે એટલે જૈન બેકારી તરફ લોકોનું લક્ષ બહુ જતુ નથી. બ્રાહ્મણો ભીખ માગી શકે, બીજા લોકો મજૂરી કરી શકે, પણ જૈનો ભીખથી કે મજૂરીથી નિર્વાહ કરી શકે નહીં. મજૂરી તેમને માટે વર્જ્ય છે. જૈનોના જૂના ધંધાઓ કસવગરના થઈ ગયા છે. સરકારી કાયદાઓથી સરાફીનો આબરૂદાર ધંધો નાશ પામતો જાય છે. ખેડુતો અને કારીગરો આ કાયદાઓનો લાભ લઈ જૂનાં દેવાં આપતા નથી અને સમાજવાદીઓ તેવી મનોવૃત્તિને ખોટું પોષણ આપે છે. ગામડાંમા અને શહેરોમાં વર્ગવિગ્રહો અને નાતજાતવિગ્રહો પેસી ગયા છે. જૈનોને નોકરીના દરવાજાઓ બંધ થઈ ગયા છે, કારણ કે તે માટે ગરાસિયાઓ વગેરે હવે હરીફાઈમાં ઊતરવા માંડ્યા છે. જૈન સંખ્યા એટલી નાની છે કે જૈનો સંગઠન કરે તોય તેઓ બેકારીને પહોંચી વળશે નહીં. અત્યારસુધી અલ્પ સંખ્યા છતાં તેમની લાગવગ સારી હતી, પણ હવે વિરોધબળો વધતાં જાય છે. આ જમાનાનું રાજકારણ આ વિરોધબળને પોષક નીવડે એવો ભય રહે છે. મત ઉપર સત્તા અવલંબે, તો જૈન મત ઘણા ઓછા રહેવાના મોટાં શહેરોમા આ વિરોધબળ બહુ જણાતું નથી, પણ કસબાઓમાં અને ગામડાંમાં તે બળ સ્પષ્ટ જણાઈ આવે છે. હમણાં સુધી જૈનો દેશાવર જઈ કમાણી કરતા હતા હવે દેશાવરનાં દ્વાર બધા માટે બંધ થતાં જાય છે. તેથી આપણી બેકારીનો વિષય આપણી પાસે ખાસ વિચાર માગે છે. નોકરીથી બેકારી કદી ઓછી થાય નહીં. બેકારીનો ઉપાય વધારે ઉત્પાદન કરવુ તે જ છે. એ અર્થશાસ્ત્રનો, સમાજશાસ્ત્રનો અને રાજકારણનો વિષય છે. પણ જૈનોએ તેનો ખરેખર વિચાર કરવો ઘટે છે. સારી સ્થિતિ હોય તો જ સંસ્કૃતિ ટકી શકે છે અને જૈન સમાજની આબાદીમા જૈન વિચારનું મારુ ભવિષ્ય છે, વર્તમાન યુદ્ધ પૂરું થશે, વેપાર રોજગાર વધશે, હિન્દ તે માટે મોટો પ્રયત્ન કરશે, અને જો યુદ્ધ હિન્દમાં ન પેસે અને જો આપણે ત્યાં આંતરવિગ્રહ ન જામે, તો આપણા સમાજ માટે ભવિષ્ય ઘણું ઊજળુ છે. જૈનો મુખ્યત્વે ગૂજરાત-કાઠિઆવાડમાં વસે છે. આ પ્રદેશ દરિયાઈ પ્રદેશ છે. તેથી વેપાર રોજગારમાં તે ભવિષ્યમાં સારું સ્થાન લેશે. જૈનોએ એ સ્થાનથી પોતાનું ભવિષ્ય ઊજળુ કરી લેવું ઘટે છે

આપણા સમાજનું સગઠન નબળુ છે, છતાં બીજા સમાજોની અપેક્ષાએ તે મને તો ઠીક ઠીક લાગે છે આ સગઠન વધારે લક્ષ માગી રહ્યું છે. આપણો સાધુસાધ્વીવર્ગ તેમાં સારી સેવા આપી શકે. હુ તેમને તેમના મહાવ્રતના પાલનથી વિરુદ્ધ વર્તાવ રાખવા કહેતો નથી. પણ તે વર્ગ જો પોતાની શિથિલતા છોડી દે, પોતાની અતિ સાંપ્રદાયિકતાનો ત્યાગ કરે, લોકોના ધનને ખોટાં ખરચ તરફ વળતાં અટકાવી તેનો સદુપયોગ કરાવે, લોકશક્તિને સંગઠનના કામમાં પ્રેરે, તો તેઓ સમાજની અનન્ય ઉન્નતિ સાધી શકે એ વર્ગમા વિદ્વત્તા છે, સ્વાર્થત્યાગ છે, મનોબળ છે, ઉદ્યમ છે, વિચારસામર્થ્ય છે, પણ તેમનામાં અત્યારે કુસંપ છે, અને તેમની દૃષ્ટિ સાંપ્રદાયિક, અતિ વ્હેમી અને અતિ સંકુચિત છે. ઉપરાત તેમનુ શિક્ષણ એકદમ મધ્યકાલીન છે. તેથી તેઓ સમાજની વર્તમાન અને ભવિષ્યની દશાનું બરોબર દર્શન કરી શકતા નથી.

આપણી કોન્ફરન્સો વગેરે આપણી સામાજિક અને ધાર્મિક સ્થિતિનુ અવલોકન કરે એવી ઇચ્છા આપણે અહીં પ્રકટ કરીએ. અત્યારસુધી તે સંસ્થાઓ આપણા જૂના સાહિત્યને પ્રકટ કરવામાં ખાસ

રોકાએલી જોવામા આવે છે જૈન પત્રો આ વિષય ઉપર જેટલી ચર્ચા કરે છે, તેટની ચર્ચા જૈન સમાજની સ્થિતિ ઉપર કરતા જોવામા આવતા નથી દિગમ્બર–શ્વેતામ્બર ઝઘડાઓ, સ્થાનકવાસી–શ્વેતામ્બર ઝઘડાઓ, મંદિરોની વ્યવસ્થા સઘના તડ, સાધુસાધ્વીઓના પક્ષપક્ષાતરો, દીક્ષા પ્રકરણ આ સવાલો આપણી સમાજસ્થિતિ પાસે એકદમ ગૌણ છે દરેક જૈનનુ જૈનત્વ ખીલી નીકળે તે પ્રયાસ હવે એકદમ આવશ્યક બન્યો છે

આ સવાલ સાથે એક બીજો સવાલ મને સૂઝી આવે છે આપણો જૈન સમાજ ધર્મપરત્વે સત્વર બેદરકાર બનતો જાય છે, અને તે જ સાથે ધર્મનુ ખરુ સ્વરૂપ તેને યોગ્યરીતે પહોચી શકતુ નથી. સાધુસાધ્વીઓની સખ્યા ઓછી થતી જાય જેઓ છે તે બધે ફરી શકતા નથી જેઓ ફરી શકે છે તેઓ સમાજને યોગ્યરીતે પહોચી શકતા નથી ગામડાના જૈનોની સ્થિતિ તો દયાજનક છે અત્યારે એવો સમય આવી પહોચ્યો છે જ્યારે ગામડાના અને શહેરોના જૈનોના આચારવિચાર શુદ્ધ જૈન રહે અને શુદ્ધ જૈન ટકી રહે તે માટે શ્રાવક અને સાધુ એ બે વચ્ચે કોઈ જુદી સસ્થાનો ઉપયોગ કરવો ઘટે છે આ વિચારનો હુ અહી નિર્દેશ માત્ર કરુ છુ પૂર્વે એવી સસ્થા હતી કે કેમ તે વિચારવાનુ કામ હુ અન્વેષકોને સોપુ છુ અત્યારે એવી સસ્થાની જરૂર મને તો લાગે છે અનેક ગામડા છે, જ્યા સાધુસાધ્વીનુ ચોમાસુ વરસો થયાં થએલુ હોતુ નથી આપણા સમાજની ઓછી થતી જતી સખ્યા આ વિટમ્બનાને ક્યા સુધી સાખી શકશે ?

આશા છે કે આ સૂચનાઓ ઉપર કાઈક, અને કોઈક સ્થળે, વિચાર થશે અને તેનો કાઈક માર્ગ નીકળશે



સમસ્ત હિંદની સાથે જૈનોમા પણ બેકારી વધતી રહી છે આપણો દેશ પરાધીન છે ત્યાં સુધી બેકારીને પૂરી રીતે ટાળી શકવાના તો નથી જ છતાં પણ જૈનો પ્રમાણમા સુખી સમાજ એ વિષયને અંગે ઘણુ કરી શકે છે આપણાં શ્રીમંતો અને ઉદ્યોગપતિઓ આ પ્રશ્નમાં રસ લે અને સક્રિય યોગ આપે તો મોટેભાગે બેકારી જરૂર ઓછી થાય જૈન સમાજમા ઐક્યની ગેરહાજરીથી આ દિશામા કાર્ય કરવામા કેટલીક મુશ્કેલીઓ નડે છે તેથી ઐક્ય સ્થાપવાનો પુરુષાર્થ સેવાય તો ઇચ્છવા યોગ્ય છે પણ ઐક્યના અભાવનું કારણ આગળ ધરીને કાર્ય કરતાં અટકવુ એ કોઈ રીતે ઇચ્છવા યોગ્ય નથી. આપણે નિષ્કામ વૃત્તિથી નિઃસ્વાર્થ ભાવે સેવાની ધગશથી બેકારી ઓછી કરવા શ્રમ કરતા થઈ જશુ તો બેકારી જેવા મતભેદ રહીત પ્રશ્નથી આપણા સમાજમાં જે હાલ નહિ દેખાતી એક્તા જરૂર આવી મળશે તેમ હુ માનું છુ

બેકારીનો પ્રશ્ન શહેરો કરતા ગામડાને વધુ સ્પર્શી રહ્યો છે ગામડાંના ભાઇઓને અશિક્ષિત કે અકુશળ ગણીને આપણે તેમના તરફ બેદરકાર રહ્યા છીએ. પરિણામે આપણુ એ મહત્ત્વનું અંગ હાલ ચૈતન્યહીન બની ગયુ છે એ દુઃખદ સ્થિતિનું પ્રાયશ્ચિત્ત આપણે કરવુંજ ઘટે છે ગામડાંના આપણા ભાઈઓમાથી ઘણના સસ્કાર ઓછા થતા જાય છે કારણ કે તેમને તે સસ્કાર મેળવવાનું સાધન હોતુ નથી તેમજ તેઓની આર્થિક સ્થિતિ પણ જોઇએ તેવી સારી નથી એને લઈને તેઓ ધાર્મિક સસ્કાર ન મેળવી શકે તો જૈન સમાજે શહેરો અને ગામડાઓનો બેકારીનો પ્રશ્ન સયુક્ત રીતે વિચાર કરી એવી યોજના કરવી જોઇએ કે બન્નેને પરસ્પર લાભ મળે હુ આશા રાખુ છુ કે બેકારી જેવા વિરોધ પ્રશ્નનો ઉકેલ કરવામા શ્રીમન્ત અને ઉદ્યોગપતિઓ સહકાર આપશે અને બદલાયેલા યુગને પિછાનીને દાનની દિશામાં બેકારીને અગ્રસ્થાન આપશે તો સમાજની ઉન્નતિ જરૂર થઈ શકશે.

—શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સના પદરમા અધિવેશનના સ્વાગતસમિતિના પ્રમુખ સ્થાનેથી—

# નવવિચારકો અને દાન

લેખક પં. દલસુખ માલવણિયા.

શાસ્ત્રોએ દાનનો મહિમા ગાયો અને પરંપરાથી શાસ્ત્રવાચનમાં એ મહિમાપાઠ થવા લાગ્યો એટલે સમાજમાં દાનની પ્રવૃત્તિ તો શરૂ થઈ ગઈ. પછી તો વસ્તુતઃ દાન શું કહેવાય, દાતા કેવો હોય, તેનું પાત્ર કોણ હોય, દાન ક્યારે અને કેવી રીતે દેવું,–એ બધું વિચારવાનું છોડી દઈ માત્ર દેવું એ દાન અને ગમે તે, ગમે ત્યારે, ગમે તેને, ગમે તેવી રીતે દે–એ બધું દાનની કોટિમાં ગણાવા લાગ્યું. જેમ પ્રત્યેક આચાર વિષે માત્ર રૂઢિ એ જ તેને પાળવાનું નિયામક તત્ત્વ થઈ પડ્યું છે, તેમ દાનની પણ એક રૂઢિ થઈ ગઈ અને આપણે સારી રીતે જાણીએ છીએ કે કોઈ પણ નિયમ કે આચાર જ્યારે રૂઢિનું રૂપ પકડી લે છે, ત્યારે તે નિયમ કે આચારના પાલનમાં વિચારને જરા પણ સ્થાન રહેતું નથી. એટલે દાને પણ જ્યારે રૂઢિનું રૂપ ધારણ કર્યું, ત્યારે તેની પાછળ કોઈ પણ જાતના વિચારને અવકાશ ન રહ્યો એ તો સ્પષ્ટ છે.

સમાજમા આવી દાનની રૂઢિ સામે નવવિચારકોએ માથું ઊંચક્યું—જ્યાં ભક્તોને ભરપેટ ખાવાનું મળતું ન હોય, ત્યાં વીતરાગ ભગવાન માટે મહાલય બાંધવા કે તેમને હીરામાણેકથી વિભૂષિત કરવા; મજૂરોને રહેવા નાની કોટડીની પણ સગવડ ન હોય, છતાં ત્યાગીઓ માટે મોટા ઉપાશ્રયો બંધાવવા. પોતે અભણ રહીને પણ જ્ઞાનપંચમીના ઉજમણામાં પુસ્તકોની લહાણી કરવી: નોકરને ઠીક ઠીક ભોજન મળે છે કે નહિ, તેની દરકાર તો લેવી નહિ, પણ પોતાની તપસ્યાના ઉજમણામાં કે એવા કોઈ પ્રસંગમાં સંઘભોજન કરાવવું; ઘરે ભૂખ્યો ભિખારી માગવા આવે તો આદર તો ક્યાંથી હોય? હડધૂત કરી તેને પાછો કાઢતા શરમ પણ ન આવે છતાં વેશધારી કોઈ પોતાના સંપ્રદાયનો સાધુ આવી ચડે તો આવશ્યકતાથી અધિક પણ પરાણે આપવું;—આ અને આવી બીજી અનેક પ્રકારની દાનની રૂઢિઓ વિરુદ્ધ નવવિચારકોએ પોતાનું માથું ઊંચક્યું.

પરિણામે સમાજમા નાનો એવો પણ એક વર્ગ ઉત્પન્ન થયો છે જે આવી દાનની રૂઢિમા પોતાને હોમવા માગતો નથી. એટલું જ નહિ પણ પ્રસંગ આવ્યે એ રૂઢિદાન સામે પોતાનો વિરોધ બલપૂર્વક નોંધાવે છે અને કોઈ પ્રસંગે સફળ પણ થાય છે. આ પ્રમાણે સમાજમા રૂઢિદાન વિરુદ્ધ જે હીલચાલ થઈ છે તે આંશિક સફળ થઈ ગણાય, કારણ હજી રૂઢિદાનોની પરંપરા એકદમ અટકી પડી નથી.

પણ એ નવવિચારકોને પણ એક લાલબત્તીની જરૂર છે ખાસ કરીને જૈન સમાજને લક્ષીને હું અહી ચર્ચા કરવા માગુ છું.

રૂઢિવાદીઓના દાનો અંધપરંપરાથી પ્રેરાયેલા હોય છે, તેની પાછળ વિચારબળ નથી હોતું, યશની આકાંક્ષા હોય છે, તેમાં પાત્રાપાત્રનો વિવેક નથી, આ અને આવા બીજા બધા દોષો છતાં એક વાત તો આપણે સ્વીકારવી જ પડશે કે તેઓ આપે છે. નવવિચારકોનો વિરોધ આપવા સામે **નથી**, પણ આપવાની રીત સામે છે. આ વસ્તુ ખાસ લક્ષ્યમાં રાખવી જોઈએ. અત્યારે બન્યું છે એવું કે દાનની રીતનો વિરોધ કરતાં કરતાં વધતે ઓછે અંશે જાણે દાનનો પણ વિરોધ થઈ ગયો હોય તેમ જણાય છે અવિચારીપણે આપવું એ તો અયુક્ત છે જ, પણ એથીયે વધારે અયુક્ત તો દાનનો જ સંકોચ કરીને પરિગ્રહને વધારવો એ છે. એટલે નવવિચારકોએ ખોટાં દાનોનો વિરોધ કરવામાં પાછી પાની કરવાની જરૂર નથી, પણ સાથે સાથે પોતાની દાનની નવી રીતો પણ સમાજમાં પ્રતિષ્ઠિત કરવામા પાછી પાની કરવાની નથી એ ભૂલવું ન જોઈએ

ાનનો પ્રવાહ જે ઉલટી રીતે વહી રહ્યો છે તેને બદલે ઉપયોગી ક્ષેત્રમા વાળવાની જરૂર છે અને એ કામ નવવિચારકોએ જ શરૂ કરવુ પડે, કારણ એ નવા માર્ગમાં જ લોકોને તો હજી શ્રદ્ધા જામી જ નથી, એટલે તેઓ તો એ માર્ગે જવાના જ નથી નવવિચારકોની શ્રદ્ધા એ નવા માર્ગમા જામી હોય તો પોતાના દાનનો પ્રવાહ એ માર્ગ વાળી તેની ઉપયોગિતા પૂરવાર કરવી પડશે અને એક વાર એવી ઉપયોગિતા સિદ્ધ થઈ એટલે સૌ કોઈ એ માર્ગે વળવાનુ આમ ન બને ત્યા સુધી માત્ર રૂઢ દાનનો વિરોધ ધાર્યુ ફળ આપી શકે નહિ

એક એવો અવસર હોય છે જ્યારે કોઈ પણ વસ્તુનો માત્ર વિરોધ કરીને બેસી રહીએ તો પણ યોગ્ય ગણાય પણ એને મર્યાદા હોય છે એ મર્યાદાનુ અતિક્રમણ કરીને પણ માત્ર વિરોધ કરીને બેસી રહેવામા આવે તો એ વિરોધ પણ ધારી અસર ઉપજાવી શકતો નથી રાજનૈતિક ક્ષેત્રમા કૉંગ્રેસની અત્યારે જે પ્રગતિ આપણે જોઇએ છીએ, તે આના વિરોધપ્રદર્શન ઉપરાંત વિધાયક કાર્યક્રમને જ આભારી છે તે જ પ્રમાણે દાનના વિરોધપ્રદર્શન ઉપરાન્ત હવે જો એ વિરોધને મોળો ન પડવા દેવો હોય તો નવવિચારકોએ પોતાના તરફથી કાંઈક વિધાયક પ્રવૃત્તિ પણ ઉપાડવી જોઇએ

આપણી કૉન્ફરન્સો અને યુવકમંડળોએ અનેક પ્રકારની વિધાયક સૂચનાઓ મૂકી છે બેકારી નિવારણ ઔદ્યોગિક શાળાઓ, છાત્રાલયો, ગુરુકુલો, પુસ્તકપ્રકાશન, સહકારી મંડળ અને એવી અનેક પ્રવૃત્તિઓ સમાજ સામે દાનની નવી દિશા સૂચવે એટલા માટે મૂકી છે પણ હજુ તેમાંથી કોઈ પણ પ્રવૃત્તિ એકાદ અપવાદ સિવાય પગભર તો શુ પણ સાચી દિશામા શરૂ પણ કરવામા નથી આવી બન્યુ છે એવુ કે દાતા બદલાયો નથી પણ તેણે રૂઢિદાનો ઉપરાત આ નવા ક્ષેત્રોમાંથી પણ કોઈ કોઈને અપનાવ્યા છે પરિણામે ક્ષેત્ર તો નથી, પણ તેમા વર્ચસ્વ એ અયોગ્ય દાતાઓનુ જ છે તેમજ દાન પણ વિચારપૂર્વકનુ નહિ, યોજનાપૂર્વકનુ નહિ યોજના નવવિચારકોએ મૂકી પણ તેના માટે નાણા રૂઢિવાદીઓ તરફથી જ મોટે ભાગે મળ્યા એટલે પરિણામે યોજના અભરાઇએ રહી અને નવા માર્ગોએ વપરાયેલુ ધન પણ નવવિચારકોએ ધારેલ પરિણામ આપી શક્યુ નહિ

આ વસ્તુસ્થિતિ આપણા સમાજની કોઈ પણ બોર્ડિંગ કે ગુરુકુલ કે એવી કોઈ પણ સસ્થાનુ સચાલન જોવાથી પ્રત્યક્ષ થઈ જશે સમાજ સામે નવવિચારકોએ બોર્ડિંગ કે ગુરુકુલોની યોજના મૂકી, પણ પૈસા તો તેમાના કોઇકે જ આપ્યા અને વધારે ભાગના પૈસા રૂઢિવાદીઓ પાસેથી જ ગમે તે પ્રકારે-કહો કે યશોનામે-પડાવ્યા આખરે એ સસ્થાઓનુ સચાલન નવવિચારકોમાના કોઈકજના હાથમા રહ્યું અને મોટા ભાગના સચાલકો રૂઢિવાદીઓ જ નીમાયા પરિણામે સસ્થાનું ખોખુ તો નવુ, પણ તેમાં પ્રાણ તો જૂનોપુરાણો જ રહ્યો. એટલે અત્યારે નવી પાછી એ સસ્થાઓ પણ નમાલી છે તેમા માત્ર જૂની રૂઢિઓ પ્રમાણે બધું કામ ચાલે છે નવવિચારકો અવકાશ નથી એ બધુ કહેવાનું બાકી જ રહ્યુ

એટલે માત્ર યોજના આપવાથી કામ ન ચાલે, પણ તે સાથે વિચારકોએ થોડો ઘણો ત્યાગ પણ કરવો જોઇએ સસ્થા ન ચાલે એ બહેતર છે પણ સિદ્ધાન્ત વિરુદ્ધ ચલાવવા માટે પૈસા મળે તો પણ અગ્રાહ્ય છે-એવો સિદ્ધાન્ત લઇને બેસવુ જોઈએ અને જો તેમ થાય, તો જ કોઈ આદર્શ સસ્થા ચાલી શકે

પારસમા એક એવો નવો મીજાઈ મુસ્લીમ સપ્રદાય છે, જેના પ્રત્યેક અનુયાયીની એ ફરજ મનાય છે કે તેણે પોતાની કમાણીનો અમુક હિસ્સો જુદો કાઢી મુખ્ય પેઢીમા મોકલી આપવો એ પૈસાનો ઉપયોગ એ સપ્રદાયવાળા પોતાની મસ્જીદ બાંધવામા અને મોટે ભાગે એમના વિદ્યાર્થીઓના ઉચ્ચ શિક્ષણ પાછળ થાય છે એ સપ્રદાયના શ્રી ખ્વાજાકમાલ જેવા સત્પુરુષ છે અને ખાસ વાત

તો એ છે કે તેનો કોઈ સભ્ય અભણ નથી પ્રત્યેક શીખ સૈનિક પોતાનો પ્રથમ પગાર ગુરુદ્વારાને આપી કૃતાર્થતા અનુભવે છે એ તો જાણીતી વાત છે. આમ આપણી સમાજમાં નવવિચારકોનો એક એવો વર્ગ ઊભો થવો જ જોઈએ, જે પોતાની કમાણીનો અમુક ભાગ તો જુદો કાઢી પોતાના વિચારાનુકૂળ ચાલતી સંસ્થામાં વાપરે.

એક તરફથી સમાજવાદ કે સામ્યવાદ જેવા વાદોની વાતો કરવી અને બીજી તરફ પોતાનો પરિગ્રહ દિનપ્રતિ કેમ વધે તેની ફીકર કરવી. જ્યાં સુધી આ સ્થિતિ રહે, ત્યાં સુધી સમાજમા નવવિચારને અનુકૂળ કોઈ પણ પ્રવૃત્તિ પગભર થઈ શકે નહિ એ તો દેખીતી વાત છે.

દાન એ કોઈ બીજાની દયા ખાઈને નહિ. પણ પોતાનો પરિગ્રહ ઓછો કરવાની દૃષ્ટિથી જ અપાવુ જોઇએ દાન વિષેની આ નવદૃષ્ટિ જો સાચી હોય તો પછી નવવિચારકોએ પરિગ્રહ વધારવા પ્રયત્ન કરવો જોઇએ કે ઘટાડવા? અને જો તેઓ ઘટાડવા પ્રયત્ન કરે, તો મને નથી લાગતું કે આપણું કોઈ પણ કાર્ય માત્ર નાણાને અભાવે પાંગળું બની જાય.

આચારવિનાનો વિચાર માત્ર માનસિક બોજો બની જાય છે એ સૂત્ર આપણે જો નિરતર ધ્યાનમાં રાખીએ, તો આપણી કોઈ પણ પ્રવૃત્તિ હમેશાં વેગવંત જ બનવાની એ નિ:સંશય છે.

એટલે કોઈ પણ પ્રવૃત્તિ ચલાવવી હોય તો નાણા ગમે તેનાં નહિ, પણ એ પ્રવૃત્તિમા સપૂર્ણપણે તાદાત્મ્ય અનુભવનાર વ્યક્તિએ જ કાઢવાં જોઇએ અને તેવી વ્યક્તિના જ લેવાં જોઇએ જો આમ બને, તો જ કોઈ પણ સંસ્થા ધાર્યું પરિણામ આપી શકે.



આ કેળવણીપ્રચાર કે બેકારીનિવારણની દિશાએ ઘડાતી કે યોજનાઓ આપણને બહુ દૂર લઈ જઈ શકે તેમ નથી. તે બન્ને બાબતમા આખરે તો દ્રવ્યની જ જરૂર છે અને તે માટે ધનવાનોએ આગળ આવવાની જરૂર છે જૈન ધનવાનો પોતાની દાનવૃત્તિ માટે જગમશહૂર છે, પણ આજે દાનના પ્રવાહો બદલાવાની જરૂર છે હાલની પરિસ્થિતિ બરાબર ધ્યાનમા લઈ સમાજનુ કલ્યાણ વિશેષ કેમ સધાય અને દાનના સાત ક્ષેત્રો પૈકી કયા ક્ષેત્રોને દાનની વિશેષ જરૂરિયાત છે, તેનો ખ્યાલ કરીને તે ક્ષેત્રોમા દાનનો પ્રવાહ વાળવો જરૂરી અને ઉપયોગી છે આજે જૈન સમાજનો અનેક રીતે હ્રાસ થઈ રહ્યો છે, સખ્યા ઘટતી જાય છે આર્થિક પરિસ્થિતિ બગડતી જાય છે કેળવણીમા પણ સારી રીતે પછાત છે એ સમાજ ક્ષીણ થશે, તો ભવ્ય જિનાલયોને કોણ સાચવશે? અને જ્ઞાનભંડારોનો કોણ ઉપયોગ કરશે? માટે આજે તો અન્ય દાનક્ષેત્રોને ગૌણ બનાવીને શ્રાવક અને શ્રાવિકાઓની સ્થિતિ સુધારવા પાછળ જ સર્વ દાનપ્રવાહોનુ એકીકરણ થવાની જરૂર છે. પારસીપંચાયતફંડની યોજના એક નાની સરખી પારસી કોમને કેટલી બધી આશીર્વાદરૂપ બનેલ છે? શુ આપણે ત્યા આવુ મોટુ ફંડ ઊભુ થઈ ન શકે કે જે કોમની કેળવણીની જરૂરિયાતોને બરોબર પહોંચી વળે અને વધતી જતી બેકારીમા પણ રાહત આપી શકે? જૂની દૃષ્ટિ અને ઘરેડવાળા દાનવીર સાધર્મી ભાઈઓને આ બાબતનો યોગ્ય વિચાર કરવા મારી આગ્રહપૂર્વક વિનતી છે.

—શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સના પંદરમા અધિવેશનના પ્રમુખસ્થાનેથી—

# જીવતો અનેકાન્ત

લેખક પં. સુખલાલજી સંઘવી

કલ્પના, તત્ત્વજ્ઞાન અને ધર્મ એ ત્રણ માનવી જીવનની બીજા કોઈના જીવનમાં ન હોય તેવી વિશેષતાઓ છે. તેમ છતાં આ ત્રણે વસ્તુઓ એક જ કોટિની કે એક જ સરખા મૂલ્યવાળી નથી. કલ્પના કરતાં તત્ત્વજ્ઞાનનું સ્થાન ઊંચું છે, એટલું જ નહિ પણ તે સ્થાયી અને વ્યાપક પણ છે. ધર્મનું સ્થાન તો તત્ત્વજ્ઞાન કરતાંય ચડિયાતું છે; કારણ ધર્મ એ તત્ત્વજ્ઞાનનું પક્વ પરિણામ ફળ માત્ર છે.

કલ્પનાઓ ક્ષણેક્ષણે નવનવી અને તે પણ જુદી જુદી વ્યક્તિઓમાં નવનવરૂપે ઉદ્ભવે છે. એ બધી કલ્પનાઓ કાંઈ સ્થિર નથી હોતી તેમજ સાચી પણ નથી હોતી, તેથી કલ્પના કરનાર વ્યક્તિ પણ પોતે મેળવેલી અને પોષેલી કલ્પનાઓને ઘણીવાર આગળ મોટે ભાગે ફેંકી જ દે છે, અને એમ ન થાય પણ કે જો કોઈ વ્યક્તિ પોતાની કલ્પનાઓને સત્યની કસોટીએ નહિ સાચા છતાં મેળવ્યા જ અને પોષ્યા જ કરે તોય એ કલ્પનાઓને બીજા લોકો સ્વીકારતા કે અપનાવતા નથી. તેથી ઊલટું જો કોઈ કલ્પના સત્યની કસોટીએ કસાતાં પાર ઊતરે, તેમાં ભ્રાન્તિ જેવું ન જ રહે તો એવી કલ્પના ગમે તે કાળ, ગમે તે દેશ અને ગમે તે જાતિના મનુષ્યમાં જન્મી હોય છતાં તે કલ્પના પોતાની સત્યતાના બળના પ્રમાણમાં સર્વત્ર સ્વીકાર પામવા લાગે છે અને તે કલ્પના સ્થાયી બને છે. આવી જ સ્થિર કલ્પનાઓ તત્ત્વજ્ઞાન તરીકે લેખાય છે અને તે જ ક્યાંઈ સીમાબદ્ધ ન રહેતાં સાર્વજનિક કે બહુજનગ્રાહ્ય સંપત્તિ બને છે. માનવી પરીક્ષણશક્તિ જે તત્ત્વજ્ઞાનને કસી સત્યરૂપે સ્વીકારે છે, તે જ તત્ત્વજ્ઞાન પછી કાળક્રમે ધીરેથી કે ત્વરાથી માનવી આચરણનો વિષય બને છે અને જે તત્ત્વજ્ઞાન વિવેકપૂર્વક આચરણમાં આવે છે તે જ માનવજીવનનો ખરેખરો વિકાસપ્રદ ધર્મ બની જાય છે.

ઉપરની બાબત એક દાખલાથી સ્પષ્ટ કરીએ. 'જીવ, આત્મા, ઈશ્વર એ છે' એવી એક કલ્પના. 'તે નથી' એવી બીજી કલ્પના છે. તોય બધા જીવો વસ્તુતઃ એક જ છે, તેઓ વચ્ચે વાસ્તવિક ભેદ જ નથી અને જીવ તેમજ પરમાત્મા પણ વસ્તુતઃ નોખી નોખી વસ્તુ નથી એવી કલ્પનાઓ એક બાજુ ને બીજી બાજુ જીવો બધાય વસ્તુતઃ નોખા નોખા છે, પરમાત્મા અને જીવો વચ્ચે ખરેખરી જુદાઈ જ છે એવી કલ્પનાઓ પ્રવર્તે છે. જ્યારે તેથી તદ્દન ઊલટી જાતની કલ્પનાઓ પણ પ્રવર્તે છે. તે એમ માને છે કે ઈશ્વર તો શું પણ આત્મા જેવી સ્વતંત્ર અને સ્થાયી કોઈ વસ્તુ નથી. આત્મા એ તો પાણીના પરપોટા જેવી પાંચ ભૂતોની બનેલી એક ગતિશીલ અને દૃશ્ય આકૃતિ માત્ર છે. આ બધી એક વખતે કલ્પનાઓ છે એમ સમજવું જોઈએ, કારણ અમુક કલ્પનાઓના પક્ષનો માણસ પણ ક્યારેક તે કલ્પનાઓ છોડી બીજા જ પક્ષમાં ભળે છે અગર તો બન્ને પક્ષોથી તટસ્થ રહે છે.

એ બધી કલ્પનાઓ બદલાવા અને નવું નવું રૂપ ધારણ કરવા છતાં તેની પાછળ એક કદી ન બદલાય અને કદી પણ ન ભૂંસાય એવી સ્થિર પણ કલ્પના છે. દાખલા તરીકે માણસ તો શું કોઈ પણ પ્રાણી એવું નથી જેને 'હું કાંઈક છું' એવું હુંપણાનું ભાન ન હોય, તેમજ સુખદુઃખના ભેદની લાગણી અને સુખ માટેની પ્રવૃત્તિ તેમજ દુઃખ તરફનો અણગમો ન હોય. ત્રણે કાળમાં અને એક સરખી રીતે માન્ય થાય એવો આ અનુભવ તે જ તત્ત્વજ્ઞાનની કક્ષામાં આવે, કારણ એ અનુભવ માત્ર વાસ્તવિકપણાની ભૂમિકા ઉપર જ ઊભો થયેલો હોઈ ટકી રહે છે. તેમાં કોઈને કાંઈ વાંધો લેવા જેવું દેખાતું નથી. હુંપણાનું ભાન, સુખની રુચિ, દુઃખનો અણગમો એ અનુભવ સૌમાં એકસરખો અને સાચો સિદ્ધ

થયો છે, તેને જ લીધે તેમાંથી ધર્મ જન્મ્યો છે સાચુ જ વિચારવુ, વિચાર અને સમજ હોય, તેવુ જ બોલવુ અને તેવું જ આચરવુ એવો જે સત્ય-અહિંસા નામનો ધર્મ મનુષ્ય જાતિમાં ઉદ્ભવ્યો છે ને કાળક્રમે તેનો અનેક રૂપે વિકાસ થયેલો છે તેમજ થતો જાય છે તેના મૂળમાં પેલો અનુભવ જ કામ કરી રહ્યો છે. જીવ કે ઈશ્વર હોવા ન હોવાની તેમજ તેના નોખાપણા કે અનોખાપણાની ગમે તેટલી અરસપરસ વિરોધી કલ્પનાઓ પ્રવર્તતી હોય છતાં કોઈ પ્રાણી કે કોઈ મનુષ્ય એવો નથી કે જે પોતા પ્રત્યે બીજાના અણગમાકારક વર્તનને પસદ કરે એ જ બીજા પાસેથી પોતાના તરફના સદ્વર્તનની આશા બીજા પ્રત્યે પોતાના સદ્વર્તનને ઘડે છે. એ ઘડતર વિરોધી ધક્કાઓથી મોડેમોડે જન્મે કે સમજપૂર્વક જલદી જન્મે એ નોખી વાત, પણ આખી માનવજાત આ ઘડતર તરફ જ ઢળી રહી છે અને માનવજાતિમાં થયેલા તેમજ થતા મહાન્ પુરુષો પોતાની જીવનચર્યાથી આખી માનવજાતને એ જ રીતે ઘડવા મથ્યા છે ને મથી રહ્યા છે તેથી જ એ ઘડતર ધર્મના બીજા ઉપસિદ્ધાન્તોનો મૂળ સિદ્ધાન્ત બની રહ્યો છે

તત્ત્વજ્ઞાનનો જન્મ કોઇને કોઈ સંપ્રદાયને આભારી છે. તત્ત્વજ્ઞાનના વિકાસ અને પ્રચારમા પણ સંપ્રદાયોનો મુખ્ય ફાળો છે. એ જ રીતે ધર્મના વિકાસ અને પોષણમાં પણ સંપ્રદાયોનો અમુક હિસ્સો છે જ, છતાં માનવજાતની ટૂંકી દૃષ્ટિએ એ જ તત્ત્વજ્ઞાન અને ધર્મના ઝરા જેવા સંપ્રદાયને સાંકડો, બધિયાર તેમજ મેલો પણ કરી નાખ્યો છે અજ્ઞાન અને મોહમાંથી જન્મેલી ટૂંકી દૃષ્ટિ કોઈ એક સંપ્રદાય બહાર બીજા સંપ્રદાયોના વાસ્તવિક અનુભવને જોઈ શકતી નથી. કોઈ એને જોવા કહે, તોય તે ડરે છે, ભડકે છે, પોતે પોતાના તરીકે માનેલ સંપ્રદાયમાં પણ એ ખુલ્લા મનથી ચોમેરના સત્યો જોતો નથી આનું નામ મતાંધતા કે સાંપ્રદાયિકતા છે, મનુષ્ય જાતિમાં મતાંધતાને લીધે જે પરિણામો આવ્યાં છે, તેમને તદ્દન ટૂકમાં નોંધવા હોય તો આ પ્રમાણે નોધી શકાય.

૧. તે સત્યસિદ્ધ નહિ થયેલ કલ્પનાઓને પણ તત્ત્વજ્ઞાન તરીકે લેખી તેને તત્ત્વજ્ઞાનની કોટિમાં મૂકે છે.

૨. તે બીજા કોઇએ સત્ય સાબિત કરેલ અને તત્ત્વજ્ઞાન તરીકે લેખાય એવા અનુભવને પણ વિચારતા, અપનાવતાં ડરે છે, પાછો પડે છે

૩ તેને જે વાત પોતાના અને બીજાના સંપ્રદાયમાં એક સરખી હોય, તે એક સરખી નથી દેખાતી એક જ બાબતને તે બરાબર હોય, છતાંય તેને તે પોતાના સંપ્રદાયમાં ચડિયાતી ને ખામી વિનાની માને છે, જ્યારે બીજા સંપ્રદાયમાંની એ જ બાબતને તે પ્રથમ તો સ્વીકારતો જ નથી અને સ્વીકારે તોય તે ઊતરતી કે ખામીવાળી લેખી તેને બરાબરીનુ સ્થાન આપી શકતો નથી.

૪. તેને એક અથવા બીજી રીતે પોતાની માન્યતાઓનું શ્રેષ્ઠપણુ–પછી તે વાસ્તવિકમાં હોય કે નહિ–લોકોમાં મનાતુ થાય એ ગમે છે. અને એવા શ્રેષ્ઠપણાને માનવા–મનાવવાની ધૂનમાં તે બીજા કોઇ પણ સંપ્રદાયની તેટલી જ શ્રેષ્ઠ બાબતોને, તેટલા જ કીમતી અનુભવોને બને તેટલુ વધારેમાં વધારે ઉતારી પાડવા પ્રેરાય છે.

૫ તે આચારણમાં ગમે તેટલો મોળો હોય, પોતાની બધી જ નબળાઈઓ જાણતો પણ હોય અને પોતાના સંપ્રદાયમાંની સામૂહિક કમજોરીઓ જાતે અનુભવી વ્યક્તિગત દૃષ્ટિએ સ્વીકારતો પણ હોય, છતાં તેને પોતાના સંપ્રદાયના પ્રવર્તકો, આગેવાનો, કે શાસ્ત્રોની મહત્તા સચવાઈ રહે એવુ જ મનમા થયા કરે અને બીજા સંપ્રદાયોના પ્રવર્તકો, આગેવાનો કે શાસ્ત્રોની લઘુતા થતી જોઈ મનમાં એક

જાતનો જૂનો રસ વહે અને જાહેરમા તે લઘુતા દ્વારા પોતાના સપ્રદાયની મહત્તા સ્થાપના લનચાય, જેને પરિણામે ખંડનમડન ને વાદવિવાદ જ મે

આટલી સામા ય ભૂમિકા પછી હવે આપણે આપણા મુખ્ય વિષય ઉપર આવીએ અનેકાત એ જૈન સપ્રદાયનો મુખ્ય સિદ્ધા ત છે, જે તત્ત્વજ્ઞાન અને ધર્મના બન્ને પ્રદેશમા સમાનપણે મા ય થયેલો છે અનેકાંત અને સ્યાદ્વાદ એ બને શબ્દો અત્યારે આમા યતિ એક જ અર્થમા વપરાય છે માત્ર જૈનો જ નહિ પણ જૈનેતર સમજદાર લોકો પણ જૈન દર્શનને–જૈન સપ્રદાયને અનેકાત દર્શન કે અનેકાત સપ્ર ાય તરીકે ઓળખે ઓળખાવે છે હમેશાથી જૈન લોકો પોતાની અનેકાત સબધી મા યતાને એક અભિમાનની વસ્તુ લેખતા આ યા છે અને એની ભવ્યતા ઉદારતા તેમજ સુદરતાનુ સ્થાપન કરતા આ યા છે અહિં આપણે જોવાનું એ છે કે અનેકાંત એ વસ્તુ શુ છે? અને તેનું જીવિતપણુ એટલે શુ? તેમજ એવો જીવતો અનેકાત આપણી જૈન પરપરામા સામુ ાયિક દૃષ્ટિએ કયારેય હતો ને અત્યારે પણ છે?

અનેકાત એ એક જાતની વિચારપદ્ધતિ છે તે બધી દિશાઓથી બધી બાજુથી ખુલ્લુ એવુ એ-માનસચક્ષ છે જ્ઞાનના, વિચારના અને આચરણના કોઈ પણ વિષયને તે માત્ર એ- જ તરેવી કે અધૂરી બાજુથી જોવા ના પાડે છે અને શકય હોય તેટલી વધારેમા વધારે બાજુએથી, વધારેમા વધારે વિગતોથી અને વધારેમા વધારે માર્મિક રીતે તે મનમાઈ વિચારવા આચરવાનો પક્ષપાત ધરાવે છે આ તેનો પક્ષપાત પણ માત્ર સત્યના પાયા ઉપર જ બધાયેલો છે અનેકાતનુ જીવિતપણુ અગર જીવન એટલે તેની પાછળ, આગળ કે અદર સવત્ર સત્યનુ–યથાર્થતાનુ તેજ અનેકાત એ માત્ર કલ્પના નથી પણ સત્ય સિદ્ધ થયેલી કલ્પના હોઇ તે તત્ત્વજ્ઞાન છે અને વિવેકી આચરણનો વિષય હોઇ તે ધર્મ પણ છે અનેકાતનું જીવિતપણું એમા છે કે તે જેમ બીજા વિષયોને બધી બાજુથી તટસ્થપણે જોવા વિચારવા, અપનાવવા પ્રેરે છે તેમ એ પોતાના સ્વરૂપ અને જીવિતપણા વિષે પણ ખુલ્ના મનથી જ વિચાર કરવા ફરમાવે છે જેટલું વિચારનું ખુલ્લાપણુ, સ્પષ્ટપણુ અને તટસ્થપણુ, તેટલુ જ અનેકાન્તનુ બળ કે જીવન.

જો અનેકાતના જીવનની ઉપરની વ્યાખ્યા સાચી હોય, તો આપણે આગળ કે પાછળના કોઈ પણ બધનો સ્વીકાર્યા સિવાય જ તદ્દન નિખાલસપણે એને વિષે વિચાર કરવો જોઈશે આ વિચાર કરતાં પ્રથમ પ્રશ્નો કાઈક નીચે પ્રમાણે ઉદ્ભવે ખરા

૧ શુ આવી અનેકાતદૃષ્ટિ માત્ર જૈન પરપરાના પ્રવતકો અને અનુયાયીઓમાં જ હતી અને છે કે મનુષ્યજાતિમા અસ્તિત્વ ધરાવતા બીજા સપ્રદાયોના પ્રવતકો અને અનુયાયીઓમા પણ એ પ્રવર્તી છે અગર પ્રવર્તી શકે?

૨ પરિભાષા વ્યાખ્યા અને ઉપયોગનો ગમે તેટલો ભેદ હોવા છતા જો વસ્તુગતે અનેકાત વિચાર અને અનેકાંતવર્તન બીજા કોઈ જૈનેતર ગણાતા સપ્રદાયના પ્રવતકો કે અનુયાયીઓમા હોય અને તે આપણને પ્રમાણથી સાચું લાગે, તો તેનો તેટલા જ આદરથી સ્વીકાર કરવો કે સાંપ્રદાયિક અભિનિવેશથી આખ બધ કરવી?

૩ અનેકાતના પાયા ઉપર સ્થપાયેલ ને પોષાયેલ જૈન સંપ્ર ાયમા પણ અને ાત જીવનમા બીજા સપ્ર ાયો કરતા વધારે પ્રમાણમા ઉતર્યો ન હોય, તો જૈન લોકોને અનેકાત વિષે ગૌરવ લેવાને કાંઇ કારણ છે? અથવા અનેકાત વિષે ગૌરવ લેવુ એટલે શુ?

બીજા અને ત્રીજા પ્રશ્નને પ્રથમ લઇએ હું ધારુ છુ 'ગમે તેવો સાપ્ર ાયિક મનનો જૈન હશે તોય એમ તો ભાગે જ કહેશે કે જૈન સિવાયના કોઈ પણ સપ્ર ાયના પ્રવતક કે અનુયાયીમા સાચે જ અનેકાત વિચાર કે વર્તન હોય, તો તેનો સ્વીકાર કરતા, તેનો આ ર કરતાં અચકાવુ એવો પણ કોઇ

ઇતિહાસમાં અનેકાંત જીવતો તો નજરે જ પડતો નથી. હા, કલ્પનામાં તેણે અનેકાંત એટલે લગી વિસ્તાર્યો છે કે અનેકાંતનું પોષણ કરનાર એક આખું સ્વતંત્ર સાહિત્ય સર્જાયું છે. પરંતુ આ સ્થળે એ વાત ખાસ ભારપૂર્વક નોંધવા જેવી છે કે અનેકાંતની વ્યાખ્યા કરતાં આચાર્યોએ ને વિદ્વાનોએ જે ઉદાહરણો દાખલાઓ આપ્યા છે ને હજુયે આપે છે, તે ઉદાહરણો વાળના અગ્ર ઉપર નાચી શકાય કે નહિ એ પ્રશ્નના મનોરંજક જવાબ જેવા છે. આકાશને ફુલ છે પણ—એ સાબિતી સુધી અનેકાંત ગયો છે, પણ મંદિરો જુદાં હોવા છતાં એક જ તીર્થમાં શ્વેતાંબર દિગંબરો સલાહ સંપ અને પૂર્ણ સમાધાનીથી રહી શકે કે નહિ અને રહી શકે તો કેવી રીતે તેમજ ન રહી શકે તો કેવી રીતે એનો નિર્ણય-કારી ખુલાસો આટલા ઝઘડાશાસ્ત્રના અનુભવને પરિણામે પણ અનેકાંતના મહારથીઓએ હજુ લગી આપ્યો નથી. ધાર્મિક જીવનમાં છેક જ છિન્નભિન્ન થયેલા અને નજીવી બાબતમાં પણ શ્વાન કે મહિષ યુદ્ધ કરનાર ધર્મવિદ્વાનો જો પોતાની પરંપરામાં અનેકાંતદૃષ્ટિ કે અનેકાંતજીવનનો દાવો કરે, તો એમણે આંખ આડા પાટા બાંધ્યા છે, જે બીજાને ને પોતાને જોવા ના પાડે છે એમ જ કહી શકાય

કર્મપ્રદેશ એટલે ધંધાનું ક્ષેત્ર. ધંધામાં અનેકાંત લાગુ પડી શકે કે નહિ એ પ્રશ્નનો ઉત્તર જૈનો કદી નકારમાં તો ન જ આપે. હવે આપણે જોઇએ કે તેમણે ધંધાના ક્ષેત્રમાં અનેકાંત ક્યાં લગી પોષ્યો છે ? જીવન જીવવા અનેક વસ્તુઓ જોઇએ, કામ પણ અનેક જાતનાં કરવાં પડે આપણે જૈન પરંપરાને પૂછીએ કે તારે નભવું હોય તો કઈ ચીજ વિના અને કયા કામ વિના ચાલશે ? અને તેમ છતાં આપણે જોઇએ છીએ કે જૈનો એકજ ધંધો શીખ્યા છે ને એકજ ધંધા તરફ ધસ્યે જાય છે તે ધંધો છે વ્યાપાર કે નોકરીનો શું જૈનોને ખેતીની જરૂર નથી ? શું વહાણવટા કે વિમાની સાહસોની જરૂર નથી ? શું આત્મ અને પર રક્ષણ માટે કવાયતી તાલીમની જરૂર નથી ? શું તેમને પોતાની સ્વચ્છતા માટે ને પોતાના આરોગ્ય માટે બીજાઓની સ્વચ્છતા અને આરોગ્યનો જ ભોગ લેવો ઘટે ? આપણે જૈન લોકોનો ધંધો અને તેને પરિણામે તેમની કચરાતી જતી શારીરિક, માનસિક શક્તિનો વિચાર કરીશું, તો આપણને સ્પષ્ટ જણાશે કે જૈનો ધંધાના ક્ષેત્રની બાબતમાં એકાંતી થઇ ગયા છે. એમણે સારું અનાજ, સારાં ફળો અને સ્વચ્છ દૂધ, ઘી જોઇએ, પણ એના ઉત્પાદક ધંધાઓ એ ન કરી શકે ! તેઓને ચામડાની એકે એક ચીજ જોઇએ પણ તે ચામડા કમાવવા આદિના કામમાં પડી ન શકે ! એટલે અનેકાંતનો વિચાર માત્ર વિદ્વાનો ને ધર્મગુરુઓ પૂરતો જ છે એમ એમણે માની લીધેલું હોવાથી તે પ્રત્યક્ષ જીવનમાંથી સરી ગયો છે

સાહિત્યનો પ્રદેશ લઈએ. જૈનોનો દાવો છે કે અનેકાંત જેવી વિશાળ અને ઉદાર દૃષ્ટિ બીજી એકેય નથી અને છતાંય આપણે હમેશા માત્ર ગૃહસ્થ જૈનોને જ નહિ, પણ ત્યાગી અને વિદ્વાન જૈનો સુદ્ધાંને સાહિત્યની એક એક શાખામાં બીજાને હાથે પાણી પીતાં ને બીજાના પ્રમાણપત્રથી ફુલાતાં તેમજ બીજા સંપ્રદાયના વિદ્વાનોનું ન છૂટકે અનુસરણ કરતાં જોઇએ છીએ. જે અનેકાંત દૃષ્ટિ અનેક બાજુઓથી અનેક વસ્તુઓનું અનેક રીતે જૂનું નવું જ્ઞાન સંચિત કરવા પ્રેરી શકે, તે જ અનેકાંતદૃષ્ટિની હિમાયત કરનાર વર્ગમાં જ્યારે સાહિત્ય ઉપાસના અને વિદ્યા ઉપાસનાની બાબતમાં આટલું બધું પામરપણું દેખાય, ત્યારે એમ કયો માણસ માની શકે કે જૈન પરંપરામાં અનેકાંતદૃષ્ટિ જીવતી છે ?

હવે સમાજક્ષેત્ર લઈ વિચારીએ સમાજનો મૂળ પાયો લગ્નસંસ્થા છે એનો અસલી ઉદ્દેશ એ છે કે માણસ પોતાની શક્તિના નિરંકુશ આવેગોને મર્યાદિત અને વિવેકી નિયમન દ્વારા કાબૂમાં લઈ તેનો એવી રીતે વિનિયોગ કરે કે જેથી સમાજતંતુ ચાલુ રહે અને તે ઉત્તરોત્તર વધારે અભ્યુદયવાન્ બને આ ઉદ્દેશની દૃષ્ટિએ લગ્નસંસ્થા માંગલિક જ નહિ, પણ પવિત્ર તેમ જ આશિર્વાદરૂપ પણ છે. જો એથી

વિપરીત માત્ર દેહવાસનાપ્રેરિત લગ્નસંસ્થા ચાલે, તો એ નથી માગલિક કે નથી પવિત્ર ઉલટી શાપરૂપ છે જ્યા લગી આવો વિવેક જાગરુક રહે છે અને તેનુ જ પોષણ વિચારણા દ્વારા કરવામા આવે છે ત્યા લગી અનેકાંત એ સંસ્થા પરત્વે જીવતો છે એમ કહી શકાય આપણે ભૂતકાળનો ઇતિહાસ અને વર્તમાન આપણા સમાજનું માનસ જોઈએ, તો આપણને જણાશે કે આ બાબતમા અનેકાંત જીવિત રહ્યો નથી જૈન સમાજમાં વિચારકોનુ મુખ્ય સ્થાન ત્યાગીઓ ભોગવતા આ યા છે ત્યાગીઓની આ સંસ્થા માત્ર એક જ આશ્રમ ઉપર ભાર આપતી આવી છે અને અત્યારે પણ એ રીતે જ ભાર આપે છે તેથી એ લખાણમા કે ઉપદેશમા જ્યા અને ત્યા કે જ્યારે અને ત્યારે એક જ વાત કહેતી આવી છે કે લગ્ન એ તો ન ભી ઉપાધિ અને બધન છે તેમ જ એ અપવિત્ર પણ છે આવો સતત ઉપદેશ અને પ્રચાર હોવા છતા પ્રકૃતિથી જ જે સંસ્થા સમાજ સાથે સંકલિત છે તે નાબૂદ થઈ નથી અને થવાની પણ નથી પરંતુ એવા ઐકાન્તિક ઉપદેશનુ સમાજમાનસ ઉપર એક પરિણામ એ આવ્યુ છે કે તે લગ્ન સંસ્થા નભાવે જાય છે, પણ જાણે પરાણે ગળે ઢોલ બાધ્યો હોય તે રીતે જ તે તેને વગાડે છે એક બાજુ આવેગો અને ફરજો ઉત્સાહભેર વ્યક્તિઓને લગ્ન તરફ પ્રેરે છે અને બીજી બાજુ તેના મનમા ઊંડે ઊંડે વારસાગત લગ્નની અપવિત્રતાના નિવિ.શ્ર.ય સસ્કારો પોષાતા જાય છે પરિણામે કૌટુંબિક જીવનમા જ્યારે અનેક જાતની જવાબદારીના પ્રસંગો આવે છે ત્યારે માણસ વિવેકદષ્ટિ ન હોવાથી મોટે ભાગે કટાળી યોગ્ય રસ્તો કાઢવાને બદલે લગ્ન સંસ્થાની અપવિત્રતાને સ્મરણે કૌટુંબિક જીવનને નિંદે છે અને ભારરૂપ ગણે છે જો એવો માણસ કુટુબમા રહે છે, તોય તે તેનું કાંઈ લીલું નથી કરતો જો તે કુટુબ છોડી યોગ લે છે, તોય તે ઘણી વાર એ યોગને ભોગથી ખરડે છે એણે અપવિત્રતા કે પવિત્રતા કયા રહે છે એ પ્રથમથી જ જાણ્યુ ન હતુ એણે તો માની લીધેલુ કે કુટુબબધન એ અપવિત્ર છે અને કુટુબથી છૂટાછેડા એ પવિત્ર છે જો એનામાં જીવત અનેકાતના સસ્કારો પ્રથમથી જ સીંચાયા હોત, તો તે એમ માનત કે પવિત્રતા કે અપવિત્રતા એ બ ને મનોગત જ છે અને તેથી તે મનના પવિત્રપણા ઉપર ભાર આપી તેને સાચવવા અને પોષવાનો પ્રયત્ન કરત અને પરિણામે તે લગ્નસંસ્થાના ઉદ્દેશને જીવનમા ઉતારી શકત અને પોતાની નબળાઈ લગ્નસંસ્થા ઉપર ન લાદત. આજે તો ભોગવાસનાની પ્રબળતા જે મનોગત એક અપવિત્રતા અને ભારે નબળાઈ છે તે જ લગ્નસંસ્થા ઉપર લાદવામાં આવે છે અને પરિણામે આખો સમાજ મોટે ભાગે લગ્નસંસ્થાની જવાબદારીઓની દૃષ્ટિએ કે ત્યાગી સંસ્થાની જવાબદારીઓની દૃષ્ટિએ છેક જ નબળો પડ્યો છે

બીજો પ્રશ્ન ઊચનીચની ભાવનાનો છે જ્યારે જ મ સત્તા અને સંપત્તિ આદિની બાહ્ય દૃષ્ટિએ ઊચનીચતા માનવા મનાવવાનો સનાતન ધર્મ પૂર જોશમા હતો, ત્યારે ભગવાન મહાવીર અને તથાગત જેવાએ ચડતા ઉતરતાપણાની કસોટી સદ્ગુણનું તારતમ્ય છે એ વાત પોતાના વ્યવહારથી સમાજ સામે મૂકી. આ વિષે જીવત અનેકાતનું જે દૃષ્ટિબિંદુ હતું તે વીરના વારસદારો આપણે ન સમજી શકયા કે ન તેને વ્યવહારમાં સાચવવા મથ્યા. બ યુ એમ કે માત્ર ધર્મક્ષેત્રે જ નહીં, પણ કર્મ અને સમાજક્ષેત્રે પણ આપણે પાછા પુરાણા સનાતન ધર્મની ઊ ચનીચની ભાવનામા જ અડોવાયા યોગ્યતાને વધારવા અને ફેલાવવાના પ્રયત્ન દ્વારા જે દલિત અને પતિત જાતિઓનો ઉદ્ધાર કરવાનું કામ મહાવીરે વારસદારોને સોપ્યુ હતું તે કામ કરવાને બદલે વારસદારો પાછા, અમે ચડિયાતા ને તમે ઊતરતા, એ જ ભાવનાના વમળમા પડી ગયા એમણે બ્રાહ્મણોને વળતો જવાબ આપ્યો કે બ્રાહ્મણ જાતિ ઉચ્ચ નથી. બ્રાહ્મણ જાતિના સદ્ગુણોને અપના યા સિવાય એને ઊતરતી માનવા-મનાવવાનું કામ એક બાજુ ચાલુ રહ્યું અને બીજી બાજુ પ્રથમના દલિત અને પતિતોને વ્યવહારમા નીચ માનવા-મનાવવાનું પણ ચાલુ રહ્યુ સ્થિતિ ત્યા લગી આવી કે જૈન સમાજ માત્ર સ્થાનભેદે ઉત્પન્ન થયેલા ઓસવાલ, પોરવાલ, શ્રીમાલ

# પ્રાચીન સમાજવ્યવસ્થા—એક દૃષ્ટિ

## લેખક: હર્ષદરાય દેસાઈ

ભિન્નભિન્ન સ્મૃતિગ્રંથોમાં જે સમાજને અનુલક્ષીને એની વ્યવસ્થા અને આદર્શોનું સવિસ્તર વર્ણન કરવામાં આવ્યુ છે, તે પ્રાચીન કાળના સમાજના મુખ્ય અંગો જેવા કે ચાર વર્ણો, ચાર આશ્રમો, ગૃહમાં ગૃહિણીની સર્વોપરિ સત્તા વગેરે સુપરિચિત છે.

પરંતુ રાજકીય ઊથલપાથલોનું પ્રમાણ તે કાળે વિશેષ હોવા છતાં તેમજ વર્ણપરિવર્તનનાં વિરલ દૃષ્ટાંતો બાજુએ મૂકતાં એટલું તો સ્પષ્ટ જણાઈ આવે છે કે સમસ્ત ભારતીય સમાજ, ત્યારે એક અવિભક્ત ને સુસંગઠિત હતો. જો કે જન્મથી વર્ણનિર્ણય કરવાની પ્રથા તો આર્યોએ આ દેશમાં કાયમી વસવાટ કર્યો તે અગાઉ સૈકડો વર્ષોથી પ્રચલિત હશે, નહીં, તો બ્રાહ્મણ જન્મથી નહીં, પણ કર્મથી ગણાવો જોઈએ, એ પ્રકારનું વિધાન બુદ્ધ ભગવાનને કરવાની આવશ્યકતા ન રહેત વળી, મનુસ્મૃતિ તો એ વસ્તુ પર ભાર મૂકવા ઉપરાંત સન્ધ્યાવન્દનાદિ નિત્યકર્મ ન કરનાર બ્રાહ્મણને શૂદ્રવત્ દ્વિજકર્મથી બહિષ્કૃત કરવાની પણ આજ્ઞા આપે છે.

એ ચારે વર્ણોમાં, બ્રાહ્મણનો અધિકાર કે પ્રભુત્વ જેમ વિશેષ હતુ, તેમ એની શિક્ષાની કઠિનતા પણ કપરી હતી મનુસ્મૃતિમાંથી ભ્રૂણહત્યા માટે બ્રાહ્મણને દેશવટો આપવાનો ઉલ્લેખ મળી આવે છે. એ સિવાય બ્રાહ્મણનું સ્થાન સર્વોચ્ચ હતું પોતાના વર્ણ ઉપરાંત બીજા વર્ણની કન્યા સાથે એ લગ્ન કરી શકતો યુદ્ધ કરવુ અને યુદ્ધનુ આહ્વાન ઝીલવુ એ ક્ષત્રિયનો પરમ ધર્મ હતો દાસત્વની પ્રથા પણ ત્યારે પ્રચલિત હતી અને દાસ નાસી ન જાય એ માટે વિવિધ ઉપાયો યોજવામાં આવતા ચંડાળ જેવી હલકી કોમનો પણ એક પાંચમો વર્ણ ગણાતો અને એમના કેવળ સ્પર્શને જ નહીં પણ દર્શનનેયે પાપ ગણવામાં આવતુ (સુત્તનિપાત—માતંગની કથા). એ પાંચમા વર્ણ સીવાય બીજા ચારે વર્ણોમાં અસ્પૃશ્યતા કે ખાવાપીવા સબંધી જરા પણ ભેદ કે સંકોચ રાખવામાં આવતો નહીં. એક ઋષિએ મહાવતનું અએઠું અન્ન ખાધાની હકીકત છાંદોગ્યોપનિષદ્‌માંથી મળી આવે છે અને ઉપરના વિધાનને પુષ્ટિ આપે છે.

વાનપ્રસ્થ અને સંન્યસ્થાશ્રમને મુકાબલે બ્રહ્મચર્ય અને ગૃહસ્થાશ્રમનુ પરિપાલન વિશેષ કાળજીથી અને વિધિપુરઃસર કરવામા આવતુ. માત્ર ભિક્ષાથી જ ઉદરનિર્વાહ કરીને અલમસ્ત થઈ ફરતા મુડકાઓનુ, જટાધારીઓનુ, નાગડાઓનું અને અખંડ ધુણી ધખતા બાવાઓનુ જે વર્ણન બૌદ્ધગ્રંથોમાથી મળી આવે છે તે ઉપરથી સમજાય છે કે તે સમયે દેશની આર્થિક સ્થિતિ ઘણી જ સારી હશે અને લોક વિશેષ ઉદારવૃત્તિવાળા હશે. સાથે સાથે એ પણ સંભવિત છે કે કોઈ પણ પ્રકારના ભેદભાવરહિત સર્વ સંપ્રદાયના ભિક્ષુ પરિવ્રાજકોનું એ રીતે પરિપાલન કરવામાં કદાચ અમુક પ્રકારની ભીતિનું પણ કારણ હોય.

સામાન્ય રીતે, સ્ત્રીકેળવણીનો વિકાસ ત્યારે સારો હતો અને કવિયત્રીઓની પણ સંખ્યા ઠીકઠીક હતી. છતા તે સમયનાં નાટકોમા પુરુષપાત્રોને માટે વપરાયેલી સંસ્કૃત ભાષા અને સ્ત્રીપાત્રોને માટે વપરાયેલી પ્રાકૃત ભાષા પરથી સામુદાયિક સ્ત્રીકેળવણીનુ પ્રમાણ ઓછુ હશે એમ માનવાને કારણ મળે છે.

વિવાહવિધિમાં કન્યાદાનનો રિવાજ હતો, જેનો અર્થ એવો જ થાય કે લગ્નસંબંધમાં કન્યાની સ્વયં પસંદગીને સ્થાન ન હોતું કેવળ ગાંધર્વ લગ્ન સિવાયની બાકીની સાતે વિવાહ પદ્ધતિઓમાં લગ્નસંબંધ યોજવાનો ભાર વર અને કન્યાના માતાપિતાને શિર હતો સવર્ણલગ્નથી ઉત્પન્ન થયેલી સંતતિને સમાજમાં જે સ્થાન અને દરજ્જો મળતા, તે અસવર્ણલગ્નની સંતતિને મળતા નહીં તેમજ સ્ત્રીઓનો સંપત્તિ પરનો અધિકાર પણ પરિમિત હતો

સામાન્ય જનસમાજમાં પડદાનો રિવાજ ન હોવાને કારણે સ્ત્રીપુરુષો સંપૂર્ણ સ્વતંત્રતાથી પરસ્પર હળીમળી શકતા ફક્ત રાજામહારાજાઓના કુટુંબોમાં જ સ્ત્રીઓને કંઈક અંતરાય કે બંધન જેવું રહેલું असूर्यंपश्या राजदारा એ ભગવાન ભાષ્યકારના સૂત્રપ્રયોગથી સમજાય છે કે જનપદ વધૂઓને જે સ્વાતંત્ર્ય કે છૂટછાટ મળતા તેથી રણવાસની રાણીઓ વંચિત હશે દુષ્યન્ત મહારાજની રાજસભામાં આવેલી શકુન્તલાને મહાકવિ કાલિદાસે અવગુંઠનવતી વર્ણવી છે એના વિરોધાભાસ રૂપે વૈદિક કાળમાં, રાજસૂય યજ્ઞ ઇત્યાદિ ધર્મકાર્યોમાં રાજાની સાથે જ બેઠેલી રાણીના અનેક ઉલ્લેખો મળી આવે છે વળી, તે સમયના નાટકો ઉપરથી પણ એવું માનવાને કારણ મળે છે કે એમને રાજસભામાં આવતા લેશ માત્ર સંકોચનું કારણ ન હોય છતાં, 'અવરોધ' અને 'અન્તઃપુર' જેવા શબ્દપ્રયોગોથી એટલું તો જરૂર કહી શકાય કે તે કાળની સ્ત્રીઓ બહુધા અલગ ને સુરક્ષિત સ્થાનમાં રહેતી હશે

વિદ્યોપાર્જન માટે પણ તે કાળે સુંદર વ્યવસ્થા હતી શહેરોમાં મોટાં વિદ્યાલયો સિવાય નાના ગામડાઓમાં પણ શાળાઓ, પાઠશાળાઓ હતી અને ત્યાગવૃત્તિવાળા, તપસ્વી બ્રાહ્મણો અધ્યાપકનું કાર્ય કરતા રાજાઓ એમને યથાશક્તિ સહાય કરતા અને બ્રહ્મચારીઓએ માગી આણેલી ભિક્ષામાંથી એમનો નિર્વાહ થતો ઉપનિષદ્કાળમાં તો એક બે રાજાઓ પણ બ્રહ્મવિદ્યાના સારા જાણકાર હતા અને એમની પાસે જ્ઞાનસંપાદનાર્થે સારા સારા બ્રાહ્મણો આવતા એ ઉપરથી પ્રતીત થાય છે કે વિદ્યોપાર્જનાર્થે વર્ણભેદને સ્થાન નહોતું

ખાણીપીણીની ચીજોમાં, દરેક પ્રકારના મિષ્ટાન્ન ખીર ફળ, કંદમૂળ, શાક ઈત્યાદિનો સર્વત્ર ઉલ્લેખ મળી આવે છે પાલિસાહિત્યમાંથી ખાદ્યપદાર્થના બે પ્રકાર મળી આવે છે ખાદ્ય, ભોજ્ય અર્થાત્ પ્રવાહી અને કઠણ જૈનગ્રંથો વળી ચાર પ્રકાર બતાવે છે અશન, પાન, ખાદ્ય અને સ્વાદ્ય. સુંદર સુગંધવાળા અત્તરો, શરબતો અને શરીરે મર્દન કરવાના તેલનો પણ ઉલ્લેખ મળી આવે છે બાણભટ્ટના હર્ષચરિતમાં તો એક સ્થળે ધૂમ્રપાનનો પણ ઉલ્લેખ છે વિવિધ પ્રકારની રચના અને બાંધણીવાળા દેવમંદિરો અને વરોસંબંધી વાસ્તુશાસ્ત્રમાં વિસ્તારપૂર્વક કહેવામાં આવ્યું છે મહાભારતમાં જણાવ્યા પ્રમાણે પ્રત્યેક ગામ કે શહેરમાં એક સભાભવન હતું અને અતિથિઓ ત્યાં રહેતા સુત્તનિપાતની ટીકામાં એક ભિક્ષુ વિષે 'સભીય' શબ્દ વાપરવામાં આવ્યો છે તે ઉપરથી કલ્પનાને વેગ મળે છે કે એની માતા એવા સભાભવનમાં રહેતી હશે ત્યારે એનો જન્મ થયો હશે વર્તમાન સમયની આપણી ક્લબો જેવા એ સભાભવનોમાં દ્યૂત અને મનોરંજનના વિવિધ પ્રયોગો થતા પરંતુ એમાં અતિથિશાળાનો પણ સમાવેશ થતો એટલી એમની વિશિષ્ટતા જાતિ કે વર્ણભેદને લીધે આજે દેશની જે વિષમ પરિસ્થિતિ છે, તે સમ્રાટ્ હર્ષના શાસનકાળ (૬૦૬-૬૪૮)માં નહોતી એમ કહીએ તો અનુચિત નથી પરસ્પર વર્ણાંતરલગ્નના દૃષ્ટાંતો તો છેક દશમી સદી સુધીમાં મળી આવે છે કર્પૂરમંજરીનો સુપ્રસિદ્ધ કર્તા રાજશેખર પોતે બ્રાહ્મણ હોવા છતાં ચૌહાણ કુળની કન્યા સાથે એણે લગ્ન કીધું હતું માનવ માત્રની વર્ણનો નહીં પણ જાતિનો નિર્ણય એના ધંધા પર અવલંબતો અને એથી જ ઘાંચી, મોચી, દરજી, સુતાર, લુહાર, કુંભાર, ચમાર ઈત્યાદિ ધંધો સૂચવતા શબ્દો અસ્તિત્વમાં આવ્યા હશે

અને તેમાં એક જ વાત મુખ્ય મુદ્દાની છે કે આપણે મનથી જેવી ઇચ્છા રાખીએ અને આપણી કલ્પનામાં રમીએ એવી દુનિયા થતી નથી, પણ આપણે જ દુનિયાને અનુકૂળ થવુ એમાંજ મોટા સુખ અને શાંતિની છુપી ચાવી સમાયેલી છે. દરેક ધર્મ અને દરેક આધ્યાત્મિક ફીલોસોફી મનુષ્યના આત્માને શાંતિ અને સુખ આપવા રચવામાં આવ્યાં છે અને તેના નિયમો, ધોરણો અને ક્રિયાઓ તે સમયના મનુષ્યોને સુખ અને શાંતિ પ્રાપ્ત થાય તેવા શુભ હેતુથી રચવામાં આવેલાં હોય છે, તેમજ આપણા સાંસારિક રિવાજો, રૂઢિઓ, અને વહેવારિક નિયમો પણ તે હેતુથી રચવામાં આવેલાં હોય છે. પણ દેશ, કાળ અને સન્જોગોમાં ઘણા ભારી પરિવર્તનો થતાં આવે છે અને થયા કરે છે, એટલે અમુક સન્જોગોમાં જે વસ્તુ સારી અને ઉત્તમ હોય, તે બીજા સન્જોગોમાં પ્રતિકૂળ થાય, એટલુ જ નહીં પણ કેટલીક વાર મહા અનર્થનુ મૂળ થાય અમુક હેતુસારુ અમુક વસ્તુ સ્વીકારવામાં આવી હોય અને તે હેતુનો નાશ થયા છતાં, તે વસ્તુ ચાલુ રાખવી, એ શક્તિનો અને દ્રવ્યનો ખોટો વ્યય છે ધર્મ અને રૂઢિઓમાં કેટલીક વાત સિદ્ધાંતની હોય છે, તેમાં ફેરફાર થતો નથી અને કરવાની જરૂર હોતી નથી, પણ તે સિદ્ધાંતને અમલમાં મૂકવા સારુ અગર તેને અનુલક્ષીને જે કેટલીક ક્રિયાઓ અને રૂઢિઓ દાખલ કરેલી હોય, તેમાં સન્જોગ વશાત વખતોવખત ફેરફાર કરવાની જરૂર છે અને જે સમાજ અગર પ્રજા આવા ફેરફાર સમજીને તાત્કાલિક કરે છે અને તે ઉપરાંત ભવિષ્યનો પણ વિચાર કરી ફેરફાર આગળથી પણ કરે છે, તે સમાજ જીવતો જાગતો ગણાય છે અને સમયના પ્રવાહ સાથે તે પોતાની હયાતી અને સુખસમૃદ્ધિ રાખી શકે છે. પણ જે સમાજ અગર પ્રજા અગર વર્ગ જડ છે અને વગર સમજ્યે જૂની રૂઢિઓને પકડી રાખે છે, તેમની પડતી અને અધોગતિ થાય છે. આ સત્ય જ્યારે બરોબર સમજવામાં આવે અને સમાજમાં, ધર્મના રીતરિવાજોમાં અને અનેક પ્રકારના વહેવાર અને રૂઢિઓમાં સમયપ્રમાણે દીર્ઘદૃષ્ટિથી ફેરફાર કરી વર્તવામાં આવે, તો દુઃખ, સંતાપ અને પસ્તાવો, એ બધુ ઓછુ થઈ જાય છે અને નવચેતન, સુખ, શાંતિ અને આનંદ પ્રગટ થાય છે. એટલે આપણે એ નિયમ સ્વીકારીએ કે સૈદ્ધાતિક બાબત, જે ત્રણ કાળમાં અબાધિત સત્ય છે, તેને લક્ષમાં રાખીને, જે કાંઈ ફેરફારો કરવા જરૂરના હોય, તે એક સદા સાવધ મનુષ્યની માફક સમાજ પણ ફેરફાર કરી લે, તો તે જ જીવન છે, તે જ ચેતન છે અને તેનુ જ નામ ઉન્નત સમાજ હોઈ શકે

હવે આપણે આપણા અનેક ક્ષેત્રોમાં વગર સમજ્યે નુકશાનકારક રૂઢિઓને પોષતા આવ્યા છીએ અને તેમાં ફેરફાર કરવાની હિમ્મત અને વૃત્તિ ધરાવતા નથી, ત્યાંસુધી આપણે દુઃખ અને પશ્ચાત્તાપ જ રહેવાનાં, માટે જેને (Adaptability) સુધારકવૃત્તિ કહેવામાં આવે છે, તે વગર કોઈ સમાજ ઉન્નત દશામાં રહી શકે નહી જેમ સમાજમાં અજ્ઞાનતા વધારે તેમ સમયાનુસારની સુધારકવૃત્તિ સામે વધારે વિરોધ રહે છે અને તે એટલો બધો કોઈ કોઈ સન્જોગોમાં હોય છે કે તે જાણી, જરૂર એ પામરતા ઉપર ઘૃણા અને ક્રોધ થવાને બદલે દયા જ આવે. અમુક જાતનાં કપડાં પહેરવાં, અમુક જ રીતે અમુક ક્રિયા કરવાની, મૂછ અને માથાના વાળ પણ અમુક રીતે અને અમુક સમયે રૂઢિ મુજબ રાખવા અને કઢાવવા, તે ઉપરાંત લગ્ન, વિવાહ, ત્યા જમવુ, જમાડવુ તે બધામાં એવી રૂઢિઓને આંધળિયા કરી, માન આપી વર્તવાનુ હોય છે કે જેના પરિણામે માણસની સ્વતંત્ર વિચારશક્તિ કુંઠિત થઈ જાય છે અને તે આગળ ચાલતો જ નથી આ બધાનુ એક મોટું કારણ એ પણ છે કે બીજા દેશો અને ત્યાની પ્રજાઓ સાથે આપણો સપર્ક ઘણો ઓછો છે, દરિયાપારના દેશોમાં મુસાફરી ઘણા ઓછા લોકો કરે છે અથવા કરી શકે છે અને કેળવણીનો પણ અભાવ હોય છે, જેથી માણસો નજરે જોઇને અથવા વાંચી, વિચારીને પણ પોતાના આચારવિચારનો સમય પ્રમાણે બુદ્ધિપૂર્વક ફેરફાર કરી પોતાનું જીવન સુખી બનાવી શકતા નથી.

આપણામાં રૂઢિચુસ્તતા એટલી પ્રબળ હોય છે કે જેને આપણે વિચારવાન, ભણેલા અને કેળવાયેલા કહીએ છીએ અને ગણીએ છીએ, તેઓમાંનો પણ મોટો ભાગ આના પ્રવાહમાં વગર વિચાર્યે હિંમત અને મક્કમપણાના અભાવથી અગર અપ્રિયતાના ભયથી ખેંચાયે જાય છે અને જ્યારે આવા માણસોને પણ રૂઢિબંધનોના ચોગઠાને વધુ મજબુત બનાવવામાં પોતાનો ખીલો જોરથી ઠોકતા જોઈએ છીએ, ત્યારે ખરેખર ગ્લાનિ થયા વગર રહેતી નથી અને ઘણીવાર એમ જ લાગે છે કે આપણી જે કેળવણી છે, તે પણ માત્ર ઉપર ઉપરની હોય છે અને મનુષ્યના અંતરમાં જે વિવેક વિચારશક્તિ તથા તે પ્રમાણે વર્તવાનું બળ કેળવાવું જોઈએ, તેમાનું ઘણું થોડું દેખાય છે અને ગતાનુગતિની માફક તેઓ પણ બીજાઓની પેઠે વગર સમજથી દુઃખના ભોગ બનતા જોવામાં આવે છે

ટુંકામાં આ લેખનો હેતુ એક જ છે કે માણસે પોતાના દરેક આચારને વિચારપૂર્વક વિચારી જોવો જોઈએ અને પોતાનું જે સુખ શાંતિ અને આનંદનું ધ્યેય છે તે તરફ પોતાના આચાર તથા વિચાર દોરી જાય છે કે નહીં, તેનું ખૂબ અધ્યયન કરી તેને અનુકૂળ વર્તવાની હિંમત અને મક્કમતા કેળવવી જોઈએ તે સિવાય આપણા દુઃખ અને મુશ્કેલીનો બીજો ઉપાય નથી

આપણો ખોરાક, કપડાં લગ્નવહેવાર શારીરિક તથા માનસિક કેળવણી તથા ધાર્મિક રીતરિવાજો અને રહેણી કરણી વગેરે તમામ આ દૃષ્ટિથી અવલોકન માગે છે અને આપણા ધ્યેયને ધ્યાનમાં રાખી તે પ્રમાણે વર્તવાની હિંમત કેળવવી જોઈએ

જ્યાં સુધી દરરોજ આમ ફેરફાર થતી અને બદલાતી દુનિયામાં તેવી હિંમત કેળવીશું નહીં ત્યાંસુધી કદી પણ એક પ્રજા તરીકે આપણે આગળ આવી શકવાના નથી બીજા કોઈ આપણને આગળ લાવશે અને આપણો ઉદ્ધાર કરશે એવી વ્યર્થ આશાઓ સેવવાથી કાંઈ વળવાનું નથી

આપણે આપણા ખોરાકમાં પૌષ્ટિક તત્ત્વોનો ઘણો નાશ કરીએ છીએ, ઘણા પૈસા ખર્ચી થોડામાં થોડું તત્ત્વ મેળવીએ છીએ અને પાચનશક્તિ ઉપર નકામો ભાર લાદી, તેને બગાડી નાખી આખરે તંદુરસ્તીનો નાશ કરીએ છીએ ફેશનમાં આપણે ઘણા પૌષ્ટિક તત્ત્વો ખાતાજ નથી, અગર ફેંકી દઈએ છીએ તેજ પ્રમાણે આપણે કપડામાં પણ વગર વિચાર્યું ખર્ચ કરી નાખીને, શરીરને જે દરેક ઋતુમાં રક્ષણનો હેતુ છે તેની તરફ નહીં જોતા, બાહ્ય દૃષ્ટિ કેળવીએ છીએ

આપણા કુટુંબની વ્યવસ્થામાં જે સારા તત્ત્વો હતા તે ઘણાખરા નાશ પામતા જાય છે અને ઘણે ઠેકાણે એકત્ર કુટુંબ એ આશીર્વાદ થવાને બદલે મહા દુઃખ અને સંતાપનું કારણ થઈ જાય છે વળી આપણે જુદા થઈએ છીએ, ત્યારે પણ સમૂહમાં એકદીલથી અને પ્રામાણિકપણે અને સંભાળથી કામ કરતા ભૂલી ગયા છીએ અને તેથી જ આપણું સંગઠન કેળવાતું નથી, અને છિન્ન ભિન્ન દશામાં વ્યક્તિ તરીકે તથા સમાજ તરીકે ઘણું સહન કરીએ છીએ સમસ્તિમાં વ્યક્તિને સમાવી દેતા વ્યક્તિ સમસ્ત માટે છે એ વિચાર ભૂલી જઈએ છીએ, તેમ સમસ્તિ વ્યક્તિ માટે છે, તે પણ ભૂલી રાગ દ્વેષ કેળવીએ છીએ આપણો લગ્નવહેવાર પણ સુખી અને સંતોષી જોડાં જેમ બને તેમ ઓછાં થાય અને ભવિષ્યમાં ઉત્તરોત્તર નિર્બળ પ્રજા થાય, તેવી રીતે ઘણીવાર ચાલે છે અને લગ્નનું ધ્યેય પણ ગૌણ ગણી બીજી સગવડ તથા સુખનો વિચાર રાખી એ વહેવાર ચલાવીએ છીએ કેળવણીમાં પણ નાહક ઘણી મહેનત પૈસા અને વખત બરબાદ કરવામાં આવે છે, તેમજ ધાર્મિક કેળવણી પણ માત્ર મૌખિક અને હૃદયની શૂન્યતામાં પરિણમે એવી ચાલે છે

આપણા ધર્મમાં તપ અને સંયમ કેળવવાને ઘણી ઘણી જાતના તપ અને સંયમોના પ્રયોગો છે, પણ તેના શુભ હેતુઓને ઉથલાવી નાખી તેને પણ દંભ, અહંકાર, અને માનને પોષવાના સાધનમાં ફેરવી

નાંખી, જે વસ્તુઓને અટકાવવાને તેમનુ નિર્માણ થએલુ છે, તે જ વસ્તુઓને પોષવાના સાધનમાં તેમને ઘણીવાર ફેરવી નાંખવામાં આવે છે, અને તે પ્રયોગોના હેતુઓનો નાશ થાય છે

ધ્યાન ધરવાના આદર્શ અને સાધન તરીકે નિર્માયેલી તેમજ ત્યાગ અને નીરાગતાને પોષવાને અને કાયમ કરવાને સારુ યોજાએલી વસ્તુઓને પણ પાર્થીવ વસ્તુઓ તરફ પ્રેમ, મમતા અને મોહ ઉત્પન્ન કરવાના સાધનમાં ફેરવી નાંખી, તેમનેજ કંકાસ અને કજિઆનું મૂળ બનાવીએ છીએ અને શ્રીમંતાઇનું પ્રદર્શન કરવાનું તથા ઐહિક સમૃદ્ધિ તરફ મોહ વધારવાનુ સાધન બનાવીએ છીએ. આપણી ધ્યાન ધરવાની જગ્યાઓ પણ સંયમ અને ત્યાગ તથા આધ્યાત્મિક શક્તિના વિકાસનાં સાધનો થવાને બદલે સંકુચિતતા, સ્વાર્થીપણા, દંભ, છળ, કપટના તથા લડાઈ ઝઘડાના અખાડા બનાવી દઇએ છીએ, અને એમ કરી દિન પ્રતિદિન આધ્યાત્મિક રીતે ઊંચે ચઢવાને બદલે ઘણી શક્તિ અને પૈસાના ભોગે પણ નીચે પ્રયાણ કરીએ છીએ

આ બધી વસ્તુઓ ખૂબ ખૂબ વિચારણા અને ફેરફારો માંગે છે અને તેને અનુકૂળ જેમ બને તેમ જલ્દી ફેરફાર કરવાની શક્તિ અને તેમ કરતાં જો કાંઈ અનિષ્ટ જણાય, તો તુરત તે અનિષ્ટ દૂર કરવાની શક્તિ કેળવવાની જરૂર છે આ જ શક્તિ, જેને સપૂર્ણ વિચારપૂર્વકના આચાર તથા વિચારમા ફેરફાર કરવાની ગતિ અથવા ( Adaptability ) કહેલી છે, તેના ઉપરજ આપણો બધો આધાર છે

આ લેખનો હેતુ માત્ર એટલો જ છે કે આપણા સમાજનો મોટો ભાગ દરેક આચાર, વિચાર માટે પુષ્કળ વિચાર કરતો થઈ જાય અને દુનિયામાં જ્યાં જ્યાં કાંઇપણ સારુ જણાય, તે પોતાનામાં જલ્દી દાખલ કરવાની શક્તિ કેળવે અને જે જે અનિષ્ટ ઘુસી ગયુ છે અને ઘણા વરસોથી આપણને ચોટી ગયું છે, તેને ઝટ ઉખેડી નાંખવાની શક્તિ મેળવે

આટલું કરવામાં જો વાંચનારને આ લેખ કાંઇપણ સહાયભૂત થાય, તો લેખક પોતાને કૃતાર્થ સમજશે, આપણુ વ્યક્તિસ્વાતંત્ર્ય અને વિચારસ્વાતત્ર્ય ખૂબ કેળવવાની જરૂર છે, પણ તેની સાથે આખા સમાજને તે લાભ કરતા થાય, એવી રીતે તેનો અમલ કરવાની જરૂર છે આપણને સુધારાની જરૂર છે, નહી કે વગરવિચારી ક્રાન્તિની· એટલું જ નહિ આપણે સંયમ પૂર્વક સમસ્ત હિતને આગળ ગણી, વ્યક્તિત્વને અદર સમાવવાની પણ જરૂર છે. જે વ્યક્તિત્વ સમાજનો દ્રોહ કરે અગર પાછળ પાડે, તેવા વ્યક્તિત્વની જરૂર નથી. ટૂકામા ખુલ્લી આંખે, શુદ્ધ અત કરણે અને નિષ્પપક્ષપાતપણે દરેક વસ્તુ વિચારો, જુઓ અને પ્રતિક્ષણે સારું ગ્રહણ કરો અને નુકસાનકારક હોય, તેનો તરત જ ત્યાગ કરો અને તે ત્યાગ કરવાની શક્તિ કેળવો, એવી સર્વ ભાઇઓ તથા બહેનોને મારી પ્રાર્થના છે



માણસ પરિસ્થિતિનો ગુલામ નથી, તેમ દેવોની અધ સ્મતનુ રમકડુયે નથી આખા વિશ્વમા સપૂર્ણતાએ પહોંચવાની જે પ્રેરણા કામ કરી રહી છે, તે માણસમાં સચેત બની છે મનુષ્યની નીચેની સૃષ્ટિમાં પ્રગતિ થઇ હતી. પણ મનુષ્યસૃષ્ટિમાં એ ઇચ્છાપૂર્વક સાધેલી હોય છે

અજાણતા થઇ જતા ફેરફારોને બદલે માણસ જાણી જોઇ ને હેતુપૂર્વક પરિવર્તન કરે છે. માણસ જેવો છે, અને જેવો એ થઇ શકે એમ છે, એ બે સ્થિતિના વિરોધમાંથી ઉદ્ભવતો અજંપો તો કેવળ માણસને જ અનુભવવો પડે છે માણસ જીવનનો નિયમ, પ્રગતિનો સિદ્ધાંત ખોળવા મથે છે, એ રીતે એ બીજા પ્રાણીઓથી જુદો પડે છે

આપણા પોતામા આપણે પરિવર્તન કરીશું તો જ આપણે વિશ્વમા પરિવર્તન કરવાના છીએ. આત્મસુધારણા એ જ સાચી સુધારણા છે. એ વચન સાચું છે —સર સર્વપલ્લી રાધાકૃષ્ણન

# વિદ્યાવ્યાસંગ

લેખ   મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ,
બી એ એલએલ બી, સોલિસિટર

જીવનને ફતેહમંદ બનાવવાની એક ઘણી મજાની ચાવી વગર ખરચે પ્રાપ્ત થાય તેમ છે તે ચાવી નાના બાળક માધ્યમિક અભ્યાસી, ઉચ્ચ શિક્ષણમા પડેલા, તેમજ વ્યાપાર તો રીતે ધંધામા પડેલા સર્વને એક સરખી રીતે ઉપયોગી થઈ પડે તેવી છે એ ચાવી પ્રાપ્ત કરવામા પૈસાનો વ્યય કરવો પડે તેમ નથી, અભ્યાસ કે વ્યવસાયમા વિઘ્ન થાય તેમ નથી તે ચાવી સંપત્તિમા મોજ કરાવે તેવી છે વિપત્તિમા આત્મહત્યાથી દૂર રાખે તેવી છે, ઓછી બુદ્ધિશક્તિવાળાને મસ્ત રાખે તેવી છે વિશિષ્ટ શક્તિવાળાને અગ્રપદ અપાવે તેવી છે ગામડામા રહેનારને નૂતન ચમત્કાર બતાવી એકલતા દૂર કરાવે તેવી છે શહેરમા વસનારને સામા પ્રયત્ન દુર્લભ એકાગ્રતા કરાવનાર છે, ગરીબ અવસ્થામા આવી પડેલાને સંયોગને આધીન થવાની શક્તિ અપાવનાર છે, લક્ષ્મીના પતિઓને મોજશોખમાં સમય ગાળવાની લોલુપતાથી દૂર રાખી ઉચ્ચ આત્મભાન કરાવનાર છે, સ્ત્રીવર્ગને સ્વાતંત્ર્ય આપવા સાથે સ્વચ્છંદતાથી દૂર રખાવનાર છે અને બાર વરસના શિશુને ભવિષ્યની જિંદગી માટે તૈયારી કરવાની સાધનસામગ્રીનુ ભાથુ તૈયાર કરાવી આપનાર છે

આવી રીતે સર્વ અવસ્થામા અને સર્વ સંયોગોમા એકાંત લાભ કરનાર અને અનેક પ્રકારની ગૂંચવણવાળા જીવનમા મુશ્કેલીમા માર્ગ બતાવનાર જીવનપથને ઉજાળનાર અને આખા પંથને સાફ તેમજ સરળ કરનાર કોઈ ચાવી પ્રાપ્ત થઈ જાય, તો તો જરૂર ઠીક પડે અત્યારે તો જીવન એટલુ સંકીર્ણ થતુ જાય છે કે નવ સાંધીએ ત્યા તેર તૂટે, એક પ્રસંગમાં આવી પડતી ગૂંચવણને કાઢવા પ્રયત્ન કરીએ, ત્યા ચાર વધારે મોટી અગવડો આવી પડે અને જીવન એવુ અમૂઝ થઈ જાય કે એમાથી ક્યારે છૂટીએ તેવા તુચ્છ વિચારો આ યા કરે અને કોઈ કોઈ વાર તો ભવિષ્ય ક્યા જવાનુ છે અને ત્યા પોતાને માટે શુ તૈયાર છે તેનો કાઈ સ્પષ્ટ ખ્યાલ કર્યા વગર અહીંનું જીવન પૂર્ણ કરવાના ફાંફા પણ મારીએ

આ ચાવી ઘણી સાદી સીધી અને સરળ છે એનુ નામ વિદ્યાવ્યાસંગ છે એ બહુ ભારે જણાતો સંસ્કૃત શબ્દ સાદી ભાષામા બહુ સ્પષ્ટ સમજાય તેવો છે એમા વિદ્યા સાથેનો પરિચય, વિદ્યાનુ ખેડાણ વિદ્યાના વાતાવરણમા રમણ વિદ્યાની વાત વિદ્યાસબંધી સભાષણ વિદ્યાનુ ચિંતવન વિદ્યાનું વાચન અને વિદ્યા સાથેની એકાગ્રતાની વાત છે ઘણા માણસો એમ ધારે છે કે એક વિદ્યાર્થી ગ્રેજ્યુએટ કે ડબલ ગ્રેજ્યુએટ થયો અથવા એણે આચાર્યની પદવી પ્રાપ્ત કરી એટલે એનો અભ્યાસક્રમ પૂરો થાય છે પછી તો ધન કમાવાની વ્યવહાર ચલાવવાની અને મોટાઈ કરવાની વાતો જ એને માટે બાકી રહે છે અને એના જીવનની ફતેહની તુલના કે ગણતરી એ કેટલુ ધન પેદા કરે છે, એ સગાસબંધીના વેંધ વિવેક કેટલા જાળવે છે એ એની નાત જાતમા કેવુ સ્થાન ભોગવે છે, એ રાજદરબાર કે કચેરી અદાલતમા કેવો મોભો ધરાવે છે તે પર થાય છે બહારના લોકોની વ્યવહારુ નજરે આ વાત ગમે તેટલી સાચી હોય, પણ જે વ્યક્તિને અંગે આપણે વિચાર કરીએ છીએ તેને અંગે (એટલે વસ્તુત આપણે પોતાને અંગે) ઊંડો અભ્યાસ કરતા જણાશે કે એ વાતમા આભ્યંતર સંતોષ નથી, આંતર આનંદ નથી, વિશિષ્ટ શાંતિ નથી કે કૃતકૃત્યતાનો ઓડકાર નથી બાહ્ય વ્યવહાર અને આંતર તોષ વચ્ચે ઘણો મોટો આંતરો છે અને તે અહીં બરાબર વ્યક્ત થાય છે

પોતાની જરૂરિયાત પૂરતુ ધન પેદા કરવાના કાર્યમાં જરૂરી સમય તો ગાળવો જ રહ્યો સંસાર દશાથી મુક્ત થઈ સાધુ સંન્યાસીના જીવનમાં ઓતપ્રોત થયેલાની વાત જુદી છે તે તો આખો વખત વિદ્યાવ્યાસંગમાં ગાળી શકે, એનું જીવન તો સરસ્વતીની સેવામય થઈ જાય અને એની પાસે તો ચર્ચા, વાર્તા કે વિચારણા અભ્યાસમય હોય. આવી વિશિષ્ટ વ્યક્તિની વાત બાજૂએ રાખીએ, પણ સંસારમા ચાલુ રહી પોતાના જીવનનિર્વાહ પૂરતુ કામ કરી વિદ્યાવ્યાસંગી રહી શકાય છે અને એવા જીવનની સુવાસ પણ ઓર રહે છે. એ પોતાના કામથી ફારેગ થાય કે એ પોતાનો પ્રિય વિનોદ હાથમાં લે. એને પ્રયોગોનો શોખ હોય તો એ પ્રયોગશાળામાં પેસે, સાહિત્યનો શોખ હોય તો રામાયણ મહાભારતથી માંડીને નવયુગના સાહિત્યમાં પેસી જાય, કાવ્યનો શોખ હોય, તો તે વાંચે. અને શોખના પ્રકારોનો પાર નથી: ગણિત, ન્યાય, તર્ક, સાહિત્ય, તત્ત્વજ્ઞાન, સ્તવન, સ્વાધ્યાય, ઇતિહાસ, ભૂગોળ, અર્થશાસ્ત્ર, લલિતકળા, રાસવાંચન કે એવા અનેક વિષયો છે. જે વિષયને માટે પોતાનું વલણ હોય, જે તરફ પોતાનો નૈસર્ગિક પ્રેમ હોય, તેમાં પ્રવેશ કરવો, એમાં કોઈ જાતના બદલાની અપેક્ષા રાખવી નહિ. એમ કરવામાં જે આનદ આવે છે, તેનુ વર્ણન કરવું મુશ્કેલ છે. અતરના ઉમળકાની વાત જ જુદી છે. અને પોતાના શોખના વિષયમાં ઓતપ્રોત થઈ જતાં જે મોજ આવે છે તે તદ્દન અનોખી જ છે. એની કિંમત રૂપીઆ, આના, પાઈમાં થઈ શકે તેમ નથી અને એનું મુલ્ય મોટા બેંક બેલેંસથી કે જાગીરદારીની ઠકુરાઈથી તોળી શકાય તેમ નથી

એક બાજૂએ હજારોની આવકવાળા શેઠીઆ કે રાજા મહારાજાનુ આંતર જીવન જોઇએ અને બીજી બાજૂ ઉદરનિર્વાહ પૂરતો વ્યવસાય કરી બાકીના વખતમાં પોતાના પ્રિય વિષયનાં ચર્ચા વાંચન કે પ્રયોગ કરનારનાં મનોરાજ્યો જોઇએ. ખૂબ ઊડા ઊતરી તપાસીએ, તો તેમા જમીન આસમાનનો તફાવત લાગશે. જમીનદાર કે શેઠીઆને પોતાનુ સ્થાન જાળવી રાખવા જે ખટપટો, ધમાલો અને દભો સેવવાં પડે છે, માથાપરના જોખમે ઊંઘમાંથી સફાળા ઊઠી જે વિમાસણો કરવી પડે છે, નાણાની જોગવાઈ કરવા જે ઉજાગરા અને આતાપનાઓ ખમવી પડે છે, તે એક બાજૂએ રાખીએ અને બીજી બાજૂએ મહાવીરચરિત્રનો એક કાંડ વાંચી, અથવા ગણિતનુ એક મનોયત્ન પૂરુ કરી અથવા આનંદઘનજી કે ચિદાનદજીના બેચાર પદો અખડ શાંતિમાં લલકારી સૂઈ જનારની ભવ્ય શાંત નિદ્રાનો વિચાર કરીએ ત્યારે આવા વિદ્યાવ્યાસંગી જીવોની શાતિ અને આંતર આનદની સરખામણી મગજમા ઊતરે એમ લાગે છે

થોડી ધનની સગવડ હોય તેની સાથે ઉપાધિ પણ ઘણી હોય છે. ધન, સાધનસંપત્તિ હોય અને વિદ્યાવ્યાસંગી જીવન હોય, તો ખૂબ મજા આવે છે ધન કમાવાની ચિંતા ન હોય અને ઉચ્ચ ઉડ્ડયન કરવાની કળા પ્રાપ્ત થઈ હોય, અને એની સાથે વિદ્યાના સબંધમાં રહેવાની આવડત સાંપડી હોય તો ઘણુ સારુ. જોકે સોનામા સુગધ સાંપડવી ઘણી મુશ્કેલ છે અને ધનની ધમાલ સાથે વિદ્યાનો વ્યાસંગ રહેવો મુશ્કિલ છે, પણ અશક્ય નથી ધનસંપત્તિ પ્રાપ્ત કરવા અને જાળવવાને અગે આનુષગિક ખટપટો એટલી બધી હોય છે, કરવી પડે છે, કે તેના સંબધમાં વિદ્યાનુ વાતાવરણ જરા મુશ્કેલ બનતું જાય છે અને વધતી જતી ફતેહ માણસને વિદ્યાથી દૂર ખસેડતી જાય છે; છતાં એવો સબધ ન જ હોય એવુ કાંઈ નથી પણ એવા ભાગ્યવાનની વાતો બાજૂએ રાખીએ, તો પણ દરેક માણસે પોતાના વ્યવહાર કે ધધા ઉપરાંત આવો છદ કેળવવાની જરૂર છે. પોતાને એક પ્રિય વસ્તુ હોવી જોઇએ, એ વાતનો એને છદ લાગવો જોઇએ, એ વસ્તુમાં જ્યારે પોતાની જાતને એ ઓતપ્રોત કરે, ત્યારે જાણે એ પોતાના ઘરમાં હોય એવી એની મનોદશા થવી જોઇએ, એ શોખની વસ્તુના પ્રયોગમા એને માત્ર સ્વાત્મ આનદ અને પરિપૂર્ણ સતોષ થવો જોઇએ અને એમાં બદલાની કોઈ પ્રકારની આશા ઇચ્છા કે ગણતરી ન હોવી જોઈએ. આવા નિર્બંધ કે

જેને અંગ્રેજી ભાષામા hobby ( હાબી ) કહે છે એવા પ્રકારનો શોખ કેમ કેળવવો, કયા પ્રકારનો કેળવવો અને એથી કેવા લાભ થાય તે અત્ર વિચારણીય છે

સમય કેમ પસાર કરવો એ અતિ મહત્ત્વનો અને મુશ્કેલ વિષય છે સવારની સાંજ કેમ પાડવી અને રાત્રિના ઊંઘના સમય સુધી શુ કરવુ એ દેખીતા સાદો વિષય ઘણી મુશ્કેલીઓ ઊભી કરે છે ઘરોમા કલેશ, પાડોશીમા વેરઝેર અને ગામડાઓમા અનેક ખટપટો ઊભી થાય છે તેનુ મૂળ આ સવારથી સાંજ પાડવાના પ્રશ્નના નિરાકરણમા છે દા ત હાલમા ગુમાસ્તા ધારો થતા મુંબઈ શહેરમા રવિવારની છુટ્ટી થવાની શરૂઆત થઈ, ત્યારથી નવરાશના વખતમા શેઠીઆઓએ કે નોકરોએ તે દિવસે શુ કરવુ એ ભારે મોટી અગત્યનો સવાલ થઈ પડ્યો છે સિનેમેશન પર મેં કશો નહિ, પણ હજારોની સંખ્યામા ફુરસદની બાબતની પાછળ મોટા જીવનના પ્રશ્નો રહેલા છે જુઓ કે માહિમના કિનારા પર હજારોની સંખ્યા રવિવારે લટાર મારતી દેખાય છે તે આવા પ્રિય વિષયના પ્રશ્નનો નિકાલ નહિ કરતા અવ્યવસ્થિત જીવનવાળાની મેદની સૂચવે છે અને મુંબઈમા લગભગ પચાસ સિનેમા હોવા છતા રવિવારે કોઈ સિનેમામા ટીકીટ મળે નહિ એ જીવનસમય પસાર કરવાના વિચારણીય ધોરણની ગેરહાજરી બતાવે છે એવી રીતે સમય પસાર કરવાની યોગ્યાયોગ્યતા કે તેની તંદુરસ્તી કે આંતર પ્રગતિ પર થતી અસરના અગત્યના વિષય પર અત્ર ચર્ચા કરવાનો પ્રસંગ નથી જો કે તે વિષય પણ અતિ મહત્ત્વનો અને ઉપયોગી છે અત્રે વાત એ છે કે સમયનો ઉપયોગ કરવાની વ્યવસ્થિત ગોઠવણ ન હોય પ્રિય વિષયનો શોખ કેળવ્યો ન હોય એ શોખને અનુરૂપ સાધન સામગ્રી વસાવ્યા ન હોય, તો પછી ગમે તેમ ના ગણી ફી આપી વખત તો જરૂર પસાર કરવો જ પડે છે અને જો ચાલી શકતુ હોત તો બજારની અંદર બસ બેઠા લીધા દીધા કે નામા કરનારને આ રીતે વખત પસાર કરવાના પ્રસંગો ઊભા કરવા પડે છે

નાના ગામડાની અંદર નાતજાતની એક નાની ખટપટ કેવુ આકરૂ રૂપ લઈ લે છે, માન વગરની વાતમાં કેવા પક્ષો પડી જાય છે, અર્થ વગરની વાતો કરવામા કલાકના કલાક કેવી રીતે પસાર થઈ જાય છે, એક ગંદી વાત મૂળમા સાચી હોય કે ન હોય, તેનો પ્રસાર કરવામા કેટલો રસ લેવામા આવે છે, 'સાંભળ્યુ કે ?' એમ શરૂઆત કરી પારકી નિંદા કરવામા કેટલો સમય વાપરી નાખવામા આવે છે, જ્ઞાતિઓની પટેલાઈ મેળવવા અને જાળવવા પાછળ કેટલી ખટપટો કરવી પડે છે, સમાજનાં સાંજના, નાત સંઘના મેળાવડા કે પંચના જલસામા કેવો સમય નિરર્થક પસાર થાય છે, તેનો ખ્યાલ કરવામા આવે, તો તેની પાછળ હેતુ કે ધોરણ વગરનુ અને પ્રિય વસ્તુના આત્મનિરીક્ષણ જીવન તરવરતુ માલૂમ પડશે આને સ્થાને જીવનમા કાંઈ રસ હોય, પુસ્તક વાચનનો શોખ કેળવ્યો હોય, રાજકીય ચર્ચાઓ કરવાની કળા જમાવી હોય, પ્રયોગશાળામા પ્રયોગ કરવાનો રસ જમાવ્યો હોય, ગણિત કે ભૂમિતિના દાખલાઓ કોયડા ( problem ) નો નિકાલ કરવામા રસ ઉત્પન્ન કર્યો હોય કે ઇતિહાસ ભૂગોળ લેખન વાચનમા રસ તૈયાર કરી રાખ્યો હોય અને એવી તદ્દન નિરાળી પ્રવૃત્તિ જમાવી રાખી હોય, તો રવિવારે સિનેમા સિનેમાએ ભટકવુ ન પડે, દુકાને દુકાને જઈ દોઢ પહોરના ગપ્પા મારી સવાની સાંજ પાડવી ન પડે, પાઈની પેદાશ નહિ અને ઘડીની નવરાશ નહિ એવી સ્થિતિ કે ધોરણ વગરની જિંદગી ગાળવા ન પડે, રેસ કોર્સ તથા નિભાગ અને ખટપટનો આશ્રય લેવો ન પડે

અને એમા પણ વિદ્યાનો રસ જાગ્યો હોય, એની તો બલિહારી છે વિલાયતની હાઈકોર્ટના જજ સર ફ્રેન્ચર મોલ્ટન બપોરે ચાર વાગે કોર્ટમાથી છૂટે કે સીધા જાય પોતાની ખાનગી લેબોરેટરી (પ્રયોગશાળા) મા અને રસવિદ્યા ( Chemistry ) ના પ્રયોગ ત્રણ કલાક કરે મહાવિગ્રહ થતા ૧૯૧૫ મા ઇંગ્લાંડની સરકારે એમને શસ્ત્રાસ્ત્રખાતાના વડા નીમ્યા હાઈકોર્ટનો જજ્જ શસ્ત્રખાતામાં ! ( Head of muni

tions ) પણ એણે પૂર્ણ ન્યાય આપ્યો અહીં મુદ્દાની વાત એ છે કે પોતાના ધંધા ઉપરાંત કે નોકરી ઉપરાંત એક જાતનો શોખ કેળવવો જોઈએ એવા શોખ પાના રમવાં, જુગાર ખેલવો, ભટકવું, નાટકો જોવા કે નાતજાતની ખટપટો ચડાવવી વગેરે અનેક અધમકોટિના પણ હોય છે, ક્લબમાં બેસી ગપ્પાનાં જુગાર કે બજાર ભાવના ગપ્પા મારવાનાં પણ હોય છે, પણ એને બદલે જો વિદ્યાવ્યાસંગનો શોખ કેળવ્યો હોય, તો એમાં જીવનરસની જમાવટ થાય છે અને માણસને એમાં અંતરના ઉમળકા આવે છે

વિદ્યાવ્યાસંગી જીવનનો શોખ જગાવવો હોય, જમાવવો હોય અને તેનો વિકાસ કરવો હોય, તો તેની શરૂઆત અભ્યાસકાળથી કરી દેવી જોઈએ એ વિદ્યાનો શોખ કે આધ્યાત્મિક સંસ્કારિતા મોટી ઉમરે કેળવવાં ઘણા મુશ્કેલ બને છે વાંચનનો શોખ હોય તેની શરૂઆત પણ નાનપણથી જ થાય છે અને લલિતકળાનો શોખ પણ અભ્યાસકાળથી ઘર ઘાલે છે પછવાડેની વયમાં એનો વિકાસ ઘણો વધે છે, પણ એનુ મૂળ બાળકાળથી હોય છે અને બાળકાળથી જે વાત અંદર જામી હોય, તેની આસપાસ કલ્પનાચિત્રોનુ બાહુલ્ય હોય છે. એ કલ્પનાચિત્રની ભારે મોટી મહત્તા છે અને માનસશાસ્ત્રનો એ અતિ મહત્વનો કાયદો છે મોટી વયે પ્રિયવસ્તુના શોખનો વિસ્તાર અશક્ય નથી, પણ મુશ્કેલ તો છે

આ પ્રિય વસ્તુના શોખ તુચ્છ હોય, તો જીવનને વિરૂપ કે કદરૂપું બનાવે છે જેને વિદ્યાનો રસ થઈ જાય, તેને ભારે મજા આવે છે એ ફુરસદના વખતમાં એકાદ ગ્રંથ હાથમાં લે, લેખન કરે પુસ્તકો પ્રકટ કરે કે કવિતા કે પદ લલકારે, ત્યારે એ પોતાના જીવનની આસપાસ કે અંદર રહેતો નથી, એનાં મનોરાજ્યો અનેરાજ હોય છે, એનાં ઉડ્ડયનો ભવ્ય હોય છે, એની સૌરભ ભારે આકર્ષક હોય છે.

તેથી પોતાને ગમે તેવા વિષયનો શોખ જમાવવો. વાચન કે લેખન, શ્રવણ કે ચિંતવન, ગાયન કે વાદન, નર્તન કે ભાષણ, પ્રયોગ કે ધ્યાન–ગમે તે બાબત લેવી, ઇતિહાસ કે ભૂમિતિ, પૂર્વકાળ કે વર્તમાન, ધર્મ કે વ્યવહાર, નીતિ કે રાજનીતિ કોઈ પણ વિષય પર શોખ જમાવવો, એની ચર્ચા કે પ્રયોગમાં આનંદ માણવો, એમાં વિહાર થતો હોય, ત્યારે આત્મવિભૂતિ મળી છે એમ માણવુ અને બની શકે ત્યારે એમ પડી જવાની તમન્ના કે ભાવના રાખવી એ પ્રિયવસ્તુપ્રાપ્તિનુ અકદર્શન છે અને એ પસંદગીમાં વિવેક રાખવો એ ભારે મહત્વનો વિષય છે નકામી પ્રિયવસ્તુમાં પડી જવાય તો જીવન ઝેરમય બની જાય છે. વિદ્યાવ્યાસંગ તદ્દન નિર્મળ વિષય છે, એની કોઈ પણ શાખા, પ્રશાખા ઊજળી છે, એમાં પ્રવેશ રસમય છે, એમાં પ્રગતિ પ્રેરક છે અને એમાં આગળ વધારો સુશક્ય હોઈ અનેક શક્યતાથી ભરપૂર છે

વિદ્યાવ્યાસંગથી જીવન ભવ્ય બને છે, રસમય બને છે, હેતુસરતુ બને છે અને સીધે રસ્તે પ્રગત થતુ જાય છે વિદ્યાવ્યાસંગ જેમ કેળવાતો જાય તેમ તેમાંથી ભારે નૂતનતા સાંપડે છે અને એના પ્રત્યેક વિષય કે ઉપવિષયમાં એટલો મોટો થર હોય છે કે આખું જીવન એમાં પૂરૂ થાય, તો પણ એનો રસ પૂરો થતો નથી અને એને નકામી બાબતમા માથુ મારવુ પડતુ નથી શારદામદિરના ઉપાસકની વાત જ જુદી છે, એની સૃષ્ટિ અનેરી છે, એની જીવનકથા અનોખી છે અને એનાં રાહઘાટ અનુકરણીય છે.

માટે શોખ કેળવવો જરૂરી છે, તેની સાથે તેની પસદગી ઉપર આખા જીવનનો આધાર રહે છે. તુચ્છ બાબતોનો પણ શોખ હોઈ શકે છે ગપ્પા મારવાથી માંડીને, ભોજનની વાતો કરવાનો, સમાચારો ફેલાવવાનો, પોતાની નાની વાતને મોટી કરી બતાવવાનો વગેરે અનેક પ્રિય વિષયો હોઈ શકે. એ સર્વ વિષયમા વિદ્યા-જ્ઞાનના કોઈ પણ પ્રકારનો શોખ કેળવાય, લખવામા કે વાંચવામા મોજ આવે, ઇતિહાસ કે ગણિતમા આનંદ જામે, ત્યારે જીવનના લ્હાવા લેવાય છે અને પરિણામે જીવન ઓછે વધતે અંશે સરળ

થાય તેવો ક્રમ મળતો રહે છે આ વિષય તરફ ધ્યાન આપવાથી શોખ કેળવી પણ શકાય છે અને પસંગી સારી થાય તો ખૂબ આનંદ આવે છે

જેમ બ્રાહ્મણનો કુદરતી શોખ વિદ્યા તરફ હોય છે, તેમ જૈનને માટે નૈસર્ગિક રીતે એવું થોડું બને છે બ્રાહ્મણનો દીકરો બાળપણથી થોડું ઘણું જરૂર ભણશે એના ઘરમાં કેવળ પુસ્તકો હશે એને ત્યાં વ્યાકરણ, કાવ્ય, ન્યાયની કે ક્રિયાકાંડની વાતો થતી હશે, ત્યારે જૈન કોમનું વાતાવરણ વ્યાપારનું હોઈ એમને ત્યાં વિદ્યાનું વાતાવરણ જમાવવું પડે છે એનો મૂળ ઝોક હિસાબ અને ગણતરી અર્થશાસ્ત્ર અને શીયાદીયાની વાત એને ત્યાં પૈસા સંબંધી વાતો એટલી હદ સુધી હોય છે કે એ તારને પણ આઠ આના ચાર આનાની ગણતરીએ ગણશે અને એને ત્યાં જાપાન આફ્રિકા મનસાર કે મ ાસની સફરના મોણની આવશે આ વાતના ગુણદોષ પર અત્ર ચર્ચા કરવાની નથી, પણ અહીં જણાવી તે નક્કર હકીકત હોઈ, એણે વિદ્યાવ્યાસંગ કેળવવો રહ્યો, એના સંયોગ, એનો જીવનનો ક્રમ અને એનું વાતાવરણ બજાર હોઈ એને નાટક, કાવ્ય કે નવલકથા લખવામાં કે વાંચવામાં તન્મય થવામાં જરા વધારે પ્રયત્ન કરવો પડે તેમ છે વિદ્યાવ્યાસંગ નસાગક હોય તો ખૂબ મોજ આપે છે અને ભારે જમાવટ કરે છે, છતાં એ પ્રિય વિષય તરીકે પ્રયત્નસિદ્ધ પણ છે એટલે આપણે એને ખાસ કેળવવો જોઈએ ઘરમાં આપણા પ્રિય વિષયના ગ્રંથોનું નાનકડું પુસ્તકાલય રાખવું જોઈએ, ગામ કે શહેરના જાહેર પુસ્તકાલયનો પૂરતો લાભ લેવો જોઈએ અને એ રીતે વિદ્યાવ્યાસંગ વધારવો જોઈએ

એમાં કોઈ પ્રકારના બદલાની આશા ન હોય તો વિદ્યાવ્યાસંગ ખૂબ આનંદ ઉપજાવે છે લેખના પુરસ્કાર, લેખક તરીકે આબરૂની જમાવટ કે ગ્રંથ વેચાને તેમાં ઉદરનિર્વાહ થાય એટલે એમાં શોખ બજારુ આકાર લે છે એની યોગ્યાયોગ્યતાનો વિષય ઘણો મહત્ત્વનો પણ અત્ર અપ્રસ્તુત છે અહીં તો વિદ્યાનો કોઈ પણ વિષયનો શોખ જમાવવો, વિદ્યા ખાતર જ જમાવવો, તેમાં જ્યારે પડાય, ત્યારે ખૂબ આનંદ થાય એવું ધોરણ કરી નાખવું અને એ શોખમાંથી કોઈ જાતના દુન્યવી કે બજારુ લાભની આશા ન રાખવી આવા પ્રકારના વિદ્યાવ્યાસંગ માટે પ્રેરણા કરવાની છે અને એમાં જ આનંદ આવે તે જીવનને ધન્ય બનાવે છે, આદર્શને સ્પષ્ટ બનાવે છે અને આંતર મલિનતાને ઓછી કરી ધીમે ધીમે એને સાફ કરે છે નાનપણથી આ શોખ કેળવી શકાય છે, લગભગ વીશ વર્ષની આસપાસ એ કંઈ કામ થતો જાય છે અને ત્રીશ વર્ષની આસપાસ એ જામી જાય છે ત્યાર પછીની વયે એ જાગે અને જામે ખરો પણ એની આસપાસ કલ્પનાના થર જામતા નથી તેથી એનો ભર ( intensity ) અલ્પ રહે છે માટે અભ્યાસ કાળમાં આવો કોઈ પ્રકારનો વ્યાસંગ જમાવી જીવન સફળ કરવા યોગ્ય છે 'લઘુ વૃક્ષ વાળ્યું વળે જેમ વાળો' એ ઉક્તિનું રહસ્ય જાણી તેનો લાભ લેવા યોગ્ય છે



દરેક પ્રામાણિક મનુષ્યે પોતાના નિત્યવ્યવસાયમાંથી વખત કાઢી રોજ અથવા નિયમિત વખતે પોતપોતાના મૂળ જીવનસૂત્રોનું સ્મરણ કરવું જો એ. આ સ્મરણ-સ્વાધ્યાયથી માણસ પોતાના જીવનસૂત્રો પર નો કાટ ખંખેરી શકે છે

— કાકા કાલેલકર

# સંસ્કૃતિ અને ધર્મશાસ્ત્ર—એક વિચારણા

લેખક. પ્રસન્નમુખ સુરચંદ બદામી,
બી. એ, બી એસ સી બૅરીસ્ટર-ઍટ-લૉ

૧ ઘણીવાર એમ વિચાર આવે છે કે આ જગત્ પરાપૂર્વથી ચાલતુ આવ્યુ છે. અને અનેક મહાપુરૂષોએ અનેક પ્રકારના વિચારો જગતને અર્પણ કરી કોઈ પણ વિષય ઉપર કંઈ કહેવા પણું રાખ્યુ નથી એટલે લેખરૂપે નવીન શુ આપી શકાય? પણ વધુ વિચારતાં જહોન સ્ટુઅર્ટ મીલનું એક વાક્ય યાદ આવે છે કે "On all great subjects, there is much to be said"—"દરેક મહાન્ વિષય ઉપર ઘણું કહેવાનુ હોય છે." વિષય કે વિચાર ભલે નવીન ન હોય પરંતુ જે વિષય કે વિચાર હોય તેને પોતાની શૈલીમાં, દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવની અપેક્ષાએ નવીન રૂપે જરૂર મુકી શકાય—અને એજ વિચારે આ લેખ ઉપસ્થિત થઈ શક્યો છે.

૨ "સંસ્કૃતિ" એ શબ્દનો, શબ્દકોશના અન્વયે અર્થ વિચારીએ તો "સુધરેલી કે અલંકારને પ્રાપ્ત થયેલી જે સ્થિતિ" એવો જ અર્થ કરી શકાય. ભાષાની દૃષ્ટિએ સસ્કૃત ભાષાને એવી જ સુધરેલી અથવા અલંકારવાળી ગણવામાં આવી છે.[1] પણ સમાજશાસ્ત્રની દૃષ્ટિએ "સંસ્કૃતિ" શબ્દનો એવો વિશિષ્ટ પ્રકારનો અર્થ કરવામાં આવતો નથી. સમાજશાસ્ત્રની દૃષ્ટિએ તો "સમષ્ટિજીવનના અંગરૂપ દરેક વ્યક્તિએ પ્રાપ્ત કરેલી માન્યતાઓ, જ્ઞાન, કળા, ધર્મ, નીતિ અને બીજી અનેક લબ્ધિ અને પ્રણાલિકામાંથી ઉદ્ભવતા મનુષ્ય જીવનના મન વચન અને કાયાના વર્તનનુ સમુહરૂપે જે વ્યવસ્થિત સંકલન અને સંવેદન" તેને જ "સંસ્કૃતિ" ગણવામાં આવી છે[2] તે વર્તન અમુક એક દૃષ્ટિએ ભલે પછી સંસ્કૃત હોય કે વિકૃત હોય તો પણ, જો તે વ્યવસ્થિત રૂપે હશે તો તેને સંસ્કૃતિ જ કહેવામાં આવશે તેથી જ આપણે પૂર્વકાલીન સંસ્કૃતિ અને અર્વાચીન સંસ્કૃતિ, પાશ્ચાત્ય સંસ્કૃતિ અને પૌર્વાત્ય સંસ્કૃતિ, જૈન સંસ્કૃતિ અને બ્રાહ્મણ સંસ્કૃતિ એ પ્રકારના શબ્દપ્રયોગો કરીએ છીએ અને આજના વિશ્વસંહારક સર્વભક્ષી યુદ્ધમાં ઝંપલાવતી પાશ્ચાત્ય પ્રજાના વર્તનને પણ એક પ્રકારની સંસ્કૃતિ જ સમજીએ છીએ.

૩. સંસ્કૃતિ શબ્દનો આ અર્થ ધ્યાનમા રાખી આપણે ધર્મશાસ્ત્ર ઉપર વિચાર કરીશુ. અહીં એટલુ સમજી લેવુ જરૂરનુ છે કે "ધર્મશાસ્ત્ર" એ શબ્દ આર્યોએ પોતાના કાયદા અને કાનુનોને-ધારાશાસ્ત્રને-. ધર્મશાસ્ત્ર તરીકે સંબોધી જે અર્થમાં યોજ્યો છે તે અર્થમાં જ અહીં ગ્રહણ કરવામાં આવ્યો છે અને ધર્મશાસ્ત્રને મહાન્ મનુષ્યશાસ્ત્ર (anthropology) ના અંગભૂત સમાજશાસ્ત્ર (sociology) ના એક વિભાગ રૂપેજ લેખવામાં આવ્યો છે. આ વિષયમાં સ્વાભાવિક રીતે એ પ્રશ્નો ઉપસ્થિત થાય છે કે ધર્મશાસ્ત્ર એટલે શુ? એનુ ધ્યેય શુ હોવુ જોઈએ? એની ઉપયોગિતા શી? અને સંસ્કૃતિ સાથે એનો શો સંબધ હોઈ શકે? આ બધા પ્રશ્નો તલસ્પર્શી છે. અને આજનાં સંશોધનાત્મક વૈજ્ઞાનિક યુગની દૃષ્ટિએ પૃથક્કરણ માગે છે અહિં તો ફક્ત રેખાસૂચન જ કરી શકાયું છે

---

૧ Cf वाण्येका समलङ्करोति पुरुष या संस्कृता धार्यते ।—भर्तृहरि नीतिशतक १९.

2 Cf the Neo-Hegelian conception of culture according to which "Culture is a symbolic term used to signify all the knowledge, powers—material and intellectual—and other capacities and possessions of a society as a whole by which it adopts itself to conditions of life"

૪ પ્રથમ ત્યારે ધર્મશાસ્ત્ર શું એ આપણે વિચારીએ જેમ રાષ્ટ્ર એ પચરંગી જનતાના સમૂહ કરતા કંઈક વિશેષ પ્રકારે અસ્તિત્વ ધરાવતી એક સંસ્થા છે તેમ ધર્મશાસ્ત્ર પણ મનુષ્ય યોજિત કાનુનો, રાજકીય ધારાઓ અને ન્યાયમૂર્તિના નિર્ણયોના સમૂહ કરતાં કંઈ વધુ વિશિષ્ટતા ધરાવતું એક તત્ત્વ છે આ તત્ત્વ સમાજની દરેક વ્યક્તિને પોતાના હક્કો અર્પે છે, દરેક વ્યક્તિ પાસે સમાજ પરત્વેની ફરજો અદા કરાવનારા શાસક રૂપે પ્રવર્તે છે અને તેમ હોઈ સમાજ વ્યવસ્થાનું નિયમન અને સંગઠ્ઠન કરી વ્યક્તિ અને સમાજના અંતિમ ધ્યેયને સાધનાર એ મહાન તત્ત્વ છે એ વાત ખરી છે કે ધર્મશાસ્ત્ર એ કંઈ સુખ અને શાંતિ ઉપજાવી ન શકે, પરંતુ સમાજને માટે અને તેમાં આવતી દરેક વ્યક્તિને માટે, સુખ અને શાંતિ વિશેષ સુલભ થાય એવું વાતાવરણ અને સંજોગો તો જરૂર ઉભા કરી શકે

૫ જો ધર્મશાસ્ત્રનું આવા પ્રકારનું અસ્તિત્વ અને કાર્યક્ષેત્ર છે તેનું ધ્યેય કેવા પ્રકારનું હોવું જોઈએ? પૂર્વકાલીન ધર્મશાસ્ત્ર અને અર્વાચીન ધારાશાસ્ત્ર એ એક દૃષ્ટિએ જોઈએ તો મનુષ્યને પાલન કરવાના નિયમ રૂપે તો સરખાજ છે અને બંનેનું ધ્યેય વ્યક્તિ અને સમાજનું પરમ સુખ એજ છે છતાં એ બંનેમાં બીજી દૃષ્ટિએ ભેદ છે પૂર્વકાલીન ધર્મશાસ્ત્રની રચનામાં આત્માની ઉન્નતિના ધ્યેયને—પરમ નિઃશ્રેયસને—પ્રધાન પદે રાખી તેને અનુકૂળ સમાજ વ્યવસ્થાને માટે નિયમો ઘડવામાં આવતા ધર્મશાસ્ત્રીઓનું[3] અંતિમ ધ્યેય આત્મોન્નતિનું જ રહેતું અને તેથીજ આર્યો પોતાના કાયદા કાનુનોને—ધારાશાસ્ત્રને—ધર્મશાસ્ત્ર એ નામથી ઓળખાવતા આજના ધારાશાસ્ત્રના નિયમો પણ સમાજના સુખ અને વ્યવસ્થા માટેજ ઘડવામાં આવે છે પણ તેનું ધ્યેય બદલાયું છે આધ્યાત્મિક અને આત્મોન્નતિના ધ્યેયને બદલે આર્થિક સુખ અને ઉન્નતિ જ પરમધ્યેય લેખવામાં આવ્યું છે અને દરેક વ્યક્તિએ એ નિયમોને પ્રતિકૂળ ન થવાય એ રીતે પોતાને માટે પોતાના આર્થિક સુખ અને ઉન્નતિનો માર્ગ ખોળી લેવાનો રહે છે આજે સંસ્કૃતિ વિષેનું આપણું મન્તવ્ય બદલાયું છે પૂર્વકાળમાં આત્મિક સુખને પરમધ્યેય તરીકે સ્વીકારાયું હતું અને આર્થિક સુખ એ આ પરમધ્યેયના સહાયક રૂપે લેખાતું આજે આર્થિક સુખ એજ પરમ ધ્યેય મનાયું છે અને આત્મા વિષેની વિચારણા એ ધર્મશાસ્ત્રના વિષયની બહારની વસ્તુ લેખવામાં આવી છે

૬ આવી પરિસ્થિતિનું કારણ આપણને મનુષ્યના જીવન વ્યવહારના ઇતિહાસમાંથી પ્રાપ્ત થાય છે પૂર્વકાળમાં આર્યાવર્તમાં મનુષ્યને પોતાના ખાન પાન વસ્ત્રરૂપ દૈનિક વ્યવહારના સાધનોની અનેક પ્રકારની પ્રચુરતા હતી દેશ વિશેષ સમૃદ્ધ હતો અને જીવનના સાધનો માટે આજના જેવા સંગ્રામ કે ચિંતા ન હતા આવા સંજોગોમાં સ્વાભાવિક રીતે મનુષ્યની માનસિક વૃત્તિ અધ્યાત્મ અને આત્મોન્નતિના માર્ગ તરફ વિશેષ રહેતી, આત્મિક સુખ એની મનુષ્યજીવનનું સર્વોન્નત ધ્યેય બની રહેતું જીવન સાદું પણ ઉચ્ચ લક્ષી બનતું અને "Plain living and high thinking" એ સ્વભાવ સુલભ થઈ પડતું આજે સર્વત્ર જીવનનિર્વાહના સાધનોની દુર્લભતા નજરે પડે છે, સમૃદ્ધિ ક્યાંઈ પણ દેખાતી નથી ખાન, પાન અને વસનાદિક દૈનિક જરૂરીઆતો પણ પુરી પાડી શકાતી નથી અને તેને લીધે એક પ્રકારની માનસિક દરિદ્રતા ઉદ્ભવી છે પરીણામે દૈનિક જરૂરીઆતો મેળવવી એજ આપણું અંતિમ ધ્યેય બન્યું છે આર્થિક સુખ એજ પરમ લક્ષ્ય બન્યું છે એથી આગળ બીજું શું હોઈ શકે એ વિષેનો વિચાર પણ અસંસ્કૃત લેખાય છે અને 'જડજીવન"ના સાધનના અભાવે 'જીવજીવન"ની ભાવના પણ નષ્ટ

3 All the numberless writers and works were actuated by the most laudable motives of securing for the members of the society *happiness for this world and the next* —P V Kane s History of Dharmashastra Vol I p 466

થઈ ગઈ છે આ પ્રમાણે પૂર્વકાલીન અને અર્વાચીન સસ્કૃતિમાં જ ફેર પડવાથી બન્નેના અતિમ ધ્યેયમા સુખની ભાવના રૂપ સામ્ય હોવાં છતાં એકમાં આત્મિક અને બીજામાં આર્થિક દૃષ્ટિ પ્રધાન હોઈ–એક પ્રકારની વિષમતા ઉદ્દભવી છે અને જે ધાર્મિક ધગસથી પૂર્વકાલીન ધર્મશાસ્ત્રનુ પાલન કરવામાં આવતુ તે ધગસનો અર્વાચીન ધર્મશાસ્ત્રના પાલનમાં અભાવ રહે છે. પૂર્વકાળમાં આત્મોન્નતિ માટેની પરમ આકાંક્ષા એજ બહુશ ધર્મશાસ્ત્રના પાલનમાં હેતુભૂત હતુ, આજે શાસકના દડની ભીતિ એજ મુખ્યત્વે કાયદા અને કાનુનના પાલનનુ કારણ બને છે.

૭ આમ ધર્મશાસ્ત્રનુ ધ્યેય આજે સકુચિત બન્યુ છે અને ફક્ત "જડજીવન"ની દૃષ્ટિને આત્મ-સન્મુખ રાખી પ્રગતિ સાધી રહ્યુ છે વિસ્તૃત દૃષ્ટિએ વિચારતાં એ ધ્યેયને આપણે અતિમ ધ્યેય તરીકે તો નજ સ્વીકારી શકીએ છતાં અતિમ ધ્યેયના સાધન રૂપે means to an end તરીકે આજના આર્થિક સુખના ધ્યેયને ગ્રહણ કરીએ તો કોઈ પ્રકારનો વિરોધ ન હોઈ શકે. ઉપર વર્ણવ્યા પ્રમાણે પૂર્વકાલીન ધર્મશાસ્ત્રનુ આત્મિક સુખ માટેનુ ધ્યેય તે તત્કાલીન આર્થિક સુખના અસ્તિત્વને આભારી હતુ એ વિચારતાં, અને આર્થિક સુખ "ઇષ્ટફલ સિદ્ધિ" વિના આત્મિક સુખ વિષે વિચારણા થવી દુર્લભ થઈ પડી છે એ જોતાં, આજના ધર્મશાસ્ત્રનુ આર્થિક સુખ માટેનુ ધ્યેય પણ હેય નથી, ઉપાદેય છે છતાં ધ્યેયને વિસ્તારવાની જરૂર છે. એ વાત ખરી કે પહેલે પગથીએ ગયા વગર બીજે ન જઈ શકાય અને તેથી પહેલે પગથીએ જવુ જરૂરી છે. પરતુ પહેલે પગથીએ જ બેસી રહેવુ અને બીજાની સભાવના સરખી પણ ન કરવી એમાં કઈ કાર્યદક્ષતા ન લેખાય માટે આજનુ ધ્યેય તો આપણે જરૂર ફેરવવું ઘટે અને એમ કરીશુ તોજ આપણી સસ્કૃતિ સસ્કૃત રહેશે નહિ તો વિકૃત સસ્કૃતિ રૂપેજ અતે પરીણમશે.

૮. કેટલાક ધર્મશાસ્ત્રને નૈસર્ગિક નિયમોની સાથે સરખાવે છે પણ વિસ્તૃત દૃષ્ટિએ જોતાં એ બે વચ્ચે કેટલીક વિષમતા છે એ સમજી શકાશે. નૈસર્ગિક નિયમો જુદા જુદા સમયોના વિજ્ઞાનવેત્તા અને ફિલસુફોના તદ્દવિષયી ભિન્ન ભિન્ન વિચારો હોવાં છતાં, હમેશ ત્રિકાલાબાધિતપણે વર્તે છે સૂર્ય, ચદ્ર, અન્ય ગ્રહો અને તારાગણો વરાહમિહિર અને ભદ્રબાહુના સમયમાં જે નિયમાનુસાર આકાશમા પ્રગતિ કરી રહ્યા હતા તે તેજ નિયમાનુસાર આજે પણ વિહાર કરી રહ્યા છે અને તે દરમ્યાન મનુષ્યની માન્યતાએ તે વિષે અનેકવિધ રૂપ ગ્રહણ કરેલુ વિદીત છે, છતાં એ માન્યતાઓ નૈસર્ગિક નિયમોને લેશ માત્ર પણ અસર, કે તેમા ફેરફાર કરવા શક્તિમાન થઈ શકી નથી અને જે વસ્તુ સ્વરૂપે એ વિદ્યમાન હતી તેજ વસ્તુ સ્વરૂપે ત્રણે કાળમાં રહી શકી છે. જ્યારે, દરેક રાષ્ટ્રનુ ધર્મશાસ્ત્ર તો તે તે કાલની વ્યક્તિ અને સમાજના મન્તવ્યરૂપ હોઈ હમેશ પરિવર્તનશીલ છે. અને તે તે કાલના મનુષ્યના વાણી, વિચાર, અને વર્તનના પ્રતીક રૂપે ઉપસ્થિત થાય છે જે વ્યક્તિ અથવા સમાજ એ વિચાર, વાણી અને વર્તન ઉપર અસર કરી શકે છે તે તે કાલના ધર્મશાસ્ત્રમાં પણ પરિવર્તન કરી શકે છે અને તે દ્વારા તે કાળની સંસ્કૃતિના ઘડતરમાં અમુલ્ય ફાળો અર્પણ કરી શકે છે.[૪]

૯ ધર્મશાસ્ત્રના આ પરિવર્તન શીલપણામાં જ એની મહત્તા છે. અને એથી જ મનુષ્યને નૈસર્ગિક નિયમો કરતાં પણ વિશેષ ઉપયોગી થઈ પડે છે આમ ધર્મશાસ્ત્રને મનુષ્ય પોતાના ધ્યેયના સાધનરૂપ બનાવી શકે છે અને જેમ ધ્યેય વિશેષ અને વિશેષ સાધ્ય બને એમ એમાં ફેરફાર કરી શકે છે. આમાં જ એની ઉપયોગિતા રહેલી છે. અનેક પ્રકારના ભૂતકાલીન અનુભવો અને પ્રયોગોનો વિચાર કરી દેશ અને કાળને લક્ષ્યમાં રાખી, એમાં અતિમ આત્મિક સુખ રૂપી ધ્યેયને અનુકુળ ફેરફાર થાય તો

૪ અત્રે મહાત્મા ગાધીજી અને તેમની મદ્યનિષેધપ્રવૃત્તિ તરફ ખાસ લક્ષ્ય ખેચવામા આવે છે.

અવશ્ય આજ ધર્મશાસ્ત્ર જે આજે ફક્ત આપણી આર્થિ ઉન્નતિ માટે પ્રયાસ સેવી રહ્યું છે તેનાથી આગળ વધી આપણા આત્મિક સુખને અનુકૂળ સંજોગો ઉત્પન્ન કરી શકે ખરુ

૧૦ અને ખરેખર ધર્મશાસ્ત્રની ઉપયોગિતા અને શક્તિ પણ અદ્ભુત છે મહાન નેપોલીઅન હમેશા કહેતો કે 'વિશ્વમા મ્હારી નામના મેં લડેના યુદ્ધોથી નહિ પરતુ ફ્રાન્સને મેં આપેના ધર્મશાસ્ત્રથી જ રહેશે'[૫] આજે પણ આર્યોની સંસ્કૃતિના મૂળ આર્યોના ધર્મશાસ્ત્રથી જ ટકી રહ્યા છે અને જેટને અંશે એ આજે પણ વ્યક્તિ અને સમષ્ટિના સુખને માટે અસ્તિત્વ ધરાવે છે તેટલે અંશે તેની ઉપયોગિતા આપણે સ્વીકારીએ છીએ

૧૧ વ્યક્તિજીવન અને સમષ્ટિજીવન એટલા ઓતપ્રોત થયેના હોય છે કે દરેક વ્યક્તિને વ્યક્તિરૂપે અને સમષ્ટિના અગરૂપે એમ બને પ્રમરે જીવન જીવવાનુ હોય છે તેમા અનેક પ્રસગો એવા આવે છે કે જેમા વ્યક્તિસુખ અને સમષ્ટિના સુખનો પરસ્પર વિરોધ ઉત્પન થાય છે આ પ્રમરનો વિરોધ ઉપસ્થિત ન થાય અથવા તો બની શકે એટનો ઓછો થાય એવા નિગમોનુ સર્જન એ ધર્મશાસ્ત્રનું એક મુખ્ય કર્તવ્ય છે અને એમા પણ એની ઉપયોગિતા સમાયલી છે

૧૨ આ પ્રમાણે આત્મિક સુખને ધર્મશાસ્ત્રના અને તેથી જ સંસ્કૃતિના પરમ ધ્યેય તરીકે સ્વીકારી, તાત્વિક દૃષ્ટિએ આપણે કહી શકીએ કે

'સમાજવ્યવસ્થા વગર સંસ્કૃતિ નથી
ધર્મશાસ્ત્ર વગર સમાજવ્યવસ્થા નથી'[૬]

કારણ કે ધર્મશાસ્ત્રના અભાવે જ અંધાધુંધી અને અરાજકતાનું વાતાવરણ જન્મે છે, સુવ્યવસ્થિત સંસ્કૃતિ નાશ પામે છે દુઃખ અને ગભરાટનું અસ્તિત્વ નજરે પડે છે અને એમાથી એક પ્રકારની વિકૃત સંસ્કૃતિ પરીણમે છે

માટેજ, ધર્મ શાસ્ત્ર એ સંસ્કૃતિના પરમ ધ્યેયનુ મૂળ હોઈ, સમાજની દરેક વ્યક્તિને આશરો આપતુ, સુરાજ્યની સુરાજકતાના કીર્તિસ્તભ રૂપે છે અને જે સમાજ આ સૂત્રનુ સત્ય, સહૃદય સ્વીકારે છે તે સમાજ જગતની સંસ્કૃતિમા અગ્રસ્થાન પ્રાપ્ત કરે છે



૫ I shall go down to posterity not by the battles I have fought but by the codes I have given to France.

૬ There can be no civilization without order
There can be no order without law

# અનેકાન્તવાદનું સ્વરૂપ


લેખક· રસિકલાલ છોટાલાલ પરીખ

અધ્યક્ષ: ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગ· ગુજરાત વર્નાક્યુલર સોસાયટી


(૧)

જૈન દર્શનનું અપરનામ જૈન આચાર્યો અનેકાન્ત દર્શન કહે છે, આ અપર નામ શાસ્ત્રીય વ્યવસ્થામાંથી નિષ્પન્ન થયુ હોય એમ લાગે છે. શ્રમણ ભગવાન મહાવીરે જે અનેક પદાર્થોનો ઉપદેશ કર્યો તેનું અન્તિમ તાત્પર્ય મોક્ષમાં છે એ ગૃહીત કરીને જ આગળ ચાલીએ–વર્તમાન યુગની વ્યવહારચર્યા આપણને આ ધ્યેયને સતાડવા ગમે તેટલુ લલચાવો છતાં ઉભારવાનિનુ સૂત્ર सम्यग्ज्ञानदर्शनचारित्राणि मोक्षमार्ग સ્મરી એ ગૃહીત કરવુ જ જોઈએ–તો પ્રશ્ન એમ થાય કે આ 'સિયા' કે 'સ્યાત્' નો પદાર્થ એટલું બધુ મહત્ત્વ શાથી પામ્યો કે તે લગભગ જૈન દર્શનનુ અપર નામ થઈ ગયો? આ પ્રશ્નનો ઐતિહાસિક અને તાત્ત્વિક દૃષ્ટિએ વિચાર કરવા જેવો છે

જૈન દર્શનને આપણે જો બીજા ભારતીય દર્શનોથી અલગ રાખીને આ પ્રશ્નનો વિચાર કરીશું તો ખુલાસો મળવો અશક્ય છે એમ મને લાગે છે, કારણ કે તાત્ત્વિક દૃષ્ટિએ આવુ 'અલગપણું' અસંભવિત છે અને ઇતિહાસ આપણને પુરાવો આપે છે કે જૈન દર્શન એમ અલગ રહ્યુ નથી· રહ્યું હોત તો એની દર્શનસમૃદ્ધિ કગાલ દેખાત–કદાપિ અનેકાન્ત નામ ધારણ કરવાનું પણ ન બનત!

આગમોથી પ્રારંભ કરી દિગમ્બર અને શ્વેતામ્બર આચાર્યોની-યશોવિજયજી સુધીનાની-કૃતિઓમાંથી 'અનેકાન્ત'નો વિષય તારવી તેને ઇતિહાસનો ક્રમ આપી તાત્ત્વિક સંગતિથી તપાસવામાં આવે તો જણાશે કે તેમા જે નવા પદાર્થો અને નવો પરિષ્કાર આવતો દેખાય છે તે ઇતર દર્શનો જે જે પદાર્થો અને પદ્ધતિઓ ઉત્પન્ન કરતાં હતા તેના ઊહાપોહમાથી નિષ્પન્ન થતા માલૂમ પડશે; અને એ જ રીતે પ્રત્યેક દર્શનનો અભ્યાસ કરવામા આવે તો તેમાં જૈન અને બીજાં દર્શનોનું દબાણ દેખાશે

(૨)

પ્રથમ વિચારે 'આમ પણ હોય અને આમ પણ હોય' એવા મતમાં વિચારની કાયરતા દેખાય છે સંશયથી પ્રેરાતો વિચાર નિર્ણય માગે છે તેને આવો જવાબ આપવો એમાં વિચારની વ્યર્થતા છે, કારણ કે પોતે સશયમાં જ રહે છે એટલે 'સ્યાદ્વાદ' એ કશું નિશ્ચિત જ્ઞાન આપતો નથી, સંશયને જ રૂપાન્તર આપ્યા કરે છે એવો પ્રથમ આક્ષેપ આ મત ઉપર આવે અને બીજા દર્શનોએ આ રીતે ખણ્ડન કરવા પ્રયત્ન કર્યો છે એ દાર્શનિકો જાણે છે. આના જવાબમાં પ્રથમ તો એમ કહેવુ જ પડે કે આ મત સશયકોટિનો નથી પણ નિશ્ચયકોટિનો છે આમાં સત્યનો અસત્ય સાથે સમાધાન કરવાનો ઉદ્દેશ નથી પણ સત્યની આકાંક્ષા જ આમ કહેવાની ફરજ પાડે છે આ વિધાનનું સમર્થન કરવા પોતાના યુગકાળમાં ચાલ્યા આવતા સત્યનો દાવો કરતા મતોની સમાલોચના કરવાની પ્રાપ્ત થાય છે. આ સમાલોચનામાંથી બે પરિણામ આવે છે.–(૧) દર્શનો એક બીજાનું જે 'યુક્તિ'ઓથી ખણ્ડન કરે છે તે ખણ્ડનાત્મક યુક્તિઓ ઉપર જ ધ્યાન આપવામાં આવે તો બધાં દર્શનો ખોટાં છે–કોઈ દર્શનને સત્ય મળ્યું નથી એવો અભિપ્રાય થાય છે; (૨) અથવા દર્શનો પોતે કઈ ઉપપત્તિઓથી પોતાનાં મત ઘટાવે છે તે મણ્ડનાત્મક ઉપપત્તિઓ ઉપર ધ્યાન આપવામાં આવે તો દરેક મત ક્યાંસુધી સાચો

છે તેનું ભાન થાય છે, અને ક્યાંથી આગળ જતાં ખણ્ડન યુક્તિને પાત્ર બને છે તે વિષે વિચાર કરવામાં આવે તો સત્યશોધક મતની મર્યાદા સમજાય છે, અને એ મર્યાદાનું ભાન એમ ફલિત કરાવે છે કે તેનાથી આગળ જવામાં સત્યનું ખણ્ડન થાય છે. એટલે મનુષ્યની બુદ્ધિને ગોચર એવું સત્ય કોઈ એક મતમાંથી મળતું નથી એવો અભિપ્રાય થાય છે, અને સત્ય મળતું જ નથી એવો તત્ત્વોપપ્લવવાદનો મત ગ્રાહ્ય થતો ન હોય તો મનુષ્યની બુદ્ધિને સત્યનું ભાન એ ઇન્તવિચારપદ્ધતિથી નહિ થાય, પણ અનેક 'અન્તો'થી વિચાર કરવાથી થશે એમ સ્વીકારવું પ્રાપ્ત થાય છે.

આના ઉપર એમ આક્ષેપ પણ આવે કે આમ અનેક મતોનો સરવાળો કરવાથી શું સત્ય સમજાશે? અને શું અનેકાન્ત મત કેવળ જુદા જુદા મતોનો સરવાળો છે? આના જવાબમાં એમ કહી શકાય કે પ્રથમ તો દરેક મત જે રજૂ થાય છે તે શક્ય તેટલી ઉપપત્તિથી રજૂ થયો હોય ત્યારે જ આદર યોગ્ય થાય છે. એટલે કે પોતાના 'અન્ત' પૂરતી તેની રજૂઆત પ્રમાણોપપન્ન હોવી જોઈએ, અને બીજું એમ કહી શકાય કે જે મતો પરસ્પર વિરુદ્ધ દેખાય છે તેમનો વિરોધપરિહાર શક્ય છે, કારણ કે વિરોધમાં જે 'સહ અનવસ્થાન' માની લેવામાં આવે છે તે વધારે ઊંડું દર્શન થતાં દૂર થાય છે. આ સત્નું સ્વરૂપ જ 'અનેકાન્તાત્મક' માનવું પ્રાપ્ત થાય છે. 'સત્'નું જે નિશ્ચયરૂપે જ્ઞાન થાય છે અને જે 'અનન્ત્ય' રહે છે તે બુદ્ધિ અને વાણીના વ્યવહારમાં એકાન્તરૂપે સ્વીકારવાથી જ તત્ત્વજિજ્ઞાસાનો વિવિધ રીતે પરિણામ પામતો પરિપાક છે. અર્થાત્ વિવિધ વિચારકોની સત્યશોધબુદ્ધિએ નિષ્પન્ન કરેલા પદાર્થોનું તે તે 'અન્ત' સુધીનું સત્ય જે સ્વીકારવાની બુદ્ધિને ફરજ પડતી હોય અને તેનો ત્યાગ કરવામાં બુદ્ધિ પોતાના સ્વરૂપનો આઘાત થતો હોય તો બુદ્ધિને 'અનેકાન્તાત્મક સત્' સુધી પહોંચવાની ફરજ પડે છે. અને એક વાર એવો સ્વીકાર થઈ જાય એટલે તે સ્વીકારને સંગત રહીને જ બુદ્ધિનો 'પ્રામાણિક વ્યવહાર' ચાલે છે. અને એ વ્યવહાર તદનુકૂળ 'વર્તન વ્યવહાર' પણ ઘડી આપે છે. આ રીતે પરસ્પરાશ્રયના દોષનો પરિહાર કરી એમ કહેવાય કે અનેકાન્ત મત સત્યના અનેકાન્તાત્મક સ્વરૂપ ઉપર અવલંબતો સિદ્ધ થાય છે. આ ઉપરથી એમ ફલિત થાય કે અનેકાન્ત મત એ મતોનો સરવાળો નથી પણ અનુભવોની પ્રતીત થતી વિવિધ પ્રામાણિકતામાં અન્તર્ગત અનેકાન્તાત્મકરૂપ સતને પ્રકટ કરી તેની સાથે સંગતિ શોધનો વાદ છે.

અનેકાન્તવાદનું આ તાત્ત્વિક સ્વરૂપ દર્શનોની શાસ્ત્રીય ચર્ચામાં જૈન દર્શનના પ્રત્યાઘાતમાંથી ક્રમે ક્રમે વ્યક્ત થતું દેખાશે. આનો સળંગ ઇતિહાસ શોધવામાં આવે તો ભારતીય દર્શનોમાં તત્ત્વજિજ્ઞાસા કેવી રીતે પ્રવર્તમાન થાય છે તેના ઉપર ઘણો પ્રકાશ પડે. અને આ દૃષ્ટિએ પશ્ચિમની ફિલસુફીના પોતાના ઇતિહાસને જોવામાં આવે તો તેમાં ઘણી સમાન વીથિઓ પ્રકટ થશે.* અને નવા ભારતીય દર્શનમાં અનેકાન્તના કેવા રૂપમાં વ્યક્ત થાય તેની પ્રેરણા મળે. અનેકાન્તવાદનું રહસ્ય કોઈ પણ પ્રતીત થતા સત્યને નહિ ફેંકી દેવામાં છે, અને તેનો પ્રયત્ન આ વિવિધ સત્યોની સંગતિ અનેકાન્તાત્મક 'સત્'માં સમજવામાં હોય છે.

(૩)

દર્શનોની શાસ્ત્રીયતા જેમ જેમ નવા પદાર્થો જાણતી જાય છે તેમ તેમ અનેકાન્તમાં તે તે પદાર્થોની સંગતિ શોધવાનો પ્રયત્ન વધારે થતો દેખાય છે. આના અનેક ઉદાહરણોમાંથી એક લઈએ. ઉપનિષદોના યુગમાં અને તે પછી જગતના મૂળ તત્ત્વ વિષે બહુ પ્રબળ મંથન ચાલતું. આ એમાંથી વિવિધ મતો ઉત્પન્ન થતાં આમાંથી ગણનાયોગ્ય પદાર્થો એક કારિકામાં અંકિત થઈ ગયા. શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં પૂર્વપક્ષ તરીકે આ કારિકા આવે છે.

---

* જુઓ આગળ લેખકનું મન્તવ્ય.

काल. स्वभावो नियतिर्यदृच्छा भूतानि योनि' पुरुष इति चिन्त्यम् । संयोग एषा न त्वात्मभावादात्माऽप्यनीशः सुखदु खहेतो' ॥

કાલ, સ્વભાવ, નિયતિ, યદૃચ્છા, ભૂત, પુરુષ આમાંથી કયુ એક મૂળ કારણ? આમાંનું પ્રત્યેક કે સમુદાયે કારણ ઘટતુ નથી એવો અભિપ્રાય છે. આને વિષે શંકરાનંદ કહે છે કે अत्र पद् पक्षा. पूर्वपूर्वस्य दौर्बल्यान् प्रादुर्भवन्ति। અર્થાત્ પછીનો પક્ષ પૂર્વ કરતા વધારે સબળ છે, જેમ કે કાલ કરતાં સ્વભાવ, સ્વભાવ કરતાં નિયતિ ઇત્યાદિ આ કેવી રીતે છે તે શંકરાનન્દ પોતાની ટીકામાં સમઝાવે છે. આમાં ઉદ્દેશ એકના ખણ્ડન ઉપર બીજાના મણ્ડનનો છે.*

પ્રાકૃત રૂપાન્તરે આવા મતલબની ગાથા સન્મતિતર્કમાં આવે છે.
कालो सहावणियई पुव्वकयं पुरिस कारणे गता । मिच्छत्त ते चेवा(व) समासओ होंति सम्मत्त ॥ † ५२

આ ગાથામાં 'યદૃચ્છા' ને સ્થાને 'પૂર્વકૃત' છે, અને 'ભૂતાનિ' છોડી દીધું છે. તેનુ તાત્પર્ય એ છે કે આ બધાં કારણો એકાન્તરૂપે સમજવાં એ મિથ્યાત્વ છે. અને તેમને જ 'समासओ' 'સમાસત' "પરસ્પર સાપેક્ષપણે" સમજવાં એ સમ્યક્ત્વ છે

આ કારિકા અને ગાથાનો ઐતિહાસિક સબંધ વિચારતાં એમ લાગે છે કે ભારતીય સંસ્કૃતિમાં જે અનેક સર્વ સાધારણ ઉક્તિઓ રૂટ થઈ છે તેવી આ એક ઉક્તિ છે. ઉપર કહ્યુ તેમ જગતના મૂળ કારણ તરીકે પ્રચલિત વિચારણીય મતો કયા છે તેનો આમાં સંગ્રહ છે આ મતો પ્રચલિત થયા એટલે જૈન દર્શનને પોતાની અનેકાન્ત દૃષ્ટિથી એની સમાલોચના કરવાનું પ્રાપ્ત થાય; એ પ્રત્યેકનું બીજાથી ખણ્ડન કરવા પ્રવૃત્ત નહિ થાય; ફક્ત તેના ઐકાન્તિક આગ્રહમાં તેને મિથ્યાત્વ દેખાય; પણ તે બધાને 'સમાસતઃ' 'એકઠા રાખીને' "પરસ્પર સાપેક્ષપણે" સમઝવામાં સમ્યક્ત્વ—સાચી સમજ—માને.

આ જ પ્રમાણે સાંખ્ય—યોગ, ન્યાય—વૈશેષિક, મીમાંસા, વેદાન્ત અને બૌદ્ધ દર્શન પ્રમાણ અને યુક્તિ બલથી જે જે મતો રજૂ કરે છે તેને જૈન દર્શન પોતાના વિવિધ નયોમા ઘટાવે છે· આનાં પણ અનેક ઉદાહરણો છે પણ તેમાંથી "ન્યાયવતાર" ઉપરની સિદ્ધર્ષિકૃત વિવૃતિનું અવતરણ લઇએ·

तदेवमनेकधर्मपरीतार्थग्राहिका बुद्धि प्रमाणम् । तद्द्वारायातः पुनरेकधर्मनिष्ठार्थसमर्थनप्रवणः परामर्श. शेपधर्मस्वीकारतिरस्कारपरीहारद्वारेण वर्तमानो नय. । स च धर्माणामानन्त्यादनन्तभेदस्तथापि सर्वसङ्ग्राहकाभिप्रायपरिकल्पनमुखेनैव सप्तभेदो दर्शित । अयमेव च स्वाभिप्रेतधर्मावधारणात्मकतया शेपधर्मतिरस्कारद्वारेण प्रवर्तमान' परामर्शो दुर्नयसंज्ञामश्नुते । तद्बलप्रभावितसत्ताका हि खल्वेते परप्रवादाः । तथा हि नैगमनयदर्शनानुसारिणौ नैयायिकवैशेपिकौ । सङ्ग्रहाभिप्रायप्रवृत्ता' सर्वेऽप्यद्वैतवादा', सांख्यदर्शनं च । व्यवहारनयानुपाति प्रायश्चार्वाकदर्शनम् । ऋजुसूत्राकूतप्रवृत्तबुद्धयस्तायागता । शब्दादिनयमतावलम्बिनो वैयाकरणादय इति ।

[पृ. १२८. न्यायावतार हे. ग्रन्थावली.]

આ અવતરણમાં અનેકાન્તનું સ્વરૂપ વિશદ રૂપે રજૂ થાય છે. અનેક ધર્મોથી 'પરીત' ઓતપ્રોત અથવા શબલ એવા અર્થનું ગ્રહણ કરનારી બુદ્ધિ તે પ્રમાણ. તે દ્વારા આવેલો પરામર્શ—પણ એક ધર્મનિષ્ઠ એવા અર્થનું સમર્થન કરવામાં રોકાયેલો એવો પરામર્શ—તે નય; પણ તે નય ત્યારે જ કે જ્યારે બાકીના ધર્મોના સ્વીકારતિરસ્કારની વાત છોડી દઈ પ્રવર્તે; પણ આ જ જ્યારે બાકીના ધર્મોના તિરસ્કાર દ્વારા પ્રવર્તે ત્યારે દુર્નય

* શ્વે ઉ. દીપિકા પૃ ૨ આ. સં. ગ્ર † का. ३. ८. ७१०. गु. पु. म ग्रं.

ધર્મો અનન્ત છે એટલે નય પણ અનન્ત પ્રકારનો થાય પણ બધાનો સંગ્રહ કરે એવા અભિપ્રાયે સાત પ્રકારનો કહ્યો છે પર પ્રવાદો અર્થાત્ જૈનેતર મતો એકાન્ત આગ્રહી છે એમ માની લઈ-તુલનાત્મક અભ્યાસ એમ બતાવે છે કે આ ઐતિહાસિક હકીકત નથી*-એવા એકાન્ત આગ્રહી મતને તે તે નયમા ઘટાવવા પ્રયત્ન કરે છે જેમકે નૈગમમા ન્યાય વૈશેષિક, સંગ્રહમા સર્વ અદ્વૈતવાદ અને સાંખ્યદર્શન (કારણ કે તે બધા સત્કાર્યવાદી છે), વ્યવહાર નયમા મોટે ભાગે ચાર્વાક દર્શન (આ બહુ વેધક દૃષ્ટિ છે) ઋજુસૂત્રમા બૌદ્ધ મતો અને શબ્દાદિ નયમાં વૈયાકરણાદિ

જેમ સિદ્ધસેન દિવાકરે સન્મતિની ગાથામા જુદા જુદા મતોને તેના એકાન્ત આગ્રહને કારણે મિથ્યા કહ્યા અને સમસ્તપણે સાચા કહ્યા એવો જ પ્રયત્ન સિદ્ધર્ષિનો પોતાને જાણીતાં દર્શનોને ઘટાવવાનો છે ઉપર કહ્યું તેમ આ એક ઉદાહરણ છે પણ અનેકાન્ત દર્શનના ક્રમિક આવિષ્કારમા તત્ત્વજિજ્ઞાસાનો જે પ્રયત્ન વ્યક્ત થતો દેખાય તે-જિજ્ઞાસા જે વિવિધ ધર્મોનુ પ્રતિપાદન કરે છે તેમાંનો એકનો પણ ત્યાગ કર્યા વિના તેમની સગતિ શોધવામા છે અનેકાન્તાત્મક વસ્તુ તેના પૂર્ણ રૂપે તો સર્વજ્ઞનો વિષય છે-તેમનો ગોચર છે સિદ્ધસેન દિવાકર ન્યાયાવતારમા કહે છે તેમ-अनेकान्तात्मकं वस्तु गोचरः सर्वसंविदाम्।-અર્થાત્ સર્વજ્ઞ નથી એવા માણસની તત્ત્વજિજ્ઞાસાનો પ્રયત્ન જેમ જેમ નવા ધર્મોનુ પ્રતિપાદન થતુ જાય તેમ તેમ તેમને અનેકાન્તની દૃષ્ટિએ સમન્વય કરવાનો દેખાય છે જૈન આચાર્યોએ આ અનેકાન્ત દૃષ્ટિ ઉપર સવિશેષ ભાર મૂક્યો ગયો એટલે તેમણે શાસ્ત્રીય યુગમા જૈનદર્શનનુ અપર નામ 'અનેકાન્ત દર્શન' રાખ્યુ આચાર્ય હેમચન્દ્ર તેમના વ્યાકરણમા 'सिद्धिः स्याद्वादात्' એ સૂત્ર ઉપર સ્વોપજ્ઞ વૃત્તિમા જે એમ કહે છે કે स्यादित्यव्ययमनेकान्तद्योतकम्। ततः स्याद्वादोऽनेकान्तवादः नित्यानित्याद्यनेकधर्मशबलैकवस्त्वभ्युपगम इति यावत्। सर्वपार्षदत्वाच्च शब्दानुशासनस्य सकलदर्शनसमूहात्मकस्याद्वादसमाश्रयणमतिरमणीयम्—(પૃ ૧-૨)—તેમા પણ આ દૃષ્ટિ હોય એમ લાગે છે

(૪)

અનેકાન્ત વાદ ઉપરથી સાંપ્રદાયિક એકાન્તતાનો આગ્રહ ઉઠાવી લઈ તેને તત્ત્વજિજ્ઞાસાના એક પ્રયત્ન તરીકે જોવામા આવે તો એક રીતે તે સમસ્ત ભારતીય સંસ્કૃતિના પ્રતીકરૂપે સમજાય છે ઉપર કહ્યુ તેમ ભારતવર્ષમા દર્શનોનો વિકાસ 'પરસ્પર દબાણને લઈને થયેલો છે સમપ્રદેશ, સમયુગ અને સમપ્રજામા રહેનારા વિચાર સતાન' કેમ અલગ રહી શકે? ભેદની દૃષ્ટિએ જોઈએ ત્યારે જ આ બધા જુદા દેખાય છે પણ કોઈ પણ પ્રતીત થતા સત્યાંશને ન છોડી દેવાની દૃષ્ટિથી સમસ્ત ભારતના બૌદ્ધિક વારસાનો વિચાર કરવામા આવે તો એક જ 'અનેકાન્ત સંસ્કૃતિ' ઉત્તરોત્તર ઘડાતી દેખાય છે જેનુ સ્પષ્ટ ભાન કરવુ એ વર્તમાન 'યુગધર્મ' તરીકે સમજાય છે આ 'અનેકાન્ત સંસ્કૃતિ' સત્યપ્રતીતિમા ભૌગોલિક મર્યાદાઓ ન જ સ્વીકારે એટલે પશ્ચિમાદિ દેશોમાં વૈજ્ઞાનિક અને તાત્ત્વિક બુદ્ધિએ જે અનેક 'ધર્મો'નુ પ્રતિપાદન કર્યું હોય અને જેમની સત્યપ્રતીતિ થતી હોય તેમની સગતિ કરે તો જ 'અનેકાન્તાત્મક વસ્તુ'નું ભાન ઉત્તરોત્તર સમૃદ્ધ થતુ જાય!†

આ અનેકાન્ત દર્શન ભૌગોલિક મર્યાદા નહિ સ્વીકારે, પણ તે જે પ્રયોજનથી પ્રેરિત થયુ છે તેની મર્યાદા તો સ્વીકારશે, અને તે પ્રયોજન તે આત્મદર્શન. શ્રીમદ્ રાજચન્દ્રના શબ્દમા

* જુઓ દર્શન ઔર અનેકાન્તવાદ, લેખક પં. હસરાજજી શર્મા, આત્માનન્દ જૈન પુસ્તકપ્રચારક મંડલ, આગરા.
† અમારા ભિન્નુરિત્રમાં અદ્વૈત Absolute ના સ્થાપક Bradley પણ સમાન વિચારસરણીથી તેને સ્વીકારે છે તે વિચારવા જેવું છે

પટ્સ્થાનક સંક્ષેપમાં, ષડ્દર્શન પણ તેહ
**સમજાવા પરમાર્થને** કહ્યાં જ્ઞાનિયે એહ
અને તે પદની સર્વાંગતા મોક્ષમાર્ગ નિર્ધાર
અને આત્માર્થી અને જિજ્ઞાસુનુ લક્ષણ પણ તેમના શબ્દમાં:
કષાયની ઉપશાંતતા માત્ર મોક્ષ અભિલાષ
ભવે ખેદ અંતર દયા ત્યાં આત્માર્થ નિવાસ
તે કહિયે જિજ્ઞાસ.

જે અનેકાન્તવાદ આ પ્રયોજનથી પ્રેરિત ન હોય અને તેમાં કૃતાર્થ ન થાય તો જૈન દર્શન એવા અનેકાન્તવાદને નહિ સ્વીકારે, એને મિથ્યા જ કહેશે

A truth so true that it has no other side, and an error so false that it contains no truth, I have condemned as idols They are to me no better than the truths which are never at all born in time, or again the truths whose life does not pass beyond that which is made and unmade by chance and change And, just as there is no utter error, so again in the end there can be no mere ideas Every idea, no matter, how imaginary, qualifies by its content the Universe, and thus is real, and ideas float never absolutely but always in relation to some limited ground But these many spheres, owned all by the reality, are one and all in the end abstractions, differing in concreteness and worth, but in no case self-existent My so-called 'real world' of solid fact like the airy realm and imagination, is but a single subordinate appearance of the Universe The independent standing, whether of a physical nature or of a past which pre-exists for history, once again is not ultimate These facts are ideal constructions most legitimate and necessary, and yet their separate life begins and ends with a selection and sundering made in the undivided whole

On the one side the creations of the intellect everywhere are real The substantiated terms and relations, into which analysis breaks up the continuity of the given, are no mere errors or simple instruments They cannot fall somewhere outside or fail positively to qualify the Universe And the idea that by discarding these figmements of the understanding we are to gain reality, is a mistake now long since refuted, for it is only through such distinction and discretion that it is possible to reach knowledge progressively more living and individual On the other side these constructions, however, inclusive, are not independent truths They are real only so far as subordinate and as relative to individual totality And even in life it is only when I forget higher experience that I can anywhere accept for all purposes as final the partial and abstracted products whether of a science or of a presumptuous 'common sense'

On the one hand it is the entire Reality alone which matters On the other hand every single thing, so far as it matters is so far real, real in its own place and degree, and according as more or less it contains and carries out the in-dwelling character of the concrete whole But there is nothing anywhere in the world which, taken barely in its own right and unconditionally, has importance and is real And one main work of philosophy is to show that, where there is isolation and abstraction, there is everywhere, so far as this abstraction forgets itself, unreality and error

pp 472-73, Essays on *Truth and Reality*—by F H Bradley

હિંદુસ્તાનના માનવીઓને આંગળે આંગળે સર્જના હતી, કામ કરી બતાવવાની શક્તિ હતી. મુગલ સમયનાં ભરતકામ, રાજપુત યુગનાં વસ્ત્રોની કળા, પાઘડીઓ, બેઠકો, જડતર કામો, લોટા, પ્યાલા તેમજ વિવિધ પાત્રોમાં દેખાતી લાવણ્યમયી રેખાઓ અને રગાટની કવિતાભરી ચુંદડીઓ તથા સાડીઓ, એ બધાં મ્યૂઝિયમના નમૂના માત્ર બનાવવાનુ પાપ કોને શિરે જાય છે?

પ્રાતઃકાળે ઈશસ્મરણના સ્તોત્ર કે ગાનવૈતાલિકો ઘરઘરથી ગાજતાં અને માણસમનને સ્વસ્થ કરી, તનની સ્વચ્છતા અને વસ્ત્રની સફાઈ કરવામા પરિશ્રમને તદુરસ્તીનું સાધન માનતો તેને સ્થાને આજે તે કેમ સૂર્યોદય પછી ઊડતાં જૂલ્ફાં, સૂજેલી આખો અને ઘોઘરા સાદે જગતમાં વ્યાકુળતા અને વિરોધ જોતો જ ઊભો છે? એના જીવનનો તાલ બેઠો નથી, એને મનની કે સ્વરની સુરાવટ મેળવતાં આવડી નથી, તે કુટુબ કે સમાજમાં શી રીતે આદર અને આનદનો અવતાર બની શકે?

એનું જીવન-શિક્ષણ જ એવુ છે. સ્વરના આદોલનો કે અનુકપનો તેના પાઠ્યપુસ્તકમાં કે શાળામાં નથી. મનોરમ ચિત્રાવલિથી પ્રત્યક્ષ થતી માનવકથાઓ કે દેશ્યો તેને જોવાને મળ્યા નથી ઘર આગળ કે શાળાના આંગણે કે સુરચિત શોભાયમાન દ્વારદેશો કે શિલ્પસ્વરૂપોથી તેને વંચિત રાખ્યો છે. અક્ષરોના ચિરપરિચયથી તેણે દૂર નજર ફેંકવાની શક્તિ ગુમાવી છે. અને કુદરતની પળેપળ બદલાતી નવીનતાઓ તે અવલોકી શકયો નથી. આજના માનવીનું જ્ઞાન તેના કબાટમાં ભરેલાં પુસ્તકોમાં છે તેણે તો એનો કૂચી ઝૂડો સાચવી, ખોરાક, કપડા અને આરામ પૂરતું ભાડુ લઈ સંતોષ માન્યો છે.

તેણે શુ ગમાવ્યું? તેનો કોઈ ભારતીય પૂર્વજ અગત નિત્યકર્મથી પરવારી કોઈ સુંદર દેવમદિર કે આશ્રમ તરફ આંટો મારી આવે છે, તેને રોજના પરિચિત જનોનો રસ્તામાં ભેટો થાય છે. સામસામા વિનયવ્યવહારથી સમાજનો પરિચય દૃઢ કરે છે. તેની આંખ નરનારીઓના વિવિધ સ્વરૂપો અને હલન-ચલનનું માધુર્ય પામે છે. કાન ચારે પાસનાં ગીતો કે વાદ્યોથી તૃપ્તિ અનુભવે છે. ઝરૂખા અને તોરણો, ભીંતચિત્રો અને ભૂમિચિત્રો નીરખતો એ નિત્ય જીવનમાં ઉલ્લાસ અનુભવે છે. એમ ચોપાસની સૃષ્ટિથી ઉલ્લાસિત, પ્રેરિત એ ધીર પ્રકૃતિવાળો એ નાગરિક પોતાના ધધાનું કામ કરતો જતો, છતાં જન્મસંસ્કાર જેવા કે દયા. દાન ને પરોપકારનાં કામ કરતો જ જાય છે કુટુબ અને વ્યવહારથી તે વિમુખ બનતો નથી પોતાનાં સુખદુઃખના લ્હાવા પણ તે ઊર્મિના રગથી ભોગવે છે. તેનુ અતર આસપાસના સમાજસંબધો અને વ્યવહારમાં બહોળુ જીવન ખેલી રહે છે. ચડતી પડતી, સ્પર્ધાઓ, આપત્તિઓ કે ઉત્સવો તેને મન જીવન સાગરની લ્હેરો લાગે છે. દુનિયા પાર કીર્તિ કરવાનો લોભ તેને હોય તે કરતા દુનિયા પાર વહેવાર બાંધવાનો તે વધુ ઇંતેજાર જણાય છે. તેની મહત્ત્વાકાંક્ષા, શાત, સ્વસ્થ મૃત્યુ મેળવવાની હોય છે.

મનુષ્યની પ્રકૃતિ ઉપર આવી અસર કરનારાં એ કાળના વ્યવહારો કે બળોનો વિચાર કરીશું તો લાગશે કે જીવનને એક લયમાં ઉતારવા, તાલબદ્ધ ગતિ આપવા, શ્રુતિ, સ્મૃતિ અને દર્શન દ્વારા સૌંદર્ય-બુદ્ધિ જગાડનારાં તત્ત્વોનો આદર સમાજના પ્રત્યેક કાર્યમા અને પ્રવૃત્તિમાં વ્યાપક હતો. એ આપણે સ્વીકારીએ તો આજે આપણે શુ ગુમાવ્યુ છે તે સમજતાં વાર નહિ લાગે આપણે દૃષ્ટિનો, શ્રુતિનો અને વાણીનો સૌંદર્ય પ્રદેશ ગુમાવ્યો છે રૂપસાગરની લીલાઓ, સ્વર જગતનાં ધ્વનિકપનો અને અનેકવિધ કલાઓ વગર આપણી શિક્ષા જીવનને શુ આપી શકશે? જીવનનો અર્થ ક્યાથી પ્રકટશે?



# શેખચલ્લીની નિંદા ન કરો

## લેખક ચુનીલાલ વર્ધમાન શાહ

મનના ઘોડા દોડાવનાર શેખચલ્લીની મૂર્ખતા ઉપર લોકો હસે છે છોકરાંને હસાવે છે અને શિખામણ આપે છે કે તેની પેઠે હવાઈ કિલ્લા બાંધવા નહિ જો એની પેઠે કરીએ, તો ગાંઠે હોય તે પણ ગુમાવીએ!

પણ શેખચલ્લીની વાત વાસ્તવિક અને પરિણામકારક છે ખરી? મનોરથ ઘડનાર અને મનોરાજ્ય ઊભાં કરનાર શેખચલ્લી પોતાની વર્તમાન પરિસ્થિતિને ભૂલી ગયો અને તેને નુકસાન વેઠવું પડ્યું એ જાણવા છતાં માણસે મનોરથ ઘડવાનું છોડી દીધું નથી અને એક રીતે એ જ સારું છે નહિ તો મોટા અનર્થ થતા પામત આપણે પણ કોઈ ને કોઈ વાર મનોરથો ઘડતાં જ હોઈએ છીએ અને એ મનોરથો વાસ્તવિક સૃષ્ટિ રચનામાં કાંઈ ઓછો ભાગ ભજવતા નથી •

એ, બી સી શીખનાર બાળક મેટ્રિકમાં ભણતા મોટા ભાઈની પેઠે કડકડાટ અંગ્રેજી વાચવાના સ્વપ્નો જોતો હોય છે અને મેટ્રિકમાં ભણતો રંજનકુમાર પોતાના હેડ માસ્તરની પેઠે બી એ, બી ટી થઈને વિદ્યાર્થીઓને ભણાવતો હોવાના ભાવિ દશ્યો જોતો હોય છે પચીસ રૂપિયાનો પગાર મેળવનાર કારકુન 'સાહેબ'નો શિરસ્તેદાર બનવાના સ્વપ્નાં સેવતો હોય છે અને શિરસ્તેદાર મામલતદાર બનીને ખેડૂતોનો 'બાપા' બનવાના મનોરથ ઘડતો હોય છે એ જ રીતે સાધારણ વેપારી ઉદ્યોગપતિ બનવાના કોડ રાખતો હોય છે અને ફૂટપાથ પર રઝળતો ભિખારી દુકાનદાર વેપારી બનવાના ઘોડા દોડાવતો હોય છે આવા મનોરાજ્યો ઊભાં કરવાનું પરિણામ જો હમેશા શેખચલ્લીના જેવું જ આવતું હોત તો જગતમાં કેવા અનર્થો થયા હોત, તેની કલ્પના કરી શકાય તેમ છે એ જ રીતે જો દરેક મનોરાજ્ય ઘડનાર શેખચલ્લી જ હોત, તો પણ વિચિત્ર અનર્થો થયા હોત તાત્પર્ય એ છે કે મનોરાજ્યો કેવળ હવાઈ કિલ્લા જ હોતા નથી, તે જ સાચા કિલ્લાના પાયારૂપ પણ હોય છે અને તેથી જ શેખચલ્લીની વાત શીખવા છતાં કોઈ મનોરાજ્યોની રચના કરતા બંધ થયા નથી એ જ રીતે દરેક મનોરથ કરનાર શેખચલ્લી નથી નહિ તો મીલમજૂર સાંચા પર કામ કરવાને બદલે સીધો મીલ એજન્ટની ખુરશી ઉપર જ જઈ બેઠો હોત મનોરથ ઘડવા છતાં માણસ પોતાની ખરી પરિસ્થિતિને નથી ભૂલતો અને તેથી જ મનોરથો ઘડનાર એ હમેશા શેખચલ્લીપણું હોય છે એમ માનીને તેની નિંદા કરવી જોઈતી નથી

મનોરથ ઘડવા એ મનુષ્યના મનની એક નૈસર્ગિક પ્રવૃત્તિ જ છે પ્રાપ્ત પરિસ્થિતિ કરતા વધારે સુંદર વધારે આશાવાદી અને વધારે ઉદાત્ત કલ્પના નિર્મિત પરિસ્થિતિમાં કલ્પનાના જ બળે કરવામા આવેલું ભ્રમણ એ જ મનોરાજ્ય અથવા મનોરથ મનોરથ ઘડવાની જે શક્તિ મનુષ્યને કુદરતી રીતે મળેલી છે તે એક દૈવી બક્ષીસ છે કોઈ નાર સુખદ સ્વપ્ન જોયા પછી આનંદ ઉત્પન્ન થયા વિના રહેતો નથી સારા સ્વપ્નનો અર્થ કોઈ સ્વપ્નફલાદર્શ સમા પુસ્તકમાં અનિષ્ટકારક જણાવ્યો હોય, તોપણ સારા સ્વપ્નથી મન તો પ્રસન્ન જ રહે છે મનોરાજ્યમા લીન બની જવું એ પણ એક જાગ્રત સ્વપ્ન જ છે પોતે પોતાની જાતને ભૂલી જવી એ ઘણીવાર મનુષ્યજીવનની એક આવશ્યકતા બને છે એ ભૂલી જવાનું કામ, જો મનને મનોરથમા ગૂંથીને કરી શકાતું હોય તો માણસને તે ઇષ્ટ હોય છે

સંસારમા માણસને અનેક કષ્ટો વેઠવાના પ્રસંગો આવે છે કામનો બોજો માથાપર ચડ્યો હોય છે, શેઠનો ઠપકો સાંભળવો પડતો હોય છે, પૈસાની તાણ પડતી હોય છે નોકરી છૂટી ગઈ હોય છે કે વેપારમા

ખોટ ગઈ હોય છે, ઘરમાં કોઈ માંદું હોય છે કે નજીકનુ સગું મરી ગયુ હોય છે: મનપર આઘાત કરનારા આવા બનાવો જ્યારે માણસને ચોમેરથી ઘેરી વળતા હોય છે, ત્યારે આસપાસની પરિસ્થિતિ થોડો વખત ભૂલી જવાય તો સારુ તેવીજ તેની ઝંખના જાગે છે તેને ભૂલી જવા તે પ્રયત્ન પણ કરે છે કોઈ બગીચામાં જઈ બેસે છે, કોઈ નાટક સીનેમામાં જઇને દુઃખ ભુલવા યત્ન કરે છે, કોઈ દારૂના કેફ હેઠળ ગમગીનીને દાટવા મથે છે તો કોઈ દારૂ અને ગાનતાન બેઉમાં પોતાની જાતને ભુલવા ફાફાં મારે છે. તાત્પર્ય એ છે કે સર્વ કોઇને ક્યારે ને ક્યારે પોતાની અનિષ્ટ પરિસ્થિતિને ભૂલી જવાની જરૂર આવી પડે છે, પણ તે ભૂલવા માટેના બધાના માર્ગો એકસરખા હોતા નથી

સગીતશ્રવણમાં, મદ્યપાનમાં, કે ઇતર કોઈ વ્યસનમાં આત્મવિસ્મૃતિ કરવી, તે બાહ્ય સાધનની સહાય ઉપર અવલંબે છે. એવા કૃત્રિમ સાધનો પૂરી રીતે સફળ નીવડતા નથી નાટક સીનેમા જોવાથી મનોભાવ ઉલ્લસિત થાય છે, પરન્તુ બુદ્ધિગામી મન સંતુષ્ટ થતું નથી દુઃખને વિસરવા માટે આંખો સમીપે એક રમ્ય ભાવિ કાળનુ આલેખન કરીને તેમા રમમાણ રહેવુ એ જ માર્ગ સહજસાધ્ય છે. તેને માટે કોઈ સાધનની અપેક્ષા રહેતી નથી એમ કાંઈ નથી સુંદર મનોરાજ્ય ઊભું કરવા માટે પણ મનની એક વિશિષ્ટ પ્રકારની કલાની આવશ્યકતા હોય છે. આશાવાદ અને થોડી વિસ્મરણ ક્ષમતા એ બે વસ્તુઓ જે મનની પાસે હોય છે, તેનાથી એ વસ્તુ સિદ્ધ કરી શકાય છે. એ વસ્તુઓ થોડાજ શ્રમથી, થોડા અભ્યાસથી–ટેવ પાડવાથી મેળવી શકાય છે. આનંદને પ્રસગે તેવા જ ભૂતકાળના આનદના પ્રસગનુ સ્મરણ કરવા માટે જેટલી તીવ્ર સ્મરણશક્તિ જરૂરી હોય છે, તેટલી જ તીવ્ર વિસ્મરણશક્તિ ખેદના પ્રસગે હિતાવહ હોય છે; હમેશા જ વિસ્મરણશક્તિ હિતાવહ હોય છે એમ સમજવાનું નથી.

ખેદ પ્રસગે વિસ્મરણ અને ભવિષ્ય માટે આશાવાદ એ બેઉના સમાગમથી મનોરથનો જન્મ થાય છે. એ મનોરાજ્યને કોઈ ભલે શેખચલ્લીપણુ કહે, કોઈ ભલે મનોયોગે કરીને થતો વ્રતભંગ લેખે, કોઈ ભલે માનસિક પરિગ્રહનો વધતો જતો ભાર માને, પરન્તુ એ મનોરથો જ દુઃખી મનનું સમાધાન કરીને તેને શાંતિની પ્રાપ્તિ કરાવે છે

એક અતિ સામાન્ય સ્થિતિ ધરાવતા મિત્રનુ ઉદાહરણ આપું તેના કરતાં વધારે સારી સાંપત્તિક ઇતર સ્થિતિવાળા બીજા મિત્રો કરતાં એ મિત્રની સ્થિતિ ઘણી ઊતરતી હતી, પરતુ તેની સમાધાનવૃત્તિ મને ખૂબ જ આકર્ષક લાગી છે.

મેં તેને એકવાર કહ્યુ: "જ્યારે હુ તમને જોઉં છુ ત્યારે તમે ખૂબ આનદી લાગો છો, તમારા કરતાં વધારે સુખી મિત્રોને હુ તમારા જેટલા આનદી જોતો નથી અને તેથી મને આશ્ચર્ય થાય છે. મારા હિસાબે તો તમારો આનદ મને એક પ્રકારની નફકરાઈ લાગે છે."

તેણે કહ્યુ: "ખરી વાત કહું? મારી અત્યારની સ્થિતિ મને ગમે છે એમ શું તમે માનો છો? દુનિયામાં કોઈ એવો માણસ નહિ હોય કે જેને પોતાની વર્તમાન સ્થિતિથી સર્વથા સંતોષ થતો હોય, તો પછી હું સંતુષ્ટ કેવી રીતે હોઈ શકું? પરંતુ મારી સ્થિતિ ઉપર હું રાતદિવસ નિસાસા નાંખ્યા કરુ, તો હુ એકદમ લક્ષાધિપતિ થઈ જઉં એમ હું માનતો નથી. તો પછી બબડાટ કર્યે વળવાનું શું હતું? મારી વર્તમાન સ્થિતિથી જો હું અસતુષ્ટ બનું, તો મને કયાંય આનંદ કે મીઠાશનો અનુભવ થાય તેમ નથી તેથી મારું શરીર બગડે અને તેથી પત્ની અને પુત્રની તબિયત ઉપર પણ ખરાબ અસર થાય. ઘરમાં એક જ માણસ હમેશાં જો ઉદાસ રહેતુ હોય છે, તો તેની માઠી અસર આખા ઘરના વાતાવરણ પર થાય છે, તે તો તમે સમજો છો. અને જો ઘરમાં મારા જેવો મુખ્ય માણસ લમણે હાથ મૂકીને રડવા બેસે, તો પછી શુ થાય? તો ઘરમાંનાં બધાંયની કેવી દશા થાય? તેની કલ્પના કરી જુઓ. એટલે આપણે તો હમેશા આનદીવૃત્તિ જ પકડી બેઠા છીએ. અને રાત વીતે છે એટલે દિવસ કાંઈ

ઊગ્યા વિના રહેતો નથી એ હું બરાબર સમજુ છું પછી અત્યારની દરિદ્રાવસ્થાનો અંત નહિ જ આવે એમ શામાટે માનું? દરિદ્રતા ડોળા ઘુરકાવતી હોય, ત્યારે આનંદી રહેવું બહુ કઠણ કામ છે પરંતુ જેને મનના ઘોડા દોડાવતાં આવડે છે, તેને માટે એ કઠણ નથી મનના ઘોડા'ની મારી વાત સાંભળીને તમે હસશો મને શેખચલ્લીના જેવો ગાંડો કહેશો, તે બધા મારા હવાઈ કિલ્લા છે એમ તમે માનશો, પરન્તુ હું તો માનું છું કે ભવિષ્યમાં તૈયાર થનારા ખરેખરા કિલ્લાનો પાયો જ મારા મનોરથો છે

"મારો છોકરો અંગ્રેજી છઠ્ઠી ચોપડી ભણે છે તે તમે જાણો છો તેના ઉપર અમે ખૂબ આશા બાંધી બેઠા છીએ તે ચોથી ચોપડી ભણતો હતો ત્યાં સુધી તે સીધી રીતે બધા વિષયમાં પાસ થતો નહોતો, પણ તેની ઉપર અમે કેવા મનોરથ ઘડતા હતા, એ વાત એકવાર તેની બાએ તેને આરતેથી કહી બિચારો બાળુ જ નરમ દિલનો છોકરો છે પાંચમી ચોપડીમાં તે આવ્યો અને પહેલે નંબરે પસાર થયો વળી સ્કોલરશીપ પણ મેળવી હવે તેની ઉપર અમે વધુ મોટાં મનોરાજ્યો ઘડીએ, તો તેમાં કાંઈ નવાઈ નથી'

એ મિત્રની સમાધાની વૃત્તિની પાછળ કેટલું મોટું તત્ત્વજ્ઞાન હતું તેની મને જરા પણ કલ્પના નહોતી પણ તેણે ત્યાર પછી જે કહ્યું તે વધારે મહત્ત્વનું છે આંખોમાં આંસુ આણીને તેણે કહ્યું 'એકવાર મ ની રીતે મારા છોકરાની નોંધપોથીના બે પાના વાંચ્યા પોતાના માબાપ પોતા પર કેવી આશા બાંધી બેઠા છે અને તેમના મનોરથ સફળ કરવાને પોતે કેટલી મહેનત કરવી જોઈએ તે વિષે તેણે નોંધપોથીમાં લખ્યું હતું મને તે વાંચીને કેવું લાગ્યું હશે? એટલી નાની વયના છોકરા ઉપર હું બોજો લાદી રહ્યો છું એમ મને લાગ્યું અને મને મારી જાત પર ગુસ્સો આવ્યો, તે સાથે આનંદ પણ થયો કે છોકરો કેટલો માતૃ-પિતૃ ભક્ત છે! હવે હું મારા ભાવિ સુખી જીવનના ચિત્રો જોઉં છું અને મને આનંદ તથા સંતોષનો અનુભવ થાય છે મનના ઘોડા દોડાવનારો હું શેખચલ્લી જ છું ને?"

જો એ મિત્રને શેખચલ્લી કહીએ, તો જગતના બધા માતાપિતાને શેખચલ્લી જ કહેવા પડે પોતાના બાળકો માટે મોટી આશાઓ બાંધીને આનંદમાં દિવસો ન ગાળનારા માબાપો હોય છે ખરા?

મનોરથો ઘડવા નહિ મનોરાજ્ય એ હવાઈ કિલ્લો છે, તે નિષ્ફળ છે, નિરુપયોગી છે એમ ભલેના શાણાઓ ભલે કહ્યા કરે, પણ તે નિષ્ફળ નથી, નિષ્ફળ થાય તો પણ નિરુપયોગી નથી મનોરથની અંદર જ તેજસ્વી ભવિષ્યનો પાયો રહેલો હોય છે પ્રજાના ભાવિનો આધાર તરુણો ઉપર રહેલો છે એમ મનાય છે કારણ કે મનોરથો તરુણસુલભ હોય છે તેમના મનોરાજ્યોમાં આશાના બીજ હોય છે અને એ બીજમાં ખરેખરા ભાવિ રાજ્યોના અંકુર છુપાઈ રહેલા હોય છે જીજાબાઈ બાળશિવાજીનું હાલરડું ગાતી હતી ત્યારે તે ભવિષ્યના ગોબ્રાહ્મણપ્રતિપાળ શિવાજી મહારાજને જ પોતાના મનોરથદ્વારા જોઈ રહી હતી પત્નીની અવગણના કરીને તેને ત્યજી દેનાર તેનો પતિ તેના મનોરથો જાણતો હોત તો કદાચ તેને શેખચલ્લી કહીને હસ્યો પણ હોત, પણ આપણે જાણીએ છીએ કે જીજાબાઈનું મનોરાજ્ય જ પલટાઈને શિવાજીની સાચી પાદશાહીરૂપ બન્યું હતું

તાત્પર્ય એ છે કે મનોરાજ્ય ઘડતા આવડ્યા વિના ખરું કામ થઈ શકતું નથી સૌ કોઈ રાજા મહારાજા થતા નથી, સર્વની આશા-ઇચ્છા પાર પડતી નથી એટલે જ કેટલીક વસ્તુઓ કેવળ કલ્પનાથી જ પ્રાપ્ત કરી લેવાની હોય છે જેને સુંદર મનોરથો પણ ઘડતા આવડતું નથી, તેના જેવો કોઈ દરિદ્ર નથી અને શેખચલ્લીની હમેશાં નિંદા કરનારના જેવો કોઈ મૂર્ખ નથી



# ભાષાશુદ્ધિ

લેખક. પ્રો. મનસુખલાલ ઝવેરી, એમ. એ.

એક પ્રતિષ્ઠિત સાપ્તાહિકના તાજા આવેલા દીપોત્સવી અંકને હું જોતો હતો; ત્યાં મારી દૃષ્ટિ એક રાષ્ટ્રવાદી, ભાષાપ્રેમી વિદ્વાનના લેખ પર પડી. એ વિદ્વાને ગુજરાતી ભાષામાં અત્યારે જે વર્ણસંકરતા દેખાઇ રહી છે તેની આવેશભરી ચર્ચા કરી હતી: અને આપણા દૈનિક વ્યવહારમાં અને મકાનો અને દુકાનોનાં નામમાં પણ અંગ્રેજી ભાષાનું જે આધિપત્ય સ્થપાઈ રહ્યું છે, તેનો વિરોધ કર્યો હતો. સ્વભાષાની સાચી ઉપાસના વિના આપણી ખાદી, સ્વદેશીવ્રત અને રેંટિયાની પ્રવૃત્તિ પણ નિષ્ફળ જવાની છે એમ એ વિદ્વાન્ માને છે અને તેથી સ્વભાષાનો આગ્રહ રાખવો એ આપણા જ હિતની વાત છે એમ કહે છે.

એમના આ વક્તવ્યની વિરુદ્ધ કોઈને કશુ જ કહેવાનુ હોઈ ન શકે. ગુજરાતી ભાષાની અત્યારની સ્થિતિ ખૂબ ખેદજનક છે એ કહેવાની પણ જરૂર નથી. સમાજમાં, શાળાઓમાં અને વિદ્યાપીઠમાં ગુજરાતી ભાષાનું અને સાહિત્યનુ સ્થાન વધારે માનભર્યું અને વધારે મહત્ત્વનું થવાની જરૂર છે એ સ્પષ્ટ છે. એ સ્થાન, મહાત્માજીના આગમન પછી અને ગૂજરાત વિદ્યાપીઠ અને નવજીવન પ્રકાશન મન્દિરની પ્રવૃત્તિ પછી, ક્યારનું યે માનભર્યું થઈ જવુ જોઈતુ હતું, પણ એમ થયુ નથી એ હકીકત છે.

અત્યારે તો ગુજરાતી ભાષાની સ્થિતિ ઓરમાયા બાળક જેવી થઈ પડી છે. વિદ્યાપીઠે રહી રહીને છેક હમણાં ગુજરાતીને પોતાના અભ્યાસક્રમમાં સ્થાન આપ્યુ છે ખરું; પણ હજી એ સ્થાન ગૌણ રહ્યું છે. ગુજરાતીને હજી સ્વતત્ર, સ્વપર્યાપ્ત અને આવશ્યક વિષયનું સ્થાન હજી મળ્યુ નથી. હજી સુધી તેને માત્ર ઐચ્છિક વિષય તરીકે સ્વીકારવામાં આવે છે; અને તેમાં પણ આનુષંગી શિષ્ટ ભાષામાં જો કોઈ વિદ્યાર્થી વધારે પ્રવીણ હોય, તો ગુજરાતીને તે ઉવેખે, તો પણ ચાલે એવી સ્થિતિ છે.

આ બધુ કેમ થઈ રહ્યું છે તેની ચર્ચા રસભરી અવશ્ય છે, પણ તે અહી ઉદ્દિષ્ટ નથી. બીજુ કઈ નહિ તો પણ અંગ્રેજી ઉચ્ચારશુદ્ધિ અને લેખનશુદ્ધિ માટે આપણા વિદ્યાર્થીઓ જેટલો આગ્રહ રાખે છે—અથવા, વધારે સાચી રીતે કહીએ તો આપણા શિક્ષકો અને અધ્યાપકો વિદ્યાર્થીઓ પાસે જેટલો આગ્રહ રખાવી રહ્યા છે—તેટલો આગ્રહ ગુજરાતી ઉચ્ચારશુદ્ધિ અને લેખનશુદ્ધિ માટે રખાય, તો પણ ઘણુ થઈ શકે.

પણ એ આગ્રહ રખાતો નથી, અને તેને પરિણામે અંગ્રેજી ભાષાનુ આધિપત્ય આપણા નિત્યના વ્યવહારમા પણ એટલુ બધુ સ્થપાતું જાય છે કે "કુસુમ–કૉટેજ" અને "સુમન–વિલા" જેવાં મકાનોનાં નામો આપણને અસ્વાભાવિક લાગતાં નથી. અનેક કુટુમ્બોમા તો બાળકને પ્રારંભથી જ અંગ્રેજી ભાષા ભણાવવામાં આવે છે, અને આજે પણ અનેક વ્યક્તિઓ પોતાને ગુજરાતીમાં બોલવાનું કે લખવાનુ બરાબર ફાવતુ નથી એ હકીકતમાં શરમ નહિ, પણ ગર્વ અનુભવે છે.

આ જાતની અતિભક્તિ સામે જેટલો વિરોધ ઊઠે તેટલો ઓછો છે અને એ વિરોધની અતિશયતાએ જઈને આપણે અંગ્રેજી ભાષાનો બહિષ્કાર પોકારી ઊઠીએ તે પણ બનવાજોગ છે. તેમાં જ્યારે પરાધીન પ્રજામાં સ્વત્વનો પહેલો સળવળાટ મચી રહ્યો હોય, ત્યારે એ જાતની અતિશયતા આવી જાય

એ સ્વાભાવિ- છે પણ શુદ્ધ સિદ્ધા તની દષ્ટિએ જોઈએ તો, મને લાગે છે કે, આપણને આપણા વિરોધને હળવો બના યા વિના નહિ ચાને

અત્યારની સ કુલ અને પરરપરાનલખી સમાજરચનામા માન એ ાગી વિમાસ સાધ્યે ચાનવાનુ નથી એ હકી ત એટલી બધી સાદી છે કે તેનો ઉ નેખ કરવાનુ પણ આવશ્ય- નથી અ યારના જીવનમા કૂપમડૂકતા નભી શકે તેમ નથી જીવનનો સવદેશીય વિકાસ જ અત્યારના જગતમા ટકી શકે તેમ છે

આ રજૂઆત જો સાચી હોય—અને તે સાચી છે એમા મને શ ા નથી—તો સવદેશીય વિ ાસને પોષ્ય અને પો ાક એવી પરિસ્થિતિ આપણા જીવનધુરીણોએ, આપણા સાહિત્યસ્વામીઓએ અને સમાજ નેતાઓએ રચવી પડશે અને એ પરિસ્થિતિના એક મહત્વના અગ તરીકે સવદેશીય વિ ાસપ્ર સાહિત્યનું—રસાત્મક અને શાસ્ત્રીય સાહિત્યનું—સજન આપણે કરવુ પડ ે અગ્રેજી ભાષાના ગ્રથો દ્વારા જીવનના બહુવિધ પ્રશ્નોની જે છણાવટ થઈ રહી છે તે આપણી ગુજરાતી ભાષા દ્વારા પણ થવી જોઈએ અને સ્વભાષામા થયેલી એ છણાવટ જ્યારે આપણા વાચકવર્ગને સુલભ બનશે, ત્યાર પરભાષાનો આપણો મોહ આપોઆપ નષ્ટ થશે.

પરતુ અત્યારે આપણી એવી સ્થિતિ છે ખરી ? રસાત્મક સાહિત્યના કાવ્ય, નવલિકા અને નવ કથાના ક્ષેત્રોને બા કરીએ, તો અવૈતનિક નટસમૂહોએ, શાળાના વિદ્યાર્થીઓએ અને વિદ્યાપીઠના સુશિક્ષિત યુવકયુવતીઓએ ભજવવા લાયક શિષ્ટ નાટકો આપણી પાસે કેટલા છે ? મુબઈ, અમદાવાદ જેવા શહેરોમા વારંવાર ભજવાતા અમુક લેખકોના કેટલાક નાટકો મારા ધ્યાન બહાર નથી પણ એ નાટકો માટે થયેલા પ્રચારનુ અને એ પ્રચાર દ્વારા એમને મળી ગયેલા સ્થાનનું તત્વ ગાળી નાખીએ, તો શુદ્ધ રગભૂમિની દષ્ટિએ એ નાટકોની કિમત કેટલી ? અને એ નાટકોની કઈ પણ કિંમત ખરેખર હોય, તો પણ એવા નાટકોની સખ્યા કેટલી અલ્પ છે ?

અને રસાત્મક સાહિત્યમા પણ આપણો વિ ાસ સર્વાંગીણ ન હોય ત્યા શાસ્ત્રીય સાહિત્યમા—જે ક્ષેત્રમા તલસ્પર્શી અભ્યાસ અને નિરતર ઉદ્યોગ દ્વારા થયેલી એકનિષ્ઠ ઉપાસના જ ફળી શકે તે ક્ષેત્રમા—તો આપણી શી સ્થિતિ હોય ? ઇતિહાસ, અર્થશાસ્ત્ર સમાજશાસ્ત્ર, રાજ્યકરણ, વિજ્ઞા ા અને તેના અનેકવિધ ઉપાંગો વૈદ્યક, તત્વજ્ઞાન અને ધર્મ આવા વિષયોમા નિષ્ણાતો માટેના પુસ્તકો પણ ઘણા જ થોડા છે તો સામાન્ય જનસમુદાય માટે સુલભ અને સરળ પુસ્તકો ક્યાથી હોય ?

અને એ પુસ્તકો ન હોય તો આપણો જિજ્ઞાસુ વર્ગ અગ્રેજી તરફ વળે એમા નવાઈ ખરી ?

મને લાગે છે કે આપણી અગ્રેજીની અતિભક્તિ આમાથી જ જન્મે છે જીવનમા ટકવા માટે અથવા તો જીવનની વિષમતાઓને ઘડીભર ભૂલી જવા માટે વાચ્યા વિના આપણને ચાલે તેમ નથી અગ્રેજી ભાષાના ગ્રથો દ્વારા આપણને જે વૈવિધ્ય અને જે નૂતનતા મળી શકે છે તે સ્વભાષાના પુસ્તકો દ્વારા આપણને હજી મળી શકતી નથી એટલે આપણો શિક્ષિત અને જિજ્ઞાસુ વાચકસમૂહ સામાન્ય રીતે અગ્રેજી તરફ વળે છે * અને અગ્રેજી તરફ વળે છે એટલે તેનુ ચિત્તતત્ર પણ અમુક અગે અગ્રેજી-પક્ષી બની જાય છે આ બધાને પરિણામે અસખ્ય અગ્રેજી શબ્દો વ્યવહારની ભાષામા પ્રવેશ પામીને પોતાના મૂળ જમાવી બેસે છે

---

* આપણો શિક્ષિત વાચકસમૂહ અગ્રેજી વાચન તરફ વળે છે એટલે ગુજરાતીમાં પુસ્તકો લખાય તો તેને માટે વાચકો મળવાનો સભવ નથી રહેતો અને વાચકો મળવાનો સભવ નથી રહેતો એ થી એવાં પુસ્તકો લખાતાં નથી. આમ અનવસ્થા દોષ જન્મે છ

ઉદાહરણ તરીકે 'સ્ટેશન' અને 'પેન્સીલ' જેવા શબ્દોની વાત જતી કરીએ; પણ 'રન,' 'એલ. બી ડબલ્યુ,' 'વિકેટ,' 'નોટ આઉટ,' 'બેટ,' 'બોલ,' 'સબમરીન,' 'સ્પીટફાયર,' 'હરીકેન,' 'ફાઈટર,' 'બોમ્બર,' 'બલુનબેરેજ,' 'રેડિયો,' 'જંકશન,' 'કેમ્પ' આવા આવા અસંખ્ય શબ્દો આપણે ત્યાં દાખલ થઈ ગયા છે અને થતા જાય છે. હિન્દી અને મરાઠી ભાષામાં આવા કેટલાક શબ્દોના પર્યાયો દાખલ થઈ ગયા છે, પણ આપણે ત્યાં એ સ્થિતિ નથી

અને અહીં જ આપણને આપણે ત્યાં દેખાતી વર્ણસંકરતાનું મૂળ મળી આવે છે. પરભાષાના શબ્દોના યોગ્ય અને લોકગમ્ય થાય તેવા પર્યાયો શોધવાનુ કામ સામાન્ય જનસમુદાય કદી કરવાનો નથી એની દૃષ્ટિ તો "ભાષાને શું વળગે ભૂર? જે રણમાં જીતે તે શૂર" એના પર જ રહેવાની ભાષાનો ઉપયોગ એ તો પોતાના વિચારો વ્યક્ત કરવાના સાધન પૂરતો જ કરવાનો. અને વિચારવ્યક્તિ માટે જો તેને એક શબ્દથી ચાલતું ,હશે, તો બે શબ્દો તે કદી પણ વાપરવાનો નહિ. "રેડિયો" કહેવાથી એનું કામ સરતુ હશે તો તે "આકાશવાણી" કે "આકાશગોષ્ટિ" નહિ બોલે. એટલુ જ નહિ, પણ "એગ્રીમેન્ટ" નો ઉચ્ચાર કરવો એને અઘરો પડતો હશે તો તેનું તે "ગિરમીટ" કરી નાખશે, "કબૂલાતનામુ" નહિ

હકીકત આ છે, એટલે સામાન્ય જનસમુદાય પાસે ભાષાશુદ્ધિ કે ભાષાભક્તિનો આગ્રહ રાખવો તે જરા વધારે પડતુ છે. ભાષાશુદ્ધિ અને ભાષાભક્તિ કરવાનું કામ સાહિત્યકારો અને ભાષાશાસ્ત્રીઓનું છે અને પોતે સાહિત્યકાર કે ભાષાશાસ્ત્રી ન હોય તો પણ વર્તમાનપત્રકાર એ કામ કરી શકે તેમ છે.

અને આપણો એ વર્ગ, જૂજ અપવાદ સિવાય, ભાષાશુદ્ધિનો ખાસ આગ્રહ રાખતો હોય તેમ દેખાતુ નથી અને તેથી જ પરભાષાના અસંખ્ય શબ્દો આપણે ત્યાં ઘૂસતા જાય છે.

## ત્યારે આનો ઉપાય શો?

"તુલસીદાસ-મેન્સન્સ' કે "પ્રીતમ-પાર્ક" જેવા વર્ણસંકર પ્રયોગો તો, અલબત્ત ટળવા જ જોઇએ. એ તો આપણી ગુલામ મનોદશાનાં જ ચિન્હો છે પણ આનો સાચો ઉપાય તો આપણા વિદ્વાનો અને વર્તમાન પત્રકારોના હાથમાં છે એ વર્ગ જો સ્વભાષાનો અને ભાષાશુદ્ધિનો આગ્રહ રાખે અને અંગ્રેજી શબ્દોના સરળ, લોકગમ્ય, અર્થવાહી પર્યાયોનો જ પ્રચાર કરે તો, મને લાગે છે કે, થોડા જ વખતમા "કુમુદ-કૉટેજ" કે "વસન્ત-વિલા"ને બદલે "કુમુદ-કુટીર" કે "વસન્ત નિકેતન"ની તકતીઓ નજરે પડવા લાગે. આમ સાચો ઉપાય સ્વભાષાની ભક્તિ વધારવાનો છે, અંગ્રેજી ભાષા તરફ તિરસ્કાર કેળવવાનો નહિ. અંગ્રેજી ભાષાનું આપણે ત્યાં આટલુ બધુ આધિપત્ય સ્થપાયુ તેને માટે જવાબદારી આપણી પોતાની નિર્બળતાની અને આપણા સમાજધુરીણોએ સેવેલા દુર્લક્ષની છે અંગ્રેજી ભાષાની કે ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવાના ગૂઢ હેતુથી અંગ્રેજી નિશાળો ચલાવતા પાદરીઓની નહિ.

આ હકીકત આપણે સમજી જઈએ, તો આપણે પાડાને વાંકે પખાલીને ડામ દેવાને બદલે આપણી પોતાની ક્ષતિઓને દૂર કરવાને મથી શકીશું.

❀

નવી કેળવણીને સમાજોપયોગી કેવી રીતે બનાવી શકાય તેનું માર્ગસૂચન—

## આર્દ્રકુમાર–નેબુચન્દનેઝાર

### લેખક ચીમનલાલ અમુલખ મઘવી

તંત્રી, 'સુનામ' વડોદરા

આજના આપણા કેળવાયેલ વર્ગ સામે મુખ્ય દલીલ એ રજૂ કરવામાં આવે છે કે, 'તમે શ્રદ્ધાવાદને ફટકો લગાવ્યો છે અને બુદ્ધિવાદને સમાજોપયોગી બનાવી શક્યા નથી' આ દલીલ સાચી છે કે કેમ તેની ચર્ચામાં ઊતર્યા વિના અહીં આપણો કેળવાયેલ વર્ગ સમાજને વિશેષ ઉપયોગી શી રીતે નીવડી શકે તેજ સૂચવીશ.

આધુનિક બૌદ્ધિક કેળવણી મુખ્યત્વે વકીલો, દાક્તરો રાજદ્વારીઓ, સાહિત્યકારો સંશોધકો, ઇતિહાસકારો, ભાષાશાસ્ત્રીઓ, કલાકારો, વૈજ્ઞાનિકો એન્જિનિયરો, અર્થશાસ્ત્રીઓ વગેરેને પેદા કરે છે આમાંથી દાક્તરો, વકીલો, રાજદ્વારીઓ વગેરે પામે તો સમાજને ઉપયોગી નીવડવાનો સીધો વ્યવસાય છે ખ્રિસ્તી મીશનના દાક્તરો પોતાના ધર્મના પ્રચાર માટે કેવી સેવાઓ આપે છે તે આપણાથી અજાણ નથી એ જ રીતે આપણા દાક્તરો, વકીલો વગેરે સમાજને ઉપયોગી થઈ શકે છે પણ અહીં એ બધા વિષયોને ન સ્પર્શતા હું મારા ખાસ ક્ષેત્રને જ મર્યાદિત રહી સંશોધકો, ઇતિહાસકારો સાહિત્યકારો ને ભાષાશાસ્ત્રીઓનો બનેલો બૌદ્ધિક વર્ગ સમાજને વધારે ઉપયોગી શી રીતે બની શકે, તે જ સૂચવીશ.

જગમશહૂર ખ્રિસ્તી સંશોધકો ખ્રિસ્તીજગતના બુદ્ધિવાદી વર્ગની બાઈબલમાંની શ્રદ્ધા વધારવાને, જૂના કરાર (Old Testament) માંની પૌરાણિક હકીકતો પર પણ ઇતિહાસનો પ્રમાણ પાથરવાનો વર્ષો થયા તનતોડ પ્રયાસ કરી રહ્યા છે તે માટે પશ્ચિમ એશિયામાં વર્ષોના ખોદકામ અને શોધખોળ પછી તેમણે જૂના કરારમાં રજૂ થયેલી અતિ પ્રાચીન રાજવંશાવલિઓને સમાંતર ઐતિહાસિક વંશાવલિઓ તૈયાર કરી છે અને તેના રાજાઓના વિષયમાં બાઈબલમાં વર્ણવાએલા સખ્યાબંધ પ્રસંગોને ઇતિહાસના ક્ષેત્રમાં સમાવ્યા છે આપણે કદાચ આવી જવાબદારીમાંથી તો એમ કહીને છૂટી જઈ શકીએ કે, 'અમારા પાસે એમના જેટલી નાણાકીય અને રાજકીય સગવડ નથી, પરંતુ એટલું તો કબૂલવું જ પડશે કે આ વિષયમાં આપણે લગભગ કશું જ નથી કર્યું, એટલું જ નહિ, પણ શક્ય પ્રસંગોમાં પણ ઉપેક્ષા સેવી છે

ગ્રીસ, મિસર ને ઇરાનના પ્રાચીન લેખકોની કૃતિઓમાં બેબીલોન, ચંપા (ફ્રેન્ચ હિંદી ચીન) કબોજ (કમ્બોડિયા) ના ખોદકામોમાં ને મધ્ય અમેરિકા ને મધ્ય આફ્રિકાના અવશેષોમાં પથરાએલી જૈન સંસ્કૃતિ પર પ્રકાશ ફેંકવાને આપણે શ્રમ નથી લીધો સમ્પ્રતિનો વિશ્વ વ્યાપી ધર્મપ્રચાર, આપણા ચક્રવર્તીઓના વિજયમાર્ગો ઇત્યાદિને ઐતિહાસિક રૂપ આપવાને આપણે આપણા અભ્યાસનો ઉપયોગ નથી કર્યો અતિ પ્રાચીન પ્રસંગોને બાદ કરીએ તો પણ અભયકુમારની પ્રેરણાથી પ્રતિબોધ પામી ભગવાન મહાવીરના ચરણે આવનાર અનાર્ય ભૂમિનો રાજકુમાર આર્દ્રકુમાર કોણ હતો તે જાણવાનો પણ આપણે પ્રયત્ન નથી કર્યો થોડાક વર્ષ પહેલાં ડૉ. પ્રાણનાથે પ્રભાસપાટણનું તામ્રપત્ર ઉકેલી જણાવ્યું કે * 'બેબીલોનના નૃપતિ નેબુચદનેઝારે રૈવતગિરિના નાથ નેમિના મંદિરનો જીર્ણોદ્ધાર

* The Times of India, 19-3-35

કરાવ્યો હતો' ત્યારે આપણા હાથમાં સંશોધનનો એક વિષય આવેલ હોવા છતાં તેના પ્રત્યે જોઇતુ ધ્યાન ન અપાયુ એ પછી નેબુચન્દનેઝારના જીવનચરિત્રનો ને બેબીલોનના ઇતિહાસનો અભ્યાસ કરતાં જે અનુમાનો તારવી શકયો છુ તે અહી રજૂ કરી એવા વિષયોને બુદ્ધિમાન વર્ગ કઈ રીતે સમાજોપયોગી બનાવી શકે તે સૂચવીશ.

આર્દ્રદેશ કે આર્દ્રનગર કયાં આવેલ છે તે સબધમાં જૈન સશોધકોએ અભ્યાસમાં ઊતરવાની જરૂર જોઈ નથી કેટલાકે પ્રસગોપાત જરૂર પડતાં એડનને આર્દ્રનગર તરીકે ઓળખાવ્યુ પરંતુ એડનની ખીલવણી તો ઈ. સ પૂર્વે ૨૪ ના રોમન-વિજય પછી થઈ છે, ને ઇ. સ. પૂર્વે છટ્ટી સદીમા તો ત્યાં માછીમારોનાં ઝૂપડાં સિવાય કઈ જ ન હોતુ. ઉચ્ચાર ગણતરીએ પણ એડન શબ્દ આર્દ્રને સમાંતર નથી એટલે આર્દ્રનગર માટે બીજે જ નજર દોડાવવી જોઇએ.

પશ્ચિમ એશિયામાં આવેલો મેસોપોટેમિયા દેશ અતિ પ્રાચીન કાળમાં ઉત્તર, મધ્ય ને દક્ષિણ એમ ત્રણ વિભાગમાં વ્હેંચાયલો હતો ઉત્તર-વિભાગ પોતાના પાટનગર અસુરના નામ પરથી એસીરિયાના નામે ઓળખાતો, મધ્ય ભાગની પ્રાચીન રાજધાની કીશ હતી, પણ હમુરાબીના સમયમાં ( ઈ સ. પૂર્વે ૨૧૨૩ થી ૨૦૮૧ ) બેબીલોનની વિશેષ ખીલવણી થતાં મધ્ય ભાગનુ પાટનગર બેબીલોન બન્યુ ને સમય જતાં મધ્ય વિભાગ પણ બેબીલોનના નામે ઓળખાવા લાગ્યો. સાગર કાંઠે આવેલા દક્ષિણ ભાગનુ પ્રાચીન પાટનગર ઐર્દ્ર ( Erdiu ) બદર હતુ પણ તે ધીમે ધીમે પુરાવા માંડતાં રાજધાની ઉરમા ફેરવાણી સમય જતા બેબીલોનના સમર્થ રાજવીઓએ ત્રણે ભાગ પર પોતાની સત્તા વિસ્તારીને બેબીલોનને સયુક્ત પ્રદેશોનુ પાટનગર બનાવ્યુ

જૈન સાહિત્યમાં વર્ણવાયલ આર્દ્ર નગર આ ઐર્દ્ર નગર હોવાનો પૂરતો સભવ છે. પ્રાચીન કાળમા જાહોજલાલી ભોગવતાં નગરોમાં આર્દ્રને સમાંતર આ સિવાય બીજુ એક પણ નગર નથી

ઐર્દ્ર બદરની જાહોજલાલી ઈ સ. પૂર્વે ૫૦૦૦ માં શરૂ થાય છે. જલપ્રલય પૂર્વેનાં જગતનાં ચાર મુખ્ય બદરોમાનું એ એક હતું. સાગર કાંઠે યુફ્રેટીસ નદીના મુખ પર વસેલુ હોઈ તેનો દેખાવ બેટ સમો લાગતો હિંદ સાથે એ બદરને સીધા જળમાર્ગનો સબધ હતો

ધીમે ધીમે નદીના કાંપને લીધે બદર પુરાવા લાગ્યુ ને તેનું મહત્ત્વ ઘટવા લાગ્યુ. આજે એ નગરનાં ખડિયેરો ઉરથી બાર માઇલ દક્ષિણ–પશ્ચિમે પથરાયલાં પડ્યાં છે બસરાથી ઈરાક દોડતી રેલવે તે ખડિયેરોની તેર માઇલ પૂર્વેથી પસાર થાય છે.

ઇ સ પૂર્વે ૬૦૪ માં બેબીલોનની ગાદીએ જગમશહૂર સમ્રાટ નેબુચન્દનેઝાર વિરાજ્યો તેના પિતા નેબોપોલ્શારે તેને વિશાળ રાજ્યનો વારસો સોંપ્યો હતો, પણ નેબુચન્દનેઝારને ભવ્ય સામ્રાજ્ય સર્જાવવુ હતુ પિતાની હયાતી દરમ્યાન જ ( ઇ. સ. પૂર્વે ૬૦૫ માં ) તેણે એસીરિયાને હરાવીને તે પ્રદેશ તો બેબીલોનમાં ભેળવી જ દીધો હતો હવે તે દિગ્વિજયે નીકળ્યો નેકોને હરાવી તેણે એશિયામાંથી યુરોપ અને આફ્રિકાનો પગ કાઢ્યો ને પછી બેબીલોનની નબળી દશામાં જેણે જેણે તેને નુકશાન પહોંચાડ્યુ હતુ તે બધાં રાજ્યોને તેણે જીતવા માંડ્યાં

જુડાના યહૂદીઓએ બેબીલોનની સમૃદ્ધિ લૂટીને પોતાના પાટનગર જેરૂસલેમમાં પોતાના પ્રભુના નામે મદિર બધાવરાવેલુ નેબુચન્દનેઝારે એ દેશ જીતી લઈ મહેરબાનીની રાહે ત્યાંના રાજાને તે પાછો સોંપ્યો એ રાજાએ યોગ્ય વ્યવસ્થા ન જાળવતા તેણે રાજા બદલાવ્યો, પણ બીજા રાજાએ બળવો કર્યો નેબુચન્દનેઝાર જગી સૈન્ય સાથે એ દેશ પર ધસી ગયો ને તેણે રાજાને પદભ્રષ્ટ કરી જેરૂસલેમ લૂંટ્યું

યહૂદીઓના મદિરમાની અગાધ સપત્તિ અને સોનાચાદીના વાસણો તે બેબીલોન ઉપાડી ગયો. ટાયરના બળવાને પણ તેણે સખત હાથે દાબી દીવો ને એ રીતે તે પશ્ચિમ એશિયાનો યશસ્વી સમ્રાટ બની રહ્યો

બેબીલોનમા તેણે અનેક દેવમદિરો બધા યા નગરના રક્ષણ માટે તેણે બધાવેલી ભવ્ય દીવાલ જોઈ પરદેશી મુસાફરો મુગ્ધ બનીગયેલા હીરોડોટસના કહેવા પ્રમાણે નગરનો ઘેરાવો ૫૬ માઈલનો હતો અને એ દીવાલ તે નગરનું ચારે બાજુથી લોખડી ઢાલની જેમ રક્ષણ કરતી ચીનની જે દીવાલ પર આજનુ જગત અચબો વર્ષાવી રહ્યુ છે તે નેબુચ દનેઝારની એ દીવાલના આધારે બધાએલી છે બેબીલોનમા તેણે એના સ્વર્ગીય મહેલો બધાવેલા કે પછીના યુગો મોહ પામી એમને ઝૂલના બાગો ( Hanging gardens )ની ઉપમા આપેલી તેણે પોતાના નિવાસ માટે ઈ સ પૂર્વે ૫૬૧ મા બધાવેલો અદ્વિતીય મહેલ તો અવશ્ય લેખાયો છે તે મહેલ ૫૮૨ દિવસની અદર જ બાધવામા આવેલો છતા સૈકાઓ સુધી એની જાહોજલાલી એટલી જ અનુપમ રહેલી ઈ સ પૂર્વે ૩૨૬ મા હિંદથી પાછા ફરેલ સીકદરે એ મહેલ પર મુગ્ધ બની ત્યા જ પોતાનો વાસો રાખ્યો ત્યા તેણે દિવસો સુધી રગરાગ ઉડાવેલ અને એ જ મહેલમા તેનુ ખૂન થયેલું એકદરે શિલ્પ સ્થાપત્ય, કલા અને સરમરની ખીલવણીમા નેબુચ નેઝારે નોંધાવેલો ફાળો જગતના પ્રાચીન ઇતિહાસમાં જ નહિ, અર્વાચીન ઇતિહાસમા પણ અજોડ છે

નેબુચ દનેઝાર સમગ્ર મેસોપોટેમિયાનો સમ્રાટ હોઈને સ્વાભાવિક રીતે જ તે ઐદ્રનો પણ સ્વામી હતો અને બેબીલોનના ખો કામમા મળી આવેલા જૂના અવશેષોમા બેબીલોન નામ મળી આવતું નથી તે જોતા એ શહેનશાહત પ્રાચીન નગર ઐદ્રના નામે ઓળખાતી હોય તે સભવિત છે આ પુરાવા કરી શકાય તો આપણો આદ્રપતિ નેબુચ દનેઝાર ઠરે છે અને તેમ હોવાના બીજા પણ અનેક પ્રમાણ છે

તે ભગવાન્ મહાવીર અને મગધપતિ શ્રેણિકનો સમકાલિક અદ્રપતિ છે

મગધપતિ શ્રેણિક આદ્રરાજને પ્રથમ ભેટ મોકલાવે છે અને તે સમયના જગતનો ઇતિહાસ તપાસતા હિંદની બહાર બેબીલોન સિવાય એવુ એક પણ મહારાજ્ય નથી કે જેને મગધપતિ ભેટ મોકલાવે

પ્રભાસપાટણના તામ્રપત્રથી એ પુરવાર થયુ છે કે તેણે ભગવાન નેમિનાથના મદિરનો જીર્ણોદ્ધાર કરાવેલો છે એટલે એ સભવિત છે કે જ્યારે આ કુમાર હિંદ આવી આવેલો અને તેની પાછળ તેના પર દેખરેખ રાખવાને નીમેલા ૫૦૦ સામતો પણ ભાગી આવ્યા, ત્યારે નેબુચ દનેઝાર પુત્રની શોધમા તેની પાછળ કાઠિયાવાડમાં આવ્યો હોય અને તેના પર જૈન ધર્મનો પ્રભાવ પડતા તેણે તે ધર્મ અપનાવેલો હોય

ઉત્તરાવસ્થામા નેબુચ દનેઝાર કયો ધર્મ પાળતો હતો, તેનો હજી નિર્ણય થયો નથી કેમકે સાથ રસના શિલાલેખોથી એ તો પુરવાર થયુ છે કે બેબીલોનમાં વશપરપરાગત ચાલી આવતી મર્દુકની પૂજા અને બલિદાન આપવાની પ્રથા તેણે બધ કરી હતી ઉત્તરાવસ્થાના તેના પોતાના શિલાલેખોમા તે પ્રજાને ઉદ્દેશીને જે ઢઢેરો બહાર પાડે છે, તેમા મર્દુક ઇત્યાદિને 'તમારા દેવો' તરીકે ઓળખાવે છે તેમજ બાઈબલના જૂના કરારમા નેબુચ દનેઝારની રાજકીય પ્રભુતાનો સ્વીકાર થયા છતા તેને અને તેના વારસોને ભયંકર નાસ્તિક તરીકે ઓળખાવવામા આવેલ છે તથા નેબુચ દનેઝારે પોતે પણ જેરૂસલેમમા લૂટ ચલાવેલી છે તે જોતાં તે યહૂદી ધર્મનો પણ ન હોતો શરૂઆતમા મર્દુકના તેણે બધાવેલા ભવ્ય મદિરથી એ તો નિશ્ચિત છે કે પુર્વાવસ્થામા તે મર્દુકનો પૂજારી હતો પણ ઉત્તરાવસ્થામાં પુત્રની દીક્ષા પછી તેણે જૈન ધર્મ સ્વીકારેલ હોવાનો વિશેષ સભવ છે

ઉત્તર વયમાં તેણે બેબીલોનમા નવ ફુટ ઊંચી અને નવ ફુટ પહોળી એક સુવર્ણની પ્રતિમા બનાવરાવેલી. તે જ અરસામાં તેણે બંધાવરાવેલા પોતાના મુખ્ય પૂજન-મદિરમા એક મૂર્તિની સમીપ સાપનું અને બીજીની સમીપ સિંહનુ બિંબ હતુ નેબુચન્દનેઝારે બંધાવેલા ઇસ્ટારના દરવાજાનો કેટલોક ભાગ તૂટી જવાથી તે ટૂકડાઓ બર્લીન અને કોન્સ્ટેંટીનોપાલનાં મ્યુઝિયમોમાં ઉપાડી જવાયા છે, પણ જે ભાગ હજી ત્યા જળવાઈ રહ્યો છે, તેના પર વૃષભ, ગેંડો, ભુંડ, સાપ, સિંહ ઇત્યાદિ કોતરાયેલાં નજરે ચડે છે. બાઝ નગરના મદિરમાંની મૂર્તિઓ બેબીલોનનાં પુરાણોમાં કે જૂના બાઇબિલમાં વર્ણવાએલ દેવોમાંથી કોઈને મળતી આવતી નથી. એટલે તેની પરખ ખોદકામના સશોધકો હજી પણ કરી શક્યા નથી આ વસ્તુસ્થિતિ નેબુચન્દનેઝારે જૈન ધર્મ અપનાવ્યો હોય એ દલીલમાં ટેકારૂપ બનવા સાથે જ જૈન સશોધકો માટે અભ્યાસનુ ક્ષેત્ર ખુલ્લુ કરે છે

બેબીલોનના મહાકાવ્ય ‘Epic of creation’ માં બેબીલોનનો એક રાજકુમાર પોતાના એક મિત્રની મદદથી સ્વર્ગમાં પહોંચવાનો પ્રયાસ કરે છે પરતુ તે અધવચ્ચેથીજ સરકી પડે છે એવુ સૂચન છે—જે રૂપક અભયકુમારની પ્રેરણાથી આર્યાવર્ત પહોંચીને દીક્ષા લેવાની આર્દ્રકુમારની તમન્ના અને પાછળથી તેણે કરેલા દીક્ષાત્યાગને સમાંતર છે.

બેબીલોન હિંદ સાથે સાંસ્કારિક સબધથી તો ઈ. સ પૂર્વે પચીશસોથી સંકળાએલ હોવાનુ ઇતિહાસકારો કબૂલ રાખે છે હમુરાબીના કાનુની ગ્રન્થ પર ભારતીય ન્યાયપ્રથાની સપૂર્ણ અસર છે સ્ત્રી પર વ્યભિચારનો આરોપ આવે ને સ્ત્રી તે આરોપને અદાલતમાં ખોટો ન ઠરાવી શકે, તો તેને યુફ્રેટીસ નદીમાં ડુબાડી દેવી અને છતાં એ પવિત્ર નદી એ સ્ત્રીને જીવતી બહાર કાઢે તો માનવુ કે સ્ત્રી પવિત્ર છે, એ પ્રથા સ્ત્રીની પવિત્રતા, કડક સજા અને કુદરતી ચમત્કારથી નિર્દોષતા સિદ્ધ કરવાની ભરતીય ન્યાયશાસ્ત્રની પ્રણાલિકાને આભારી છે તે ઉપરાંત પ્રાચીન પ્રવાસીઓની નોંધોના આધારે જાણી શકાય છે કે ભરૂચ, ખભાત ને સોપારાનાં બદરો મારફત બેબીલોન ભારતવર્ષ સાથે ધમધોકાર વ્યાપાર પણ ચલાવતુ હતુ. બેબીલોનના શિલ્પ-સ્થાપત્ય પર પણ ભારતીય શિલ્પ-સ્થાપત્યની અસર છે.

આ રીતે આર્દ્રદેશ, આર્દ્રરાજ અને આર્દ્રકુમારનુ ઐતિહાસિક સ્વરૂપ વિચારવાની સામગ્રી પૂરતા પ્રમાણમાં પડેલી છે. એ જ રીતે બીજાં પણ જૈન સાહિત્ય ગ્રન્થોના અનેક વિધાનો પર ઐતિહાસિક દૃષ્ટિએ પ્રકાશ ફેંકી શકીએ એવી સામગ્રી આપણે શોધી શકીએ છીએ અને બીજા ધર્મોની જેમ જૈન ધર્મને પણ જગતવ્યાપી મહિમા અપાવવામાં આપણે આપણા અભ્યાસ અને બુદ્ધિનો ઉપયોગ કરી શકીએ છીએ જો બુદ્ધિમાન વર્ગ એ રીતે ઉપયોગી થતો જણાશે, તો સમાજ એના પ્રત્યે જરા પણ ઉપેક્ષા દાખવી શકશે નહિં *



---

* આ લેખનો મુખ્ય ભાગ વાક્યે વાક્યે પ્રમાણો માગે છે, અને તેમ કરવા જતા લેખ વધારે મોટો થવાનો ભય હોઈ, એ ભાગની તૈયારીમા જે ગ્રન્થોનો કે પત્રોનો મુખ્ય આધાર લીધો છે તેનીજ નોધ અહીં રજુ કરેલ છે

1 A History of Sumer and Akkad 2 A History cf Babylon 3 A History of Assyria—By L W King 4 Seven Great Monarchy of the East-By Rawlinson 5 Historians History of the World-મનિ બેબીલોન વિભાગ 6 Ur of the Chaldees-By Leonard Woolley 7. Cambridge Ancient History Vol I 8 Ancient Geography 9 Jews & Jerusalam 10 Encyclopaedia Britannica—માથી આ લેખમા વપરાએલ શબ્દોનો ભાગ 11. त्रिशष्टि शलाका पुरुष चरित्र-पर्व १० 12 The Times of India 19-3-35 13 Old Testament.

આ સર્વ કારણો લક્ષમાં લેતાં એમ લાગે છે કે હેમચન્દ્રાચાર્યે એમના યુગમાં લોકજિહ્વાએ વસી રહેલાં પદ્યો એકઠાં કરીને અહી ઉદાહરણરૂપે મૂક્યાં છે

આ પદ્યોમા હૈમયુગની મનોરમ લોકકવિતા જળવાઈ રહી છે. એ કવિતાનુ સ્વરૂપ કેટલીક રીતે વિલક્ષણ છે. આ બધાં પદ્યો લોકકવિતાની માફક મુક્તક રૂપનાં છે [1] એ મુક્તકોમાથી ઘણાં બોધલક્ષી છે અર્થાન્તરન્યાસ, દૃષ્ટાન્ત કે અન્યોક્તિરૂપે એમાં વ્યવહારજ્ઞાન સમાયેલુ છે. છતાં એવી સચોટ, અર્થગર્ભ ઉક્તિવડે બોધ પ્રગટ કરાયો હોય છે કે એથી લેશમાત્ર રસક્ષતિ થતી નથી લોકસુભાષિતોનું આ રહસ્ય છે

આ મુક્તકોમાં પ્રધાનપણે શૃંગાર વીર અને શાંત રસ વિલસી રહે છે શૃંગારનાં કાવ્યો તો પ્રત્યેક યુગના સાહિત્યમાં મળે છે—મધ્યકાલીન ગૂજરાતી કવિતામા એ વિપુલ પ્રમાણમાં છે. છતા આ અપભ્રંશ પદ્યોમાં જે શૃગાર છે તેની અભિનવતા અને ચારુતા ખૂબ આકર્ષક લાગે છે. પણ આ પદ્યોમાં જે વીરરસનો ઓઘ ઊછળી રહ્યો છે એનો જુસ્સો, પ્રભાવ, આવેગ તો ખરેખર ભવ્ય છે વીરરસનાં મુક્તકો તો આ પદ્યમાળાના મેર જેવાં છે શાંતરસનાં થોડાંક મુકતકો છે, પરંતુ તે શૃગાર કે વીરરસનાં મુકતકો પાસે ફીક્કાં લાગે છે.

આ સર્વ મુકતકોનુ એક ખાસ ધ્યાન ખેંચતુ લક્ષણ એમની નરી સાહજિકતા, પારદર્શકતા, નિખાલસતા છે. શૃગારના મુક્તકોમાં કોઈ સ્થળે શિષ્ટતાનો આડબર નથી, સર્વત્ર મુક્ત શૃગારશોભા વિસ્તરી રહે છે, છતાં અપવાદરૂપ એક બે પદ્યો સિવાય ભાગ્યેજ કોઈ પદ્યમાં ગ્રામ્યતા પ્રવેશી છે. વીરરસનાં પદ્યોમાં ઓજસભરી શબ્દઝડી વરસાવી નથી, છતાંય એની નિખાલસ ઉક્તિઓમાં એ યુગના શુરાતનનુ જે ભવ્ય ચિત્ર સ્ફુરે છે એ સર્વથા વિરલ છે. અપભ્રંશ ભાષામાં પણ વીરરસનો પ્રભાવ અને તેજ અને શૃગારનું કોમલ માર્દવ પ્રગટાવવાનુ સામર્થ્ય છે એમ આ દૂહાઓ દર્શાવી આપે છે

હવે એક પછી એક આ દૂહાઓનાં લક્ષણો વિસ્તારથી જોઈએ.

સંસ્કૃત સુભાષિતોની માફક આમાંથી કેટલાંય પદ્યો અન્યોક્તિરૂપનાં કે દૃષ્ટાન્તગર્ભ છે, અને એમાંથી રમણીય વ્યવહારબોધ નિતરી રહે છે [2] થોડાંક ઉદાહરણો લઈએ

गुणहिँ न संपइ कित्ति पर फल लिहिआ भुञ्जन्ति ।
केसरि न लहइ कोड्डिअ वि गय लक्खेहि घेप्पन्ति ॥ ( ચોથો પાદ સૂત્ર ૩૩૫ )

‘ગુણોથી સપત્તિ મળતી નથી, પરતુ કીર્તિ જ મળે છે ફળ તો ( લોકો ) નશીબમાં લખેલાંજ ભોગવે છે સિંહની એક કોડીએ ઉપજતી નથી, ત્યારે હાથીઓ લાખેથી લેવાય છે.’

કોઈ વિદ્વાનને અનુલક્ષીને આ અન્યોક્તિ કહે છે કે વિદ્યા તો કીર્તિ જ મેળવી આપે છે, વિદ્યાથી સપત્તિ પ્રાપ્ત કરવાની અપેક્ષા રાખવી અયોગ્ય છે

साहु वि लोउ तडप्फडइ वड्डत्तणहो तणेण ।
वड्डप्पणु परिपाविअइ हत्थिं मोक्कलडेण ॥ ( ચોથો પાદ સૂત્ર ૩૬૬ )

‘સર્વ લોક મોટાઈને માટે ફાંફાં મારે છે, પણ, મોટાઈ તો મોકળા હાથથી ( દાન કરવાથી ) મળે છે.’

---

૧ કોઈકોઈવાર બે મુકતકોનુ યુગ્મ કે એથી વધારે મુક્તકોનુ ગુચ્છ પણ હોય છે

૨ આવા બોધગર્ભ સુભાષિતોને અનુલક્ષીને જ મમ્મટે કાવ્યના પ્રયોજનોમા—ફલમા વ્યવહારજ્ઞાનને ગણાવ્યું હશે એમ લાગે છે

'મહત્તા તો ઉદારતાથી જ મળે, સત્તાધિકારથી નહીં એમ કોઈ શ્રીમંત કે સત્તાધીશને અહીં કહેવામાં આવ્યું છે'

बप्पीहा कइं बोल्लिएण निग्घिण वार इ वार ।
सायरि भरिअइ विमलजलि लहहि न एक्कइ धार ॥ (સૂત્ર ૩૮૩)

'હે નિર્ઘૃણ—નિર્લજ્જ બપૈયા! તને વારંવાર કહેવાથી શું? વિમલજલથી ભરેલા સાગરે તને એકેય જલધારા મળવાની નથી'

કોઈ યાચકને આ અન્યોક્તિમાં જણાવ્યું છે કે આ શ્રીમંત માણસ, જેની પાસે તું યાચે છે તે 'લુબ્ધ' છે તેની પાસેથી તારી યાચના સફળ થવાની નથી

तिलहं तिलत्तणु ताउँ पर जाउँ न नेह गलन्ति ।
नेहि पणट्ठइ ते ज्जि तिल तिल फिट्टवि खल होन्ति ॥ (સૂત્ર ૪૦૬)

તલનું તલપણું ત્યાં સુધી જ જ્યાં સુધી સ્નેહ તેલ ન નીકળી જાય સ્નેહ (તેલ, પ્રેમ) દૂર થતાં તેજ તલ તલ મટીને ખલ (ખોળ, દુર્જન) બની જાય છે

અહીં શ્લેષાર્થથી મૈત્રિમાં સ્નેહનું મહત્ત્વ દર્શાવ્યું છે સ્નેહ જતાં મનુષ્ય ખલ બની રહે છે

एत्तहे मेह पिअन्ति जलु एत्तहे वडवानल आवट्टइ ।
पेक्खु गहीरिम सायरहो एक्क वि कणिअ नाहिं ओहट्टइ ॥ (સૂત્ર ૪૧૯)

'અહીં મેઘ જળ પીએ છે, આ બાજુ વડવાનલ પ્રસરે છે, છતાં સાગરની ગંભીરતા તો જુઓ! એમાંથી જળની એક કણિકા પણ ઘટતી નથી'

આ અન્યોક્તિમાં કોઈ ઉદાર દાનવીર કે શીળા સત્તાધીશનું વર્ણન કર્યું છે

कहिँ ससहरु कहिँ मयरहरु कहिँ बरिहिणु कहिँ मेहु ।
दूर-ठिआहँ वि सज्जणहं होइ असड्ढलु नेहु ॥ (સૂત્ર ૪૨૨)

'ક્યાં ચન્દ્ર અને ક્યાં સાગર, ક્યાં મોર અને ક્યાં મેઘ! સજ્જનો દૂર પડેલા હોય તો પણ એમની વચ્ચે અસાધારણ પ્રેમ હોય છે'

આ અર્થાન્તરન્યાસમાં સજ્જનોના અમાપ અસાધારણ સ્નેહનું વર્ણન કર્યું છે

सरिहिं न सरेहिं न सरवरेहिं नवि उज्जाण-वणेहिं ।
देस रवण्णा होन्ति वढ निवसन्तेहिँ सुअणेहिं ॥ (સૂત્ર ૪૨૨)

'સરિતાઓથી, તળાવોથી સરોવરોથી કે ઉદ્યાનવનોથી નહીં પણ સુજનોના નિવાસથી જ દેશ રમણીય બને છે, મૂર્ખ!' પાત્રાનુરૂપ સ્થાન જેવું મૌક્તિક આ સુભાષિત છે

આ મુક્તકોમાં શૃંગારના પદ્યોની સંખ્યા ઘણી છે એમાં પણ સંયોગશૃંગાર કરતાં વિપ્રલમ્ભનાં પદ્યો વધારે હૃદયંગમ છે બંનેનાં થોડાંક ઉદાહરણ જોઈએ.

अंगहिँ अंगु न मिलिउ हलि अहरें अहरु न पत्तु ।
पिअ जोअन्तिहे मुह-कमलु एम्वइ सुरउ समत्तु ॥ (સૂત્ર ૩૩૨)

'હે સખિ અંગથી અંગ ન મળ્યું અધરે અધર ન મળ્યો પ્રિયનું મુખકમળ જોતાં જોતાં સુરત સમાપ્ત થયું' આ મુગ્ધા નાયિકાના મુખશૃંગારનો આ દાખલો છે

अम्मीए सत्थावत्थेहिं सुविं चिन्तिज्जइ माणु ।
पिअ दिट्ठे हल्लोहल्लेण को चेअइ अप्पाणु ॥ ( सूत्र ३९६ )

'માતા, સ્વસ્થ અવસ્થામા સુખથી માનનો–રીસાવાનો વિચાર કરી શકાય. (અહીંતો) પ્રિયને જોતાં તનમનાટમા પોતાનો વિચાર જ કોણ કરી શકે છે?'

પતિરક્તા મુગ્ધા પ્રિયમીલન સમયના પોતાના નિસીમ આનદનુ માના પાસે આમ વર્ણન કરે છે.

बिम्बाहरि तणु रयण-वणु किह ठिउ सिरिआणन्द ।
निरुवम-रसु पिए पिअवि जणु सेसहो दिण्णी मुद्द ॥ ( सूत्र ४०१ )

'બિમ્બાધરા સુંદરીનો ઓષ્ટવ્રણ કેવો શોભે છે? જાણે પ્રિયતમે અધરનો નિરુપમ રસ પીને બાકીના ઉપર પોતાની મુદ્રા લગાવી છે'

આ સુંદર ઉપમાથી સંયોગશૃગારનું રમ્ય ચિત્ર સ્ફુરે છે

भण सहि निहुअउँ तेवँ मइ जइ पिउ दिट्ठु सदोसु ।
जेवँ न जाणइ मज्झु मणु पक्खावडिअं तासु ॥ ( सूत्र ४०१ )

'હે સખિ, જો પ્રિયને દોષિત જોયો હોય તો મને (એવી) ગુપ્ત રીતે કહે કે જેથી એનામાં પક્ષપાત-વાળુ મારુ મન એ ન જાણે'

અમરુશતકની નીચે ગંસ 'हृदि स्थितो हि ननु मे प्राणेश्वरः श्रोष्यति એ પક્તિનુ અહી સ્મરણ થયા વગર રહેશે નહિ.

साव-सलोणी गोरडी नवखी कवि विस-गण्ठि ।
भडु पचलिओ सो मरइ जासु न लग्गइ कण्ठि ॥ ( सूत्र ४२० )

'(આ) સર્વાંગસુંદર ગોરી તો કોઈ અનોખી વિષગ્રંથિ છે (વિષગ્રથિ જેને કઠે લાગે તે મરે છે ત્યારે) ઊલટુ આ જેને કઠે લાગતી–વળગતી નથી તે વીર (વિરહથી) મરે છે.'

અહીં વક્રોક્તિથી મુક્તક આકર્ષક બન્યુ છે. અહીં સુધી આપણે સંયોગશૃગારનાં મુક્તકો જોયાં, હવે વિપ્રલભનાં મુક્તકો જોઈએ. નાયિકાની વિરહાવસ્થા વર્ણવતા નીચેના દૂહાઓ ખૂબ હૃદયગમ છે.

चूडुल्लउ चुण्णीहोइ सइ मुद्धि कवोलि निहित्तउ ।
सासानलजालझलक्किअउ बाहसलिलसंसित्तउ ॥ ( सूत्र ३९५ )

'હે મુગ્ધા, કપોલે રાખેલો તારો ચૂડો શ્વાસાગ્નિની જ્વાળાથી તપીને જલથી ભીજાતાં જાતેજ તૂટી જશે'

આ મુક્તકમાં વિરહિણીનું વિષાદપૂર્ણ ચિત્ર ખડુ થાય છે

वलयावलि-निवडण-भएण धण उद्धब्भुअ जाइ ।
वल्लहविरहमहादहहो थाह गवेसइ नाइ ॥ ( सूत्र ४४४ )

'વલયો-કંકણ પડી જવાના ભયથી નાયિકા ઉચે હાથ રાખીને જાય છે. જાણે એ પ્રિયતમના વિરહરૂપી મહાસરોવરનો તાગ લે છે!

जे महु दिण्णा दिअहडा दइएं पवसन्तेण ।
ताण गणन्तिए अङ्गुलिउ जज्जरिआउ नहेण ॥ ( सूत्र ३३३ )

'પ્રવાસે જતાં પ્રિયતમે મને જે દિવસો (ની અવધિ) આપ્યા હતા તે ગણતાં ગણતાં નખથી આંગળીઓ જર્જરિત થઈ ગઈ.'

પ્રવાસે ગએના પતિની પ્રતીક્ષા કરીને થાકી ગએની સ્ત્રીની આ ઉક્તિ છે

जाइज्जइ तहिं देसडइ लब्भइ पियहो पमाणु ।
जइ आवइ तो आणिअइ अहवा तं जि निवाणु ॥ (સૂત્ર ૪૧૯)

'એ દેશમા જઈએ જ્યા પ્રિયતમનુ પ્રમાણ–અભિજ્ઞાન મળે જો એ આવે તો લઈ આવીએ, નહીં તો ત્યાજ અવસાન પામીએ'

વર્ષા પર્યંત પતિ ઘેર ન આવવાથી એને શોધવા જવાને ઇચ્છતી વિરહોત્કંઠિતા નાયિકાની આ ઉક્તિ છે

जइ केवँइ पावीसु पिउ अकिआ कुड्ड करीसु ।
पाणिउ नवइ सरावि जिवँ सव्वङ्गे पइसीसु ॥ (સૂત્ર ૩૯૬)

'જો કેમેય પ્રિયને પામીશુ, તો નહીં કરેલા કૌતુક કરીશુ નવા માટીના પાત્રમા જેમ પાણી પ્રવેશે છે તેમ પિયુના સર્વાંગમા પ્રવેશીશુ'

પ્રવાસી પતિ ઘેર પાછો આવે તો એની સાથે વિવિધ પ્રેમકેલિ કરવાના મનોરથો એની પ્રિયતમા સેવી રહી છે

वायसु उड्डावन्तिअए पिउ दिट्ठउ सहस त्ति ।
अद्धा वलया महिहि गय अद्धा फुट्ट तड त्ति ॥ (સૂત્ર ૩૫૨)

વાયસ ઉડાવતી વિરહિણીએ પતિને એકાએક (પ્રવાસમાંથી પાછો) આવેલો જોયો એના અર્ધાં કંકણ (પિયુને જોયા પહેલાં) હાથમાંથી સરીને જમીન ઉપર પડ્યાં જ્યારે અર્ધાં (પતિના દર્શનના હર્ષવેગથી શરીર પુષ્ટ થવાથી) તડ દઈને ફૂટી ગયા' વિરહિણીના પતિદર્શનનો આ પ્રસંગ છે

હવે શાન્તરસના થોડાંક મુક્તક ઉપર દૃષ્ટિપાત કરીએ શાન્તરસનાં મુક્તકો સંખ્યામાં ઓછાં છે અને શૃંગાર અને વીરરસના મુક્તકોની સરખામણીમાં એ ફીકાં લાગે છે થોડાંક ઉદાહરણો જોઈએ

गिरिहे सिलायलु तरुहे फलु घेप्पइ नीसावन्नु ।
घरु मेल्लेप्पिणु माणुसहं तोवि न रुच्चइ रन्नु ॥ (સૂત્ર ૩૪૧)

'ગિરિ પાસેથી (સૂવાને માટે) શિલાતલ અને તરુઓ પાસેથી (ખાવાને માટે) ફળો કોઈ ભેદભાવ વિના મળી શકે છે છતાં મનુષ્યોને ઘર છોડીને અરણ્ય (માં નિવાસ કરવો એ) રુચતું નથી'

અહીં વાનપ્રસ્થ જીવનનું સમર્થન કર્યું છે

आयहो दड्ढकलेवरहो जं वाहिउ तं सारु ।
जइ उट्ठब्भइ तो कुहइ अह डज्झइ तो छारु ॥ (સૂત્ર ૩૬૫)

'આ દુષ્ટ શરીરને તો જેમ કર્યુ હોય તેમ સારુ જો ઢાંકી રાખીએ તો એ કોહી જશે, અને જો બાળીશુ તો રાખ થઈ જશે'

અહીં શરીર પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન કરીને વૈરાગ્યભાવના જાગૃત કરવાનો પ્રયત્ન કર્યો છે

एक्क कुडुल्ली पञ्चहिँ रुद्धी तहँ पञ्चहँवि जुअंजुअ बुद्धी ।
बहिणुए तं घरु कहि किँव नन्दउ जेत्थु कुडुम्बउँ अप्पणछन्दउँ ॥ (સૂત્ર ૪૨૨)

એક કુટિર પાંચે રોકી છે, અને એ પાંચની પણ જુદી જુદી મતિ છે હે બહેન, એ ઘર કહે કેમ સુખી થાય, જ્યાં બધુ કુટુમ્બ સ્વચ્છંદી છે

અહી પચેન્દ્રિયવાળા શરીરને પાંચ જણથી વસેલી કુટિરનુ રૂપક આપ્યુ છે.

जिब्भिन्दिउ नायगु वसि करहु जसु अधिन्नइँ अन्नइँ ।
मूलि विणट्ठइ तुंबिणिहे अवसे सुक्कहिँ पण्णइ ॥ ( સૂત્ર ૪૨૭ )

'જિહ્વેન્દ્રિય, જે ( સર્વની ) નાયક છે અને જેને અન્ય ઇન્દ્રિયો અધીન છે તેને વશ કરો. તુબીના વેલાનુ મૂળ નાશ પામતાં પાંદડાં અવશ્ય સુકાઈ જાય છે.'

અહીં નિદર્શના વડે સ્વાદજયનુ મહત્ત્વ વર્ણવ્યુ છે.

एक्कसि सील-कलंकिअह देज्जहिं पच्छित्ताइ ।
जो पुणु खण्डइ अणुदिअहु तसु पच्छित्तें काइ ॥ ( સૂત્ર ૪૨૮ )

'એકવાર જેનું શીલ ખંડિત થયુ છે તેને પ્રાયશ્ચિત દઈએ; પણ જે રોજરોજ શીલ ખંડિત કરે છે તેને પ્રાયશ્ચિત્તથી શુ?'

जेप्पि चएप्पिणु सयल धर लेविणु तवु पालेवि ।
विणु सन्तें तित्थेसरेण को सक्कइ भुवणे वि ॥ ( સૂત્ર ૪૪૧ )

'સકલ પૃથ્વી જીતીને ત્યાગવાને અને તપ લઈ ને પાળવાને શાન્તિનાથ તીર્થંકર સિવાય જગતમાં ( બીજુ ) કોણ સમર્થ છે?'

આ સર્વ પદ્યોમાં નિખાલસતા અને પારદર્શક સચ્ચાઈ છે કારણ કે એ લોકના હૃદયમાંથી સ્વયંભૂ પ્રગટેલી કવિતા છે. શૃગારમાં એ મર્યાદા સ્વીકારતી નથી, કે વીરમાં એ આડમ્બર કરતી નથી, અને તેથીજ એ આપણાં હૃદયમા સોંસરી ઊતરી જાય છે એ ત્રણ ઉદાહરણોથી આ વિધાનની પ્રતીતિ થશે

फोडेन्ति जे हियडउँ अप्पणउँ ताहँ पराई कवण घण ।
रक्खेज्जहु लोअहो अप्पणा वालहे जाया विसम थण[1] ॥ ( સૂત્ર ૩૫૦ )
अम्मि पओहर वज्जमा निच्चु जे संमुह थन्ति ।
महु कन्तहो समरङ्गणइ गय-घड भज्जिउ जन्ति[2] ॥ ( સૂત્ર ૩૯૫ )
सोएवा पर वारिआ पुप्फवईहिँ समाणु ।
जग्गेवा पुणु को धरइ जइ सो वेउ पमाणु ॥[3] ( સૂત્ર ૪૩૮ )

હવે છેલ્લા વીરરસનાં પદ્યો જોઈએ. વીરરસનાં મુક્તકો આ સર્વ પદ્યોમાં સહુથી આકર્ષક છે. એનો જુસ્સો, આવેશ આજે પણ પ્રેરણા આપે તેવાં છે થોડાંક વીરરસનાં મુક્તકો જોઈએ.

सगरसएहिँ जु वण्णिअइ देक्खु अम्हारा कन्तु ।
अइमत्तह चत्तकुसह गय कुम्भइ दारन्तु ॥ ( સૂત્ર ૩૪૫ )

'સેંકડો રણસંગ્રામોથી વર્ણવાય એવા અમારા કંથને અતિ પ્રમત્ત, નિરંકુશ બનેલા હાથીઓનાં કુંભસ્થળ વિદારતા જુઓ '

અહી કોઈ નાયિકા સખીને પોતાના સ્વામીના શૌર્યનો પરિચય કરાવે છે.

भल्ला हुआ जु मारिआ बहिणि महारा कन्तु ।
लज्जेज्जन्तु वयंसिअहु जइ भग्गा घरु एन्तु ॥ ( સૂત્ર ૩૫૧ )

---

૧ આ પદ્યોમા ઉઘાડો શૃગાર હોવાથી એનુ સપૂર્ણ ભાષાન્તર ન આપતા માત્ર કઠિન શબ્દોના જ અર્થ આપ્યા છે ताहँ–તેમને, कवण–શી, घण–દયા, रक्खेज्जहु–રક્ષો, लोअहो–હે લોકો, अप्पणा–પોતાની જાતને, थण–સ્તન

૨ अम्मि–હે માતા, पओहर–પયોધર, સ્તન, निच्चु–નિત્ય, संमुह–સમ્મુખ, સામે, कन्तहो–કંથની, गय-घट–ગજઘટા.

૩ पुप्फवईहिं–રજસ્વલાની, धरई–અટકાવે છે.

'બહેન, સારૂં થયું મારા કંથ મરાયા જો એ ભાગીને ઘેર આવત તો હું સખીઓમાં લાજી મરત'

આ વચનોમાં કેટલું ક્ષાત્રતેજ ઝળકી રહે છે! ખરી ક્ષત્રિયાણીના મુખમાંથી જ આવા વચનો નીકળી શકે

भग्गउँ दक्खिवि निअय-बलु बलु पसरिअउँ परस्सु ।
उम्मिल्लइ ससि रेह जिवँ करि करवालु पियस्सु ॥　　(सूत्र ३५४)

'પોતાના સૈન્યને ભાગતું જોઈએ અને શત્રુના સૈન્યને આગળ વધતું જોઈએ પ્રિયતમના હાથમાં બીજની ચંદ્રલેખા જેવી તરવાર ઝળકી રહે છે'

जइ भग्गा पारक्कडा तो सहि मज्झु पिएण ।
अह भग्गा अम्हहँ तणा तो तें मारिअडेण ॥　　(सूत्र ३१८)

'જો પારકા-શત્રુઓ ભાગતા હોય તો તે હે સખિ, મારા પ્રિયતમના શૌર્ય વડે જ અને જો અમારા સૈનિકો ભાગતા હોય તો તે એના મરાયાથી જ'

અહીં પણ કોઈ સ્ત્રી સખી પાસે પોતાના સ્વામીના શૌર્યનું વર્ણન કરે છે

आयहिँ जम्महिँ अन्नहिँ वि गोरि सु दिज्जहि कन्तु ।
गय मत्तहँ चत्तंकुसहँ जो अब्भिडइ हसन्तु ॥　　(सूत्र ३८०)

આ જન્મમાં અને બીજા જન્મમાં હે ગૌરીદેવી એવો કંથ આપો, જે ત્યક્તાંકુશ પ્રમત્ત હાથીઓની સામે હસતો હસતો જઈને આથડે છે-લડે છે

सामिपसाउ सलज्जु पिउ सीमासंधिहिँ वासु ।
पेक्खिवि बाहु-बलुल्लडा धण मेल्लइ नीसासु ॥　　(सूत्र ४३०)

'માલીકની મહેરબાની (માલીક પાસે) શરમાળ સ્વામી, એમનો સીમાડાના પ્રદેશોમાં વાસ, અને એમનું બાહુબળ—એ સર્વ જોઈને પ્રિયા નીસાસો મૂકે છે'

કોઈ યુદ્ધરત સ્વામીની વિરહિણી સ્ત્રી આમ અમંગળ ભાવિની કલ્પનાથી નીસાસો મૂકે છે

पाइ विलग्गी अन्त्रडी सिरु ल्हसिउँ खन्धस्सु ।
तो वि कटारइ हत्थडउ बलि किज्जउँ कन्तस्सु ॥　　(सूत्र ४४५)

પગે આંતરડાં આવી ગયાં છે ને શિર કપાઈને ખભા ઉપર ઢળી પડ્યું છે તોપણ કટાર ઉપર જ જેનો હાથ છે એવા સ્વામી ઉપર હું વારી જાઉં છું

આ સર્વ ઉક્તિઓમાં સ્ત્રીઓ પોતાના પ્રિયતમના શૌર્યની સખી પાસે ગૌરવથી ઉમળકાભેર પ્રશંસા કરે છે આથી આ પદ્યોમાં વીરની સાથે શૃંગારની છાયા ભળી છે, તેથી સારી કોમળતા મળી છે કોઈ કોઈ સ્થળે તો શૌર્યનું વર્ણન એવું લોકોત્તર છે કે એમાં વીરતા જેટલો જ અદ્ભુત પણ નિષ્પન્ન થઈ શકે છે

હવે પુરુષોની એવી ઉક્તિઓ જોઈએ

अम्हे थोडा रिउ बहुअ कायर एम्व भणन्ति ।
मुद्धि निहालहि गयण-यलु कइ जण जोण्ह करन्ति ॥ (सूत्र ३७६)

'અમે થોડા છીએ અને દુશ્મનો ઘણા છે એમ તો કાયરો કહે મુગ્ધા, ગગનતલમાં જો કેટલા જ્યોત્સ્ના આપે છે?

અહીં ઘણા શત્રુઓ સાથે યુદ્ધ કરવાને તત્પર થયેલા વીર પુરુષને તેની સ્ત્રી રોકે છે તેનો એ ઉત્તર આપે છે.

खग्ग विसाहिउ जहिँ लहहु पिय तहिँ देसहि जाहुँ ।
रण दुब्भिक्खे भग्गाइ विणु जुज्झेँ न वलाहुँ ॥ (सूत्र ३८३)

'જ્યાં તરવારનું કામ મળે એ દેશમાં પ્રિય જઈએ યુદ્ધના દુકાળથી હતાશ થયેલા આપણને યુદ્ધ વિના શાતા વળશે નહીં'

અહીં કોઈ પુરુષ પોતાની સ્ત્રીને યુદ્ધ જ્યાં મળે એવા પ્રદેશમાં જઈને રહેવાની વાત કરે છે.

पुत्तेँ जाएँ कवणु गुणु अवगुणु कवणु मुएण ।
जा बप्पीकी भुहडी चम्पिज्जइ अवरेण ॥ (सूत्र ३९५)

'જો બાપદાદાની ભૂમિ પારકાઓ દબાવી બેઠા હોય તો પછી પુત્રના જન્મથી ગુણ શો અને એના મરણથી અવગુણ પણ શો?'

આ દૂહામાં કેટલું વીરત્વ પ્રગટ થાય છે? એ વીરત્વભર્યા પ્રાચીન કાળની સ્વાતંત્ર્યઝંખના આ મુક્તકમાં વ્યક્ત થાય છે

हिअडा जइ वेरिअ घणा तो कि अब्भि चडाहुं ।
अम्हाहि बे हत्थडा जइ पुणु मारि मराहुं ॥ (सूत्र ४३९)

'હૃદય, જો આપણા વેરીઓ ઘણા છે તો શું આપણે આકાશમાં ચડવું? આપણને પણ બે હાથ છે તો મારીને મરીશું.'

આવાં તો સખ્યાબંધ મુક્તકો આ સંગ્રહમાં છે, જેમાં પદેપદે શૂરાતન ઝળકી રહે છે એમાંથી થોડાં જ આપણે ઉપર જોઈ શક્યા છીએ.

આમ આપણે શ્રી હેમચંદ્રાચાર્યે સંગ્રહેલાં અપભ્રંશ પદ્યોમાંથી થોડીક વાનગી જોઈ ગયા, અને એના સ્વરૂપની અછડતી પરીક્ષા કરી. એ ઉપરથી એ યુગની વ્યવહારબુદ્ધિનો, શૃંગારભાવનાનો અને ઊછળતા શૌર્યાદિકનો સારો પરિચય થાય છે. આ અપભ્રંશ દોધકોમાં સમકાલીન લોકજીવનનું જે સુરેખ પ્રતિબિંબ પડ્યું છે, લોકજીવનનો પ્રાણ એમાં જે સ્વરૂપે ધબકી રહ્યો છે, તે તો એ યુગના અન્ય કોઈપણ ગ્રંથમાં નહીં મળે—મહાકાવ્યોમાં યે નહીં અને પ્રબંધરાસાઓમાં પણ નહીં. એ દૃષ્ટિએ લોકજીવનની ભાવનાઓના નિદર્શન તરીકે આ અપભ્રંશ પદ્યો અતીવ મૂલ્યવાન છે.



હેમચંદ્ર પોતાના સમયના પ્રતિષ્ઠિત સંસ્કૃત પંડિત હતા, શ્રમણગ્રામના અગ્રણી હતા અને એક શિષ્ટ લોકનેતા પણ હતા, તેથી એમણે સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશરૂપ ત્રિવેણીનું સંગમસ્થાન બનાવ્યું છે અપભ્રંશના ભાગમાં જે પદ્યભાગ આપ્યો છે, તે ભાષાશાસ્ત્રના ઇતિહાસમાં ખાસ સ્થાન લે એવો છે, અને એથી જ આપણે હેમચંદ્રના સમયની શિષ્ટ સાહિત્યભાષાને મેળવી શકીએ છીએ હેમચંદ્રની પૂર્વે કેટલાય સૈકાથી સાહિત્યમાં શિષ્ટ લોકભાષા તરીકે અપભ્રંશભાષા જામી ગએલી હતી, છતાં ય એ પહેલાના કોઈ પણ વૈયાકરણે અપભ્રંશનું આવું સંપૂર્ણ અનુશાસન કર્યું જણાતું નથી સંભવ એ છે કે આમ થવામાં શ્રમણપરંપરાની અને બ્રાહ્મણપરંપરાની વિશેષતા જ હેતુરૂપ હોય—બ્રાહ્મણ પંડિતો લોકોમાં સર્વદા અગ્નિની જેમ વધ રહ્યા છે અને શ્રમણગુરુઓ જીવનપ્રદ જલધરના જલની પેઠે સર્વત્ર ભળી ગયા છે—આથી જ કદાચ બ્રાહ્મણ પંડિતોને સંસ્કૃત ભાષાનો આગ્રહ હોય અને શ્રમણગુરુઓને સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ વગેરે ભાષાઓ પ્રત્યે સમભાવ હોય —પંડિત બેચરદાસ

# યુદ્ધ  એક અચિરસ્થાયી જીવનતત્ત્વ

લેખક પરમાનંદ કુવરજી કાપડીઆ, બી એ, એલએલ બી

તા ૪-૮-૪૦ ના 'હરિજન'ના 'War a stage long outgrown' એ મથાળા નીચે શ્રી મહાદેવ હરિભાઈ દેસાઈનો એક અંગ્રેજી લેખ પ્રગટ થયો હતો આ લેખમા ડૉ. નિકોલાઈ નામના એક જર્મન વિજ્ઞાનશાસ્ત્રીએ લખેલા 'Biology of War' 'પ્રાણીવિજ્ઞાનની દૃષ્ટિએ યુદ્ધ' એ નામના પુસ્તકનો સંક્ષિપ્ત સાર આપવામા આવ્યો હતો

ડૉ નિકોલાઈની જીવનકથા એવી છે કે તેઓ ૧૯૧૪ ની સાલમા બર્લીન યુનીવર્સીટીના અધ્યાપક હતા અને જર્મન કૈસરના કુટુંબના રાજવૈદ્ય હતા તેમણે ૧૯૧૫માં લડાઈ ઉપર કેટલાક વ્યાખ્યાનો આપેલા તેમાં તેમણે જર્મનીની યુદ્ધનીતિ ઉપર ખૂબ ટીકાઓ કરેલી તેના પરિણામે તેમની ધરપકડ કરવામા આવી અને તેમને જેલવાસી બનાવવામા આવ્યા જેલમા બેઠા બેઠા તેમણે 'Biology of War' લખ્યુ અને તે લખાણની નકલ જેલમાથી વગાવીને તેમણે સ્વીટ્ઝર્લેન્ડ મોકલી આપી, જ્યાં તે પ્રસિદ્ધ કરવામા આવ્યુ ત્યાર બાદ જેલમાથી તેઓ છૂટ્યા વળી પાછા ૧૯૧૭ મા પકડાયા અને તેમને પાંચ માસની શિક્ષા થઈ મોં રોમા રોલા ડૉ નિકોલાઈના ઉપર જણાવેલા ગ્રંથ ઉપર ખૂબ મુગ્ધ બન્યા અને એ ગ્રંથમા રજુ કરવામા આવેલા યુદ્ધવિરોધી કેટલાક મૌલિક વિચારો તરફ યુરોપની દુનિયાનુ ખાસ ધ્યાન ખેંચ્યુ ડૉ નિકોલાઈ માત્ર ડૉક્ટર કે વિજ્ઞાનશાસ્ત્રી ન હોતા પણ એક નામી તત્ત્વવેત્તા પણ હતા તેવી જ રીતે સાહિત્ય અને સમાજશાસ્ત્રના પણ તેઓ ભારે જાણકાર હતા ડૉ નિકોલાઈનુ માનવુ હતુ કે છેલ્લા યુરોપીય વિગ્રહની જવાબદારી સર્વ પ્રજાઓને ભાગે પડતી જાય છે પણ તેમનો સંબંધ તો જર્મની સાથે જ હતો અને તેમણે જે કાંઈ લખ્યુ હતુ તે પણ પોતાની પ્રજાને ઉદ્દેશીને જ લખેલુ હતુ તેથી છેલ્લો વિગ્રહ નોતરવામા જર્મનીની કેટલી મોટી જવાબદારી હતી તે બાબત ઉપર તેમણે ખૂબ ભાર મુક્યો હતો જર્મની બોલે છે એક વાત કરે છે બીજી વાત સિદ્ધાંતમા આકાશ સુધી ઊડે છે, વ્યવહારમા કેવળ ભૌતિક બની બેસે છે તત્ત્વચિન્તનના પ્રદેશમા સંપૂર્ણ સ્વાતંત્ર્ય આપે છે, રાજ્યપ્રકરણના વ્યવહાર ક્ષેત્રમા એ આખુ વાણીસ્વાતંત્ર્ય ઝુટવી લે છે જર્મનીની આવી શોચનીય પરસ્પરવિરોધી પરિસ્થિતિ તરફ જર્મન પ્રજાનુ તેમણે ખૂબ ધ્યાન ખેંચ્યુ પરિણામે તેમને વર્ષો સુધી જેલવાસ ભોગવવો પડ્યો

તેમના ઉપર જણાવેલા ગ્રંથનો સાર ભાગ મોં રોમા રોલાએ પોતાના 'Forerunners' નામના પુસ્તકમાં પ્રગટ કર્યો હતો એ લેખ ઉપરથી શ્રી મહાદેવભાઈએ હિંદુસ્થાનનો વર્તમાન યુદ્ધ સાથે કેવા પ્રકારનો સંબંધ હોઈ શકે તે પ્રશ્નને ઉદ્દેશીને અને ખાસ કરીને અંગ્રેજ સરકારને અમુક શરતો ઉપર આજના યુદ્ધમા સહકાર આપવાને લગતા મહાસભા સમિતિના પુનાના ઠરાવને લક્ષમા રાખીને પ્રસ્તુત લેખ– War a stage outgrown'—લખ્યો હતો એ લેખ ઉપરથી ડૉ નિકોલાઈના સૈદ્ધાન્તિક વિચારોનુ સળંગ નિરૂપણ તારવીને નીચેનો લેખ તૈયાર કરવામા આવ્યો છે

*    *    *

અનેક માનવીઓના કશા પણ મેળ વિનાના અથવા તો પરસ્પર સંબંધ વિનાના સમુહને આપણે માનવજાતિ તરીકે ઓળખીએ છીએ પણ આપણી આ માન્યતા ખોટી છે,

આખી જનતા એક સળંગ વ્યક્તિત્વ ધરાવતી સંસ્થા છે એક જીવન્ત વિરાટ શરીર છે અને તે આખામાં એક સર્વસાધારણ ચેતના વ્યાપેલી છે. તે સદા પરિવર્તનશીલ અને પ્રગતિશીલ છે. એક માનવીના જીવનની માફક જુદી જુદી કાળકોટિ દરમિયાન તે વિરાટ શરીરમાં ચોક્કસ ચોક્કસ પ્રકારનાં વળણો ઉદ્ભવ પામે છે, માનવજાતિના વિકાસમાં ચોક્કસ ભાગ ભજવે છે અને નિયત ભાગ સિદ્ધ થતાં તે વળણો ધીમે ધીમે શીખી જાય છે અને વિકાસક્રમની કોટિને સહાયક નવાં વળણો પાછાં જન્મ પામે છે.

યુદ્ધ પણ આવું જ એક સમગ્ર માનવજાતિના માનસમા વ્યાપી રહેલું પ્રકૃતિગત વળણ છે યુદ્ધ માનવજાતિના બંધારણમાં રહેલી એક પ્રકારની સંજ્ઞા ( Instinct ) છે. પણ યુદ્ધ સંજ્ઞા છે એટલા કારણે તે સારી છે અથવા તો પ્રગતિ તરફ લઈ જનારી છે એમ ન જ કહી શકાય. પતંગિયું દીવાની ઝાળમાં સ્વભાવગત સંજ્ઞાથી પ્રેરાઇને જ પડે છે પણ એ સ્વભાવગત સંજ્ઞા તેના વિનાશનુ નિમિત્ત બને છે અને તેથી જ તે સંજ્ઞા તેના માટે વિપથગામિની બને છે જ્યાં સુધી સૂર્ય એકલો જ જગતને ગરમી અને પ્રકાશ આપનાર ગોળો હતો અને અન્ય પ્રકારના અગ્નિનો પરિચય જીવન્ત સૃષ્ટિને નહોતો થયો ત્યાં સુધી એ સંજ્ઞા પતગિયા માટે પ્રાણદાયિની અને કલ્યાણકારિણી હતી, પણ ત્યાર પછી તો અગ્નિનો ઉપયોગ શરૂ થયો અને રાત્રિના વખતે ઘરઘરમાં દીવાઓ પેટાયા. આમ છતાં પતગિયાઓને દીવાઓના અસ્તિત્વ સાથે પોતામાં રહેલી પ્રકાશ તરફ સદા ખેંચાતા રહેવાની સંજ્ઞાને અનુકૂળ કેમ બનાવવી તે કદી ન સૂઝ્યુ, આસપાસની પરિસ્થિતિ પલટાણી અને વિકસી, પણ પતંગિયાની સંજ્ઞા મૂળ સ્વરૂપમાં જ કાયમ રહી પરિણામે એજ પ્રાણદાયિની સંજ્ઞા આજે તેના વિનાશનું જ નિમિત્ત બની રહી છે એ આપણે જરૂર કબુલ કરવું જોઈએ કે જ્યારે કોઈ પણ જીવયોનિમાં અમુક પ્રકારની ચોક્કસ સંજ્ઞાનો જન્મ થાય છે, ત્યારે તો તે સંજ્ઞાની તેના જીવનવિકાસ અર્થે ચોક્કસ ઉપયોગિતા હોય જ છે. લડવાની વૃત્તિ વિષે પણ આ જ અનુમાન બરોબર હોવા સભવ છે, પણ તે ઉપરથી આપણે એમ ન જ કહી શકીએ કે આમ પરસ્પર લડવાની વૃત્તિ આજે પણ માનવીને ઉપયોગી છે. સંજ્ઞા, વૃત્તિ, પ્રકૃતિમા ઊભી થયેલી ખાસિયત ભારે ચીકણી હોય છે અને જે સયોગોએ તેને ઉત્પન્ન કરી હોય તે સર્વ સયોગો બદલાઈ જાય તો પણ તે સંજ્ઞા, વૃત્તિ કે ખાસિયત એના એજ સ્વરૂપે જીવતી અને જાગતી રહે છે દાખલા તરીકે શિયાળ તેની વિષ્ટા ઉપરથી તેને કોઈ શોધી ન કાઢે તે હેતુથી પ્રેરાઇને પોતે કરેલા વિષ્ટાને હમેશાં ધુળથી ઢાંકી દે છે આ તેની એક ખાસિયત છે. કુતરો શિયાળની જાતિમાંનુ જ પ્રાણી છે. ફરક એટલો કે શિયાળ જંગલમા રહે છે, કુતરો માનવીઓના વસવાટમાં જ વસે છે. આમ છતાં પણ તેની પ્રકૃતિગત ખાસિયત અનુસાર કુતરો પણ જ્યારે જ્યારે વિષ્ટા કરે છે ત્યારે ત્યારે જમીન ખોદીને તેને ઢાંકવાનો પ્રયત્ન કરે છે. કુતરાની બાબતમાં એ અભ્યાસ અર્થ વિનાનો—હેતુ વિનાનો—હોય છે સયોગો બદલાય તે મુજબ પોતાનાં પ્રાકૃતિક વળણો નહિ બદલવાના કારણે નીચેની કોટિની અનેક જીવયોનિઓ આજે લુપ્ત થઈ ગઈ છે. માણસજાતિ પણ શું પોતાને સદીઓથી વારસામાં મળેલાં વળણો બદલવાની ઇચ્છાશક્તિના અભાવે આત્મવિનાશને નોતરશે ? તે પોતાનાં વળણો બદલી શકે છે—જો ઇચ્છે અને નિશ્ચય કરે તો જરૂર ફેરવી શકે છે માત્ર માણસજાતમા જ ઈચ્છાશક્તિ રહેલી છે અને તેથી જ તે હમેશાં ભૂલોને પાત્ર રહેલ છે પણ આ ભૂલો કરવાની શક્યતારૂપી શ્રાપ માણસજાતની સ્વાધીનતા—સ્વતંત્રતાનુ જ પરિણામ છે અને તેમાંથી જ પ્રત્યેક માનવીને પ્રાપ્ત થયેલી શિખવાની, સુધરવાની અને પોતાની આખી જાતનું પરિવર્તન કરવાની કલ્યાણકારી શક્તિનો જન્મ થાય છે.

લડવાની વૃત્તિ માનવીમાનસની વિકૃતિ છે, તે કોઈ તેની ખાસ વિશેષતા નથી. માણસને નહોર નથી, પંજા નથી, શીગડાં નથી. ખરી નથી આ રીતે માણસ પોતાનું રક્ષણ કરવા માટે સર્વ પ્રાણીઓથી

એવુ શારીરિક સામર્થ્ય ધરાવે છે પશુઓને જમીન ઉપર પોતાની જાતને ટેકાવવા ચાર પગની જરૂર પડે છે માણસ બે પગથી જમીન ઉપર ઊભો રહેતો થયો એટલે તેના બે હાથ નવરા પડ્યા અને તેથી બીજી વસ્તુઓ પકડવા તરફ દોરાયા. પરિણામે તેણે જાત જાતના ઓજારોનો ઉપયોગ શરૂ કર્યો અને તે રીતે માનવીના હાથ તેની ભાવી પ્રગતિ અને મહત્તાના પ્રતીક બન્યા

વિગ્રહ મીલકત અને ગુલામી સાથે સાથે ચાલનારા તત્ત્વો છે, કારણ કે તે ત્રણેનો ઉપયોગ અન્ય માનવીના શ્રમનો પોતાના કાજે લાભ ઉઠાવવામા અથવા તો અન્ય માનવીના શ્રમફળને લૂંટી લેવામા જ રહેલો છે યુદ્ધમા જે કોઈ પ્રજા હારે તેના માટે અમુક રકમ આપવાની અથવા તો અમુક દ્રવ્યસામગ્રી પૂરી પાડવાની ફરજ પાડવામા આવે છે તે પરાજિત શત્રુપક્ષના શ્રમફળનો જ અમુક ભાગ લૂંટવા બરોબર છે જ્યારે આપણે લડાઈનો બચાવ કરતા હોઈએ ત્યારે આપણે કબુલ કરવુ જોઈએ અને જાહેર કરવુ જોઈએ કે આપણે ગુલામી પ્રથાનુ જ સમર્થન કરી રહ્યા છીએ

આજ કાલ એક એવો વાદ ચાલી રહ્યો છે કે આ દુનિયાની ખાદ્યખોરાકીની સામગ્રી તો પરિમિત છે અને માણસોની વસ્તી વધતી જાય છે આ કારણે માણસનો જીવનકલહ દિન પ્રતિદિન વધતો જાય છે અને તેમા બળિયો નિર્બળને ધક્કો મારીને પોતાનો માગ કરતો જાય છે આ દુનિયામા જે જાતિ જીવવાની સૌથી વધારે લાયકાત ધરાવે છે, તે જાતિ ટકે છે અને નિર્બળ અને અસમર્થ જાતિઓ લુપ્ત થતી જાય છે આ વાદનો મૂળ સંચાલક ડાર્વીન છે તેના મતે આ દુનિયામા અવારનવાર ઉપસ્થિત થતા માનવવિગ્રહ પણ ચોતરફ વ્યાપી રહેલા જીવનકલહનું જ સ્વાભાવિક પરિણામ છે અને એ જ રીતે કુદરત નિર્બળનું ઉચ્છેદન અને સબળનું સ્થાપન કરે છે આ આખી વિચારસરણી ભારે ભૂલભરેલી છે જીવનકલહના ભિન્ન ભિન્ન પ્રકારોમા યુદ્ધ અર્થ વિનાનો બેવકુફી ભરેલો અને સૌથી વધારે ઘાતક પ્રકાર છે આપણી દુનિયાને જેટલી સૂર્યશક્તિ (solar energy) લભ્ય છે તેનો અડસટ્ટો કાઢતા આધુનિક વિજ્ઞાન જણાવે છે કે આજની આપણી સર્જન શક્તિ લભ્ય સૂર્યશક્તિના વીશ હજારમા ભાગનો પણ ઉપયોગ કરતી નથી આ તો આપણી તરફ રોટલાના ઢગના ઢગ પડ્યા હોય અને એક રોટલાના ટુકડા ખાતર આપણે કોઈ ભિક્ષુકને મારી નાખીએ તેના જેવી જ કોઈ વિચિત્ર ઘટના છે માણસજાતને ખેડવાને પાર વિનાના ક્ષેત્રો છે અને માણસે ખરું યુદ્ધ તો કુદરત સાથે કરવાનું છે બીજા બધા યુદ્ધો આપણા મુખ્ય ધ્યેયથી આપણને દૂર લઈ જાય છે અને દારિદ્ર્ય અને વિનાશને નોતરે છે જો માણસ કુદરતમા ભરેલી અખૂટ સામગ્રીનો ઉપયોગ કરવા પાછળ યુદ્ધવૃત્તિને પોષક પોતાની સર્વ શક્તિઓ ખરચે તો તે પોતે તો આ દુનિયામા સુખ પૂર્વક રહી શકે એટલું જ નહિ પણ અન્ય કરોડો આદમીઓને પણ આ દુનિયામા સુખે રહેવા જીવવાનો અવકાશ મળે યુદ્ધ–સંગ્રામ–જરૂરી છે પણ તે માણસ માણસ વચ્ચેનો નહિ કુદરતની પાછળ પડીને તેના અનેકવિધ બળો અને શક્તિઓને જનતાના સુખ, સ્વાસ્થ્ય અને કલ્યાણ વધારવા તરફ વાળવામાં રહેલો સંગ્રામ જ ખરો જરૂરી છે આ સર્જક સંગ્રામ તો હજુ બહુ જ અલ્પાંશે લડાયો છે આ સંગ્રામમાંથી આજ સુધી કદી કલ્પનામા આવેલ ન હોય એવા વિજયની અને સુંદર પરિણામોની આશા રાખી શકાય છે

કુદરત સાથેના યુદ્ધમાથી નીપજતી વૈજ્ઞાનિક શોધો બે પ્રકારની હોય છે એક વિનાશક, બીજી સર્જક જે શોધ માણસની સંહારશક્તિ વધારે તે વિનાશક શોધ કહેવાય જે શોધ વડે માણસના સુખ સગવડ અને સ્વાસ્થ્ય વધે તે સર્જક શોધ કહેવાય. દાખલા તરીકે ગ્રેટ્રિમર નામે વિનાશક બૉંબ શોધવા પાછળ જ પોતાની સર્વ જ્ઞાનશક્તિનો ખર્ચ કર્યો અને એમીલ ફીશર નામના રસાયણશાસ્ત્રીએ યાંત્રિક

યોજના વડે સાકર બનાવવાની રીત શોધી કાઢી એક માનવીએ સહારને ઉત્તેજન આપ્યુ બીજાએ માનવી જીવનની મધુરતામાં વધારો કર્યો.

વિજ્ઞાનની શોધો વડે આજનાં યુદ્ધોએ ભારે વ્યાપક અને અઘોર સહારક સ્વરૂપ પકડ્યું છે પણ એથી કોઈએ હતાશ બનવાનુ કારણ નથી પ્રાણીશાસ્ત્રનો અભ્યાસ કરતા એક એવો નિયમ આપણી જાણમાં આવે છે કે પશુવર્ગની કેટલીયે જાતિઓ સૈકાઓ દરમિયાન ઉત્તરોત્તર વિપુલ દેહ અને શરીર સામર્થ્યવાળી બનતાં બનતાં એકાએક જ્યારે હમેશાને માટે લુપ્ત થાય છે ત્યારે તે જાતિના પ્રાણીઓએ અસાધારણ કદ અને શરીરબળ પ્રાપ્ત કર્યા હોય છે આવું જ લડાઈને વિષે છે. પૂર્વ કાળની લડાઈઓમાં જે સુન્દર, મોહક અને વીરતાપ્રેરક વિશેષતાઓ હતી તે બધી આજે અદૃષ્ય થઈ ગઈ છે. તે વખતનુ આનદભર્યું તણુજીવન આજે ગયુ છે તે સમયના ભવ્ય લશ્કરી પોષાકો આજે જોવામાં આવતા નથી. દ્વંદ્વ યુદ્ધો પણ ભૂતકાળમાં સમાઈ ગયા છે. યુદ્ધને લગતાં આકર્ષક સર્વ તત્ત્વો આજે લુપ્ત થયાં છે જુના વખતનો પ્રાણપ્રેરક સંગ્રામ આજે મૃતપ્રાય બની ગયો છે. સભવ છે કે યુદ્ધ હજુ પૂરતા વિરાટ સ્વરૂપને પહોંચી ચુકયુ ન હોય. આજના (૧૯૧૪થી ૧૯૧૮ સુધીના) યુરોપીય વિગ્રહમાં હજુ તટસ્થ ગજ્યો ઊભાં છે અને સભવ છે કે હવે પછી એક એવુ યુદ્ધ આવે કે જેમાં એક પણ દેશ, એક પણ પ્રજા યુદ્ધથી તટસ્થ રહી ન શકે અને આખી દુનિયાએ યુદ્ધમાં એક સાથે ઝપલાવ્યુ હોય જો એમ બને તો એ ખરેખર છેલ્લું જ યુદ્ધ હશે જેવી રીતે છેલ્લામા છેલ્લું સોરીઅન (આ દુનિયામાંથી લુપ્ત થયેલી એક પશુ જાતિનુ હાથી કરતાં પણ ઘણા વધારે મોટા કદવાળુ પ્રાણી) આ દુનિયાનુ મોટામાં મોટું પ્રાણી હતુ, તેવી જ રીતે આ દુનિયાનુ આગામી આખરી યુદ્ધ ખરેખર સૌથી મોટુ અને ભયાનકમાં ભયાનક હશે. આજની સહારક વૈજ્ઞાનિક શક્તિ અને રચનાઓ વડે યુદ્ધ શક્ય તેટલા વિરાટ સ્વરૂપને પહોંચી ચુકયુ છે. હવે તો એ શક્તિ અને રચનાએ યુદ્ધને જ મારી નાખવાનુ રહે છે.

લડાઇને લીધે આ દુનિયામાં પોતાનુ અસ્તિત્વ ચાલુ રાખવાની લાયકાત ધરાવતી પ્રજાઓનો માર્ગ મોકળો થાય છે–લડાઈ આક્રમણકારી હોય છે તેમ આત્મરક્ષણને અર્થે પણ પ્રજાને લડવાની ફરજ પડે છે–લડાઈમાં માનવતાનું તત્વ દાખલ કરી શકાય તેમ છે લડાઈ જાતીય નિર્ભેળપણુ–Racial Purity ટકાવી રાખવા માટે ઉપયોગી છે–આ બધી ભ્રમણાઓ છે–અને એમાં છેવટની ભ્રમણા તો ભારે ભયાનક અને અનર્થકારક છે. આજે એક પણ શુદ્ધ નિર્ભેળ–જાતિ છે અથવા તો 'શુદ્ધ યુરોપિયન' એવી કોઈ જાતિ છે એમ માનવાને કશુ જ કારણ કે સાબિતી નથી

વળી આજે રાષ્ટ્રીયતાનો કે સ્વદેશાભિમાનનો પણ ભારે અનર્થ થઈ રહ્યો છે. ખરી રીતે એ માણસ જ સાચો દેશભક્ત ગણાય કે જે પોતાના દેશનાં સારાં તત્વોને ચાહે અને જે ખોટુ હોય તેનો સામનો કરે આજની કલ્પનામાં તો એજ દેશભકત ગણાય છે કે જે પોતાની પ્રજાની સારી નરસી સર્વ વિશેષતાઓ વિષે પક્ષપાત ધરાવે છે. જેમ માણસનું ચારિત્ર નબળું તેમ તેનુ સ્વદેશાભિમાન વધારે ઉત્કટ અને આવેશમય હોય છે. જો કોઈ પણ એક બેવકુફ માણસ તેની જેવા બીજા લાખો માણસો એકઠા કરીને દેશમા પોતાની બહુમતી ઊભી કરી શકે છે, તો તે માણસ ગજ ગજ ઉછળે છે પ્રજામાં સ્વતત્ર રીતે વિચાર અને વર્તન કરતી વ્યકિતઓ જેમ ઓછી તેમ તે પ્રજાનુ દેશાભિમાન વધારે-ઉગ્ર જોવામા આવે છે પણ દેશ દેશની આવી પરસ્પર વિરૂદ્ધ પરિસ્થિતિ દેશાભિમાનનો છેલ્લો ભડકો છે એમ આપણે સમજી લેવુ જોઇએ સંકુચિત દેશાભિમાનના દિવસો ગયા છે. દુનિયાની બદલાયેલી પરિસ્થિતિ નવી સમસ્યાઓ અને નવાં દૃષ્ટિકોણ ઊભાં કરે છે. સમગ્ર માનવજાતના જીવન્ત એકીકરણ પ્રત્યે આપણે સૌ ખેંચાઈ રહ્યા

છીએ આજના વાતાવરણ અને તોફાનની ઝાંખીઓ પાછળ એક મહાન માનવસંસ્થાના સ્વાસ્થ્ય, એકતા અને શાન્તિ ભર્યા ભાવિનુ આછુ દર્શન થઈ રહ્યું છે

આવી વ્યાપક માનવતાનો—વિશ્વબંધુત્વનો—અનુભવ કરાવવો એ બૌદ્ધધર્મનું ધ્યેય હતું, ખ્રીસ્તી ધર્મનુ પણ ધ્યેય હતું પણ બૌદ્ધધર્મ કાલાંતરે સંકુચિત બનતો ગયો અને પોતાનુ ધ્યેય પાર પાડવામા નિષ્ફળ નીવડ્યો ખ્રીસ્તી ધર્મને પણ જ્યારથી રાજ્યકારણ સાથે જોડવામા આવ્યો ત્યારથી તેની મહત્તા—વિશાળતા—લોપાવા માંડી જે જીવનદર્શન એ બન્ને ધર્મના પ્રણેતાઓને હતુ તે જીવનદર્શનને આજે આપણે પુન માનવજાતના હૃદયમા વિકસાવવુ રહ્યું અને વસુધાવ્યાપી એકતાનુ દુનિયાની ભિન્ન ભિન્ન પ્રજાઓને સાચુ ભાન કરાવવુ રહ્યું

આ એકરૂપતા કેવળ ખ્યાલી કે કલ્પનાની વસ્તુ નથી તે નક્કર સત્ય છે આપણે સૌ જાણીએ અને માનીએ છીએ કે માબાપમા રહેલુ ચોક્કસ જીવનતત્ત્વ બાળકોમા ઊતરે છે અને તે બાળકોમા ઊતરેલું જીવનતત્ત્વ તેમની પ્રજામા નીતરતું ચાલે છે આ રીતે ચોક્કસ જીવનતત્ત્વો પેઢી દર પેઢી ફેલાયા જ કરે છે આ રીતે વિચારતા આપણને લાગ્યા વિના નહિ રહે કે દુનિયાના સર્વે માનવીઓ કોઈએક સમાન અને સર્વસાધારણ જીવનતત્ત્વથી નિકટપણે જોડાયેલા અને સંકળાયેલા છે એમ ગણતરી કરવામા આવે છે કે ધારો કે એક માનવી યુગલને ત્રણ બાળકો હોય તો એકવીશમી પેઢીએ પાંચસો વર્ષના ગાળામા આ મૂળ માનવી યુગલનો સંતતિવિસ્તાર આખી દુનિયાની માનવસંખ્યા જેટલો વિપુલ બની જાય આ ઉપરથી આપણે એમ કહી શકીએ કે એ પાંચસો વર્ષના ગાળામા થઈ ગયેલા માનવીઓમા અને આપણામા એક સમાન જીવનતત્ત્વ રહેલુ છે તેથી કોઈ એક વ્યક્તિને ચોક્કસ પ્રજા કે જાતિમા મર્યાદિત કરવી એ કેવળ બેવકુફી છે

જેવી રીતે જીવનતત્ત્વનો વિચાર કર્યો તેવી જ રીતે વિચારતત્ત્વ પેઢી દર પેઢી ઊતરતુ નીતરતુ અને ફેલાતુ જાય છે આ દષ્ટિબિંદુથી વિચારતા સ્પષ્ટ થશે કે માનવજાતિ સ્થૂળરૂપે કે સૂક્ષ્મરૂપે સળંગ વ્યક્તિત્વને ધારણ કરતુ એક વિરાટ શરીર છે એ હકીકત સ્વીકાર્ય જ આપણો છૂટકો છે

આજ સુધીનો અનુભવ આપણને શીખવે છે કે કોઈ પણ નવો વિચાર કે નવી ભાવનાનો ખ્યાલ દુનિયાના જુદા જુદા ભાગોમા વસતા ભિન્ન ભિન્ન વિચારકોને એક જ સમયે સ્ફુરતો જોવામા આવે છે કોઈ પણ વસ્તુની શોધ કોઈ એક જ શોધકના મગજમા એકાએક ઉપજી આવતી નથી એજ સમયે બીજા અનેક શોધકો આ જ શોધના ખ્યાલની આસપાસ ઘુમી રહ્યા હોય છે અને એ શોધનો સ્પર્શ કરવાની લગભગ તૈયારીમા હોય છે આવામા એક શોધક તે શોધની પૂરી પ્રતીતિ મેળવીને વૈજ્ઞાનિક સત્ય તરીકે રજૂ કરે છે આવી જ રીતે નવા વિચારનો જન્મ થાય છે જે વિચાર તન્મલીન અનેક વિચારકોના મગજમા ઘોળાયા કરતો હોય તેને એક વધારે આગળ પડતો વિચારક મૂર્ત સ્વરૂપ આપે છે અને દુનિયા તેને ઝીલવા લાગે છે આવી રીતે દુનિયાનું મહાન પરિવર્તન નીપજાવતા કોઈ પણ નવા વિચાર કે ભાવનાની પહેલા પૂર્વવર્તી અનેક મનોમન્થનો અને સદશ વિચારવિચિત્ર તરંગો વાતાવરણમા વહી રહેલા નજરે પડે છે

આવી રીતે આપણે ત્યા યુદ્ધબહિષ્કારની ભાવના મૂર્તસ્વરૂપ ધારણ કરી રહી છે દુનિયા યુદ્ધવૃત્તિને સદાને માટે તિલાંજલિ આપે એવો સમય નજદીક આવી રહ્યો છે આજની દુનિયાની બાહ્ય પરિસ્થિતિની ઘટના પણ આ પ્રકારના માનસિક પરિવર્તનને વધારેને વધારે અનુકૂળ બની રહી છે પ્રત્યેક દિવસે માનવી માનવીની વધારેને વધારે નજીક આવી રહ્યો છે ટપાલ, તાર, રેડીઓ માનવીઓ વચ્ચેના વધતા જતા સમાગમને નવા નવા આકારે વધારેને વધારે પુષ્ટ કરી રહ્યા છે રાષ્ટ્રરાષ્ટ્રની વાડાબંધી તૂટતી જાય છે

માત્ર બાહ્ય કારણોસર પણ આ દુનિયા ઉપર એક સર્વસાધારણ રાજ્યતન્ત્રની સ્થાપના થાય એ દિવસો આપણી સમીપ આવી રહ્યા હોય એમ ભાસે છે. માનવીઐક્ય એક કાળે કલ્પનાનો વિષય હતો. આજે એક નક્કર સત્યના આકારમાં આપણી સામે તે રજૂ થઈ રહેલ છે.

આ બધી સમાલોચનાના સારરૂપે આપણે આટલું તારવી શકીએ છીએ કે.

(૧) આ પૃથ્વી ઉપર વિશ્વબંધુત્વ એ જ એક દિવ્ય તત્ત્વ છે અને સમગ્ર નીતિવ્યવહારનો પાયો છે

(૨) માનવી બનવુ એટલે એક અવ્યાહત જનતાનો વાસ્તવિકપણે અનુભવ કરવો.

(૩) પડોશી પ્રત્યેનો પ્રેમ માનસિક આરોગ્યની નિશાની છે, સમસ્ત જનતા માટેનો સર્વસાધારણ પ્રેમ એ જનતાના આરોગ્યનુ વ્યક્તિના માનસમાં પડતુ પ્રતિબિંબ છે, તેથી આપણે સમગ્ર જનતાને તેમજ ઉદ્યમ, સત્ય, સારાં અને સગીન વળણો-આવાં જે જે તત્ત્વો વડે જનતાનુ જીવન પોષાતુ આવ્યુ છે અને સુરક્ષિત રહ્યુ છે, તે તે તત્ત્વોને ચાહતા અને તે વિષે આદર ચિન્તવતા શીખવું જોઈએ.

(૪) આ માનવ-સગઠનને હાનિ પહોંચાડે તેવી દરેક બાબતનો સામનો કરવો જોઇએ. ખાસ કરીને અનિષ્ટ રૂઢિપરપરાઓનો-નકામાં અથવા તો નુકસાનકારક માનસિક વળણોનો-ઉચ્છેદ કરવો જોઇએ.

આ સિદ્ધાન્તો ઉપર ચાલતાં એવો એક ઉજ્વલ દિવસ આવશે કે જ્યારે જાણીતો જર્મન તત્ત્વવેત્તા નીશે ( Neitzche ) કહે છે તે મુજબ “ વિગ્રહ અને વિજયપ્રાપ્તિના ક્ષેત્રમાં ખૂબ ખ્યાતિ પામેલી, યુદ્ધકળામાં પૂર્ણતાને પહોંચેલી, અને યુદ્ધ ખાતર ગમે તેટલો ભોગ આપવાને ટેવાયેલી પ્રજા સ્વેચ્છાથી જાહેર કરશે કે ‘ અમે અમારી તરવારના ટુકડા કરી નાખીએ છીએ અને આખી લશ્કરી રચનાનો ઉચ્છેદ કરીએ છીએ. પૂર્ણ રીતે શસ્ત્રસજ્જ હોવા છતા ઉદાત્ત હેતુથી પ્રેરાઇને અમારી જાતને સ્વેચ્છાપૂર્વક નિઃશસ્ત્ર કરીએ છીએ; કારણ કે નિઃશસ્ત્રતા જ સારી અને સ્થાયી શાન્તિ સ્થાપવાનો ખરો માર્ગ છે.’ આજે સર્વ શસ્ત્રસજ્જ દેશોમાં જે કહેવાતી શાંતિ પ્રસરેલી જોવામાં આવે છે, તે પાછળ તો કેવળ યુદ્ધનુ માનસ જ ભરેલુ છે આ માનસ નથી પોતાનો કે નથી પાડોશીનો વિશ્વાસ કરતુ અને અમુક અંશે દ્વેષમત્સરથી અને અમુક અંશે ભયથી પ્રેરાઇને અસ્ત્રશસ્ત્રોનો ત્યાગ કરવાની ચોખ્ખી ના પડે છે કોઇનો તિરસ્કાર કરવો કે કોઇથી બીતા રહેવુ એ કરતાં મૃત્યુ સ્વીકારવુ બહેતર છે અને કોઇથી તિરસ્કૃત બનવુ કે કોઇને ભયાક્રાન્ત બનાવવુ એ કરતાં મૃત્યુને ભેટવુ બમણું બહેતર છે.”



દેશના સાચા તારણહારો તો કઠણ અને સાદુ જીવન ગાળે, એશઆરામપર પાણી મૂકે, દોલતમદ થવાના એકેએક માર્ગમાથી પાછો વળે, પ્રતિષ્ઠા અને નેતૃત્વની બધી તૃષ્ણાઓને તિલાજલિ આપે, લુખો સૂકો રોટલો ખાય, ભોયપથારી કરે, જાડામા જાડી ખાદીના ઓછામા ઓછા વસ્ત્રોથી ચલાવી લે, પોતાના કામમા અવિચળ શ્રદ્ધા રાખે અને ભવિષ્યની આશા ઉપર જીવે —લાલા લજપતરાય—

# જગતની જીભે ચડેલા ત્રણ નામ

## લેખક શ્રી હરિલાલ ભરૂચા, બી એ

આજે જગતની જીભે ત્રણ નામ સૌથી વિશેષ ચઢ્યા છે હીટલર, સ્ટેલીન અને ગાંધીજી સરખામણીને આપણે ઇચ્છવાયોગ્ય માનતા નથી છતા માનવસ્વભાવ સરખામણીના મોહપાશમાથી છૂટ્યો નથી ને છૂટવાનો પણ નથી એટને આપણે ઈચ્છીએ કે ન ઇચ્છીએ તોયે આ ત્રણ પુરુષો વચ્ચે અનેક સરખામણીઓ થઈ છે, થયા કરશે અને માનવસમાજ પોતપોતાની બુદ્ધિપ્રમાણે અનુમાનો બાધ્યા કરશે

આ ત્રણે વ્યક્તિઓ સમકાલીન છે એટલે તેમની ઘણી હકીકતો પ્રસિદ્ધિમા આવી ચુકી છે વળી આ ત્રણેયે પોતપોતાના જીવન ચરિત્રો અને જીવન સિદ્ધાંતો સ્વહસ્તે લખી પ્રગટ કર્યાં છે તેથી સરખામણીનું કામ એક રીતે સરળ બને છે

### રાજકીય કીમિયો

આજનો યુગ રાજકીય જીવનની સિદ્ધિમા જ માનવીની મહત્તાના મૂલ્ય આકે છે સત્તાના સૂત્રો ધારણ કરનાર પુરુષ એકદમ અનુપમ બની જાય છે એક કોડીનો માનવી રાજકીય સત્તાનો કીમિયો હાથ લાગતા વામન મટી વિરાટ બની બેસે છે રાજકીય જીવનમા ચમકી જનાર વ્યક્તિઓની આ એક સર્વસામાન્ય કથા છે, પણ ઇતિહાસના અભ્યાસીઓ જાણે છે કે રાજકીય ચમકારા પાછળ ચિંતાના ભડકા સળગતા હોય છે એમા પડેલા માનવીઓ ઘણીવાર માનવતા ગુમાવી બેસે છે એ કામધેનુને વશ કરવા જનાર અનેકે ખત્તા ખાધી છે, છતા એના જાદુએ સૌને ઘુણાવ્યા છે ઈગ્લાડના એક પ્રખર લેખક અને રાજપુરુષે જીવનને આરે ઊભા રહીને ઉચ્ચાર્યું કે 'રાજકારણ એ લુચ્ચા અને બદમાશોનો છેલ્લો દાવ છે' ઇતિહાસ પ્રસિદ્ધ વ્યક્તિની આ ચેતવણી છતા યુગેયુગે રાજકીય જીવને સૌને આકર્ષ્યાં છે એના રગે રગાયા વિનાનો આદમી આજે શોધ્યો જડે તેમ નથી કારણ કે તેમા સત્તાની સાથે સેવા કરવાની તકપણ અપાર છે રાજકારણમા સત્તા ચલાવનાર વ્યક્તિઓની દ્રષ્ટિ સત્તા કરતા સેવાની હોય તે જ તે માનવસમુદાયને માટે કલ્યાણકારી નીવડે છે ગમે તે સિદ્ધાંતો જગતમા પ્રવર્તતા હોય છતા રાજદ્વારી આગેવાનોની કસોટી કરવાની આ એકજ પારાશીશી છે પણ આ યુગનુ રાજકારણ એટલું ગુચવાડા ભર્યું બની ગયુ છે અગર બનાવી દેવામા આવ્યુ છે કે આ સેવાની પારાશીશીના પ્રવાહીને કૃત્રિમ રીતે ઊંચો નીચો કરવાની અનેક તરકીબો વાપરવામા આવે છે અને તેથીજ રાજકારણને મહાન વિચારકોએ નિંદ્યુ છે રાજકારણ એટલે ખટપટ યુક્તિપ્રયુક્તિ, છળ, કપટ અને સાચા ખોટાનો સરવાળો રાજકારણની આ વ્યાખ્યામા આજે પણ ફેરફાર કરવાની જરૂર દેખાતી નથી પછી તે રાજકારણ પ્રજાવાદી હોય, સામ્યવાદી હોય મૂડીવાદી હોય કે નાઝીવાદી હોય રાજકારણની કેટલીક ગંદી રીત રસમો તો દરેક સાથે જકડાયની છે પછી એને પ્રજાવાદ કે સામ્યવાદનું સોહામણુ નામ આપવાથી તેનું કલેવર બદલાતું હશે પણ આત્મા તો તેજ રહે છે રાજકારણનો ધધો જ એવો છે છતાં એ એવા મોહક આવરણોથી મઢાયો છે કે જાણવા છતા સૌ તેને જ ઝખે છે ને તેની જ પાછળ દોડે છે

## ગાંધીજીનું રાજકારણ

તો પછી ગાંધીજી જેવા વીતરાગી મહાત્મા આવા કીચડમાં કેમ પડ્યા? આ પ્રશ્ન ઘણાના મનમા સ્વાભાવિક રીતે જ ઊઠે છે. ગાંધીજીએ પોતે જ અનેકવાર આનો જવાબ આપ્યો છે બીજાઓ કરતાં મહાત્માજી રાજકારણને જુદી જ દૃષ્ટિએ જુએ છે સત્ય ને અહિંસા વિનાનું રાજકારણ તેઓ કલ્પી શકતા નથી સત્તા પ્રાપ્ત કરવા નહિ પણ સક્રિય માનવ સેવા થઈ શકે છે તે માટે તેઓ રાજકારણમાં પડ્યા છે. જે રાજકારણ નૈતિક બંધનો સ્વીકારતું નથી તે રાજકારણ તેમને ખપતું નથી અને તેથી જ હિંદી રાજકારણમાં શુદ્ધિકરણ, સેવા, સાદાઈ અને ત્યાગનાં તત્ત્વો તેમણે દાખલ કર્યા છે અને તેમ કરવા જતાં અનેક મિત્રોનો સહકાર પણ ગુમાવ્યો છે અન્તર્મુખ બનેલા યોગીની નિર્વિકાર દૃષ્ટિએ તે રાજકારણને જુવે છે. બીજાઓની માફક વિજયમાં એમને મદ ચડતો નથી કે પરાજયમાં ક્ષોભ થતો નથી. લડતમાં કે પાગવાર ગોકમા તેઓ હૃદય અને ચિત્તની અખંડ શાંતિ જાળવી શકે છે. રાજદ્વારીઓના જંજાળી શહેરી જીવનને બદલે તેમણે સેવાગ્રામનું એકાકી જીવન પસંદ કર્યું છે. એમની જીવન પ્રત્યેની દૃષ્ટિ એમના ધાર્મિક વિચારો એમની સાદાઈ અને એમની પ્રેમભાવના જોઈને પરદેશીઓ એમને રાજકીય આગેવાન તરીકે કલ્પી શકતા નથી કારણ કે અત્યાર સુધીની રાજદ્વારી આગેવાનની એમની ભાવના જ જુદા પ્રકારની હતી. ગાંધીજીએ એ આખી ભાવના બદલી નાખી. રાજકારણ એટલે માનવસેવા. જેમાં એ સેવા નથી તે રાજકારણ નથી ગાંધીજીના રાજકારણની આવી વ્યાખ્યા આપી શકાય અને રાજકારણને આ દૃષ્ટિએ વીસમી સદીમા જોનાર પહેલવહેલા પુરુષ ગાંધીજી જ છે.

## હિટલર અને સ્ટેલીનનું રાજકારણ

આવા પુરુષની સરખામણી હીટલર કે સ્ટેલીન સાથે કેમ થઈ શકે? પોતપોતાની પ્રજાના નેતૃત્વ સિવાય આ ત્રિપુટીમાં કાંઇ જ સામ્ય નથી. એકે એક વિષયમા વિષમતા જ દેખાય છે સામ્ય હોય તો હીટલરને સ્ટેલીન વચ્ચે છે. બન્ને એક બીજાના ભયંકર દુશ્મન, એકબીજાની તકસાધી અને બનાવટી મિત્રાચારી પછી ફરી પાછા એક બીજાનો રોટો પીસવા તથા નિકંદન કાઢવા ખુનખાર જંગ ખેલી રહ્યા છે. સત્તાજ જેની આરાધ્ય દેવી છે એવા રાજકારણના આ બે પૂજારી સત્તાને કાયમ કરવા તથા વધારવા ગમે તેવા ઉપાયો યોજતાં અચકાય તેમ નથી પ્રેમ અને યુદ્ધમાં કશું જ અયોગ્ય કે અઘટિત નથી એ રાજસૂત્રના એઉ પૂજારી છે. બેઉ સરમુખત્યાર લોખંડી લશ્કરવાદ અને લોહીનીગળતી હિંસા બોલે છે ને આચરે છે સત્ય, અહિંસા અને ન્યાયની બેમાથી કોઇને પડી નથી આ ડીક્ટેટરોની દુનિઆમાં નીતિવાદને સ્થાન નથી State એટલે કે એમના રાષ્ટ્રને જે પગલાં અને જે રસ્તા મજબુત અને સમૃદ્ધ બનાવે તે હંમેશા નીતિમાન જ છે એવી માન્યતામાં જ ડીક્ટેટરો રાચે છે અને એજ માન્યતાનો પ્રચાર તેઓ પ્રજામાં કરે છે. પ્રજાની ગણતરી પણ તેઓ પોતાની અને સ્ટેટની સત્તા વધારવાના એક માત્ર સાધન તરીકે જ કરે છે. સ્વતન્ત્ર વ્યક્તિઓના સમૂહ તરીકે તેઓ પ્રજાને કદી સ્વીકારતા નથી. વ્યક્તિસ્વાતંત્ર્યને જે સ્થાન democracy મા છે તે હીટલર, સ્ટેલીન કે મુસોલીનીના દેશમાં નથી સ્ટેટ અથવા રાષ્ટ્ર એટલુ જ સ્વતંત્રતાનું એકમ છે. વ્યક્તિઓની અલગ સ્વતન્ત્રતા હોઈ શકે જ નહિ એ સિદ્ધાંત ઉપર ડીક્ટેટરોના રાષ્ટ્રની ઇમારત ચણાય છે સ્વાતંત્ર્યના એકમ સ્ટેટ અને તેના પ્રતિનિધિ એકમ તરીકે ડીક્ટેટરમાં સર્વ સત્તા કેંદ્રિત થાય છે, જો કે સ્ટેલીનના રશીઆમાં state ની theory તો આ જ છે પણ ત્યાં ડીક્ટેટર તરીકે જે સર્વ સત્તા સ્ટેલીન ભોગવે છે તે ખેડુતો અને કામદારોના (Soviets) સઘોની આપેલી છે આ સંઘો ઘણી મોટી લાગવગ ધરાવે છે જ્યારે હીટલરના નાઝીવાદમા અને મુસોલીનીના ફાસીઝમમા આવા સઘોને આવી જાતની સત્તા કે લાગવગ નથી. રશીયા

જર્મની અને ઇટલીના રાજ્યતંત્ર વચ્ચે આ એક અતિમહત્વનો ભેદ નોંધવા જેવો છે આ ભેદને લીધે રશીયાનો સામ્યવાદ આંતરરાષ્ટ્રીય બની શક્યો અને સમસ્ત દુનિયાના કામદારો અને ખેડૂતોને આકર્ષી શક્યો, જ્યારે નાઝીવાદ કે ફાસીઝમ જગતમાં ખૂબ નિંદાને પાત્ર બન્યા છે મુસોલીની પોતાના જીવનચરિત્રમાં એક ઠેકાણે લખે છે કે "વ્યક્તિ જેટલે અંશે સ્ટેટને માટે જેટલું ઉત્પાદન કરે છે તેટલે જ અંશે તેની કીંમત છે તે સિવાય વ્યક્તિની વ્યક્તિ તરીકે કાંઈ જ કીંમત નથી" હીટલર My Struggle (Kemf) નામના પોતાના પુસ્તકમાં ડીક્ટેટરના સમર્થનમાં લખે છે કે "હજારો મૂર્ખ માણસોના નિર્ણય કરતા એક ડાહ્યા માણસનો નિર્ણય વધારે ઉપયોગી હોય છે" આમ ડીક્ટેટરો પોતાના નિર્ણયને અને પોતાની જાતને બીજી વ્યક્તિઓ કરતા વધારે ન્યાયી, પવિત્ર અને ખામી વગરનો મનાવવાના બળજબરીથી પ્રયાસો કરે છે જે આ નિર્ણયની સામે થાય છે તેને જીવવાનો અધિકાર રહેતો નથી દાખલા તરીકે સ્ટેલીને હીટલરે અને મુસોલીનીએ પોતાને મદદ કરનાર સાથીદારોને પણ ગર્દન માર્યા છે કારણ કે તેમણે ડીક્ટેટરોની હામાં હા ભણવાની ના પાડી આમ ડીક્ટેટરોના દેશમાં વાણીસ્વાતંત્ર્ય કે વ્યક્તિસ્વાતંત્ર્યને જરા પણ સ્થાન નથી. મહાત્માજીની માફક માનવતાની તેમને કાંઈ જ કીંમત નથી હીટલરને આખા જગતનો સ્ટાર બનીને પોતાના જર્મનીને જીવાડવાની રાક્ષસી આકાંક્ષા જાગી છે પોતાનું રાષ્ટ્ર અને પોતાની પ્રજા સિવાય બીજા સૌને તિરસ્કારની નજરે જોવાનું તેઓ પોતાની પ્રજાને શીખવી રહ્યા છે માનવતા પ્રેમ અને ભ્રાતૃભાવ એ ડીક્ટેટરોની દુનિઆમાં દેશવટો ભોગવે છે

## કોણ મહાન?

હવે બીજુ ચિત્ર જુઓ! મહાત્માજીને પણ દુનિયાએ હિંદના સરમુખત્યાર તરીકે જ ઓળખ્યા છે, પણ આ સરમુખત્યારી જુદાજ પ્રકારની છે કાનુની રીતે તો કોંગ્રેસમાં મહાત્માજી કાંઈ જ ઓહ્દો ધરાવતા નથી તેઓ ચાર આનાના સભ્ય પણ નથી છતા તેમના વિનાની કોંગ્રેસ કલ્પી શકાતી નથી બ્રીટીશ સરકાર જે ઓહ્દા વિનાના માનવીની સામે પણ ન જુએ તે મહાત્માને મળવા બોલાવે છે અને તેમની સાથે હિંદના પ્રશ્નોની વાટાઘાટ કરે છે કારણ કે તેઓ કરોડોની બનેલી મુંગી જનતાના એકના પ્રતિનિધિ છે તે સિવાય બીજી કોઈપણ લાયકાત તેમણે આગળ કરી નથી અને તેમના સિવાય આની લાયકાતનો દાવો બીજા કોઇથી થઈ શકે તેમ પણ નથી હીટલર, સ્ટેલીન કે મુસોલીનીની માફક ગાંધીજીની સરમુખત્યારી વીમાનો કે બખ્તરિયા ગાડીપર નિર્ભર નથી, પણ તેથી યે વિશેષ બળવત્તર પ્રજાના પ્રેમ પર નિર્ભર છે સત્તાના એક પણ ચિન્હ વિના તેઓ સર્વત્ર વિચરે છે અજાતશત્રુની માફક તેઓ જ્યા જાય છે ત્યા મિત્રો અને સ્વજનો જ જુએ છે એમની આંખે કોઈ દુશ્મન દેખાતો જ નથી રક્ષણ માટે એમને અંગરક્ષકોની જરૂર પડતી નથી. હીટલર કે સ્ટેલીનની માફક પોતાના જેવાજ ચહેરાના માણસોનો કાફલો રાખવાની તેમને જરૂર નથી સ્ટેલીન અને હીટલર ઇશ્વિરથી નથી ડરતા તેટલા મૃત્યુથી ડરે છે મૃત્યુંજય જેવા મહાત્માજીને ઇશ્વિર સિવાય બીજા કશાનો ડર નથી. સરમુખત્યારની સત્તા ટકાવી રાખવા હીટલર અને સ્ટેલીનને ભગીરથ પ્રયાસો કરવા પડે છે મહાત્માજીએ સરમુખત્યારીની મળેલી સત્તા મુંબઈની કૉંગ્રેસ વખતે પાછી સોંપી પૈસો ને સત્તા છોડવા કોઇને ગમતા નથી મહાત્માજીએ બન્ને છોડ્યા છે કોણ મહાન? સત્તા સાચવી જાણનાર કે સત્તા ત્યાગનાર? આનો ઉત્તર આજનો નહિ, ભવિષ્યનો ઈતિહાસકાર આપશે

# લગ્ન : આદર્શ અને વ્યવહાર

લેખક: **ચીમનલાલ ચકુભાઈ શાહ**, એમ. એ., એલએલ. બી., સોલિસિટર

લગ્ન વિષે એટલુ બધુ લખાયુ છે અને લખાય છે કે તેના વિષે વિશેષ કાંઈ લખતાં સંકોચ રહે છતાં એ વિષય સમાજ અને વ્યક્તિને એટલો બધો સ્પર્શે છે કે લગભગ દરેક વ્યક્તિ તે વિષે ચોક્કસ વિચારો ધરાવતી હોવાનો દાવો કરે છે અને તેમાં ઘણો મતાગ્રહ સેવે છે. વળી એ વિષય એવો છે કે જેમાં ગમે તેવા વિચારો ધરાવી, તેને વિષે પ્રગતિશીલતા અથવા નવીનતાનો દાવો કરી શકાય છે. લગ્નના કોઈ પણ સ્વરૂપ માટે ઓછોવત્તો અસંતોષ હોય છે જ અને તેનાં સ્વરૂપોમાં ફેરફારની માગણી સતત ચાલુ જ રહે છે. કોઇને એમ લાગે છે કે લગ્નની સાથે સમાજને કાંઈ લેવા દેવા નથી અને વ્યક્તિ પોતાના સુખની દૃષ્ટિએ ગમે તેમ વર્તવા સ્વતંત્ર હોવી જોઇએ. કેટલાકને એમ લાગે છે કે લગ્ન એ સામાજિક સંસ્થા છે અને વ્યક્તિનાં સુખનો વિચાર કરવાનો તેમાં કોઈ અવકાશ નથી વળી કેટલાકને એમ લાગે છે કે લગ્નનાં સ્વરૂપમાં જરા પણ ફેરફાર થાય તો ધર્મ અને નીતિનો નાશ થાય. જયારે કેટલાકને મન લગ્નમાં ધર્મ અથવા નીતિ જેવું કાંઈ છે જ નહિ.

આ લેખમાં લગ્નનો ધ્યેય શું છે અને વ્યવહારમાં તે ધ્યેય કેવી રીતે અમલમાં મૂકાય છે તથા તે ધ્યેયને પહોંચી વળવા, લગ્નના સ્વરૂપમાં ફેરફાર કરવા હોય તો કયા ધોરણે થાય તે વિષે હું લખવા ઇચ્છુ છું.

લગ્ન એ ધર્મ નથી. ધર્મ તો બ્રહ્મચર્ય જ હોય. લગ્નની છૂટ હોય, લગ્ન કરવાની ફરજ ન હોય. જેમ હિંસા એ ધર્મ ન હોય, ધર્મ તો અહિંસા જ હોય પણ કેટલાક સંજોગોમાં હિંસાની છૂટ હોય, હિંસા કરવાની ફરજ ન હોય.

નરનારીનુ આકર્ષણ સનાતન છે. કામવાસના અતિ પ્રબળ છે. તેને સંપૂર્ણપણે જીતવી અતિ વિકટ છે, પણ તેના ઉપર ધીમે ધીમે કાબૂ મેળવી શકાય તેથી સ્ત્રીપુરુષવ્યવહાર માટે ચોક્કસ ધોરણ હોવું જોઇએ. એવું કોઈ ધોરણ ન હોય ત્યાં અનિયન્ત્રિત સ્ત્રીપુરુષવ્યવહાર રહે, જે વ્યક્તિ અથવા સમાજ માટે ઇષ્ટ નથી કામવાસનાનુ પ્રાબલ્ય જોતાં તે સંયમમાં ન હોય, તો મન હમેશાં ભ્રમિત રહે અને જીવનના બીજા વ્યવહારને ખલેલ પહોંચાડે. દરેક સ્ત્રી અથવા પુરુષે વખતોવખત એમ વિચારવાનુ હોય કે હવે પછી કયા પુરુષ અથવા સ્ત્રી સાથે તે રહેશે, તો તે વિચારમાં ઘણો સમય અને શક્તિ જાય તેથી દરેક સ્ત્રી અને પુરુષે, જો અન્ય જાતિની વ્યક્તિ સાથે સહજીવન સ્વીકારવુ હોય તો, એક સમયે તો નક્કી કરવુ જ પડે કે અમુક વ્યક્તિ સાથે જ તે રહેશે. આમાં વ્યક્તિનુ પોતાનુ જ હિત રહેલું છે આવા વર્તનનો પાયો જ સંયમ છે. એટલે કે એક સ્ત્રી અથવા પુરુષ, બીજા પુરુષ અથવા સ્ત્રીને પોતાના પતિ અથવા પત્ની તરીકે સ્વીકારે તેમાં, તે તેના પ્રત્યે વફાદાર રહેવાને બંધાય છે તેમજ બીજાઓ તરફથી પોતાનું મન વાળી લેવા બંધાય છે. એક તરફ નરનારીનું આકર્ષણ અને તેમાંથી સુખોપભોગની આશા અને બીજી તરફ કામવાસનાનુ પ્રાબલ્ય અને તેના નિયમનની આવશ્યકતા, આ બે, લગ્નના બે છેડાઓ છે. બન્ને એક દૃષ્ટિએ એક બીજાના વિરોધી છે. એક ઉદ્દામ, બંધનરહિત છે, બીજું બંધન છે. લગ્નજીવન પ્રત્યેનુ આકર્ષણ અને અસંતોષ બન્ને આમાંથી ઉદ્ભવે છે લગ્ન એ સંયમ છે છતાં સુખનુ સાધન છે અને બનાવવુ છે.

લગ્નમા બીજા ઘણા ઉદ્દેશો સમાએલા છે ઉપરનો વિચાર મેં માત્ર વ્યક્તિની દૃષ્ટિએ કર્યો છે પણ લગ્ન એક સામાજિક સસ્થા છે પ્રજોત્પત્તિ એ લગ્નનો મુખ્ય ઉદ્દેશ ગણાય છે પ્રજાનો ઉછેર તેની કેળવણી, ગૃહજીવન, સમાજજીવનમા ગૃહજીવનનું સાચુ સ્થાન, આર્થિક વ્યવસ્થા વારસાહક્ક વગેરે ઘણા જટિલ પ્રશ્નો લગ્ન સાથે સકળાએલા છે તેથી લગ્ન માત્ર વ્યક્તિઓનો જ પ્રશ્ન નથી, પણ તે સમાજજીવનનુ અતિ અગત્યનુ અગ છે

વ્યક્તિને માટે પણ લગ્નજીવનનાં બીજા ઘણા પરિણામો છે સહજીવનમા સહિષ્ણુતા કેળવવી, સ્ત્રી અને સતાન માટે પોતાનો સ્વાર્થ જતો કરતા શીખવુ, અને બીજાના સુખનો વિચાર કરતા થવુ, તેમના ભાવિ જીવનની જવાબદારી સ્વીકારવી તેમાથી ઉત્પન્ન થતા સામાજિક સબધોમા ગૂથાવુ આ બધુ વ્યક્તિના જીવનને અને તેના માનસ વિકાસને સહજ રીતે ચારે તરફથી સ્પર્શે છે લગ્નજીવન જેમ કેટલેક દરજ્જે માણસને નિ સ્વાર્થ અને સહિષ્ણુ બનાવે છે, તેમ પોતાના જ કુટુબ માટે સ્વાર્થી અને અસહિષ્ણુ પણ બનાવે છે અને તેની દૃષ્ટિ સકુચિત કરે છે

આદર્શ લગ્ન તો એ છે કે જેમા એક સ્ત્રી અને એક પુરુષ જેમની વચ્ચે વય ગુણ, સસ્કાર વગેરેનુ વધારે પડતુ અતર ન હોય તેવા, સ્વેચ્છાએ લગ્નગ્રથિથી જોડાય અને આજીવન એક બીજાને વફાદાર રહી પોતાના સહજીવન સાથે પોતાની સામાજિક ફરજો અદા કરે આવા આદર્શ લગ્નો સમાજમાં વિરલ હોય છે

લગ્નના સ્વરૂપો ઘણા છે, જેમા સામાજિક અને આર્થિક પરિસ્થિતિ તથા વ્યક્તિગત કારણે અનેક અપૂર્ણતાઓ રહે છે લગ્નના જુદા જુદા વ્યવહારિક સ્વરૂપો જોતા લગ્નની વ્યાખ્યા આપવી હોય તો કાઈક આવી રીતે આપી શકાય—એક અથવા અનેક પુરુષ એક અથવા અનેક સ્ત્રી સાથે, ચોક્કસ સમય માટે, સહજીવન સ્વીકારે તેનું નામ લગ્ન આમા લગ્નની દૃષ્ટિએ અગત્યની વસ્તુ 'ચોક્કસ સમય' છે જ્યાં સ્ત્રીપુરુષસબધ ક્ષણિક હોય અથવા તેનું કાઈ બધન ન હોય તો એવા સબધને લગ્ન ન કહેવાય ઉપરની વ્યાખ્યામા એક સ્ત્રી અને એક પુરુષ (Monogamy), એક પુરુષ અને અનેક સ્ત્રી (Polygamy), એક સ્ત્રી અને અનેક પુરુષ (Polyandry) અને અનેક પુરુષ અને અનેક સ્ત્રી (Group marriage) આવા બધા લગ્નના સ્વરૂપોનો સમાવેશ થાય છે વળી 'ચોક્કસ સમય' આજીવન હોય અથવા લગ્નવિચ્છેદની છૂટ હોય તેવા લગ્નોનો પણ સમાવેશ થાય છે

વ્યક્તિ અને સમાજના હિતની દૃષ્ટિએ આદર્શ લગ્ન એટલે આજીવન એક સ્ત્રી અને એક પુરુષનો સહચાર—આર્ય સસ્કૃતિમા જે રામ સીતાનો આદર્શ છે છતા લગ્નના બીજા ઘણા સ્વરૂપો સમાજે સ્વીકાર્યા છે તે સ્વરૂપો તે તે સમયની સામાજિક અને આર્થિક પરિસ્થિતિમાથી ઉત્પન્ન થયા હોય છે અને તે પરિસ્થિતિ પલટાતા પલટાય છે, પલટાવા જોઈએ એ સ્વરૂપોનુ નિયમન અને બધારણ ધર્મનીતિ, જાહેરમત અને કાયદો આ ત્રણ તત્ત્વોથી થાય છે

મેં શરૂઆતમા કહ્યુ છે કે લગ્ન ધર્મ નથી, છતા બ્રાહ્મણ સસ્કૃતિમા લગ્નને ધર્મ માનેલ છે તે કઈ દૃષ્ટિએ ? શ્રમણ સસ્કૃતિમા અને જૈન ધર્મમા લગ્નને ધર્મ માનેલ હોય તેવુ હુ જાણતો નથી લગ્નને એ રીતે ધર્મ કહી શકાય એક તો અનિયત્રિત સ્ત્રીપુરુષ વ્યવહાર હોય તેના કરતા તેમા કાબૂ હોય અને સયમ હોય તે ઈષ્ટ છે તેથી તે ધર્મ છે બ્રાહ્મણોની વિશેષતા એ હતી કે સામાજિક દૃષ્ટિએ જરૂરનું હોય અને જનસમાજ પાસે તેમને જે કરાવવુ હોય, તેને તેઓ ધર્મરૂપે દર્શાવતા ગૃહજીવન અને ગૃહસ્થાશ્રમ સમાજજીવનનો પાયો છે અને તેનો આધાર લગ્ન ઉપર છે, તેથી લગ્ન એ ધર્મ છે એમ કહ્યુ વળી

આર્યો હિન્દુસ્તાનમાં આવ્યા ત્યારે તેમની સંખ્યા બહુ ઓછી હતી અને સંખ્યાબળ વધારવાની એટલે પ્રજોત્પત્તિની જરૂર હતી તેથી લગ્ન એ ધર્મ થયો અને તેનો મુખ્ય ઉદ્દેશ પ્રજોત્પત્તિ કહ્યો. લગ્નમાં ધર્મ અથવા નીતિનું સાચું તત્ત્વ તો તેમાં રહેલ સંયમ છે લગ્નનું કારણ સ્ત્રીપુરુષઆકર્ષણ છે. પણ તેનુ પરિણામ અને ધ્યેય સંયમ છે.

લગ્નનું વ્યાવહારિક સ્વરૂપ નક્કી કરનારું મુખ્ય તત્ત્વ સામાજિક અને આર્થિક પરિસ્થિતિ છે. અત્યારનાં હિન્દુ લગ્નનાં મુખ્ય લક્ષણો: અનેકપત્નીત્વ, બાળલગ્ન, વૃદ્ધલગ્ન, વિધવાવિવાહ કાયદેસર હોવા છતાં જાહેરમતનો વિરોધ, લગ્ન વિચ્છેદનો નિષેધ, અનુલોમ (કહેવાતી ઉચ્ચ કોમનો પુરુષ અને ઊતરતી કોમની સ્ત્રીનું લગ્ન: દા. ત. બ્રાહ્મણ પુરુષ, વણિક સ્ત્રી) લગ્ન કાયદેસર, પ્રતિલોમ (અનુલોમથી વિરુદ્ધનુ) ગેરકાયદેસર, વગેરે છે. હિંદુઓની કહેવાતી ઊતરતી કોમોમાં આનાથી કેટલાંક વિરોધી લક્ષણો છે.

હવે હિન્દુઓમાં લગ્નનું આવુ સ્વરૂપ કઈ સામાજિક અને આર્થિક પરિસ્થિતિમાંથી ઉત્પન્ન થયુ એ વિચારીએ.

આર્યો હિન્દુસ્તાનમાં આવ્યા, ત્યારે દરેક વિજેતા જાતિમાં બને છે તેમ, પુરુષોની સંખ્યા કરતાં સ્ત્રીની સંખ્યા ઘણી ઓછી હતી. આર્યોને પોતાની સંસ્કૃતિ અને લોહીનું અભિમાન હતુ વીર આર્યો અપરિણિત રહેવા તો તૈયાર નહોતા જ. અનાર્યોની કન્યાઓ ઉપાડી લાવતાં તેમને અટકાવી શકાય તેમ હતુ નહિ. તેમની સ્ત્રીસંખ્યા ઓછી હતી તેથી અનુલોમ લગ્ન સ્વીકારાયું અને પ્રતિલોમનો નિષેધ થયો અનાર્યો આર્યોની કન્યાઓ લઈ જાય તે કેમ સહન થાય? તેને માટે દેહાંત દંડની જ સજા. પોતાના લોહીનુ અભિમાન હતુ, છતાં અનુલોમ લગ્નની છૂટ આપ્યા વિના રસ્તો ન હતો. તો પછી શું કરવુ? અનુલોમ લગ્નની પ્રજાની જ્ઞાતિ જુદી થઈ. જેમ અનુલોમ લગ્ન વધ્યાં, તેમ વચગાળાની જ્ઞાતિઓ વધતી ગઈ વિજેતાઓની પુરુષસંખ્યા પ્રમાણમાં અનાર્યો કરતાં તો ઘણી ઓછી હતી, તેથી સંખ્યાબળ વધારવા અનેકપત્નીત્વની છૂટ અપાઈ. તે સાથે शतपुत्रवती भव એ આશીર્વાદ અપાયો. જ્યાં કન્યાની અછત હોય, ત્યાં બાળલગ્ન અને વૃદ્ધલગ્ન તો હોય જ ક્યાંથી? તે સમયમાં નહોતાં જ વિધવાવિવાહનો પણ નિષેધ ન હતો. સ્ત્રીઓની સંખ્યા ઓછી હોય, ત્યાં વિધવાઓને અપરિણિત રહેવા કેમ દેવાય? સ્ત્રી-સંખ્યા ઓછી હોય, ત્યાં સ્ત્રીઓને પ્રમાણમાં સ્વતંત્રતા હોય જ. આર્ય લગ્નનુ સ્વરૂપ આવી રીતે નક્કી થયુ ધીમેધીમે સ્ત્રીપુરુષસંખ્યાની અસમાનતા ગઈ, એટલુ જ નહિ પણ અનુલોમ લગ્નની છૂટ અને પ્રતિ-લોમનો નિષેધ હોવાથી એક સમય એવો આવ્યો કે જ્યારે ઉચ્ચ ગણાતી હિન્દુ કોમોમાં સ્ત્રીસંખ્યા વધી પડી અને ઊતરતી કોમોમાં ઘટી પડી. કારણ કે ઉપલી કોમો ઊતરતી કોમોમાંથી સ્ત્રીઓ ખેંચે અને તેમની સ્ત્રીઓને બીજી કોમમાં પરણવાની છૂટ નહિ શરૂઆતમાં હતી તે કરતાં વિપરીત પરિસ્થિતિ ઊભી થઈ. હવે શું કરવુ? અનેકપત્નીત્વ વધ્યુ, બાળલગ્ન અને વૃદ્ધલગ્ન દાખલ થયાં, વિધવાવિવાહ અને લગ્ન વિચ્છેદનો નિષેધ થયો, સ્ત્રીની સ્વતંત્રતા ગઈ, કન્યા સાપના ભારારૂપ થઈ. પછી તો બ્રાહ્મણોએ બાળલગ્નમાં પણ ધર્મ શોધી કાઢ્યો. 'अष्टवर्षा भवेद् गौरी' માબાપ કન્યાને ઋતુમતી જુએ તો નરકમાં જાય વિધવાએ તો સતી જ થવું રહ્યું. કુવારી કન્યાને વર ન મળે ત્યાં વિધવાને પરણવા ક્યાંથી દેવાય? ઊતરતી કોમોમાં આનાથી બરાબર વિપરીત પરિણામ આવ્યુ. તેમની સ્ત્રીસંખ્યા ઓછી થઈ. તેથી તેમને અનેકપત્નીત્વ ન ચાલે, બાળલગ્ન, વૃદ્ધલગ્ન ન હોય, વિધવાવિવાહ કે લગ્નવિચ્છેદનો નિષેધ ન હોય, તેમની સ્ત્રીઓ ઘર રાખી બેસી રહેતી ગુલામ ન હોય. છતા બ્રાહ્મણોએ એવી છાપ પાડી હતી કે તેઓ જ સંસ્કારસ્વામી છે, અને તે કરે તે જ ધર્મ છે. તેથી ઊતરતી કોમોમા પણ પોતાને ખાનદાન કહેવડાવતા કુટુંબો બાળલગ્ન કરે, અનેકપત્નીત્વ કરે, વિધવા વિવાહ થવા ન દે, અને પરિણામે વધારે દુ:ખ ભોગવે. મધ્યયુગમાં મુસલમાનોના

આક્રમણ સમયે હિંદુ ધર્મે પોતાના રક્ષણ માટે પોતાના બધા બારણા બંધ કર્યાં, ત્યારે સ્ત્રીઓને પણ ઘરમા પૂરી, પડદામા નાખી અને બાળલગ્ન વધ્યા.

આવી જ રીતે હિંદુ લગ્નનુ સ્વરૂપ ઘડાયુ છે સામાજિક રીતરિવાજોની એ વિશેષતા છે કે જે પરિસ્થિતિમાથી એ ઉત્પન્ન થયા હોય, તે પરિસ્થિતિ સમૂળગી પલટાઈ જાય, તો પણ એ તો એવાને એવા જ કાયમ રહે છે તેની આસપાસ ધર્મ અને નીતિના કુડાળાઓ રક્ષણ કરતા ઊભા હોય છે મનુષ્ય સ્વભાવની સામાન્ય સ્થિતિચુસ્તતા તેને ટકાવે છે અને તેમા ફેરફાર ઇચ્છનારાઓ સ્વચ્છંદી અથવા ધર્મભ્રષ્ટ કહેવાય છે આવા રીતરિવાજો કાયદાનું સ્વરૂપ લે છે, ત્યારે સ્થિતિચુસ્તતા વધે છે કાયદો જાહેર મતનુ પ્રતિબિંબ છે પણ તેની અને જાહેરમત વચ્ચે હમેશા અતર રહે છે આજે દાખલા તરીકે જાહેરમત અનેકપત્નીત્વની વિરુદ્ધ છે છતા કાયદામા તેની છૂટ છે જાહેરમત કાયદામા અમુક સજોગોમા લગ્નવિચ્છેદની તરફેણમા છે, જ્યારે કાયદામા તેની મનાઈ છે, કાયદાથી વિધવાવિવાહ માન્ય છે જ્યારે જાહેરમત હજુ તેની વિરુદ્ધ જણાય છે વસ્તુત વિધવાવિવાહમા "પાપ" નથી કે લગ્નવિચ્છેદમા પણ "પાપ" નથી પ્રતિલોમ લગ્નમા 'પાપ" નથી કે અનુલોમ લગ્નમા "પુણ્ય" નથી

લગ્નનુ સ્વરૂપ નક્કી કરવામા ત્રણ તત્ત્વો મુખ્ય છે —(૧) વ્યક્તિનુ સુખ, (૨) સ્વચ્છંદી વૃત્તિઓનુ નિયમન અને સયમનું પોષણ (૩) સમાજહિત આ ત્રણ તત્ત્વો કેટલેક દરજ્જે એ બીજાનાં વિરોધી છે સમાજહિત લક્ષ્યમા લેતા વ્યક્તિના સુખને કેટલેક દરજ્જે અવગણવુ પડે છે, છતા છેવટ તો સમાજ વ્યક્તિઓનો જ બનેલો છે અને તેમનુ સુખ લક્ષ્યમા ન લેવાય તો સામાજિક નિયમો શેને માટે છે? વળી વ્યક્તિના સુખને નામે તેનામા સ્વચ્છંદ વધવા ન જ દેવાય, તેમા તેનુ જ હિત નથી અને તો સ્ત્રીપુરુષસબધ એ જીવનનું એક અગ માત્ર છે જીવનમા તેથી વિશેષ ઘણુય છે અને તે એકને જ માટે સમગ્ર જીવનનો વિનાશ થવા ન જ દેવાય છતા એ અતિ પ્રબળ અને વેગવાન સબધ છે જેને અવગણી પણ ન જ શકાય એટલે લગ્નસ્વરૂપ ગમે તેવુ હોય, તો પણ તેમા રહેલ વિરોધી તત્ત્વોનો વિચાર કરતા, તેનાથી અસતોષ તો સદાય રહેવાનો છતા સમયે સમયે તે સ્વરૂપ ઉપરના તત્ત્વો લક્ષ્યમા રાખી પલટાવી શકાય પલટાવા જોઈએ આજે દાખલા તરીકે, પ્રતિલોમ લગ્નના નિષેધનો કાંઈ અર્થ નથી, અનેકપત્નીત્વની કાયદેથી પણ છૂટ ન હોવી જોઈએ બાળલગ્ન, વૃદ્ધલગ્ન સમતિ વિનાના લગ્ન, અસમાન વયના લગ્ન વગેરેને તો કોઈ સ્થાન જ નથી વ્યવહારમા તે બધા અટકાવવામા થોડી મુશ્કેલી જણાય ત્યા પણ તે અનિષ્ટ છે, તે તો સ્વીકારવુ જોઈએ અને તેને અટકાવવા દરેક પ્રયત્ન કરવો જોઈએ લગ્નવિચ્છેદની કેટલાક સજોગોમા છૂટ આપીએ, તો પાપ નથી પણ કાયદેથી છૂટ હોય તો પણ જાહેરમત એટલો જાગ્રત હોય કે તેનો સ્વચ્છંદી ઉપયોગ ન થાય વિધવાવિવાહ પ્રત્યેનો અણગમો દૂર થવો જોઈએ આદર્શ તો આજીવન એક પતિપત્નીત્વનો જ હોય આર્યોએ પરિસ્થિતિ અનુસાર ઘણી જાતના લગ્નો અને પુત્રોને કાયદેસર ઠરાવ્યા, છતા આદર્શ તો રામસીતાનો જ આપ્યો અને આપ સમાજે અને સસ્કૃતિએ પાચ હજાર વર્ષથી તે આદર્શને પોતાનો કર્યો છે

બાકી તો કાલિદાસે કહ્યુ છે તેમ દરેક લગ્ન વખતે (અથવા પછી) પ્રજાપતિને ગાળ સાભળવાની રહેશે જ

"समानयस्तुल्यगुण वधूवरं ।
चिरस्य याच्य न गत प्रजापति" ॥ એવુ તો ક્યારેક જ બને

અભિજ્ઞાનશાકુતલ, અક ૫.



# વિચારપ્રવાહો અને વિશ્વપરિવર્તન

લેખક:–નાનાલાલ ખીમચંદ દોશી, બી. કોમ.

"Liberty of thought, speech and action" આ થોડા શબ્દોમાં વિશાળ જગતની સઘળીએ પ્રવૃત્તિનુ લક્ષ્યબિન્દુ કેન્દ્રિત થાય છે રાષ્ટ્રીય અગર આંતરરાષ્ટ્રીય પુનર્ઘટનાની વિચારણા કરનાર, પછી તે રાજપુરુષો હોય કે અર્થનિષ્ણાતો હોય પરતુ તે સર્વ વિચારણા પાછળ સ્વતત્ર વિચાર, વાણી અને કર્તવ્યનું સ્વાતત્ર્ય નહી હોય, તો તે કોઇને નહી ખપે. કારણ કે, આ જીવન-મત્રની પાછળ કેટલીએ શોણિત સરિતાઓ વહી છે, આત્મબળિદાન અપાયાં છે.

જગતની મહાવ્યક્તિઓ આપણને કહે છે કે "તમારાં મગજનાં દ્વાર ખુલ્લાં રાખો" અને જગત આટલુ સમજે તો પૃથ્વી પર આજે પ્રલયકાળનાં મોજાં રૂપી ઝઝાવાત વાઈ રહ્યો છે તે ભસ્મીભુત થતાં કશીએ વાર લાગે ખરી? પરતુ બને છે એ કે કોઈ રાજકીય કહો કે ધાર્મિક કહો તેવા જીવનૂનાં વિધ વિધ કાર્યોમા આપણે વહેંચાઇએ છીએ, ત્યાર પછી આપણે આપણો જ કક્કો સાચો તેવુ મમત્વ છોડી શકતા નથી. જે શુભ કામ માટે આગળ આત્મભોગ આપ્યો હોય છે તે આપણે વીસરી જઇએ છીએ; જગત એક પ્રવાહની જેમ હમેશ આગળ વધતુ હોવુ જોઇએ તે આપણાથી ભૂલી જવાય છે અને તેને ઠેકાણે આપણુ માનસ અને જીવનકાર્ય એક વર્તુળમા જ આપણે હોમી દઇએ છીએ અને આમ વાડાઓથી, સમૂહગત લાઈનદોરીથી અને માન્યતાઓની શૃખલામાં સપડાઇને આપણે આપણા જ ભાઇઓને, આપણા જેવા જ પવિત્ર માનવદેહોને ઘૃણા દષ્ટિથી, ભેદભાવથી જોઇએ છીએ સેંકડો કે હજારો વર્ષ પહેલાંના કથનોમાં ફેરફાર ન થઈ શકે તેવાં કથનોથી સ્થિત થઈ જઇએ છીએ વિશ્વના હિતેચ્છકને આ નિહાળતાં કેવો માનસિક ઉપદ્રવ ઉપજતો હશે! વિચારપ્રવાહની કુઠિત દશાથી પ્રગતિ કેટલી રુધાતી હશે!

એક વસ્તુનો તો આજે કોઈપણ સ્વીકાર કરે છે કે વિશ્વમાં ત્રણ વર્ગ પાડી શકીએ તેવી વિચાર-શ્રેણી ધરાવનાર માનવસમૂહો તરી આવે છે, તે સૃષ્ટિજૂના છે, તેઓ વચ્ચે ઘર્ષણ થાય છે, સમાધાન થાય છે, આ બધુ આજે ચાલ્યુ આવે છે, પરતુ આ મતભેદો ઘટ્ટ થઈ ઝેરનાં બી વાવે તેવુ કોઈ ન ઇચ્છે. જગતની સસ્કૃતિ આ વિચારશ્રેણીની મર્યાદા સૂચવે છે, અવગણના નહી. પરતુ આ ત્રણ વિચાર-શ્રેણી કઈ?

એક તો ચાલુ દુનિયાથી આગળ ચાલ્યો જતો તે ઉદ્દામ વિચાર ધરાવનારો વર્ગ, બીજો વર્ગ દુનિયાની પાછળ ખેચાતો આવે છે તે રૂઢિચૂસ્ત અને સનાતની, જ્યારે આ બેમાં મેળ સાધે તેવો વર્ગ છે, તે વિનીત નામે સબોધાય છે. ઉદ્દામ વાદીઓ જયારે ફેરફાર લાવે છે ત્યારે તેમને આપણે ક્રાતિ Revolution કહીએ છીએ. જ્યારે વિનીતોના હાથમાં લગામ હોય છે, ત્યારે દુનિયા Evolution ક્રમિક-ગતિથી આગળ વધે છે. આ ત્રણે વિચારશ્રેણી જગતના દરેક પ્રવૃત્તિક્ષેત્રમાં હોય છે અને તેમની વચ્ચે ખેચતાણ–Tug of war ચાલ્યા કરે છે; આ કથા જ એક મનુષ્યજાતિનો ઇતિહાસ રચે છે, અનુભવ-પોથીનાં પાનાં ભરે છે.

પરતુ જેમ જળઘોધ સ્થળમર્યાદા સાચવતો નથી, તેમ જ્યારે વિચારનાં મોજાંઓ ઉગ્ર સ્વરૂપ લે છે, ત્યારે આખીએ સમાજરચનાને અને માનવજાતને હચમચાવી નાખે છે, કોઈવાર પાયામાંથી તેને નિર્મૂળ કરે છે. ગઈ સદીમાં ફ્રેંચ પ્રજાએ શરૂ કરેલ (વૉલ્ટેઅર અને રૂઝો પ્રેરિત) ક્રાંતિ અને ગત મહાયુદ્ધ બાદની રશિયન સસ્કૃતિ (કાર્લમાર્ક્સ પ્રેરિત) આ સંબંધમાં જ્વલત દ્રષ્ટાંતો છે. આપણે દૂર ન

જતા આપણા જ દેશનો એ દશકાનો ઇતિહાસ જોઈએ આજથી પા સદી પહેલા કહેવાય છે કે વંદેમાતરમ્ કહેવામા દેશદ્રોહ ગણાતો સપૂર્ણ સ્વાત ય એ એક આદર્શના નુ ફક્ત એક અતિમ ધ્યેય હતું રાજકારણમા અહિંસાને એક અણુ જેવુએ સ્થાન ન હતુ પરતુ એક જ વ્યક્તિની પ્રતિભાએ ધુને અને તપશ્ચર્યાએ આખાયે દેશની સૂરત ફેરવી નાખી છે

આપણા ગુજરાતના પા સદી પહેલાના સમાજ સુધારામા એક અગ્રણી વિચાર ધરાવનાર સ્વ સર રમણભાઈનુ ભદ્રભદ્ર' તમે વાંચ્યુ હોય તો તમને સમજાશે કે આપણા સામાજિક વિચારોમા આપણે કેટલું આગળ વધ્યા છીએ

સ્પર્શાસ્પર્શ, પરદેશગમન આતરજ્ઞાતીય સબધો આપણી લગ્ન વ્યવસ્થા વારસાહક્ક બાબતમા કહો કે વ્યક્તિત્વ અગે કહો તે બાબતોમા સ્ત્રીવર્ગનુ બ નાએલું સ્થાન, કેળવણી બાબતમા આપણુ બ ધાતું-પ્રગતિ તરફ-વલણ અને વધુ ચુસ્તકે તેના વિધવાવિવાહ કે છૂટાછેડા જેવા પ્રશ્નોમા પણ વધુ સ્પષ્ટ થતું વલણ આ બધુ એક જ સૂચવે છે કે મગજના દ્વાર' ખુલ્લા નાખી આપણે પ્રગતિપથે આપણી યાત્રા ચાલુ રાખી છે

આપણે-વધુ સકુચિત વતુળ-જે અગત વર્તુળ કહી શકીએ, તેના આપણા જૈન સમાજ અતિ જરા જુઓ આપણી કોમ મુખ્યત્વે વ્યાપાર વ્યવસાયી હોઈ તે જો કે સ્થૂળ ગતિએ ચાલે છે છતા આપણે પણ એક મહાપ્રજાનું અગ જ છીએને? આપણે આજે નવે શીરમના સગઠનનો વિચાર કરીએ છીએ આપણે જો કે મહદ્અશે નહીં તો કઇક જરૂરી ગણીને આપણો ધનપ્રવાહ કેળવણીના કદ્રો-શ્રી મહાવીર વિદ્યાલય જેવા-પાછળ વાળીએ છીએ અને આપણે "કોમીવાદ' ને ન ઉત્તેજતા દેશહિતનો પ્રથમ વિચાર કરીએ છીએ

આટલુ સતોષકારક સરવૈયુ છતા સમ ઞવા માથી જન્મતી સામા ય વિચારો ન સમજવાની અસહિષ્ણુતાને લીધે આપણે ઘણાએ પછાત છીએ ચતુર્વિધ સઘના ચાર વિભાગોમા દરેક વિભાગનુ શુ સ્થાન છે તે બાબતમા ઘણી ચડસાચ ડી છે તદુપરાત મને તો એમ પણ લાગે છે કે આજે આપણે કઇક નિર્નાયક કે માર્ગદર્શક વિહોણા છીએ એટલે આપણુ નાવ સીધે પથે ન ચાલતા ખૂણે ખાચરે વચમાં વચમા ભરાતું આગળ ચાલે છે

પરતુ વિશ્વપરિવર્તનની વચમા આ અતિ મહત્ત્વની છતાં ગૌણ બાબતો છે અગે અગનો વિકાસ મહત્ત્વનો છતા સર્વદેશીય વિકાસની મહત્વાકાક્ષા આગળ આ પૃથક્કરણ એક વિભાગી અહેવાલ જેવો છે મહા ધોધ આગળ તે ઝીણા ઝીણા ઝરણાં છે આજે માનવજાતનું એક મહાભારત રચાઈ રહ્યુ છે કારણ કે શાહીવાદ કહો વ્યાપારી બજારોની ભૂખ કહો કે વિશ્વસ્વામિત્વની મહત્વાકાક્ષા કહો આવા આવા કારણોને લઈને દુનિયાની પ્રજાઓ માહોમાંહે આથડી રહી છે પ્રત્યે રાષ્ટ્રને લાગે છે કે આજે બીજાનો તો કાલે આપણો વારો ભલે પછી 'ભક્ષ' થવાનાં તિથિ કે મુહૂર્ત અચોક્કસ હોય પરતુ આ પરિસ્થિતિનું પૃથક્કરણ કરતા પણ તેના ગર્ભમા તો અમુક આદર્શના કે વિચારશ્રેણીની ઉગ્ર અથડામણ જ જડે છે

આ અથડામણો કેમ અટકી શકે? તેનો ઇલાજ શો? છે કોઈ એવો ધુરંધર વૈદ્ય આ મહારોગની ચિકિત્સા કરે તેમ? જૈનશાસ્ત્ર જેને પરિગ્રહપરિણામ' કહે છે, તેમ મહાત્માજી કહે છે કે 'live and let live' પરંતુ દુનિયાના રાજપુરુષો આ સિદ્ધાત પ્રણેતાઓને "આ રો ઘેલા' કહે છે આ સિદ્ધાંતો પાછળ ભલે નક્કર સત્ય હોય, પ તુ તેનો અમલ કોણ કરશે તેમ તેઓ પૂછે છે આમ છતા મને લાગે છે કે માનવસમાજ આ સર્વભક્ષી પુનરાવર્તનોથી થાકયો છે શસ્ત્રમર્યાદાની વાતો ફરી થવા

માંડી છે "ન્યાયી વહેંચણી" કરવાનાં સૂત્રો પાછાં વર્તમાનપત્રોને પાને ચડવા માંડ્યાં છે એટલે કંઈ નહી તો થોડે અંશે પણ 'પ્રજામત' રૂપી sanctions મળતા આપણે ઉપર કહેલાં ઉદ્દેશો ફલિત થવાની સંભવિતતા સેવીએ. અલબત્ત આપણે સૌએ આપણા વ્યક્તિગત પ્રયાસોથી અને શુદ્ધ વિચાર સેવનથી આપણો ન્હાનો શો ફાળો તેમાં આપવાનો રહે છે તે ન જ ભૂલાવું જોઈએ.

અને અંતે પુનરોક્તિ દોષ કરીને પણ કહું તો આ શા માટે ? એનો એક જ જવાબ છે કે "For Liberty of thought, speech and action." જે માનવજાતની સ્વાધીનતા માટેનું જન્મસ્થાન છે.



આજકાલ સ્વતન્ત્રતા અને બંધન એ બન્ને શબ્દો જુદી જુદી પરિસ્થિતિમાં અને જુદા જુદા સંદર્ભમાં ગમે તેમ વપરાતા આપણે સાંભળીએ છીએ ઘણાખરા માણસો પોતાને અણગમતી સ્થિતિને બંધન અને ગમતી સ્થિતિને સ્વતન્ત્રતા માની બેસે છે પણ વ્યક્તિગત વાતને કોરાણે મૂકી સ્વતન્ત્રતા અને બંધનના સાચા અર્થનો વિચાર કરવાની ખૂબ જરૂર છે

દરેક શબ્દના બે અર્થ થાય છે: એક નિરપેક્ષ અને બીજો સાપેક્ષ સાપેક્ષ અર્થને અનુબંધ ( Correlative ) ની જરૂર રહે છે સાપેક્ષ સ્વતન્ત્રતાની એક વ્યાખ્યા એવી બાંધી શકાય કે, મારા વિકાસની સાધનાની આડે બીજા ન આવે અને બીજાના વિકાસની સાધનાની આડે હુ ન આવુ આ વ્યાખ્યાના પહેલા ભાગમા જ સમગ્ર અર્થ સમાઈ ગયેલો આપણે માનીએ છીએ અને બીજા ભાગની અવગણના કરીએ છીએ આવી બુદ્ધિભ્રમ પેદા થાય છે અને સ્વાર્થી માન્યતાઓને સ્વતંત્રતાને નામે પુષ્ટિ મળે છે

સાપેક્ષ અર્થની રીતે જોતા બંધન અને સ્વતન્ત્રતા બન્ને પરસ્પર વિરોધી શબ્દો છે એ માન્યતા ભૂલભરેલી છે. કોઈ પણ પ્રકારના બંધન વિના સાચી સ્વતન્ત્રતા સંભવતી જ નથી, કારણ કે આપણા વિકાસની આડે કોઈ ન આવે એ સૂત્ર આચારમા મૂકી શકાય, તો પણ બીજાના વિકાસની આડે આપણે ન આવીએ એ સૂત્ર તો કોઈ પણ બંધન સ્વીકાર્યા વિના આચારમા ન જ મૂકી શકાય પણ અહીં જે બંધન હોય છે તેનો પ્રકાર કેવો છે એ જ અતિ મહત્વનો પ્રશ્ન છે તેમા બે ગુણ તો હોવા જ જોઇએ (૧) દરેક બંધન વિકાસના પગથિયારૂપ છે, એટલે આપણે ત્યા જ થોભી જવાનુ નથી એને વટાવી નિરપેક્ષ સ્વતન્ત્રતાના ધ્યેયને પહોચી શકાય એવો ગુણ તેમા હોવો જ જોઇએ (૨) દેશ, કાળ, ધર્મને અનુસરી સાધકના શ્રેયને અર્થે જ એ બંધન હોય —આચાર્ય કૃપલાણી—

# ગ્રામોદ્યોગ શા માટે ?

લેખક વૈકુંઠભાઈ લલ્લુભાઈ મહેતા

મેનેજિંગ ડીરેક્ટર, ધી બૉમ્બે પ્રોવિન્સિયલ કોઓપરેટીવ બૅન્ક લીમીટેડ, મુંબઈ

આજે વીસ વર્ષથી ખાદી પ્રવૃત્તિની શરૂઆત થઈ છે અને સાત વર્ષથી ગ્રામોદ્યોગ પ્રવૃત્તિનો આરંભ થયો છતાં એ નિઃસંશય છે કે યુવકવર્ગમાં એ બંને પ્રવૃત્તિને જોઈએ તેવો વેગ મળ્યો નથી. ખાદી એ રાષ્ટ્રીય પોષાક છે મહાસભા તે માટે આગ્રહ રાખે છે એટલું જ સહુ કોઈ સમજે છે ગ્રામોદ્યોગ પ્રવૃત્તિ જેનું એક અંગ ખાદી છે તે આપણા દેશની આર્થિક સ્થિતિ શી રીતે અનુકૂળ થઈ પડે છે અને તેનું સમાજરચનામાં શું સ્થાન છે, તે જ્યાસુધી આપણે બરોબર સમજીશું નહીં, ત્યાં સુધી એ પ્રવૃત્તિને જોઈએ તેવો વેગ મળશે નહિ વિદ્યાર્થીઓ યુનિવર્સિટીની પરીક્ષાઓ માટે અર્થશાસ્ત્રનો અભ્યાસ સારા પ્રમાણમાં કરે છે આ અર્થશાસ્ત્રના અભ્યાસનો પાયો પશ્ચિમ દેશોના અનુભવ ઉપર યોજાયેલો છે આ અનુભવ હિંદુસ્થાનની પરિસ્થિતિને કેટલે અંશે લાગુ પડી શકે એ અભ્યાસ કરનારાઓએ જોઈ લેવાનું છે

હિંદની સંસ્કૃતિ બીજા દેશોની સંસ્કૃતિથી જુદી જ છે એ સંસ્કૃતિમાં પ્રેમ, સત્ય અને અહિંસા સર્વોપરી સ્થાન ભોગવે છે આ સિદ્ધાન્તો ફક્ત આધ્યાત્મિક કલ્યાણને માટે જ સ્વીકારીએ તો તે ખરી સંસ્કૃતિ ન લેખાય તે સિદ્ધાન્તો આપણા રોજના જીવનમાં ઉતારવા જોઈએ તેનું પાલન આપણી સમાજરચનામાં થવું જોઈએ અગાઉ કેટલે અંશે સમાજરચના આ સિદ્ધાન્તો ઉપર ઘડાઈ, તેટલે અંશે જ તે ટકી શકી છે આ સિદ્ધાન્તોને અનુસરીએ, તો નફાબાજી, સ્પર્ધા હરીફાઈ, ધનનો સંચય, એ સર્વને આજે આપણા આર્થિક જીવનમાં જે સ્થાન મળ્યું છે, તે ન મળી શકે, ઉત્પાદન નફા માટે નહિ પણ ઉપયોગ માટે એ સાદું સૂત્ર કદી આપણા લક્ષની બહાર જાય નહિ દેશની ઉત્પત્તિ વધતાં એ ગરીબાઈ વધે તે દેખાવ આપણે જોવો પડે નહિ, વર્ગવિગ્રહના બીજ આપણી પ્રજામાં રોપાય નહીં અંગત આધ્યાત્મિક હિત માટે આ તત્ત્વો સ્વીકારી આપણે સંતોષ પામીશું અને તેનું આચરણ સામાજિક જીવનમાં કરીશું નહિ તો જે ભયંકર દાવાનળનો ભોગ પશ્ચિમ દેશની પ્રજા થઈ પડી છે, તેવો જ ભોગ આપણે થઈશું

એકનું હિત સર્વના હિતમાં અને સર્વનું હિત એકના હિતમાં સમાયેલું છે એ સિદ્ધાન્ત પહેલો સ્વીકારવો રહે છે આનો સ્વીકાર થાય તો આપણે જોઈશું કે મોટા પાયાઉપર ચાલતા ઉદ્યોગોથી એકનું આર્થિક હિત સધાતું હશે પણ સર્વનું આર્થિક હિત તેમાં સમાયેલું નથી ઉલટું તેવા ઉદ્યોગોના વિકાસથી જ્યારે એક વ્યક્તિની કમાણી ઘણા પ્રમાણમાં વધે છે ત્યારે તેટલા જ પ્રમાણમાં અનેક વ્યક્તિઓની કમાણી અટકે છે આવી રીતે ધનના સંચયને પ્રોત્સાહન મળે છે તે કારણસર હાલની પદ્ધતિએ ચાલતા નવીન ઢબના ઉદ્યોગો નાપસંદ કરવા લાયક છે નહિ કે તેમાં યંત્ર વપરાય છે એટલે યાંત્રિક બળ મનુષ્યના સાથી તરીકે રહે ત્યાંસુધી સ્વીકારી શકાય તેથી કામ સરળ થઈ શકે એમ હોય તો પણ જો યાંત્રિક બળ સર્વોપરીપદ ભોગવે અને મનુષ્યનાં કમાણીનાં સાધનો છીનવી લે, તો તેના યાંત્રિક બળનો નિષેધ કરવો એ યોગ્ય છે તેના ઉદ્યોગોથી પ્રજાના હિતનું સંરક્ષણ થવાને બદલે પ્રજાના ઉદરનિર્વાહના સાધનો નાશ પામે છે અહિંસાની કે પ્રેમની દૃષ્ટિથી જોઈએ, તો આ પરિણામ અનિષ્ટ છે

મૂડીવાદને લીધે જ આ માઠાં પરિણામો આવે છે પરન્તુ મૂડીવાદ નાશ થાય, તો યાંત્રિક બળ મનુષ્યનું ગુલામ થઈ રહે એમ કદી સૂચવવામાં આવે છે. આ મન્તવ્ય સહુ કોઈ સ્વીકારશે નહીં. પણ એ દલીલ સ્વીકારીએ તો એ આપણા દેશની પરિસ્થિતિને લાગુ કેમ પાડી શકીએ તે વિચારવું જોઈએ આર્થિક પુનર્ઘટનામાં એ ધ્યેય તો સતત આપણી નજર આગળ રાખવું પડશે કે હિન્દુસ્થાનનો મુખ્ય ઉદ્યોગ ખેતી છે અને હિન્દુસ્થાનની પ્રજાનો મોટો ભાગ ગામડાંઓમાં વસે છે. યાંત્રિક બળવડે ચાલતા ઉદ્યોગો આ સંજોગોમાં કેટલે અંશે આવકારદાયક થઈ પડશે, તે તપાસી તેની મર્યાદા દર્શાવવાની છે. અત્યાર સુધી જે રીતે નવા ધોરણ ઉપર ઔદ્યોગિક વિકાસ થયો છે તેને અંગે દેશમાં બેકારી ઘટવાને બદલે વધી છે એ આંકડાઓ સિદ્ધ કરી આપે છે. આ વિકાસથી ગામડાંની પ્રજાને તો હાનિ જ થઈ છે.

તે પ્રજાનું કલ્યાણ સાધવાની દૃષ્ટિએ તો આર્થિક ઘટના બીજી જાતની હોવી જોઈએ એમ છેલ્લી અડધી સદીનો અનુભવ આપણને દેખાડી આપે છે. આપણા ઉદ્યોગો તો એવા હોવા જોઈએ કે જે જુદે જુદે સ્થળે પેદા થતા કાચા માલને સ્થાનિક મેહનતથી પાકો બનાવે. આપણા દેશમાં હાથમજુરી માટે માણસો ભરપૂર મળી શકે છે અને તેમને કમાણીનાં સાધનો પૂરાં પાડવા એ સમાજનું હિત ચિન્તવનારાઓની ફરજ છે. બીજી બાજુ મૂડીની છૂટ નથી બલ્કે અન્ય દેશોની સરખામણીમાં નવા ઉદ્યોગો માટે મૂડી ઓછા પ્રમાણમાં છે. એટલે ઉદ્યોગોની ઘટના એવી ન હોવી જોઈએ કે જેની અન્દર મૂડીનું સારી પેઠે રોકાણ કરવું પડે. તે ઉપરાન્ત ગામડામાં વસતી પ્રજાનાં કમાણીનાં સાધન વધારવાં હોય, તો ઉદ્યોગ કે દુય્યમ ધંધો એવો હોવો જોઈએ કે જે સગવડે હાથમાં લઈ શકાય અને સગવડે છોડી શકાય. મધ્યસ્થ જગ્યાએ કારખાનાં કાઢવેથી આ ગરજ સરતી નથી. વળી ઉદ્યોગો એ પ્રકારના ન હોઈ શકે કે તે શીખવા પાછળ ઘણો વખત ખર્ચવો જોઈએ. ગામડાંની પ્રજા તે ઉદ્યોગો સહેલાઈથી શીખી શકે એમ હોવું જોઈએ. છેવટે તૈયાર થએલો માલ વેચવા માટે દેશ પરદેશ ફાંફાં મારવાની જરૂર ન રહેવી જોઈએ. એ માલની માંગણી સ્થાનિક મોટા પ્રમાણમાં હોય, તો વ્યવહાર વધારે સુગમ થઈ શકે આ બધી જરૂરિયાતને પહોંચી વળી શકે તે પ્રકારના ઔદ્યોગિક વિકાસની આપણા દેશમાં પૂરી ખોટ આજે છે બહુજન સમાજની એ આર્થિક ગરજો ગ્રામોદ્યોગો પૂરી પાડે છે, તેથી જ એ પ્રવૃત્તિ પૂજ્ય ગાંધીજીએ રાષ્ટ્રને સૂચવી છે. ખાદી આ પ્રવૃત્તિનું એક આવશ્યક અંગ છે. તે પ્રવૃત્તિનાં બીજાયે અંગો તેટલાં જ મહત્ત્વના છે. આર્થિક સમતોલપણું જાળવી રાખવા માટે અને સામાજિક સ્વાસ્થ્ય સ્થાપિત કરવા માટે આ પ્રવૃત્તિનું ઘણું મહત્ત્વ છે. તેથી તેનો અભ્યાસકરી યુવક વર્ગ તેમાં રસ લેતો થાય, તે ઇરાદાથી એ પ્રવૃત્તિની રૂપરેખા રજુ કરવાનો આ લેખનો હેતુ છે



હિંદુસ્થાનના ઉદ્યોગો ખીલવવાના શક પડતા લાભોની ખાતર ગરીબોને ઘરબાર વગરના કરી મૂકવામાં રહેલાં દુષ્પરિણામ કલ્પીકલ્પીને હું થથરું છું. છતાં મારી શ્રદ્ધા છે કે આ એક ઊડતો ચેપ માત્ર છે

મુંબઈની મીલોમાં જે મજુરો કામ કરે છે તે ગુલામ બન્યા છે જે બૈરાંઓ તેમાં કામ કરે છે તેની દશા જોઈને હરકોઈને કમકમાટી આવશે આ સંચાનો વાયરો વધે તો હિંદુસ્થાનની બહુ દુઃખી દશા થશે.

હિન્દને જે જરૂરી છે તે તેનું ધન થોડાક મૂડીવાળાઓના હાથમાં એકઠું થાય એ નથી, પણ એ ધન હિન્દુસ્થાનના સાડા સાત લાખ ગામડામાં વહેંચાઇ જાય અને ૧૯૦૦ માઇલ લાંબા અને ૧૫૦૦ માઇલ પહોળા આ ભરતખંડમાં કોઇ ભૂખ્યું ન સૂવે એ છે, —ગાંધીજી—

# અહિંસા

લેખક વજેચ લક્ષ્મીચ શાહ

અહિંસા એટલે વિશ્વપ્રેમ मित्ती मे सव्व भूएमु वेरं मज्झ न केणइ અર્થાત જીવમાત્ર સાથે મારે મૈત્રીભાવ છે, મારે કોઈ સાથે વેર નથી, એવો વિશ્વપ્રેમનો અમૂલ્ય સંદેશ ભગવાન મહાવીરે જગતને આપ્યો છે

મહાત્મા ઈશુનો પ્રેમ તે જ ભગવાન મહાવીરની અહિંસા, તથા તે જ શ્રીકૃષ્ણનો અનાસક્તિ યોગ. દરેક ધમના પયગમ્બરોએ એમ જ વાત દ્રવ્ય, ક્ષેત્ર કાળ તથા ભાવને અનુસરીને જુદી જુદી રીતે કહી છે અહિંસાના વિશાળ અર્થમા બધુજ આવી જાય છે તેથી જ જૈનધર્મ એ વિશ્વધમ છે અહિંસા એ માત્ર જૈનોનો જ વારસો છે એમ નથી. જે ધમ ઈશ્વરપ્રાપ્તિનું સાધન હોવાનો દાવો કરે છે તે દરેક ધર્મમા અહિંસા અનિવાર્ય છે પરમાત્મપદની પ્રાપ્તિ અર્થે રાગ દ્વેષ પી શત્રુઓનો જય કર્યા વિના સાચો પ્રેમ, સાચો ત્યાગ, સાચી અહિંસા સિદ્ધ થતા નથી.

મહાત્મા ગાધીજીના શબ્દોમા ' અહિંસા એ પ્રેમનો સાગર છે તેનુ માપ કોઈ જગતમા કાઢી શક્યુ નથી એ પ્રેમસાગરથી આપણે ઉભરાઈ જઈએ, તો આપણામા એવી ઉદારતા આવે કે તેમા આખા જગતને આપણે સમાવી શકીએ છીએ એ કઠણ વસ્તુ છે ખરી છતાં સાધ્ય છે

અહિંસા એ જગત કલ્યાણનો માર્ગ છે જગતને માટે સુખ શાન્તિનાં જેટલા સાધનો યોજવામા આવે છે, તેટલા જગતને દુ ખદાયક થઈ પડ્યા છે વિજ્ઞાનની શોધો જગતને કાળના મુખમા હડસેલી રહી છે મનુષ્યે પોતે ઉપજાવેલો વિજ્ઞાનરૂપી રાક્ષસ મનુષ્યોનો જ સહાર કરવા લાગી ગયો છે હિંસાને માર્ગ જગતને સુખી કરવાનો–જગતમા શાન્તિ સ્થાપવાનો પ્રયાસ કરનાર ભીંત ભૂલ્યા છે

વૃત્તિઓના સદુપયોગથી મનુષ્ય જગતનું જેટલુ કલ્યાણ કરી શક્વા સમર્થ છે તેટલુ જ વૃત્તિઓના દુરુપયોગથી મનુષ્ય પોતાના કરોડો માનવ બાધવોનો સહાર પણ કરી શકે છે અશાતિ તથા યુદ્ધો એ મનુષ્યમા રહેલી હિંસાવૃત્તિની પાશવ લીલા છે

કોઈને કોઈનો જીવ લેવાનો અધિકાર નથી જીવન જેટલુ આપણને પ્રિય છે તેટલું જ બીજાને છે જેને જતુ મારવાની ઈચ્છા થાય તેને પશુપક્ષી મારવાની ઈચ્છા પણ થઈ શકે એવી જ ઇચ્છામાથી હરકોઈ પ્રકારની હિંસા ઉદ્ભવે છે

અહિંસાથી વેરવૃત્તિ શાન્ત થાય છે હિંસક પ્રાણીઓ પોતાની હિંસા છોડે છે દુશ્મન વેરભાવનો ત્યાગ કરે છે કઠોર હૃદય પીગળી જાય છે ક્રોધ, ક્રૂરતાનો નાશ થાય છે તથા જગતના જીવો પ્રત્યે બધુભાવ જાગે છે

મન, વચન, કાયાએ કરીને કોઈ જીવને હણવો નહીં, હણાવવો નહિ તથા હણતા પ્રત્યે અનુમોદન કરવુ નહિ એટલામા જ અહિંસાની સમાપ્તિ થતી નથી અહિંસા ચિત્તવૃત્તિના નિરોધથી સિદ્ધ થઈ શકે છે વૃત્તિઓનો નિરોધ એટલે કર્મના દ્વાર બધ કરવા તે નિરોધ એટલે સવર વાસના કહો કે વૃત્તિ, રાગ કહો કે રતિ, કર્મ કહો કે હિંસા એ બધુ સરખુ જ છે સવર એટલે વાસનાઓને ઉત્પન્ન થતી રોકવી તે

જીવોને જીવાડવા અગર અભયદાન આપવા ખાતર જ આપણે ઉપવાસ કરીએ છીએ એટલું જ સમજવું બસ નથી. એ તો માત્ર વ્યવહારદ્રષ્ટિ થઈ. ઉપવાસથી આપણે મુખ્યત્વે ખાવા પીવા વિગેરે વૃત્તિઓનો નિરોધ કરીએ છીએ. વળી પોતાનુ શુદ્ધ સ્વરૂપ પાછુ પામવા આપણે પ્રતિક્રમણ કરીએ છીએ. પ્રતિક્રમણ એટલે સાચો પશ્ચાત્તાપ સાચો પશ્ચાત્તાપ તેજ હોઈ શકે, જે કરવાથી ફરીથી પાપ કરવાની વૃત્તિ ન થાય. આપણે સામાયિક કરીએ તેમા પણ વિષયોથી અલિપ્ત થઈ સ્વસ્થતા–શાન્તિ પ્રાપ્ત કરવાની છે. બહિર્વૃત્તિમાથી ચિત્તને ખેંચી અન્તર્વૃત્તિ કરતા કરતાં સમતા યાને ઉદાસીનતા ધારણ કરવી એ જ સાચો ઉપવાસ, એ જ સાચુ પ્રતિક્રમણ તથા એ જ સાચુ સામાયિક છે. ઉપવાસ, પ્રતિક્રમણ, સામાયિક વિગેરે તપથી આપણે ગુમાવેલો પ્રદેશ જીતવાનો છે. રાગદ્વેષ રૂપી શત્રુ તથા વૃત્તિઓ રૂપી લશ્કરને પાછુ હટાવવાનુ છે, પાછાં પગલાં ભરવાનાં નથી. ઉપવાસ, પ્રતિક્રમણ, સામાયિકથી જો આપણા વિચાર–માન્યતા કે ભાવનામાં ફેર ન પડે તો આપણે જે પ્રદેશ જીતીએ, તે ગુમાવેલો ગણાય. રોજ જીતવું અને રોજ ગુમાવવુ એવું કાયમનું યુદ્ધ ચાલતુ રહે તો આપણે માટે ઘાણીના બળદની પેઠે ફર્યા કરવાનું જ રહે.

જેટલે અંશે આપણે પ્રવૃત્તિમાંથી પાછા ફરીએ તેટલે અંશે આપણે અહિંસા સિદ્ધ કરી ગણી શકાય જૈન એટલે જીતનાર. રાગદ્વેષનો પ્રદેશ જે કોઈ જીતે તે જૈન. જે રાગદ્વેષરૂપી સર્વ શત્રુઓનો જય કરી શકે, તે જ અહિંસાને પામી શકે. તે જ શત્રુંજય પર પહોંચી શકે તથા પરમાત્મપદને પામી શકે. પરમાત્મપદની પ્રાપ્તિ એટલે જ સત્યનો સાક્ષાત્કાર.

જીવન ટકાવવા આપણે અનેક પ્રવૃત્તિઓ કરીએ છીએ. પ્રવૃત્તિમાત્રથી હિંસા થાય છે. પ્રવૃત્તિના માર્ગે લેવું, પરિણમાવવું તથા પોતાનું બનાવવું એ વિકાસ ગણાય છે, જ્યારે નિવૃત્તિને માર્ગે ત્યાગ કરતાં આગળ વધવાનુ છે. મહત્ત્વ તથા તેની સાથે વળગેલી વાસનાઓનો ભોગ આપ્યા વિના નિવૃત્તિ સિદ્ધ થતી નથી. જ્ઞાનરૂપ અગ્નિમાં વાસનાઓ અર્થાત્ કર્મોની આહૂતિ આપવાની છે. તે જ ખરો યજ્ઞ છે. મેળવેલી ધનદોલત, માલખજાના, શરીર તથા મારુ કરીને માનેલું સર્વસ્વ મરણ વખતે અનિચ્છાએ છોડવુ પડે છે. ત્યાં જ પ્રવૃત્તિ માર્ગનો અંત આવે છે. જ્યારે નિવૃત્તિ માર્ગે મારું કરીને માનેલુ સર્વસ્વ જેમાં મારું કાંઈ નથી એમ સમજી સ્વેચ્છાપૂર્વક છોડતાં છોડતાં અનંતતામાં લીન થવાનું છે. નિવૃત્તિની સિદ્ધિ એટલે મુક્તિ યાને મોક્ષ.

વાસનાથી ચિત્તમાં સંકલ્પ વિકલ્પો ઉત્પન્ન થયા કરે છે. જ્યાંસુધી વૃત્તિ ( ક્રિયા ) ઓમાં વાસનાનું બીજ હોય છે ત્યાંસુધી વૃત્તિઓ સારાં માઠા ફળ આપે છે. શુભ વૃત્તિ તે પુણ્ય, અશુભ વૃત્તિ તે પાપ. બને બંધન છે. પ્રવૃત્તિના માર્ગે વાસનાના બીજને પોષણ મળવાથી વાસનાનું વૃક્ષ ફાલેફુલે તથા ફળે છે. જ્યારે નિવૃત્તિને માર્ગે ચિત્તવૃત્તિઓના નિરોધથી વાસનાના વૃક્ષને—પોષણ મળતું અટકે છે જેના પરિણામે વૃક્ષનો તેના બીજ સહિત ક્રમે ક્રમે નાશ થાય છે વાસનાનો નાશ એટલે સર્વ કર્મોનો ક્ષય અર્થાત્ અહિંસાની સિદ્ધિ

મન વચન તથા કાયાની સ્થિરતાથી જે અનુભવ થાય, તે મહાત્મા કબીર જણાવે છે.—

તનથીર, મનથીર, બચનથીર, સુરત નિરત થીર હોય.

કહે કબીર ઈસ પલક કો, કલપ ન પાવે કોય.

અર્થાત્–જ્યારે મન, વચન, કાયાના વ્યાપારો શાન્ત થાય અને જીવની પરમાત્મભાવમાં સ્થિરતા થાય, ત્યારે કબીરજી કહે છે કે જે અનુભવ થાય છે તેની કોઇને કલ્પના આવવી મુશ્કેલ છે અર્થાત જે અનુભવે તે જ જાણે.

હવે આપણે દયા અને અહિંસા વચ્ચે રહેલા તફાવતનો વિચાર કરીએ દયા એટલે અનુકમ્પા આમાનુ દુઃખ જોઈ કંપી જવુ તે દયા એ કોઈ આત્માનો સ્વભાવ નથી પણ શક્તિ છે ૯ ખીલ ભાવ છે, દિવ્ય શક્તિ Psychic Power છે ઊર્ધ્વગામિની વૃત્તિ છે જેના હૃદયમા દયા નથી તે અહિંસાને માર્ગ આગળ વધી શકતો નથી પ્રભુને પામી શકતો નથી, દયા એ હૃદયની કોમળતા છે દયાની શક્તિ પ્રવૃત્તિમાથી નિવૃત્તિમા જતા જીવને ગતિ આપે છે તેથી જ દયા ધર્મનુ મૂળ છે, એવુ તુલસીદાસજીનુ કથન છે જેમ જેમ દયાની તીવ્રતા તેમ તેમ આધ્યાત્મિક વિકાસ વધુને વધુ ત્વરિત દયાનો અભાવ એટલે જડતા—કઠોરતા જડતા એ શક્તિ નથી પણ સ્થિતિ છે અધર્મનુ મૂળ છે જડતાથી જીવ આગળ વધી શકતો નથી. જડતા એ જીવની ગતિ અવરોધે છે

સત્ય સહેલુ છે જ્યારે જુઠ્ઠા માટે ગોઠવણી કરવી પડે છે કેંકી દેવુ છોડવુ સહેલુ છે જ્યારે મેળવવુ મુશ્કેલ છે કોઈને મારવા કરતા ન મારવામા જીવને શાન્તિ રહે છે સંતોષમા સુખ છે જ્યારે અસંતોષ દુઃખદાયક છે વેરવિરોધ કે ક્રોધમા ઉકળાટ છે જ્યારે ક્ષમામા શાન્તિ છે તેથી જ સત્યસ્વરૂપ યાને પરમાત્મદશા એ જીવની સ્વાભાવિક દશા છે

**સવાલ** જો પરમાત્મપદ એ જીવની સ્વાભાવિક દશા હોય, તો સામાયિક, પ્રતિક્રમણ ઉપવાસ વગેરે તપસયમ કર્યા છતા શા માટે જીવો ભવાટવીમા ભમ્યા કરે છે ?

**જવાબ.** આનુ કારણ માત્ર અજ્ઞાન છે જેમ કોઈએ અંધારામા ઝાડનુ થડ પકડી લીધુ અને બૂમો મારવા લાગ્યો કે ભૂતે મને પકડ્યો છે છોડતો નથી પરન્તુ વાસ્તવિક રીતે એણે પોતે પકડેલુ ઝાડનુ થડ એ પોતે જ છોડતો નથી તેમ અજ્ઞાન દશામા જીવ આ મારુ અને તે મારુ એમ માની આસક્તિથી પોતે જ બંધાઈ રહેલો છે કોઈએ એને બાંધ્યો નથી કે પકડ્યો નથી

**સવાલ.** જો આમ છે તો અહિંસાનો માર્ગ તલવારની ધાર પર ચાલવા જેવો કઠણ છે એમ શા માટે કહેવામા આવે છે ?

**જવાબ.** વાસનાઓની પ્રબળતાથી અર્થાત્ કર્મોની તીવ્રતાથી જીવ પ્રવૃત્તિને માર્ગ ખેંચાતો જાય છે પોતે કોણ છે તે એને અજ્ઞાન અંધકારમા સૂઝતું નથી જેમ વેગના ટોળામા રહેલુ સિંહ બચ્ચું પોતાને ઘેટું માનવા લાગે છે તેમ. જ્યારે કોઈ શુભ કર્મની તીવ્રતાથી જીવ પોતાની સ્વાભાવિક દશા તરફ જાગ્રત થાય છે, ત્યારે નિવૃત્તિનો માર્ગ પકડે છે પરન્તુ જ્યા સુધી ધ્યેય નક્કી થતું નથી ત્યા સુધી ઘડીકમા નિવૃત્તિ તરફ તો ઘડીકમા પ્રવૃત્તિ તરફ એમ બંને બાજુ ખેંચતાણ થયા કરે છે ભસવુ અને આટો ફાકવો એ બંને એક સાથે થતા નથી તેમ તૃષ્ણાને પોષવી છે અને પ્રભુને પામવા છે એ બંને કામ એક સાથે થઈ શકતા નથી આવી સ્થિતિમા હતા મનુષ્યો માટે અહિંસાનો માર્ગ તલવારની ધાર પર ચાલવા જેવો કઠણ છે

**સવાલ** જો પ્રવૃત્તિ ( ક્રિયા ) માત્રથી હિંસા થતી હોય તો અહિંસા ધર્મનુ પાલન દેહધારી માટે શુ સર્વથા અશક્ય છે ?

**જવાબ** જેમ લોખંડથી લોખંડ કપાય તેમ વૃત્તિથી વૃત્તિને હણી શુભ ક્રિયા કરતા કરતા ક્રિયા રહિત થવાનું છે આ હેતુએ પ્રવૃત્તિ એટલે નિવૃત્તિને માર્ગ જવાની પ્રવૃત્તિ એવો અર્થ લેવાનો છે તેથી જ અમુક હદ સુધી જ્ઞાન સહિત ક્રિયાનો પણ સ્વીકાર કરેલો છે ક્રિયા

પ્રથમથી જ સર્વથા ત્યાજ્ય નથી. ધીરે ધીરે આગળ વધવાનું છે. ધ્યેયને પહોંચવા માર્ગ કાપવાની ક્રિયા કર્યા વિના છૂટકો નથી. સામે પાર પહોંચવા હોડીમાં બેસી હલેસાં મારવાની ક્રિયા કરવી પડે છે પાર પામ્યા પછી હોડીમાં બેસી હલેસાં મારવાની જરૂર રહેતી નથી પણ હોડીને છોડી જવાની જરૂર પડે છે

આવીજ જાતનો પ્રશ્ન दशवैकालिक सूत्र ના સૂત્રકારે ઉપસ્થિત કરી ઉત્તર આપ્યો છે, તે જાણવા યોગ્ય છે.

कहं चरे कह चिट्ठे कहमासे कह सए ।
कह भुंजतो भासतो पाव कम्म न वधइ ॥

અર્થાત કેમ ચાલીએ, કેમ રહીએ, કેમ બેસીએ, કેમ સૂઇએ, કેમ ખાઇએ અને કેમ બોલીએ તો પાપકર્મ ન બધાય ?

તેના ઉત્તરમાં કહે છે કે. जय चरे जय चिट्ठे जयमासे जयं सए ।
जय भुजतो भासतो पाव कम्मं न वधइ ॥
सव्वभूयप्पभूअस्स सम्म भूयाइं पासओ ।
पिहिआसवस्स दतस्स पावं कम्मं न वधइ ॥

એટલે કે સયમપૂર્વક ચાલવુ, સયમપૂર્વક રહેવુ અને જે કઈ બીજી પણ બેસવાની, સુવાની, ખાવાની, કે બોલવા વિગેરેની પ્રવૃત્તિ સયમપૂર્વક થતી હોય તો પ્રવૃત્તિ કરનારને પાપકર્મનો સંબધ લાગી શકતો નથી વળી જે સર્વ ભૂતોને પોતાની પેઠે સમજે છે, કુપ્રવૃત્તિ માટે જેનાં બધાં દ્વારો બધ છે અને જે દમનશીલ છે તેને પાપકર્મનો સંબધ લાગી શકતો નથી. ( દશવૈકાલિકસૂત્ર, ચોથુ અધ્યયન, ગાથા ૭–૮–૯ ) મતલબ કે સંયમપૂર્વકની પ્રવૃત્તિ એટલે પરમાત્મદશાને પહોંચાડનારી ઊર્ધ્વગામિની પ્રવૃત્તિ જેમાં કુપ્રવૃત્તિ માટેના બધાં દ્વારો બધ હોય છે, જેમાં પાપકર્મનો સબધ છોડતો છોડતો જીવ નિવૃત્તિના અનંત માર્ગે આગળ વધતો જાય છે જીવ હલકો થતો થતો પરમાત્મદશાને પામે છે એવી ઊર્ધ્વગામિની પ્રવૃત્તિમાં જીવને પાપકર્મનો સબધ લાગી શકતો નથી પણ ઉલટો છૂટતો જાય છે, તેથી “ પ્રવૃત્તિ કરનારને પાપકર્મ લાગી શકતુ નથી ” એવુ સૂત્રકારનુ કથન યથાર્થ છે.

વિરતિ એટલે રતિમાંથી વિરામવુ અર્થાત્ વૈરાગ્ય. તેને અર્થે જે કાંઈ કરવામાં આવે તે વ્રત. વૃત્તિઓને સહેલાઈથી જીતી શકાય તેથી શાસ્ત્રકારોએ તેના નીચે મુજબ પાંચ મુખ્ય વિભાગ પાડેલા છે જેને પચ મહાવ્રત કહેવામાં આવે છે:

( ૧ ) પ્રાણાતિપાતવિરમણવ્રત અર્થાત અહિસા.
( ૨ ) મૃષાવાદવિરમણવ્રત અર્થાત સત્ય
( ૩ ) અદત્તાદાનવિરમણવ્રત અર્થાત અસ્તેય.
( ૪ ) મૈથુનવિરમણવ્રત અર્થાત બ્રહ્મચર્ય.
( ૫ ) પરિગ્રહવિરમણવ્રત અર્થાત અપરિગ્રહ

તાત્વિક દૃષ્ટિએ ઉપરના વ્રતોનુ એકીકરણ થઈ શકે છે. આત્મા શુદ્ધ સ્વભાવે પરમાત્મસ્વરૂપ છે પરમાત્મસ્વરૂપ સત્ય છે સત્ય એટલે જે હતુ, છે અને રહેશે તે અર્થાત જે ત્રણે કાળમાં એક જ છે તે આત્મા સ્વભાવે સત્ય છે સ્વસ્વરૂપમાં આત્માની સ્થિરતા એટલે અહિંસા, સ્વભાવમાંથી આત્માનું

# —ભારત જૈન સેવા સંઘ—એક યોજના

લેખક : ફુલચંદ હરીચંદ દોશી

ગૃહપતિ, શેઠ ચિમનલાલ નગીનદાસ વિદ્યાવિહાર; અમદાબાદ

જૈન ધર્મ એક વખત વિશ્વધર્મ ગણાતો. જૈન તત્ત્વજ્ઞાન આજે પણ અદ્વિતીય મનાય છે. જૈન સાહિત્ય જગતના સાહિત્યમાં સમૃદ્ધ અને વિશિષ્ટ ગણાય છે. જૈન ધર્મે જગતને અહિંસાનો ગગનભેદી સંદેશ આપ્યો છે. જૈન જ્ઞાનભડારોના ખજાનામાંથી જગતના ચોકમાં હજી બહુ થોડાજ રત્નો આવી શક્યાં છે જૈન સિદ્ધાંતોનુ જીવનવિકાસમાં ઉચ્ચ સ્થાન છે. જૈન દર્શન ઘણીજ ઊંચી પંક્તિનું છે. એના મુખ્ય તત્ત્વો વિજ્ઞાનશાસ્ત્રના આધાર પર રચાએલાં છે ભૂખ, દુઃખ અને દર્દથી પીડાતી, અશાન્તિ ને વિનાશક લડાઇઓથી થાકી ગયેલી દુનિયાની મહાપ્રજાઓ જૈન ધર્મનો 'અહિંસા'નો સંદેશ આજે પણ સાંભળીને આશ્ચર્યચકિત થઈ રહી છે. કાલે તે પથે વિચરે તો નવાઈ નહિ.

જૈન ધર્મની આ બધી વિશિષ્ટતા હોવા છતાં આજે જૈન સમાજ ઉન્નત નથી, તેમ સ્પષ્ટતાથી કહ્યા વિના રહી શકાય તેમ નથી સખ્યા એકદમ ઘટતી જાય છે કેળવણીમાં પણ આગળ નથી. મરણ-પ્રમાણ ભયકર છે. વિધવાઓની સખ્યા પાર વિનાની છે. લોહીપીતા સામાજિક રિવાજો અને અજ્ઞાનરૂપી અંધકાર, અધશ્રદ્ધા અને વ્હેમો, બેકારી અને ગરીબાઈ સમાજને જકડી રહ્યાં છે. નાની નાની જ્ઞાતિઓ, ઘોળો ને વાડાઓ, ગચ્છો અને મતમતાંતરો સમાજના પ્રાણને ગુંગળાવી રહ્યા છે રૂઢિઓ, ખોટી માન્યતાઓ સમાજને કોરી રહ્યાં છે.

એક વખત સમૃદ્ધ, સંપત્તિશાળી, પ્રતિષ્ઠિત અને ઉન્નત સમાજની આ દશા દરેક સહૃદયી જૈનને સાલે છે.

એક વખત જૈનોના હાથમાં જ દેશપરદેશનો વેપાર હતો વેપારી તરીકે, પરદેશ વેહનારા તરીકે, દરિયો ખેડનારા તરીકે, વેપારનું શસ્ત્ર જાણનાર તરીકે, દાનવીર, શૂરવીર અને ધર્મવીર તેમજ મહા ત્યાગી તરીકે જૈનો પ્રસિદ્ધ હતા. હજુ હમણાં સુધી હિંદનુ અર્ધું નાણુ જૈનોના હાથમાંથી પસાર થતું. મોટા મોટા રાજ્યો, રાજાઓ, અરે! શહેનશાહતોને જૈનો આશ્રય આપતા એ ઇતિહાસપ્રસિદ્ધ સત્ય છે. આજે તો વેપાર જૈનોના હાથમાંથી જવા લાગ્યો છે અને પરિસ્થિતિ વિષમ થતી જોવાય છે

સમાજહિતેચ્છુ, વિચારક અને કાર્યકુશળ દરેક યુવકહૃદય આ પરિસ્થિતિ જોઈ સમસમી રહ્યું છે. ઉન્નતિ, જાગૃતિ, અને કલ્યાણના માર્ગની પ્રતીક્ષા થઈ રહી છે પણ માત્ર જોઈ રહેવાથી, વિચાર કે વાતો કરવાથી કાંઈ પણ સગીન કાર્ય થઈ શકતું નથી કામ ઢગલાબધ પડ્યું છે. સેવાના ક્ષેત્ર ખુલ્લાં પડ્યાં છે. ભાવનાશાળી, ચારિત્રવાન, સેવાભાવી અને કાર્યદક્ષ કાર્યકર્તાને માટે સામાજિક, ધાર્મિક, કે શિક્ષણ-વિષયક પ્રચારકાર્ય એટલુ તો છે કે આજીવન પહોંચે

સમાજના અગે અગ જ્યાં છિન્નભિન્ન થઈ રહ્યાં છે, સગઠન સો કોસ દૂર છે, બેકારી ભૂખમરો ને ગરીબાઈ સમાજને ઘેરી રહ્યાં છે, નિરક્ષરતા, અજ્ઞાન, જડતા અને વ્હેમ ફરી વળ્યાં છે, કલેશનાં વાવાઝોડાં સમાજને સત્યાનાશને આરે ઘસડી રહ્યાં છે, ત્યારે સાચા કામની, સેવાની, ધગશની ભારે જરૂર છે. તેમજ દીર્ઘદૃષ્ટિથી સમાજની ડૂબતી નૌકાને બચાવી લેવાનો, તેને તોફાની ભરદરિયેથી સહીસલામત પાર લઈ જવાનો ભાર યુવકહૃદયનો છે,

આજ સુધીમા નાના મોટા અનેક પ્રયત્નો, મર્યપ્રચાર અને વિચાર થયા છે ગામે ગામ અને શહેરે શહેર કાઈ ને કાઈ નાની મોટી સસ્થાઓને મડળો દ્વારા યથાશક્તિ કાર્યો થતા જાય છે, થયા કરશે પણ ખરા પણ જૈન ધર્મની વિશિષ્ટતા, જૈન સાહિત્યની વિપુલતા અને જૈન સિદ્ધાંતોની મહત્તા જોતા તેમજ આજની વિષમ પરિસ્થિતિ જોતા એક 'કેન્દ્રમડળ'ની અતિ આવશ્યક્તા જણાય છે

કેન્દ્રમડળનો ઉદ્દેશ એમ્પો ઘવની અને મરતી સસ્થાઓમા એક નામનો ઉમેરો કરવાનો નથી, પણ આજે સમાજની પરિસ્થિતિ આવી એક સસ્થા માગી રહી છે

એ કે દ્રમડળ શ્રી ગોખલેજીના હિ સ્સેવકસમાજ કે શ્રી. લાલાજીના લોકસેવાસમાજની રચનાએ અને પદ્ધતિએ રચાય, માત્ર ચારિત્ર્યશીલ સેવાભાવી કાર્યદક્ષ, વિચારક અને સમાજહિતૈષી આજીવન સભ્યોનુ એ મ ડળ બને

સમસ્ત જૈન સમાજના પ્રશ્નોનો વિચાર કરી એ કાર્યદિશા નક્કી કરે સેવાગ ઇતિહાસ સાહિત્ય તત્ત્વજ્ઞાન પુરાતત્ત્વ, સમાજશાસ્ત્ર કે પ્રમાણનયનો અભ્યાસ કરતા કરતા અનેકવિધ દિશામા સમાજની સાચી ઉન્નતિ અને કલ્યાણભાવનાથી પ્રેર્યુ, કાર્ય ને કાર્ય જ કરે।

શિક્ષણપ્રચાર, સાહિત્યપ્રકાશન શોધખોળ, પથ્ય અને પચતા, આવશ્યક ને ઉપયોગી સુધારા, સસ્થાઓનુ નિરીક્ષણ વગેરે કાર્યો રચનાત્મક શૈલીએ નિષ્પક્ષ, નીડર અને શુદ્ધ દૃષ્ટિએ કરે

બે કે પાચ આજીવન સભ્યો મળ્યે કાર્યની શરૂઆત થઈ શકે, સ્થાન પણ કે દ્રસ્થાન હોવુ જરૂરી છે જ્યાની જનતા યુવક્હૃદયો તેને અપનાવવા તૈયાર હોય પ્રેસ પત્ર, ગ્રન્થમાળા અને નિવેદન કાર્યાલય પ્રચાર પ્રકાશન અભ્યાસ અને શિક્ષણ માર્ગથી શરૂઆત કરીને કે દ્રમડળ સમાજના હિતના આવી પડતા કાર્યો ઉપાડી લ્યો

આ 'ભારત જૈન સેના સઘ અમુક ગામ કે શહેર, ગુજરાત પજાબ, વીશા કે દશા ગરીબ કે તવગર અમુક પક્ષ તમુક પક્ષની સેના કે હથિયાર માટે હર્ગીઝ જ ન થાય સમસ્ત જૈન સમાજની સેવા કરવાની દૃષ્ટીએ જ રચાય

જૈન સમાજ આજે પણ દર વર્ષે હજારો રૂપીઆ ખર્ચે છે અનેક દાનવીરો સમાજને શોભાવી રહ્યા છે આજે પણ અનેક ધર્મ ર્યો શિક્ષણસસ્થાઓ અને નાના મોટા દાનો થઈ રહ્યા છે ત્યારે આ અતિ આવશ્યક, આ સમયે જરૂરી ઉપયોગી સસ્થા માટે શુ કોઈ દાનવીર નહીં મળી રહે ?

જૈન સમાજ કે દેશમા સાચુ કાર્ય પૈસા માટે અટક્યુ નથી

આ તો એક યોજનાની રૂપરેખા માત્ર છે, કદાચ અપૂર્ણ પણ હોય પરંતુ વિદ્વાન્ મિત્રો અને અનુભવી સેવકોની સલાહથી તેમા યથાયોગ્ય ફેરફાર થઈ શકે

સમાજના યુવક્હૃદયો અને હિતેચ્છુઓ પાસે એ જૂ કરવાનું કર્તવ્ય હુ ચૂકી શક્તો નથી

આજે તો આવી એક કેન્દ્રસસ્થાની, સમાજ માટે બેસી જનાર બે પાચ આજીવન સેવકોની, રચનાત્મક કાર્ય ઝડપથી શરૂ કરી દેવાની અને સમાજને ઉન્નતિના પથે લઈ જવાની ખાસ આવશ્યક્તા જણાય છે

સમાજને નવચેતન આપવા સાહિત્યનો પ્રચાર કરવા, તત્ત્વજ્ઞાનનો ફેલાવો કરવા, જગતને અહિંસાનો સંદેશ સભળાવવા, જૈન ધર્મનો ઉદ્યોત કરવા સમાજની રગેરગમા પ્રાણ પૂરવા આવી સસ્થાની સ્થાપના જરૂર છે

આ સઘનો ઉદ્દેશ જૈન સમાજની જાગૃતિ અને પુનર્વિધાન રહેશે સમાજના ઉત્કર્ષ માટે નવનેહિયા—સેવાભાવી ચારિત્રશીલ અને વિચારક કાર્યકર્તાઓ જ્યા હોય ત્યાથી નિમંત્રી તેમના દ્વારા

સમાજના રચનાત્મક કાર્યોની યોજના થશે યોગ્યતા અને આવશ્યકતા પ્રમાણે વેતન આપવામાં આવશે અને આજીવન સેવા આપનાર સેવકને વીમાનો પ્રબંધ કરી આપવાની યોજના કરવામાં આવશે. અને બધા સેવકો એક જ સ્થાનમાં રહી કૌટુમ્બિક ભાવના કેળવે અને આખો વખત સંઘના કાર્યમાં રોકે તેવી વ્યવસ્થા કરવામા આવશે

આ ઉપરાંત જૈન સમાજની સેવા કરી રહેલા પ્રતિષ્ઠિત વિદ્વાન અને વિચારક વર્ગના ૨૫-૩૦ કાર્યકર્તાઓ આ સંઘના માનદ સભ્ય રહેશે; તે સઘને વર્ષમા પદર દિવસ સક્રિય સેવા સંઘના મુખ્ય કેન્દ્ર-સ્થળે આવીને આપશે અને તે ઉપરાત સઘની પ્રબંધક સમિતિના સભ્યો રહીને સઘને માર્ગદર્શન કરશે અને સઘના કાર્યની તપાસ રાખશે.

આજે તો સઘ ગુજરાતમાં કાયમ થશે પણ બહુ થોડા સમયમાં સંઘ પોતાની શાખા, પંજાબ, મારવાડ, દક્ષિણ અને બંગાળમા પણ ખોલશે અને પાંચ કેન્દ્રોમાં સમાજના કલ્યાણ માટેનું રચનાત્મક કાર્ય ચાલશે.

સંઘ નીચે પ્રમાણે કાર્યો ધીમે ધીમે હાથ ધરશે અને એક એક કામ વ્યવસ્થિત થયા પછી જરૂરી બધાં કામોને પહોંચી વળવા પ્રયત્ન કરશે.

## પ્રચાર કાર્ય

સાપ્તાહિક પત્ર, સમાજના સમાચારો, માસિક પત્ર, સાહિત્ય, ઇતિહાસ-પુરાતત્ત્વ, તત્ત્વજ્ઞાન, ચરિત્ર-શિક્ષણપત્રિકા, સસ્થાઓને માર્ગદર્શન

આ ઉપરાંત લોકમત કેળવવા માટે એક બે સેવકો વ્યવસ્થિત રીતે જુદા જુદા શહેરો અને ગામોમાં ફરશે અને સમાજની ઉન્નતિ માટે વ્યાખ્યાનો આપશે, યોજનાઓ ઘડશે ને સસ્થાઓનુ નિરીક્ષણ કરશે.

## શિક્ષણ કાર્ય

જૈન સમાજની શિક્ષણ વિષયક પરિસ્થિતિના આંકડા મેળવશે તથા તે પ્રસિદ્ધ કરશે સંસ્થાઓનું નિરીક્ષણ કરશે.

સંસ્થાઓને માર્ગદર્શન આપશે

સ્કોલરશીપ ફંડોની વ્યવસ્થાની તપાસ રાખશે.

અજમાયશ દૃષ્ટિએ જરૂર પડે એકાદ સંસ્થા પણ ચલાવશે. સ્ત્રીશિક્ષણ માટે પણ બનતા પ્રયાસો કરશે. ધર્મશિક્ષણને શાસ્ત્રીય બનાવવા તાલીમવર્ગની યોજના કરશે, સસ્થાઓને કાર્યકર્તાઓ પૂરા પાડશે, ઔદ્યોગિક અને વ્યાપારી શિક્ષણની વ્યવસ્થા માટે પ્રયત્ન કરશે.

## સાહિત્ય પ્રકાશન

જૈન સમાજમાં સાહિત્યનો પ્રચાર કરવો-વિદ્યાર્થીઓને ઉપયોગી જૈન સાહિત્ય પ્રકાશિત કરવુ. સાહિત્ય સસ્તી કિંમતે મળે તેની વ્યવસ્થા કરવી. સસ્તી ગ્રંથમાળાઓ શરૂ કરવી અને નાની પત્રિકાઓ, પુસ્તિકાઓ દ્વારા સમાજમાં જરૂરી જ્ઞાન ફેલાવવાનો પ્રયાસ કરવો.

## સામુદાયિક ઉત્સવો અને વ્યાખ્યાનમાળાઓની યોજના

સમાજનુ માનસ કેળવવા માટે ઉત્સવો યોજવા, જયંતિઓ ઊજવવી, પરિષદો ભરવી, વ્યાખ્યાન-માળાઓની યોજના કરવી અને જે જે પ્રાતમા આવા ઉત્સવો યોજાતા હશે ત્યા સક્રિય સાથ આપવો વિદ્યાર્થી પરિષદ, શિક્ષણ સમેલન, મહિલા પરિષદ, વ્યાખ્યાન શ્રેણી વગેરેનો પ્રબધ કરવો.

### રોજગાર સાહાયક સમિતિ

જૈન સમાજના કોઈ પણ બેરોજગાર ભાઈને કામ શોધી આપવા પ્રયત્નો કરવા. બની શકે તો નાના નાના ઉદ્યોગો માટે તાલીમવર્ગ ગોઠવવા અને જરૂર પડતા નવીન ધંધાની શરૂઆત માટે લોન મેળવી આપવી

### સમાજ કલ્યાણ

સમાજના ઉત્થાન માટે સમાજના કલ્યાણની સક્રિય યોજનાઓ યોજવી, સમાજમા ઐક્ય જાગૃતિ લાવવા પ્રયત્નો કરવા, સમાજનુ પુનર્વિધાન કરવા સંશોધનપૂર્વક રચનાત્મક દૃષ્ટિએ શક્ય અને પથ્ય સુધારા રજૂ કરવા અને તે આવશ્ય સુધારા શહેરેશહેરના સંઘો શી રીતે પોતાના સંઘમા દાખલ કરી શકે તે માટે બધા શક્ય પ્રયત્નો કરવા

### સ્ત્રીઓનો કાર્યપ્રદેશ

બહેનો જાગ્રત થતી જાય છે બહેનોમા કાર્ય કરવાની પણ ઘણી શક્તિ હોય છે, બહેનોમા બહેનો કાર્ય કરે તે બધી રીતે ઈષ્ટ છે તો તે માટે સંઘમા બહેનો કાર્ય કરે તેવી યોજના થશે

### ધર્મ અને જીવન

ધર્મ અને જીવનની આજે સંવાદિતા નથી ધર્મ એ જ જીવન અને જીવન એજ ધર્મ એ આપણો આદર્શ આજે આપણે ભૂલ્યા છીએ સંઘ ધર્મ, જીવન, સમાજ રાષ્ટ્ર અને દેશ બધાને ઉપકારક હોય તે રીતે કાર્ય કરવા પ્રયત્ન કરશે પ્રત્યેક સભ્ય સમાજના કલ્યાણનો વાહક હશે સંઘના આદર્શમા અટલ શ્રદ્ધા અને જીવનધ્યેય સમાજ સેવા અને સેવા જ હશે

આવો સંઘ જેટલો વહેલો શરૂ કરી શકાય તેટલુ સારુ આવા ઉપયોગી રચનાત્મક કાર્ય માટે જૈન સમાજ અત્યારે નહિ જાગે તો ક્યારે જાગશે? રચનાત્મક કાર્યમાં દટાઈ જનારા સમાજ સેવકોની જમાત ઊભી કરવા આ યોજના સમાજને ધરાય છે સમાજના ઘડવૈયા પચીસેક માન સભ્યોની વર્ષમા પંદર દિવસની સક્રિય સેવા ને માર્ગ દર્શન મળવાને વિલબ નથી સમાજસેવાના કાર્યને જીવનકાર્ય બનાવનાર ચારિત્ર્યશીલ અને કાર્યકુશળ સેવકો પણ તૈયાર છે તો પછી સમાજના આર્થિક પ્રશ્નનો ઉકેલ શુ જૈન સમાજના દાનવીરો નહિ કરે?

પચીસેક વર્ષમા તો સંઘનુ કામ બોલશે પૈસા પણ કામ થશે તો મળી રહેશે પાચ વર્ષની જવાબદારી કોણ ઉપાડવા તૈયાર છે?

ઘણા કામો તમે કર્યા છે સમાજના ઘણા કામો થયા જ કરે છે આ એક અતિ મહત્ત્વના કાર્યક્રમને પણ સમાજે અપનાવી લેવો જોઈએ

એ પાચ ભાઇઓ આ જવાબદારી માટે બસ છે અરે! એક જ ગૃહસ્થ આગળ આવે તો સુખેથી કરી શકે



સેવા કે વ્યાપાર? સેવા કે વ્યાપાર? એવા લાપ જપતા વિદ્યાર્થીઓ બુદ્ધિથી તો વ્યાપારને જ પ્રધાનપદ આપે છે પણ પ્રસંગ નજીક આવે એમનુ જ હૃદય એમને સેવા તરફ ખેંચી જાય છે એ નિર્ણયની દયા ખાનાર ભલે દયા ખાઓ. અમને તો એમાં યુવકજીવનની ભવ્યતા અને સાર્થકતા દેખાય છે હિંદુસ્તાનની મુક્તિ અને શાંતિ અમને એમાં જ દેખાય છે

—કાકા કાલેલકર—

# આપણાં ગુરુકુળો

લેખક: શાન્તીદાસ આશકરણ શાહ, એમ એલ. સી. (મધ્યસ્થ)

આજે દેશમાં કેળવણીનો પ્રશ્ન ખૂબ રસથી ચર્ચાઈ રહ્યો છે. જાતજાતના નવા અખતરાઓ થાય છે. અને આપણી કેળવણી વ્યવહારુ કેમ બને તે જોવા પ્રયત્નો થઈ રહ્યા છે નવી જાતની કેળવણીની પ્રથા પણ દાખલ કરવાના પ્રયોગો થાય છે પણ આ બધા લોકો એક વાત ભૂલી જાય છે. આપણો દેશ ઘણો જ ગરીબ છે બીજા ધનવાન દેશોમાં જે જાતની કેળવણી આપી શકાય તેવી જાતની કેળવણી આપણને ન પોષાય આપણે તો કોઈ એવી પદ્ધતિ દાખલ કરવી જોઇએ કે જેથી ઓછામાં ઓછા ખર્ચે આપણે વિદ્યાર્થીઓને વધારેમાં વધારે બુદ્ધિવિષયક તેમજ વ્યવહારુ જ્ઞાન આપી શકીએ, જેથી જ્યારે તેઓ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે ત્યારે પોતાના કુટુંબને પોષી શકે, ત્યા સારા સંસ્કારો જગાડી શકે અને દેશની પણ સાચી સેવા કરી શકે વળી આ જાતની કેળવણીમાં ખર્ચ પણ ઓછામાં ઓછો થવો જોઈએ જેથી સાધારણ સ્થિતિના અને ગરીબ વર્ગના લોકો પણ કેળવણીનો લાભ ઉઠાવી શકે

આ દૃષ્ટિએ આપણા પ્રાચીન ગુરુકુળની પદ્ધતિ વિચારવા જેવી છે. આ ગુરુકુળોમાં કોઈપણ જાતની ફી લેવામાં આવતી નહિ માત્ર એક મુઠ્ઠી અનાજ લઈ વિદ્યાર્થી ગુરુને ઘેર ભણવા જતા અને જ્યારે એમનો અભ્યાસ પૂરો થતો ત્યારે યથાશક્તિ ગુરુદક્ષિણા આપતા અને જે કાંઈ મળતુ તેથી ગુરુ સંતોષ માનતા, આથી ગરીબમાં ગરીબ માણસો પણ શિક્ષણનો લાભ ઉઠાવી શકતા. અને આથી જ દેશ સરકારી અને સમૃદ્ધ રહેતો શ્રી કૃષ્ણ જેવા રાજાના પુત્ર જ્યાં વિદ્યાભ્યાસ કરતા ત્યાં જ સુદામા જેવો એક ગરીબનો છોકરો પણ અભ્યાસ કરી શકતો એટલે ગરીબમા ગરીબ માણસો પણ રાજાના છોકરાઓ લઈ શકે એવું ઊંચી જાતનુ શિક્ષણ કેટલી સહેલાઈથી લઈ શકતા તે સહેજે સમજી શકાય એવુ છે.

સાધારણ પ્રશ્ન એ ઊઠે છે કે આટલા હજારો વિદ્યાર્થીઓનો ખર્ચ ગુરુઓ કેવી રીતે ઉઠાવી શકતા હશે, તેનો જવાબ એક તો એ કે આવા આશ્રમોને રાજાઓ તરફથી ઘણી જમીન દાનમાં મળતી અને એમાંથી મળતી ઉપજમાંથી આશ્રમોનો ખર્ચ નભતો. વળી વિદ્યાર્થીઓને એટલુ સાદુ જીવન ગાળવાનુ શીખવવામા આવતુ કે તેમનો બહુ ખર્ચ પણ આવતો નહિ. સાદો ખોરાક, સાદાં કપડાં, સાદી રહેણી-કરણી જ તેમને શીખવવામાં આવતી કેળવણીનો ખર્ચ પણ નહિ જેવો જ હતો ઘણો ખરો અભ્યાસ તો મોઢેથી જ થતો, આથી સ્મરણશક્તિ ખીલતી અને હાલ જે કાગળો અને પેન્સીલો પાછળ પુષ્કળ ખોટો ખર્ચ થાય છે તેવો કોઈપણ જાતનો ખર્ચ તેઓને કરવો પડતો નહિ જે થોડુ ઘણુ લખવુ પડતુ તે પત્થર ઉપરજ લખાતુ, બાકી જે યાદ રાખવાનુ હોય તે તો મોઢેથી બોલાવીને જ મોઢે કરાવી દેવામાં આવતુ

આટલુ છતાંય કદાચ આટલા હજારો વિદ્યાર્થીઓનો ખર્ચ ગુરુને ભારે પડત, પણ તેમણે એક એવી સુંદર પ્રથા દાખલ કરી હતી કે જેથી આશ્રમને નભાવવામાં પણ મદદ થાય અને વિદ્યાર્થીઓને પણ પુષ્કળ લાભ થાય આ પ્રથા તે જાતમહેનતની પ્રથા જ્યા સુધી વિદ્યાર્થી ગુરુને ઘેર હોય ત્યાં સુધી ગુરુની સેવા કરવા એ બંધાયલો રહેતો અને કોઈપણ શારીરિક કામ એ હલકું ગણતો નહિ. રાય અને રંક બધા વિદ્યાર્થીઓ આશ્રમના શ્રમમાં સરખો હિસ્સો લેતા. કોઈ લાકડાં કાપવા જતુ, કોઈ ખેતરમાં અનાજ વીણવા જતું, કેટલાક આશ્રમને સાફ રાખવામા મદદ કરતા વ૦ વ૦. આથી વિદ્યાર્થીઓને પુસ્તકજ્ઞાન સાથે વ્યવહારુ જ્ઞાન પણ મળતુ. એમનાં શરીર કાંતિવાન થતાં અને જ્ઞાન સાથે ડહાપણ

આથી એમની વિદ્યા દીપી ઊઠતી. સંસારમાં કોઈપણ જાતના પ્રસંગોને પહોંચી વળવા તેઓ સમર્થ બનતા. અને ધનવાન માણસોના પુત્રોને પણ કોઈપણ જાતનું કામ કરવામાં નાનમ ન લાગતી. આપણા આશ્રમના અભ્યાસનો આ મોટામાં મોટો લાભ હતો. તેઓ ભણતા અને સાથે ગણતા પણ ખરા. આશ્રમો પણ થોડામાં થોડા ખર્ચે વધારેમાં વધારે વિદ્યા આપી શકતા. આથી જ અભ્યાસનાં સાધનો ઓછાં હોવા છતાં પણ આપણા દેશમાં આવા પ્રખર વિદ્વાનો થઈ ગયા છે, કે જેમના ગ્રંથો વાંચી આજે પણ આખી દુનિયા આશ્ચર્ય પામે છે.

આપણા દેશમાં જો કેળવણીનો પ્રચાર કરવો હોય તો આવી જાતની પ્રથા સમય પ્રમાણે ફેરફારો કરીને વળી પાછી આપણે દાખલ કરવી જોઈએ. માત્ર છોકરાઓને રહેવા ખાવાની સગવડ આપીએ અને ભણવા માટે તેમને બીજે મોકલીએ, તો તેથી ઘણો ખરો વખત તો છોકરાઓ આપણી સારી અસર તળેથી દૂર રહે અને જે જાતના સંસ્કાર આપણે પાડવા માગતા હોઈએ તે જાતના સંસ્કાર આપણે બરાબર પાડી શકીએ નહિ. વળી છોકરાઓ લાંબો વખત આશ્રમની બહાર રહેતા હોવાથી આપણે શારીરિક શ્રમની તાલીમ પણ બરાબર ન આપી શકીએ અને તેથી આપણો આખો મુદ્દો માર્યો જાય.

આ દૃષ્ટિએ બનારસ યુનિવર્સિટી બહુ સારું કામ કરી રહી છે. પંડિત માલવીયાજીએ ખૂબ શ્રમ વેઠીને ઘણો પૈસો ભેગો કર્યો છે અને હાલના જમાનાને અનુરૂપ બધી જાતની કેળવણી ત્યાં આપવામાં આવે છે. દરેક કોમના માણસો માટે આવી જુદી યુનિવર્સિટી સ્થાપવા જઈએ તો તો ખર્ચ ઘણો થાય, અને આપણે જે સોંઘામાં સોંઘી કેળવણી આપવી છે તે મુદ્દો સરે નહિ. એટલે આવી એક યુનિવર્સિટી જ રાખી હોય અને ત્યાં જ બાળકોને પહેલેથી જ આપણી જૂની પદ્ધતિ ધ્યાનમાં રાખીને શિક્ષણ આપવામાં આવે તો જ આપણું કામ સરેલું બને. દેશમાં કેળવણીનો પ્રચાર થાય, આપણાં બાળકોને જ્ઞાન આવે, આપણું મળે, તેઓ આદર્શ રહેણી બને, કુટુંબ નિભાવ કરી શકે અને દેશને પણ આગળ બનાવી શકે. એટલે આવી વાતની કોઈ યોજના થાય તેમાં જ આપણા દેશનું ભલું મને તો દેખાય છે.

❦

આપણો ભલો રાજાઓ આદરી વિદ્યા અને કલાનો આશ્રય શુદ્ધ હતો, આપણી કેળવણી જીવન આપતી હતી. પણ આજે તેનું નવું સંસ્કરણ કર્યે જ છૂટકો.

કેવળ ઉપનિષદો જ વાંચવા જોઈએ, તેમ નહિ. વખતની કેળવણીનો અભ્યાસ વિચાર [illegible] આગળ ઊભો [illegible] મહાભારતમાં તો ક્ષત્રિયોને પણ [illegible] અને [illegible] [illegible] જોઈએ, સુતાર લુહાર સાથે વૈદ, [illegible] [illegible] એમાં પણ કેળવણીનું [illegible] આ ગુરુકુળ [illegible] ગુરુકુળ [illegible] આપણે તે વખતની કેળવણી [illegible] [illegible] આપણે [illegible] આ [illegible] કેળવવા માટે જ સ્થાપેલી અને ચલાવતી છે [illegible] આપણું કેળવણીનું [illegible] [illegible] શકીએ.

[illegible] કેળવણીનું [illegible] આપણે આપણું [illegible] અને [illegible] આપણે [illegible] આપણી [illegible] અને [illegible] — કાકા કાલેલકર —

# વર્તમાન જૈન સમાજ

લેખક : વીરચંદ પાનાચંદ શાહ, બી. એ
જનરલ સેક્રેટરી, શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સ

સામાન્ય રીતે દરેક સમાજના માણસોની એવી માન્યતા બધાઈ ગયેલી હોય છે કે ભૂતકાળમાં આપણી સ્થિતિ હાલના કરતાં વધારે સારી હતી હિંદ અને ચીનના સમાજોમાં આ માન્યતા વિશેષ પ્રચલિત છે કારણ કે બને બહુ પુરાણ ઇતિહાસ ધરાવનારા દેશો છે.

આપણા ઇતિહાસમાથી પણ એટલું તો જરૂર ફલિત થાય છે કે આપણે પ્રભુ મહાવીરના સમય સુધી ન જઈએ તો પણ ચાવડા અને સોલકી વશના રાજાઓ રાજ્ય કરતા ત્યારે જૈન સમાજ રાજકારણ, વ્યાપાર અને જીવનના અન્ય ક્ષેત્રોમાં મોખરે હતો. સખ્યાબળ પણ વિશેષ હતું

શંકરાચાર્યના દિગ્વિજય પછી હિંદમાથી બૌદ્ધ ધર્મ લુપ્ત થયો અને જૈનોની સંખ્યા પણ થોડી ઘટી ગઈ એક કાળે જૈનોની અમુક પ્રકારની વિશિષ્ટતાઓ જુદી ઓળખાઇ આવતી. આજે આપણો સમાજ આપણા અન્ય હિંદુ સમાજો સાથે એટલો ઓતપ્રોત થઈ ગયો છે કે આપણા જ દેશમાં રહેતા મુસલમાનો કે ખ્રીસ્તીઓ આપણને હિંદુઓથી જુદા નહિ ઓળખી શકે.

આપણા જૈનસમાજમાં અદર અદરના સાંપ્રદાયિક ભેદો તથા થોડાક પ્રાંતિક ભેદો પણ હશે છતા જૈન તરીકેની સમાનતા વિશેષ છે. અમેરીકામા આજે પણ પ્યુરીટન ખ્રીસ્તીઓ ઓળખાઈ આવે છે તેમ આજે પણ જૈન સમાજ અમુક પ્રકારની વિશિષ્ટતાથી ઓળખાઈ આવે છે.

કોઈ વ્યક્તિ કે સમાજના ગુણદોષની પ્રશંસાત્મક કે નિંદાત્મક ટીકાથી તે સુધરી જાય છે તેમ તો જગતમાં બનતુ નથી પરંતુ વિવેક સાથે નમ્રતાપૂર્વક સાચી હકીકત શુભ નિષ્ઠાપૂર્વક રજુ કરવામાં આવે તો અને તે દિશામા સતત પ્રયાસ ચાલુ રહે તો લાંબે કાલે પણ તેની થોડી ઘણી અસર થાય છે.

જૈન સમાજના એક અગ તરીકે તેમજ એક તટસ્થ દ્રષ્ટા તરીકે મને જે વિશિષ્ટતા દેખાય છે અને જે એકાદ બે ખામી દેખાય છે તે મેં સરળ ભાવે બતાવવા પ્રયાસ કર્યો છે. અનેક પેઢીઓના વારસામાં કેટલીક વસ્તુઓ તો આપણા લોહીના કણો સાથે વણાઈ ગઈ છે. બીજાઓને જે કષ્ટસાધ્ય છે તે આપણને સહજસુલભ છે.

## (૧) તિતિક્ષા :

અન્ય સમાજોમાં ધાર્મિક પર્વના દિવસોમા મોટી વયનાં સ્ત્રીપુરુષો ખાનપાનમાં જે વ્રતનિયમો પાળી શકતા નથી તે આપણાં દશ–અગિયાર વર્ષના બાળકોને સહજ વસ્તુ છે. નાનાં બાળકોને ઉપાશ્રયમા પોષધ લઇને બેઠેલાં જોઇને અન્ય ધર્મના માણસોને જરૂર આશ્ચર્ય થાય. એકાસણું, આયબીલ, એકાદ ઉપવાસ કે ચઉવિહાર એ જૈનોને સામાન્ય લાગે છે ત્યારે બીજાઓને ઘણું જ ભારે લાગે તેવુ છે.

## (૨) નિર્વ્યસનીપણું :

જૈન એટલે સ્વભાવથી જ મદ્ય એટલે દારૂ કે અફીણ, ચરસ, ભાંગ, ગાંજો, કોકેન વિગેરે કેફી વસ્તુઓથી દૂર છે એટલુ જ નહિ પણ શુદ્ધ ખોરાક ઉપર એટલો જ ભાર મૂકવામાં આવ્યો છે એટલે

ખાનપાનશુદ્ધિ ઉપર હમેશા તેનુ ધ્યાન રહે છે અહી તમાકુ બીડી એ ગભીર વ્યસનો ગણાતા નથી છતા પણ જૈનોમા બીજા સમાજોને મુકાબલે તમાકુનો ઉપયોગ પ્રમાણમા ઓછો છે

### (૩) અહિંસા-પ્રેમ-દયા

સદ્‌ગુણ એ કોઈ વ્યક્તિ કે સમાજનો ઈજારો નજ હોઈ શકે ફરજ જે બજાવે તેની છે જવાબદારી જે ઉપાડે તેની છે તેમજ વ્રતનિયમ જે પાળે તેના છે

અહિંસા-પ્રેમ-દયા એ ગુણ જૈનોમા સામાન્ય છે તેથી અસ્પૃશ્યતાનિવારણની બાબતમા તેના દીલમા સુગ નથી કે કોમી એકતાના પ્રશ્નમા તેના દીલમાં રોષ, ઉગ્રતા કે ધિક્કારની લાગણી જોર કરી જતી નથી

અવાચક પ્રાણીઓ જેવા કે ઘોડા કે બળદ પાસે તેમને શક્તિથી વધારે ભાર ન ખેંચાવવાનો કે તેઓ બીમાર હોય કાંધ છોલાયેલા હોય તો તેની પાસેથી કામ ન લેવુ આવા સ્પષ્ટ નિયમો હોવા છતા તેનુ બરોબર પાલન થતુ નથી ત્યારે જૈનો પોતાના દયાધર્મ ખાતર પોતાની શક્તિ અને સાધનોની મર્યાદાની પણ ઘણીવાર બહાર જઈ પાજરાપોળ જેવી સસ્થાઓ બહુ મોટે ખર્ચ ચલાવે છે આ ધર્મ ઘણીવાર ચીલાચાલુ થઈ ગયો છે પણ જૈનો જે સમય, શક્તિ અને સાધનનો ભોગ આપે છે તેની કોઈ ના કહી શકશે નહિ.

જ્યા જ્યા દુષ્કાળ કે બીજી જાતનુ માનવસકટ આવી પડે છે ત્યાંનો સ્થાનિક જૈન દયાર્દ્ર હૃદયો બહાર નીકળી પડે છે અને દુઃખનિવારણના કાર્યમા યથાશક્તિ પોતે મદદરૂપ થાય ત્યારે જ જપે છે

જૈનોમા દાનવૃત્તિ પણ સવિશેષ પ્રમાણમા છે સૌ કોઈ પોતાને ગમતા ક્ષેત્રમા વ્યય કરે છે પણ જીવનકાળ દરમ્યાન તેને અનુકૂળતા મળી ગઈ તો સન્માર્ગે પોતાનુ દ્રવ્ય વાપરે છે આપણા સમાજના જેટલા વિદ્યાર્થીઓને આપણા સમાજ તરફથી જે કાંઈ સગવડ મળે છે તેટલી બીજી સમાજો તેમની સ્થિતિના પ્રમાણમા તેમના વિદ્યાર્થીઓને આપતા દેખાતા નથી

આપણામા તિતિક્ષા, નિર્વ્યસનીપણુ, માનવ માત્ર પ્રત્યે પ્રેમની ભાવના વગેરે સ્વાભાવિક ગુણો છે આપણે ત્યાં યુરોપના ભયકર વિગ્રહની દારુણ યાતનાઓ જેવી કે રાતને ભોયરાનુ જીવન વગેરે આવવાનો સભવ નથી પરતુ એવી યાતનાઓ કે ખાનપાનના કેટલાક નિયત્રણો આવી પડે તો પણ આપણા ભાઈબહેનો ધૈર્ય અને શાતિપૂર્વક તેનો સામનો કરી શકે તેમ છે

વ્યાપાર અને ઉદ્યોગના ક્ષેત્રોમાં સાહિત્ય, શિલ્પ અને કલાના વિષયમા, રાજકારણ અને દેશસેવાના કાર્યોમા જૈનો હવે અન્ય મિત્રસમાજોથી પાછળ નથી પણ આપણા સમાજની એક બે નબળી કડીઓ દેખાય છે તે પણ સમાજ પાસે મૂકવી જોઈએ

### (૧) શરીરસ્વાસ્થ્ય

માત્ર છેલ્લા પદર વીશ વર્ષમા આપણા સમાજમા દાક્તરોની સારી સખ્યા ઊભી થઈ છે તેઓએ સારી સેવા આપી છે અને આપણાં ભાઈબહેનો જે વ્યાયામ પ્રત્યે ઓછુ લક્ષ આપતા હતા તે વિશેષ આપતા થયા છે અને આજે પદર વર્ષ પહેલા જૈનોનુ જે મરણપ્રમાણ હતુ તે ઘણુ ઘટ્યુ છે છતા શરીરસ્વાસ્થ્યની દિશામા વધારે પ્રયાસ સેવવાની આવશ્યકતા છે

### (૨) લાગણીવશ સ્વભાવ

આ કોઈ ખાસ કોમનો સ્વભાવ હોઈ શકે નહિ. આપણે છેલ્લા ૪૦ વર્ષથી જૈન સમાજના પ્રશ્નોમા અને છેલ્લા ૨૦ વર્ષથી સમગ્ર દેશના પ્રશ્નોમા રસ લેવાનુ શરુ કર્યુ છે આ સમય ઓછો ન ગણાય આટલા સમયમા કોઈના સાચાખોટા નિંદા કે ટીકા સામે ટકવાનુ બળ મળી જવુ જોઈએ પણ આપણો સમાજ હજુ એટલો લાગણીવશ છે કે સામાન્ય બાબતોને હજુ તે વધારે પડતુ મહત્ત્વ આપે છે, કદાચ આપણા શરીરસ્વાસ્થ્યની જે થોડી ઉણપ દેખાય છે તેનુ આ પરોક્ષ પરિણામ હોય.

## બીજી વસ્તુ વાયદાનો વેપાર

દેશ પરદેશમાં અને વતનમાં જૈનોના હાથમાં પ્રમાણમાં સારો વેપાર છે. પરંતુ મોટાં શહેરોમાં તેમ જ નાનાં ગામોમાં જૈનો વાયદાના વેપાર તરફ વિશેષ વળતા જાય છે. તે કોઈ રીતે ઇષ્ટ નથી. આપણો દેશ જ્યાંસુધી સ્વતંત્ર નથી અને આપણા વેપાર રોજગારની લગામ આપણા હાથમાં નથી ત્યાં સુધી આપણી લાચાર દશા કોઈ ગણે છતાં પણ આપણા યુવાનોને શેરબજાર તથા વાયદાના બજારોથી રોકી શકાય તો રોકવા એ તેમના જીવનની દૃષ્ટિએ તેમજ દેશ દૃષ્ટિએ હિતાવહ છે. જે મહેનતની પાછળ ચિંતા અને ઉજાગરો કર્યાં હોય, તે મહેનત જો અનુત્પાદક હોય તો શા કામની ?

વિગ્રહને અંતે સમગ્ર જગતનાં ઉત્પાદન, ફેલાવો અને વપરાશનાં સાધનોમાં અજબ પલટો આવવાનો છે તે દિશામાં આપણે આજથી જાગ્રત હશું તો આપણા દેશની તેમજ સમગ્ર જગતની સેવામાં જરૂર કાંઇક નમ્ર ફાળો નોંધાવી શકીશું

જેઓ અન્યને માટે જીવી જાણશે તેઓ જ વધારે સારું જીવી જાણશે



એક શ્રાવકને પેટ ભરવા પૂરું અન્ન ન મળે અને એક શ્રાવક હાથીને હોદ્દે બેસીને પૂજા કરવા જાય એ વિષમ પ્રવૃત્તિ ચલાવ્યે રાખવી એમા સાધર્મિક વાત્સલ્યનો મોટો દ્રોહ છે

ઘરગથ્થુ ધંધા તો શ્રાવક અને શ્રાવિકા બન્નેને શીખવાડવા જોઈએ દેશદેશાતરમા મોકલીને આપણા વિદ્યાર્થીઓને ઊંચું અને વ્યવહારુ જ્ઞાન આપવુ જોઈએ.

શ્રાવક વેપારીઓ પોતાના ધંધામા પહેલુ સ્થાન શ્રાવકશ્રાવિકાઓને જ આપે; જો તે ધંધા માટે યોગ્ય ન દેખાય તો યોગ્ય બનાવે, પણ પહેલી પસંદગી એની કરે. આમ કરવામા કાંઈ ખોટ જાય તો વિચારક શ્રાવકો સહી લે તે એમનો ધર્મ છે. આનુ નામ જ ખરુ સાધર્મિક વાત્સલ્ય છે.

વીસ વીસ કે પચ્ચીસ પચ્ચીસ વર્ષના જુવાન યોદ્ધાઓ કપાળે ચાંદલો કરીને આજે સટ્ટા બજારે ઘુમે છે તે જોઈને સોનાની જનોઈ ખભે રાખીને પૂજા કરનારા શ્રાવકોનુ રુંવાડું પણ ફરકતું નથી જ્યા શ્રાવકભાઈઓ આવો સફેદ જુગાર રમી રહ્યા છે, ત્યા તેની ઉપેક્ષા કરવામા આવે છે એથી શ્રાવકક્ષેત્રની બીજી કઇ અધોગતિ કહેવાય ? —પ. બેચરદાસ—

# આપણો પથ

લેખક સુરજી કલ્યાણજી ખુશાલ

કેળવણીના ભિન્નભિન્ન પ્રકારોના પ્રશ્નને બાજુપર રાખી તેના મૂળભૂત અંગનો વિચાર કરતા આજની કેળવણીની સાર્થકતા વિષે જ આપણે વિચારીશુ જૈન સમાજને લાગેવળગે છે ત્યાસુધી કેળવણીના પ્રકાર વિષે આપણે બહુ જ ઓછુ વિચાર્યું છે એમ કહેવામા અતિશયોક્તિ નથી ધાર્મિક અને વ્યાવહારિક કેળવણીનો અર્થ આપણે આપણી મનફાવતી રીતેજ કર્યો છે "सा विद्या या विमुक्तये" નુ સૂત્ર હવે તો તદ્દન જ વિસરાઈ ગયુ છે પ્રત્યેક શિક્ષણને આપણે એકાંગી બનાવી દીધુ છે એક તરફ ધાર્મિક શિક્ષણ શુષ્ક અને ગોખણિયુ બનાવી આજના બુદ્ધિશાળી યુવાનવર્ગને આપણે નાસ્તિકતાને પંથે દોરી રહ્યા છીએ જ્યારે બીજી બાજુ વ્યાવહારિક શિક્ષણની નિરર્થકતા અને નિષ્ફળતા તેને કદાચિત નિરાશા અને ગુલામીની ઊંડી ઊંડી ખાઈમા ધકેલી રહી છે બાળકનુ શિક્ષણ માતાના ગર્ભમાથી શરૂ થાય છે" એ સૂત્ર જરાયે ખોટુ નથી કુમળા બાળકોને ઘરમા આપણે કયા પ્રકારનુ શિક્ષણ આપીએ છીએ ! બાળક સમજતું થયુ ન થયુ ત્યા તો તેને નિશાળે-ગમે તેવી નિશાળ-મૂકી આપણે તેની ઉપાધિમાથી છૂટકારો મેળવવા ઈચ્છીએ છીએ બાળક નિશાળે કે પાઠશાળાએ જતુ થયુ એટલે તેના શિક્ષણને લગતી સઘળી જવાબદારીઓમાથી આપણે આપણને મુક્ત થયેલા માનીએ છીએ પછી તો આપણે એ જ જોતા નથી કે બાળક રટ્ટન કે શાળાની કહેવાતી પરીક્ષામા પાસ થાય છે કે નહિ. આપણી આ સ્થિતિ ખરેખર દયાજનક છે આજના બાળકોનો દોષ કાઢતા પહેલા આપણે પોતે જ તેમા કેટલા દોષપાત્ર છીએ તે જોવાનુ ભૂલી જઈએ છીએ બાળકને ગળથૂથીમાથી ભીરુતાનું અને ગુલામીનુ પાન કરાવનાર કોણ ? સમાજે હવે સમજવુ ઘટે પૂર્વજોની યશગાથાઓ તેમની વીરતા, તેમની બુદ્ધિમત્તા, તેમનુ ઓજસ તેમની ધર્મભાવના એ બધુયે આજે એક પરીકથા જેવુ થઈ ગયુ છે જગતના ઇતિહાસમાયે શોધ્યા ન જડે એવા જગડુશા અને ભામાશાના વંશજો આજે માત્ર "સ્વાર્થી" ઓ જ ગણાય છે

આપણુ સ્વમાન, આપણુ ગૌરવ આપણો બહુમાન વ આપણી વીરતા, આપણુ ઓજસ એ સર્વ આજે આપણને છોડી ગયા છે હું' અને 'મારા થી આપણી દૃષ્ટિ આગળ વધતી નથી આવા વાતાવરણ વચ્ચે ભાવિપ્રજાને આપણે કયુ શિક્ષણ આપવાના હતા? વીરપ્રભુએ આપેલી શૌર્યભરી અહિંસાની ભેટને આપણે ભીરુતાના રૂપમા ફેરવી નાખી છે અને વર્તમાન પ્રજાને ભીરુ બનાવવાનુ મહાન પાપ આપણે કર્યું છે ધાર્મિક શિક્ષણમા અહિંસાને મુખ્ય સ્થાન આપણે આપ્યુ પણ તદ્દન વિપરીત રૂપે જ જગતને 'મા માર'ની વીરઘોષણા સંભળાવનાર વીરપ્રભુના જીવનચરિત્ર તરફ આપણે કદી જોયુ નથી તેમનો બાળપણનો વ્યાયામ તેમની અંગકસરત એ બધુ યે શાસ્ત્રોમા છતા યા છતાય આપણે તે જાણતા નથી ધર્મોપદેશક પૂજ્ય મુનિમહારાજો વીરપ્રભુના જીવન ચરિત્રના વાચન સમયે, તેમના જીવનના આ ભાગને તદ્દન ઓછુ મહત્ત્વ આપી ખૂબ જ ટુંકાવી નાખે છે પરિણામે આપણે તેમના જીવનનો એક મહત્ત્વનો ભાગ જોઈએ તેટલો જાણવા પામતા નથી વીર પ્રભુએ સહન કરેલા પરીસહો જ તેમની અપૂર્વ શારીરિક શક્તિના પુરાવાઓ છે અહિંસાનો વિપરીત અર્થ કરી આપણે આજે ભીરુ તરીકે જીવીએ છીએ ભૂતકાળનો આપણો પૂર્વજોનો જ્વલંત ઇતિહાસ જોવાની આપણને પડી નથી આપણી શાંતિપ્રિયતા આજે ભીરુતાના રૂપમા ફેરવાઈ ગઈ છે અહિંસા અને હિંસાના પાઠો આપણે આપણી દૃષ્ટિએ જ શીખ્યા છીએ અને તેનો મનફાવતો અર્થ કરી લીધો છે 'क्षमा वीरस्य भूषणम्" અહિંસા વીરનું શસ્ત્ર

છે. કાયરનું બચાવનું સાધન નથી સ્વરક્ષણ જેટલીયે જેનામાં તાકાત નથી તેણે પોતાને અહિંસક કહેવડાવતાં જરૂર શરમાવું ઘટે. અખાડાઓને આપણે હિંસાનું સ્થાન માનીએ છીએ· વ્યાયામ આપણને પાપ લાગે છે: આપણી એ અધોગતિ છે. સ્વરક્ષણની તાલીમ લેવાનો કે સ્વરક્ષણ કરવાનો નિષેધ કયા શાસ્ત્રોમાં છે એ આપણે જાણતા નથી છતા એક યા બીજી રીતે આપણે આપણી ભીરુતાને ઢાંકવા શાસ્ત્રોની ઢાલ આગળ ધરીએ છીએ આ બધાનું પરિણામ એ આવ્યું છે કે આપણાં ધર્મસ્થાનકો આપણા ધર્મ અને આપણે પોતે પણ બીજાની દયા ઉપરજ જીવીએ છીએ. મારામારીના નામ માત્રથી આપણે ત્રાસી જઈએ છીએ આપણા પોતાના અને આપણા ધર્મસ્થાનકોના રક્ષણાર્થે આપણે ગુરખા અને શીખોને જ રોકવા પડે છે જૈન સમાજનું એ એક મહાન કલંક છે અને એ માટે આપણે જરૂર શરમાવું ઘટે ભાવિ પ્રજાને વ્યાયામપ્રિય બનાવી એક વીર પ્રજા ઘડવાનું કાર્ય જ્યાસુધી હાથ ધરવામાં નહિ આવે ત્યાંસુધી જૈન સમાજનો કે જૈનધર્મનો ઉદ્ધાર શક્ય નથી.

આપણી સામે બીજો પ્રશ્ન સામાજિક આર્થિક ઉન્નતિનો છે. આપણો બંધુત્વભાવ આજે નામ પૂરતોયે રહ્યો નથી. આપણી માત્ર જગત સામે નહિ પણ આપણા ઘરમાં યે અને આપણી પોતાની સામે યે "સ્વાર્થી" તરીકે જ વર્તી રહ્યા છીએ ભૂતકાળની મહાન્ વ્યાવહારકુશળ અને અજોડ ઉદાર પ્રજાને માટે આ એક કલંક છે જેની નસેનસમાં વ્યાપારી લોહી વહે છે, જેના શરીરના અણુ યે અણુ સ્વાતન્ત્ર્યની ભાવનાથી રંગે રંગાયેલું છે એવી વ્યાપારી પ્રજા શું ગુલામ થવાને સરજાઈ છે! સામાજિક સંગઠ્ઠનનો અભાવ અને આપણી સ્વાર્થાંધતાએ આપણા જ ઘરમા આગ લગાવી છે. આપણો વ્યાપાર આજે આપણી પાસે નથી રહ્યો આપણી વ્યાવહારિક બુદ્ધિ આપણે ગુમાવી બેઠા છીએ ધાર્મિક પ્રસંગોએ સ્વામીવાત્સલ્યને નામે હજારો રૂપીયા ખર્ચ કરનાર વ્યવહારમાં સ્વામીવાત્સલ્યને અમલમાં મૂકે તો જૈન સમાજની આ દશા આવતી કાલે જુદાજ સ્વરૂપમા ફેરવાઈ જાય પરંતુ અફસોસ છે કે આપણી ધર્મભાવના દહેરા ઉપાશ્રયથી આગળ વધતી નથી. પરિણામે આપણે આપણું સર્વસ્વ ગુમાવી બેઠા છીએ. આપણે આપણા સ્વાર્થને આત્મસંતોષ માની બેઠા છીએ. આપણામાં જાતિઅભિમાન નથી, બંધુભાવ નથી, સ્વમાન નથી, આપણી દૃષ્ટિ આપણાથી આગળ નથી પહોંચતી એવા આપણે જૈનો છીએ.

દિવસે દિવસે આપણે અવનતિની ઉંડી ખાઇમાં ધસડાઈ રહ્યા છીએ આપણા સામાજિક સંગઠ્ઠનની સાંકળના એકે એક અંકોડો તૂટી ગયો છે. આપણું સમૂહબળ નામશેષ પણ રહ્યું નથી વાડાઓ અને મતમતાંતરોના ઝેરી કીડાઓએ સમાજ દેહને કોરી કોરીને ખોખું કરી નાખ્યો છે સંખ્યાબળમાં જૈનોની સંખ્યા શોચનીય છે મુઠ્ઠીભરની આ સંખ્યાપણ હવે એકતા નહિ સાધે તો આવતી કાલ કેવી ઊગશે તેની કલ્પના કરવી ઘટે. આવતી કાલ આપણે જીવવાનેયે લાયક હોઇશું કે કેમ એ એક શંકા છે. ધાર્મિક અને સામાજિક એકતા સાધવાનો સમય હજીયે વહી નથી ગયો મૃત્યુશય્યા ઉપર હોવા છતાંયે સમાજ-દેહના આત્માની જ્યોત હજી હોલવાઈ નથી, વ્યાવહારિક કુનેહ અને બુદ્ધિનાં તેજ હજીયે વિલીન થયાં નથી, પ્રતાપી પૂર્વજોની કીર્તિનાં કિરણો અસ્તાચળે બેઠેલા સૂર્યની જેમ પણ હજીયે કંઈ કંઈ પથરાયેલા છે, આત્માભિમાનનો ઝરો સૂકાયો સૂકાયો પણ હજીયે ભીનો છે આત્માભિમાનની જ્યોત બુઝાઈ જવાને વાંકે પણ હજીયે પ્રકાશે છે, સમાજના આત્માએ હજીયે પોતાની પ્રભા છોડી નથી; પ્રતાપી પૂર્વજોને વરેલી લક્ષ્મી સૂકાયેલી સરિતાની જેમ પણ હજીયે સમાજને તજ્યો નથી સમાજના એ વિરાટ માનવદેહની સુષુપ્તિ જગાડવાનું કાર્ય સારાયે સમાજનું છે, એકાદી વ્યક્તિનું નથી સામાજિક ઉન્નતિ જ ધાર્મિક ઉન્નતિને લાવશે અધારા ઉલેચી પ્રકાશપૂંજ પાથરવાનું કાર્ય હવે સમાજને કર્યે જ આરો છે એ પ્રખર કાર્ય માટે સમાજે લોખંડી સેના ઘડવાની છે, અવિરત પરિશ્રમ કરનારા અને સમાજને ખાતર પ્રાણ આપી પ્રાણ

પૂરનારા ભેખધારીઓની અજેય સેના સમાજે ઊભી કરવાની છે. સમાજને ખાતર આત્મબલિદાન આપનારા વીરો જૈન સમાજને દુર્લભ નથી. પરંતુ આ માટે સમાજે પોતાનું સક્રિય પ્રોત્સાહન આપવુ પડશે, જીવતુ જાગતુ પીઠબળ દેવુ પડશે. સમાજને ચેતવાનો આ અવસર છેલ્લો છે. વેરાતા વાદળોને વધુ ગાઢ બનતા પહેલા જ વિખેરવાના છે. પુનરોદ્ધાર નહિ થશે તો પુનર્રચના કરવી પડશે જ. અશક્ય નહિ તો કપરી તો હશે જ. સમાજની સુષુપ્તિ જીવલેણ નિદ્રા નીવડશે. સામાજિક સંગઠ્ઠન માટેના એકેએક દ્વાર સમાજે હવે ખોલવા ઘટે અને સમાજ દેહમા શક્તિનો પ્રાણ પૂરવા સ્થળે સ્થળે વ્યાયામમંદિરો ખોલવા ઘટે, આર્થિક ઉદ્ધાર માટે વ્યાવહારિક કેળવણીની દિશા પણ પલટાવવી જ પડશે. સમાજને સ્વતંત્ર અને પગભર થવા માટે સંખ્યાબંધ ઉદ્યોગશાળાઓની સ્થાપના કરવી પડશે. સમાજના ધાર્મિક અને સામાજિક સંગઠ્ઠનના આ બે ધોરી માર્ગો સમાજે વિનાવિલંબે ખોલવા ઘટે.



*જૈનો! જાગો, આપણા બીજા બંધુઓની જે દશા થઈ છે તેવી કાલે આપણી નહિ થાય તેની શી ખાત્રી છે? માટે મોડુ થાય તે પહેલાં ચેતો! આપણામાંથી સંપ અસહકાર નાબુદ કરો! અને મારાથી મારી કોમની સમાજની કેટલી અને કેવી રીતે સેવા બની શકે તેનો વિચાર કરવા મંડી જાવ અને પછી દશ વર્ષ પ્રભુ જીવતા રાખે તો પરિણામ જુઓ. જો જૈન સમાજના ઉદ્ધારની સાથે, ધર્મની ઉન્નતિ ચાહતા હો તો ઉપર કહ્યા પ્રમાણે વેરઝેર છોડી દઈ એક એકની સાથે ખભેખભા લગાડીને કામે લાગી જાઓ! એટલુ તો ચોક્કસ યાદ રાખજો કે જો ધર્મની ઉન્નતિ ચાહતા હો, સમાજના ઉદ્ધારમાં માનતા હો તો, જરૂર સમાજને જીવતો રાખવા પ્રયત્ન કરો!—શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સના ચૌદમા અધિવેશનના સ્વાગતપ્રમુખસ્થાનેથી—

# જૈન સાહસ

## લેખક• ડુંગરશી ધરમશી સંપટ

જૈનો એ ગુજરાતના મહામોઘા પુત્રો છે. એ મુખ્યત્વે વેપારી કોમ છે. પરંતુ સાહસિક હોવાથી એઓ આખાં હિંદમાં પ્રસર્યા છે એમનામાં શક્તિ, ધીરજ, શાંતિ, સરલતા અને ગૃહસ્થાઈ છે. એમનામાં ધન પણ બીજી કોમોના મુકાબલે ઠીક ગણાય પરદેશગમનનો સવાલ પણ એમને મુઝવતો નથી ગમે તે દેશમાં જઈ પોતાના ધર્મના રિતરિવાજો પાળે છે. ગમે તેવો વિદ્વાન જૈન હોય, તો પણ એની પોતાના ધર્મ ઉપર દૃઢ શ્રદ્ધા રહે છે. એ વિધર્મીઓનાં દર્શનો પણ જ્ઞાન અને કુતૂહલતાથી વાંચે છે. પરંતુ એની ધર્મશ્રદ્ધા શિથિલ થયેલી જોઈ નથી ઘણાં વિદ્વાન જૈનગૃહસ્થોની વિદત્તા માટે મને માન છે, તેટલુ જ તેમની ધર્મશ્રદ્ધા માટે માન છે. શ્રી મહાવીર સ્વામીના ઉપદેશને એ બરાબર માને છે, શ્રદ્ધાળુ છે. જૈન દર્શન તરફ એને હૃદયની ભક્તિ રહે છે.

જૈનધર્મ એક સમયે આખા હિંદના બધા ભાગોમાં હશે એવા પ્રમાણ આપણને પુષ્કળ મળે છે. મેં આખા હિંદનો પ્રવાસ કર્યો છે. ઘણા ખરા ભાગમાં જૈન અવશેષો મેં જોયાં છે. મદિરો, મૂર્તિઓ કયાં પૂજ્ય છે, કયાં અપૂજ્ય છે. બગાળમાં હમણાં જૈનો થોડા છે, પરતુ કોઈ સમયે વિશેષ પ્રમાણમાં હશે. પંજાબમાં જૈનો થોડા પણ છે. સિંધમા પણ જૂનાં દેરાસરના અવશેષો જોયાં છે. કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતમાં એની વ્યાપક અસર હમણાં છે, તેવીજ રીતે રાજપુતાનામાં પણ એની અસર છે. સયુક્ત પ્રાંત અને બીહારમાં તો એનાં જૂનાં મૂળો છે. મહારાષ્ટ્રમાં પણ જૈન મંદિરો છે. નિઝામ અને માયસોરના રાજયોમાં પણ જૈન મદિરો છે મલબારમાં શ્રી કલીકટમાં બ્સો વરસોના જૂના જૈન મંદિરો સરસ સ્થાપત્ય તરીકે શોભે છે. શ્વેતાંબર જૈનો (દેરાવાસીઓ) ના મદિર વધારે પ્રમાણે હોવાની કલ્પના છે.

જૈન ધર્મમાં (દેરાવાસીઓ) ઘણાં પ્રાંતના માણસો છે. પરતુ તેમાં એકેય મેં નિરક્ષર જોયો નહિ. સ્ત્રીઓમાં તો નિરક્ષરતા જરૂર છે. પરંતુ હાલમાં ઘણી ખરી યુવતિઓમાં તો અક્ષરજ્ઞાન આવી ગયું છે. યુવકો હવે અંગ્રેજી ભણે છે. લગભગ ૪૦ ટકા યુવકોઓ અગ્રેજી જાણે છે. ૫૦ ટકા લગભગની સ્ત્રીઓને અક્ષરજ્ઞાન છે. ૧૦ ટકા યુવતિઓ અગ્રેજી થોડુ ઘણું જાણે છે. જૈનો વ્યાપારી હોય છે એટલે એઓ વિશેષ પ્રમાણમા ઉચ્ચશિક્ષણ લેતા નથી. નાગર અને બીજી ઉચ્ચ કોમોમાં જેટલા ગ્રેજ્યુએટો છે તેના પ્રમાણમાં જૈનોમાં થોડા છે. વકીલો, ડૉક્ટરો, એંજીનિયરો પ્રમાણમાં થોડા છતા પણ હવે પ્રમાણ વધતું જાય છે. ભણેલો વિદ્વાન જૈન પોતાના ધર્મ પ્રત્યે શ્રદ્ધાવાળો હોય છે. અલબત્ત જૈનો વિજ્ઞાનની કેળવણી ઓછી લે છે. આ વિષયમાં યુવાનો રસ વિશેષ પ્રમાણમાં લે તો ઉત્તમ કહેવાય વિદ્યુતશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર એ આ જમાનાનાં જીવતાં, જાગતાં શાસ્ત્રો છે એમના પ્રત્યે ભાવ રાખવો જ જોઈશે જૈનો હજી વધારે વિદ્યા સેવન કરે એવુ હુ ઇચ્છું છુ.

વેપારમાં તો જૈનો સ્વાભાવિક રીતે આગળ વધેલા છે જ દરેક મોટાં બદરો, નાનાં મોટાં શહેર, કસ્બા અને જીલ્લામાં જૈનો પોતાનો વેપાર જમાવીને બેઠા જ હોય છે નાના દુકાનદારથી મોટા વેપારી સુધી એઓ વ્યાપક છે. હિંદનો કોઈપણ વેપાર–અનાજ, તેલબીયાં જ્વાહિર, કાપડ વગેરેનો–નો કરે છે નાની દુકાનદારીથી મોટાં વેપારી સુધી સર્વે જૈનો કાંઈ ને કાંઈ ગ્રહણ કરી બેઠાં હોય છે ઉદ્યોગોમાં પણ એમનો

વિકાસ છે કાપડની મીલો કપાસના જીનપ્રેસો, તેલની મીલો ચોખાની મીલો વગેરે ઉદ્યોગોમા એમનો પ્રવેશ છે, પરતુ મારી સમજણ પ્રમાણે એમનો આથી વધારે વિકાસ ઉદ્યોગોમા થવો જોઇએ આ કરતાં વધારે પ્રમાણમા સયુક્ત થઇને મોટી કંપનીઓ કાઢી ઉદ્યોગોમા વધવુ જોઈએ નવા નવા ઉદ્યોગો વસાવવાં જોઇએ

જૈન ભાઇઓનું એક કર્મક્ષેત્ર ઠીક ઠીક મોટુ બ ધ છે આગળ ઘણાં ખરા રાજ્યોમા વંશપરંપરાના દિવાનો જૈન ભાઇઓ થતા હતા ભામાશા, વસ્તુપાળ, તેજપાળ, મુંજાલ મહેતા, શાન્તુ મહેતાના વખતે એ દેશી રાજ્યોમાં મોટી જોખમદારી અને અધિકારની પદવીઓ સૈકાઓ વર્ષો સુધી ભોગવતી ચાલુ રાખી હતી હમણા એ અધિકારોની એમણે લાલસા મૂકી દીધી લાગે છે કચ્છ કાઠિઆવાડ, રાજપુતાનામા એકેય જૈન દિવાન નહિ? શુ મોળાશ આવી છે રાજયદ્વારી બાબતોમા? નેશનલ કોગ્રેસના ભડવીરોની પહેલી અને બીજી હરોળમા એકેય જૈન સરદારથી નહિ? જૈનો તમને રાજ્યદ્વારી બાબતમા કેમ અમજનક થકાવટ લાગી છે? તમારુ સ્થાન જૂના કાળમા હરોળમા હતું હમણા પાછલી હારોમાં પણ મારા દુર્બિનમા તમારાં મોઢા દેખતો નથી કેટલું પછાત પડવુ છે?

જૈન ભાઇઓ તમારી કેટલીક બાબતો મારી સાદી સમજમા બિલકુલ ઊતરતી નથી તે માટે કદાચ મારો જૈનેતર જન્મ જવાબદાર હશે કદાચ હું તમને સમજી નહિ શકયો હોઉ પરતુ મારા ખરા અંત કરણથી એ વાતો મારી બુદ્ધિમા ઊતરી શકતી નથી મને ત્યારે સાફ સાફ કહેવા માટે ક્ષમા આપો પરતુ જે સમજાતું નથી તે તો જરૂર કહેવુ જોઇએ હજી સુધી મને ઘણાને પૂછતા મનને સંતોષ થાય તેવા જવાબો મળ્યાં નથી.

૧ ગચ્છગચ્છના ભેદો હુ સમજી શકતો નથી મેં એ સમજવા પ્રયત્નો કર્યાં પરતુ તુચ્છ બાબતો ઉપર વાડા બાંધી જુદા થઈ પોતાની શક્તિને વેડફી નાખવી એ તો જૈનો જેવા ડાહ્યા માણસો કેમ અનુમોદતા હશે? હું તો એટલે સુધી કહુ છુ કે સ્થાનક્વાસી અને દેરાવાસીના પૂજનના ભેદો જુદા રાખી બાકી ભેગા થઈ જાઓ એક સમાજ સ્થાપો અરે ભોજન વ્યવહાર જ્ઞાતિ વ્યવહાર કન્યા વ્યવહાર છતાં તમે એક સમાજ સ્થાપી સગઠન કરી શકતા નથી ખરેખર ખેદનો વિષય છે શ્વેતામ્બર, દિગમ્બર હોવા છતા તમે જૈનો છો તે દષ્ટિબિંદુ તમારી નજર સામેથી ખસવુ ન જોઇએ તેરાપથી અને બીજા કેટલા વિચિત્ર પથો તમને શુ જરૂરના છે? હોય તો રાખો પરંતુ સોળ લાખ જૈનોને એક જ સમાજ, એક જ છત્રછાયા (શ્રી મહાવીર સ્વામીની) હોવી જોઇએ ટુકામા તમારા સમાજમા જે સગઠન નથી તે મને ખેદ ઉપજાવે છે ક્ષુલ્લક ભેદોને શા માટે તમે અગત્યતા આપો છો? સપ એ તમારુ મુખ્ય સૂત્ર હોવુ જોઇએ આવા ભેદો, તેમા પણ ક્ષુલ્લક ભેદો દૂર કાઢી નાખો એ તમારી પ્રગતિના બાધક છે બધા જૈનોની એકજ પરિષદ ભરાવવી જોઇએ

૨ તમે જે આ સઘો કાઢી લાખો રૂપિયા તે પાછળ ખર્ચો છો, તે પણ મને સમજાતું નથી સ્વામિવત્સલો વગેરે મોટા ભોજનો અને સમારભો કરો છો વિવાહાદિકમા મોટાં દિવસો અને ભોજનો કરી પુષ્કળ મિષ્ટાન્ન ખવરાવી જમનારાઓનાં ઉદરો બગાડો છો, તે પણ મને સમજાતું નથી જૈનો દરવરસે લાખો રૂપિયા—અને લગભગ એક કરોડ રૂપિયા જેટલી રકમ આમ વેડફી નાખે તે કરતા વિદ્યાવૃદ્ધિ સ્કોલરશીપો, અને વિજ્ઞાનના શિક્ષણમા ન વાપરે? આ તો સારી વાત છે બીજા નુકસાનને સારી રીતે સમજનાર જૈન ભાઈઓ આ વિષયમાં વિચાર કરે એવુ હું માગી લઉ છુ હૂં તો માનું છુ કે નવા દેરાસરજીનો ખર્ચ કરતા પહેલા જુનાં દેરાસરોજીના જીર્ણોદ્ધાર વધારે હિતાવહ છે

૩. જૈન ભાઇઓની શારીરિક અશક્તિ પણ મને સમજાઈ નથી એઓ કસરત, વ્યાયામ, મહેનત, મજુરી, શ્રમના નામે શા માટે દુષિત થાય? તમારા યુવાનો તમે ધારી ધારીને જોયા છે? મેં જોયા છે હો! તેમનામાં મેં યૌવનનુ તેજ જોયુ નથી. હુ સ્કુલોમાં જઈ પુછપરછ કરું છું. બહુ થોડાં જૈન યુવાનો કસરત કરે છે કોઈ કહે છે તો ભૂલી જાય છે. ઘણાં જૈન બંધુઓને પૂછ્યું છે–કસરત કરો છો? કાંઈ શ્રમ લાગે એવુ નિયમિત કામ કરો છો? કયાંયે મને મીઠો જવાબ મળ્યો નથી. જો કે તમારાં વડીલો હથિયારોનો ઉપયોગ જાણતાં અને કરતાય હતા. તમે હથિયારો વાપરવા અને સૈન્યમાં જોડાવાનુ નાપસદ કરો તો ઠીક છે. પરતુ તમારા શરીરોને સુધારવા વ્યાયામ શા માટે ન કરો? શા માટે ખાટાં, મીઠાં, મસાલાદાર પદાર્થો ખાઈ ઉદર બગાડો? જરા મનમાં લાગે છે તેથી કડવું કહુ છુ.



જૈન સમાજ સામાજિક દૃષ્ટિએ નબળો ગણાય છે રાષ્ટ્રીય અને રાજકીય બાબતોમા પણ પછાત છે કારણ શું? એવો પ્રશ્ન જો કરીએ અને તેના ઉત્તર માટે ઊંડા ઉતરીએ તો જણાશે કે તેનુ મુખ્ય કારણ સંગઠન નો અભાવ છે જ્યા ધાર્મિક ધ્યેય હોય ત્યા સગઠન સભવે જ નહિ જે ધાર્મિક ધ્યેયનુ પરિણામ માત્ર સ્થાનક, મદિર, ગુરુવર્ગ અને પડિત ઉપદેશક વર્ગ સુધી જ રહ્યું હોત તો કદાચ ચલાવી પણ લેવાત પણ એ વિષ બીજા વિષોની પેઠે ચેપ ફેલાવે એ સ્વભાવિક જ હતું. એટલે બધાજ ક્ષેત્રોમાં એ વિષ ફેલાયુ આજે ન છૂટકે ને લાચારીથી જ ત્રણે ફીરકાવાળા મળે છે અને એ લાચારી એટલે ક્યારેક વ્યાપારિક સંબંધ, ક્યારેક લગ્નસબધ અને ક્યારેક રાજકીયસબધ પરંતુ એ સમેલન નથી તો વ્યાપક અને નથી તો બુદ્ધિપૂર્વકનુ, તેમજ નથી હાર્દિક આ દેખાતુ વિરલ સમેલન પણ ગૃહસ્થોમા જ છે કારણકે પેલી લાચારી ગૃહસ્થોને જ મળવાની ફરજ પાડે છે પરંતુ ગુરુવર્ગ અને પડિત ઉપદેશકવર્ગમા તો એ લાચારીજન્ય વિરલ સમેલન પણ નથી ગુરુઓને કે પડિત ઉપદેશકોને નથી જરૂર વ્યાપાર ખેડવાની કે નથી પ્રસગ લગ્નાદિનો એ વર્ગને રાષ્ટ્ર અને રાજકીય બાબતોનુ તો સ્વપ્ન પણ નથી એટલે તેમનામા પારસ્પરિક સમેલન કે સગઠનના સભવનુ વ્યવહારિક કારણ ઐક્ય નથી અને જે ધર્મ તેમને અરસપરસ મેળવવામા સૌથી વધારે અને સૌથી પહેલો કારણભૂત થવો જોઇએ અને થઇ શકે તેજ ધર્મે તેમને ઉલટા હમેશ ને માટે દૂર કર્યા છે

—પ સુખલાલજી—

# પશુ ને પરવશ

લેખક ગોકુળભાઈ ભટ્ટ

"ઝાઝું ભણીને શું કરવું છે ! આખરે તો નોકરી ને ?" એક નવજુવાને પ્રશ્નો પૂછ્યા આ મુઝ પણ માત્ર એકની નથી પણ લગભગ બધાય ભણેલાઓની છે કરજ માથે ચઢાવીને મોટી મોટી ઉપાધિઓ પ્રાપ્ત કર્યા પછી વતમાનપત્રોની જાહેરખબરોનો અભ્યાસ કરવો પડે છે અને ઠેકઠેકાણે નમ્ર, વિનમ્ર, અતિનમ્ર ભાવે અરજીઓ લખવી પડે છે ક્યાં ઘડ બેસી જાય અને પચાસ પોણોસોનો પગાર થઈ જાય તો આ ઉપાધિધારી વિદ્વાન પોતાના ભાગ્ય ઊઘડ્યાં માને છે મુંબઈ જેવા શહેરોમા નોકરી કરનાર પદવીધરનો કમાણી કરતા ખર્ચ વધારે હોય છે

આજના ભણતરે આપણને કેટલી બધી હદે નિર્માલ્ય બનાવ્યા છે ?

વિમુક્તિ અપાવે તે સાચી વિદ્યા એક નવજુવાનને મેં કહ્યું કે ભણ્યા પછી નોકરી જ શા સારુ કરવી ? ભણવું તો સર । ધન સઘરવા માટે એ નવજુવાનને મારો ઉત્તર ગળે ઊતરે એમ ન હતું કારણ કે એની આસપાસનું વાતાવરણ નિર્માલ્ય બન્યું છે ભણેલો હાથપગ હલાવતો મરી જાય છે, શરીરે પરસેવો ઊતરે એવું કામ ભણેલો કરી શકે નહિ કારણ કે એથી એનું ભણતર લજવાય એમ તે માને છે પાંચ શેર વજન ઉચકીને રસ્તે ચાલવું ભણેલા નવજુવાનને માથાનો ઘા જેવું પડે છે એની શારીરિક સ્થિતિ ખરાબ હોય છે એ એક કારણ ને બીજુ કારણ વજન ઉચકવામા એ નાનમ સમજે છે પાઈ પૈસાનો બચાવ કરવાની વૃત્તિ હોતી નથી જે પદવીધરે સ્વચ્છતા, સુઘડતા વિષે ઘણું વાચ્યુ હોય તે જુવાનને ઘેર ઘાટી એક દિવસ ન આવ્યો હોય તો એનું ઘર જોવાજેવું બની જાય છે સુઘડતા એના જીવનમાં ઊતરી હોતી નથી, નહિ તો પોતાના ઘરને સ્વચ્છ રાખવામા એને કશીય નડતર હોતી નથી ઝાડુ ઘરમા હોય છે, નળ ઘરમા હોય છે પણ આ ભાઈ ઝાડુ કેમ કાઢે ? વાસણ કેમ અજવાળે ? શરમ આવતી હોય તો બારીબારણા બંધ કરીને આ સર્વ કામો કરી શકાય પરંતુ જુવાનના હાથપગ ભાંગી ગયા હોય તેનું શું ? કેટલાય જુવાનો કસરતશાળામા જઈ ઘણો શ્રમ કરી આવતા હોય છે પણ ઘેર થોડોક શારીરિક શ્રમ કરવો પડે ત્યારે કાયર બની જાય છે

માત્ર હાથપગ જ અપગ થઈ ગયા હોતા નથી, શરીર કૃશ બની ગયું હોતું નથી પણ બુદ્ધિ પણ કુંઠિત થઈ ગઈ હોય છે અને પુસ્તકો ગોખીને પરીક્ષા પસાર કરનારની વિચારશક્તિ ક્ષુદ્ર બની ગઈ હોય છે અને મન નબળુ પણ હોય છે આત્મવિશ્વાસનો લોપ થયો હોય છે આ રીતે આજના ભણતરે વિચારક્રિયા અને સર્જન શક્તિઓનો હ્રાસ કરી નાખ્યો છે

વિદ્યા પ્રાપ્તિને પરિણામે સરસ્વતિ, તેજસ્વિતા ને પુરુષાર્થ વિકસના જોઇએ તેને બદલે અધોગતિએ આપણે જઈ રહ્યા છીએ સમય, શક્તિ અને સંપત્તિ ત્રણેનો મોટે ભાગે દુર્વ્યય થાય છે આવા દુષ્પરિણામોને દેખતા છતા વિપરિત પરિસ્થિતિમા આપણે સપડાતા જઇએ છીએ એ અનુભવના અને જાણના છતા, પરવશતાની ધુસરી કંધેથી ફગાવી દેવાની વૃત્તિને બદલે સોનેરી પાંજરુ વ્હાલું ગણવાના ભાવો આપણામા ઘર કરી બેસે છે છતા આપણે મોહવશ બની હજી એ જ શિક્ષણની પાછળ પતગિયા પેઠે દોડી રહ્યાં છીએ સત્ય જાણવા છતાં સત્યપથે ચાલવાની આપણામા હિંમત નથી, અન્યાય દેખવા છતા તેનો સામનો કરવાનુ મન થતું નથી અધ પતન તરફ ઘસડાતા જઇએ છીએ છતા, તેના તાત્કાલિક ઈલાજની

ખબર હોવા છતાં તે ઉપચાર કરવાનું આપણને સૂઝતું નથી, આનાં કરતાં આપણી ક્ષીણ તથા દયનીય દશા કઈ હોઈ શકે?

વગરભણેલો એક પૈસાના મોદામાંથી મોટો સોદાગર બની જાય છે; પાઈ પાઈ રખનાર, જાતમહેનત કરનાર, મહત્ત્વાકાંક્ષી, દૃષ્ટિને તીવ્ર ને તેજસ્વી બનાવનાર આદમી ઓછું ભણેલો પદવીઓના મોહથી વંચિત રહેલો જ્યારે પૈસેટકે આગળ વધે છે ત્યારે આપણી આંખો સાવ ઉઘડવી જોઈએ અને આપણે આજની શિક્ષણપદ્ધતિમાં સુધારો કરવાની યોજના તુર્ત જ અમલમાં મૂકવી જોઈએ. હિંદુસ્થાનમાં કારકુનો ઉત્પન્ન કરવાની જે શિક્ષણપ્રણાલી ચાલુ કરવામાં આવી છે, લગભગ તે જ ધરેડમાં આપણે ચાલી રહ્યા છીએ અને આપણી જાતને નપુંસક બનાવી રહ્યા છીએ. અને આવું દૃશ્ય ઠેર ઠેર નજરે પડે છે, ત્યારે આજના ભણતરનો કંટાળો આવે છે.

દૂષણો, તે નિવારવાનો ઈલાજ જાણવા છતાં આપણે વધારે ને વધારે દૂષિત થતા જઈએ ત્યારે આપણા કરતાં વધારે ડાહ્યા (!) કોણ કહેવાય! આપણા સમર્થ વિચારકોએ, દેશનેતાઓએ, શિક્ષણશાસ્ત્રીઓએ આજના ભણતરની ઊણપો પ્રત્યે આપણું ધ્યાન દોર્યું છે, માર્ગો બતાવ્યા છે પણ આપણે એ સન્માર્ગે જતા નથી. હમણાં હમણાં મહાત્મા ગાંધીજીએ એક પ્રાણવાન યોજના–ક્રિયાત્મક શિક્ષણ પ્રથાની–રજૂ કરી છે ને તે દ્વારા આપણા ભણતરની ભૂમિકા બદલવાની હિમાયત કરી છે તે પાયાની કેળવણીને આપણે વધારે ને વધારે સમજવી પડશે; આપણો ઉદ્ધાર એવી યોજનાઓમાં છે આ યોજના સામાન્ય રીતે સેગાંવપદ્ધતિને નામે ઓળખાય છે. આ પદ્ધતિમાં માત્ર હાથપગ હલાવવાના નથી, માત્ર રટણ નથી, મગજમાં માત્ર દેશપ્રેમનાં ગીતડાંનો પવન ભરવાનો નથી પરંતુ નાનું બાળક કે જે સર્જનશક્તિથી ભરપૂર છે તે બાળક સર્જન વાટે ભણવા લાગે છે ને નવી દૃષ્ટિને પામે છે. આ પદ્ધતિમા નૈસર્ગિકતા છે, એમાં બાળમાનસનો અભ્યાસ છે, એ પદ્ધતિમાં પ્રજાવિકાસનાં બીજ વવાયાં છે. આ ક્રિયાત્મક શિક્ષણપ્રથાની વિગતોમાં ઊતરવાની નેમ આ લેખની નથી; આપણે પોતાનાં સંતાનોને સાચા બનાવવા માગતા હોઈએ, નિર્માલ્ય ને કંગાલ ન રાખવા માગતા હોઈએ, પંગુ ને પરાધીન ન રહેવા દેવા માગતા હોઈએ, તો પુરુષાર્થદાયક, આત્મવિકાસક ને મુક્તિપ્રદાયક કેળવણીનો આશરો લેવો જોઈશે. આજની શિક્ષણપ્રથા ધરમૂળથી બદલવી જોઈશે.



બાળકને કાંઈક અનુકૂળ પ્રકારના ઉત્પાદક કામ માટે કેળવણી આપવી જોઈએ એ વિચારની ભલામણ કરવામા આધુનિક કેળવણીકારો લગભગ એકમત છે. અખંડ સર્વાંગી કેળવણી આપવાના પ્રશ્નનો સૌથી અસરકારક ઉકેલ આ પદ્ધતિમા રહેલો છે એમ માનવામા આવે છે

માનસશાસ્ત્રની દૃષ્ટિએ એ ઈષ્ટ છે, કેમકે કેવળ સાક્ષરી અને તાત્વિક કેળવણીના જુલમમાંથી તે બાળકને રાહત આપે છે ઉદ્યોગ અનુભવના બૌદ્ધિક અને વ્યવહારિક તત્ત્વોની વચ્ચે સમતોલપણું આણે છે, વળી એને શરીર તથા મનની કેળવણીનો મેળ સાધવાનું એક સાધન બનાવી શકાય એથી બાળકને ઉપરછલ્લું અક્ષરજ્ઞાન નથી મળતું, પણ હાથ અને બુદ્ધિ કંઈક રચનાત્મક કામ માટે વાપરવાની, અક્ષરજ્ઞાનના કરતા ઘણી વધારે અગત્યની, શક્તિ મળે છે આને સમગ્ર વ્યક્તિત્વનું અક્ષરજ્ઞાન (જો એવો શબ્દપ્રયોગ થઈ શકે તો) કહી શકાય, —ઝાકીર હુસેન સમિતિ, વર્ધા શિક્ષણ યોજના રિપોર્ટ—

# છાત્રદૃષ્ટિ

લેખક ગૌતમલાલ અ શાહ, એડવોકેટ

આજના વાણીસ્વાતંત્ર્યના યુગમા દરેકને નિરકુશ જીવન જીવવુ ગમે છે ઉચ્ચ સિદ્ધાતપર રચાયેલો એ ગુણ આવકારદાયક છે પણ નિરકુશતામાથી જે અનિષ્ટ અકુરો ફૂટે છે તે આવકારદાયક નથી નિરકુશતામા ઇષ્ટ અને અનિષ્ટ બેઉ તત્વો સમાએલા છે પણ જેમ કુશળ બાગવાન બગીચામાથી નકામા છોડોને ચૂટી નાખે છે અને સારા છોડોને પોષણ આપે છે તેમ નિરકુશતામાં વિહરનાર ઇષ્ટ અને અનિષ્ટ તત્વોને ધ્યાનમા રાખી અનિષ્ટને ફગાવી દઈ ઇષ્ટનુ આરોપણ કરે તો મનુષ્ય જીવનની સાર્થકતા ઘણી સહેલાઈથી થઈ શકે

ઇષ્ટાનિષ્ટ તત્ત્વોથી ભરેલી એ નિરકુશતાએ છાત્રજીવનમા પણ પ્રવેશ કર્યા છે પણ વિદ્યાર્થીવર્ગ એ ઇષ્ટાનિષ્ટ તત્ત્વને ઓળખી શકયો નથી, એ છાત્રજીવનનુ દુર્ભાગ્ય છે વિદ્યાર્થીનુ ધ્યેય જ્ઞાન વધારવાનુ, સસ્કારને ખીલવવાનુ અને આદર્શોને અપનાવવાનુ હોય છે એ ધ્યેયને આગળ રાખીને જ વિદ્યાર્થી સ્કૂલ, કૉલેજ કે છાત્રાલયમા દાખલ થાય છે ત્યા તો તેના જીવનમા ધીમુ પરિવર્તન શરૂ થઈ જાય છે જે ધ્યેયથી વિદ્યાર્થી ત્યા દાખલ થયો હોય છે તે ધ્યેય તેના હૃદયમાંથી અદૃશ્ય થતુ જાય છે આજની કેળવણીનો પચરગી રગ તેને રગી નાખે છે અને તેના હૃદયમા આદર્શવિહોણા તત્ત્વો વહેવા શરૂ થાય છે વિકાસની ભાવના સેવતો વિદ્યાર્થી વિનાસપથની સુંવાળી બાજુપર ઢળી પડે છે જ્ઞાનની ભૂખ જાગવાને બદલે તેને સીગારેટ, નાટક અને સીનેમાની ભૂખ જાગે છે સયમ અને સત્યની ઉપાસના સતેજ કરવાને બદલે ટોળ, ટપ્પા કે નિરર્થક વાતો કરવામા પોતાનો કિંમતી સમય વેડફી નાખે છે તેને મળતી કેળવણીના ગર્ભમાથી સ્વાધીનતાની તમન્ના જગવવાને બદલે તે શિસ્ત ( Discipline ) ને ગુલામી માનતો થઈ જાય છે શિક્ષક પ્રોફેસર કે ગૃહપતિને માનવજતુ તરીકે ગણવા લાગે છે મર્યાદા વિનય અને વિવેક જાળવવાને બદલે ઠઠ્ઠા મશ્કરી અને જુઠાણા વાપરવામા પોતાની બહાદુરી માને છે સુંદર, સાત્ત્વીક અને સસ્કારને પ્રેરે તેવુ વાચન વાચવાને બદલે તે જાતીયવિજ્ઞાન અને સીનેમાના ચોપાનિયા વધારે વાચે છે એની દૃષ્ટિમા વિશાળતાને બદલે તીરસ્કાર દેખાય છે અને વર્તનમા કાળજીને બદલે બેપરવાઈ દેખાય છે તે આત્મલક્ષી યોદ્ધો બની ગયો હોય તેવુ લાગે છે

આ ચિત્ર માત્ર એક કલ્પના નથી પરતુ આપણી શાળા, મહાશાળા અને છાત્રાલયોમા અવારનવાર બનતા બનાવોની એક દુ ખદ પણ સત્યકથા છે કે આજનો વિદ્યાર્થી ભાવનાશૂન્ય બન્યો છે વિદ્યાર્થી પોતાનો ધર્મ ચૂકયો છે અને એટલે જ શિક્ષક પણ પોતાનો ધર્મ ભૂલી ગયો છે અને તેથી જ વિદ્યાર્થી અને શિક્ષક વચ્ચેના પુરાણકાળની પ્રેમભાવના નષ્ટ પામી છે શિક્ષક વિદ્યા વેચે છે અને શિષ્ય એ વિદ્યા ખરીદે છે શિક્ષક ડીગ્રી અપાવવા મદદ કરે છે અને શિષ્ય પોતાની જાતને ડીગ્રીઓના પૂછડાથી નવાજે છે પરિણામે શિક્ષક મજુરિઓ બને છે અને શિષ્ય બેપરવા બને છે

આ પરિણામને લાવનાર કોણ? એનો જરા ઊંડો વિચાર કરીશુ તો ત્રીજી જ વસ્તુ મળી આવશે એ છે આજની કેળવણી પરદેશી હાથો વડે પ્રચલિત થયેલી આજની કેળવણીએ વિદ્યાર્થી વર્ગને વધારે પાગળો બનાવ્યો છે કારણ કે મૅકોલેની યોજનામાથી ભારતવર્ષને જે કેળવણી પ્રાપ્ત થઈ છે તે દેશના યુવાનોનું ખરુ ઘડતર કરનારી કેળવણી નથી વફાદારોની હિન્દી જમાત ઇંગ્લૅંડને જોઈતી હતી ને એ જમાત આધુનિક કેળવણીએ ઉત્પન્ન કરી ટૂકા પગારવાળા કારકુનો ઇંગ્લૅંડને જોઈતા હતા

અને કેળવણીના કારખાનાઓએ એ કારકુનોને ઉપજાવી કાઢ્યા. હિન્દુસ્તાનની યુનિવર્સિટીઓના સેનેટરો એ કેળવણીને વફાદાર રહ્યા અને સ્વમાનહીન માનવ જંતુઓની પેદાશ પાંગરતી રહી. આ રીતે યુનિવર્સિટીમાંથી બહાર પડતા છાત્રો જ્યારે પોતાની સામેની દુનિયામાં પ્રવેશ કરે છે, ત્યારે તેઓ સંસારજીવનનું નાવ પાર પાડી શકતા નથી. લગ્ન-જીવન સુખે ચલાવવાની તાકાત તેમનામાં આવી શકતી નથી. આર્થિક પ્રશ્નોનો નિકાલ લાવવામાં તેમની બુદ્ધિ બુઠ્ઠી થઈ જાય છે. જીવનની ચડતી-પડતી ને જીવનની શક્તિ તેનામા હોતી નથી.

આમ છાત્ર-જીવનને કલુષિત કરવાને માટે એક સાથે અનેક મુદ્દાઓ અરસપરસ સંકળાયેલા છે. જો વિદ્યાર્થીજીવનમાં સંપૂર્ણ વિકાસ સાધવો હોય તો ચાર વ્યક્તિનો સહકાર હોવો જોઇએ શિષ્ય, શિક્ષક, માબાપ અને સમાજ. શિષ્યે પોતાને મળતી નિરંકુશતામાંથી ઇષ્ટ તત્ત્વોને તારવવાં જોઇએ. અને વિચારપૂર્વક તેનું ગ્રહણ કરવુ જોઈએ. શિષ્ય અને શિક્ષક વચ્ચેનો પુરાણકાળનો પ્રેમ અને ભક્તિભાવ પુનઃ પ્રગટ થવાં જોઈએ. છાત્ર અને ગૃહપતિનો મીઠો ભાવ સ્થપાવો જોઇએ. માબાપોએ પોતાનાં પુત્રપુત્રીઓને શિક્ષણ આપવાનું સઘળું કાર્ય શિક્ષણશાસ્ત્રીઓ પર ન છોડવુ જોઈએ. કારણ કે શિક્ષણ અને સંસ્કાર એ બજારુ વસ્તુઓ નથી કે જે શિક્ષણશાસ્ત્રીઓ ખરીદી લાવી શિષ્યોને પારંગત પંડિત બનાવી શકે. સમાજે પણ છાત્રદૃષ્ટિને વિશાળરીતે કેળવવી જોઈએ અને કેળવણીનુ સાચું સ્વરૂપ સમજવુ જોઇએ. વિદ્યાર્થીજીવનના સંપૂર્ણ વિકાસ માટે આ રીતે ચારે પ્રકારોનો સહકાર હોવો જોઇએ. નહિતર વિદ્યાર્થીજીવન અધૂરુ રહેશે. અને વિદ્યાર્થીવર્ગ કેળવણીનો આદર્શ પૂર્ણ કર્યાનો સંતોષ માની બેકારોના જમાનામાં વધારો કરશે અને છાત્રદૃષ્ટિ અનેક વિસંવાદોથી ભરપૂર થઈ જશે.



છાત્રાલયોની તમામ રચના શાળા-કૉલેજને અનુસરીને કરવામા આવી હોય છે. બીજી કોઇપણ ખાસ વિશિષ્ટતા હોય તેવા છાત્રાલયો તો બહુ થોડા. છાત્રાલયોની આ સ્થિતિમાંથી છાત્રાલયોએ છૂટી જવુ જોઇએ. તેમનું અસ્તિત્વ ભલે શાળા-કૉલેજોને આભારી હોય, પરંતુ અસ્તિત્વમાં આવ્યા પછી તેમણે પોતાનુ અસ્તિત્વ સાર્થક કરવુ જોઇએ, એટલે કે એક સ્વતંત્ર કેળવણીની સંસ્થા તરીકે જીવનના પ્રયત્નો કરવા જોઇએ. આદર્શ પરિસ્થિતિ તો એ હોઈ શકે કે છાત્રાલય અને શાળા અથવા તો છાત્રાલય અને કૉલેજ એ બન્ને વિદ્યાર્થીના વિકાસ માટે એક બીજાની પૂરક સંસ્થાઓ બની રહે. વિદ્યાર્થી ઊઠે ત્યારથી તે ઊંઘે ત્યાંસુધી તેના જીવનની રૂપરેખ, કાળજી, વિકાસ માટેની ચિંતા વગેરે છાત્રાલય તથા શાળા-કૉલેજ ઉપર જ હોય. છાત્રાલય અને શાળા-કૉલેજનુ વિદ્યાર્થીજીવન એક સળંગ સૂત્ર જીવન હોય તો જ વિદ્યાર્થીની કેળવણીમા તેનો હિસ્સો ગણાય. પરંતુ લાગે કે આવી આદર્શ સ્થિતિને આવવાને હજી વાર હોય તો પણ છાત્રાલયે સ્વતંત્ર કેળવણીની સંસ્થા તરીકે હવે આગળ આવવું જ જોઇએ. શાળા કૉલેજ જોતા તો વિદ્યાર્થીને કેવળ બુદ્ધિનું શિક્ષણ મળે છે અને બુદ્ધિ એ તો વિદ્યાર્થી જીવનનો એક નાનકડો વિભાગ છે. વિદ્યાર્થીને શરીર છે, હૃદય છે, આત્મા છે અને તે બધાયનો યોગ્ય વિકાસ પણ આવશ્યક છે. આ કામ છાત્રાલયોએ પોતાના શીરે લઈ લેવાનો સમય હવે આવી લાગ્યો ગણાય. એટલે આજે છે તે પ્રમાણે છાત્રાલયો કેવળ શાળા અને કૉલેજો માટે જીવે તે સ્થિતિ ટળવી જોઇએ, અને પોતાની સ્વતંત્ર કેળવણીવિષયક પ્રવૃત્તિઓ ઊભી કરીને પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ સ્થાપન કરવુ જોઇએ. સાર્વજનિક છાત્રાલયો તેમજ શાળા-કૉલેજો માટે ઊભા થયેલા છાત્રાલયોએ આ દિશામાં પ્રયત્ન આદરી દેવા એ તેમનુ કર્તવ્ય બને છે.

—હરભાઇ ત્રિવેદી—

# બાલમાનસનુ આરોગ્ય

લેખક ચપકલાલ લક્ષ્મીચંદ શાહ, બી એ

આરોગ્યની વાત થાય છે ત્યારે આપણે શરીરનુજ આરોગ્ય સમજીયે છીએ, અને શરીરના આરોગ્ય પાછળ ખર્ચ કરવામા જરાય કચાશ રાખતા નથી આમા કશુ ખોટુ નથી પણ સાથોસાથ મન ઉપર બિલકુલ ધ્યાન આપતા જ નથી ખરી રીતે જેટલું ધ્યાન આપણા કે બાળકના શરીર ઉપર આપીએ છીએ તેથી વધારે નહિ તો તેટલુ જ ધ્યાન મનના આરોગ્ય ઉપર આપવાની ખાસ જરૂર છે એટલુ સાબિત થયુ છે કે અમુક રોગો જેવા કે ગાંડપણ હિસ્ટીરિયા, ખોટી ભ્રમણા શારીરિક નહિ પણ માનસિક છે અને આ રોગો આકસ્મિક નથી આવતા પણ ઘણા વર્ષો સુધી મન ઉપર ખરાબ અસર થયા પછી જ આવે છે આ અસરની શરૂઆત ખુબજ દાખલાઓમા બાલ્યાવસ્થાથી જ શરુ થઈ ગઈ હોય છે તેથી આવા રોગોને સુધારવા કે થતા અટકાવવા બાળપણથી જ ખાસ તકેદારી રાખવાની આવશ્યકતા છે

બાળક વિષેનો આપણો ખ્યાલ ઘણીવાર ભૂલભરેલો હોય છે બાળકના મનને સાફ સ્લેટ સમાન સમજી માની લઈએ છીએ કે બાળકમા જે ગુણો લાવવા માગતા હોઈએ તેનો ઉપદેશ કરવો ખરાબ માર્ગે જાય, ત્યારે મારવુ વ૦ વ૦ આ રીતે બાળકને ડાહ્યુ બનાવવા જતા ગાંડુ જ બનાવીએ છીએ આવા ઉછેરવાળુ બાળક બહારથી ડાહ્યુ જરૂર લાગે છે, પણ તેનુ મન વિકૃત થઈ ગયુ હોય છે ખરી રીતે બાળકમા સર્વ શક્તિ હાજર છે, પણ બીજ રૂપે રહેલી છે એક તદ્દન નાજુક વૃક્ષની અંદર જેમ એ જાતના વૃક્ષના સર્વ ગુણો રહેલા હોય છે તેમ બાળકમા એક મહાન પુરુષના સર્વ ગુણો રહેલા છે જરૂર માત્ર એ બીજરૂપે રહેલા સર્વ ગુણોને વિકસાવવાની જ છે જેમ માળી બગીચામા વૃક્ષોને ઉછેરે છે તેમ બાળકમા નવો ગુણ મુકવાની કોઈ જરૂર નથી બલ્કે મુકી શકતો નથી ફક્ત બીજરૂપે રહેલા સર્વગુણોનો કોઈ કુશળ માનસશાસ્ત્રી દ્વારા આરોગ્યપૂર્વક વિકાસ થવો જોઈએ

બાળક તોફાન કરે, રમે, અવાજ કરે ત્યારે માબાપ દિલગીર થાય છે કે તેમનુ બાળક બગડ્યુ જો કોઈ બાળક શાંત બેસી રહે જે આપે તે ખાઈ લે, લશ્કરી સિપાઈની માફક આજ્ઞા ઉઠાવે તો માતાપિતા આવા બાળકના યશોગાન ગાતા ધરાતા જ નથી આ દશા માબાપનું દયાજનક અજ્ઞાન પ્રદર્શિત કરે છે બાળક એ શક્તિનો ઝરો છે બાળકમા શક્તિ ચોવીસે કલાક વહ્યા જ કરે છે, તેથી એ શક્તિ રમત ગમતદ્વારા બાળક ખર્ચે છે અહિં જયારે માતાપિતા બાળકને ઠપકો આપે છે ત્યારથી બાળમાનસની વિકૃતિના ગણેશ મંડાય છે બાળક પ્રેમનુ ભૂખ્યુ છે બાળકને લાગે છે કે તે કામ કરવા શક્તિમાન છે અને જ્યારે નાનુ એવુ કામ એ કરે છે ત્યારે બાળકને ખૂબ આનંદ થાય છે પણ તેમના તોફાન આપણને કામમા નડતરરૂપ થાય છે એટલે તેમને તેમનીજ પ્રેરણા અનુસાર વર્તવા નથી દેતા અને ગાંડુ થઈ બેસતા હોઈએ, છીયે બેસી રહે ઘોંઘાટ કરમા, અડીશ નહિ એમ કહીએ છીએ ત્યારે આપણે તેના મનની પ્રેરણાને આડે આવીએ છીએ

આપણે સમજવુ જોઈએ કે બાળક પણ થોડી સ્વતંત્રતાનુ અધિકારી છે કેમકે આપણા કામમા એ વિક્ષેપ નાખે છે તેથી બાળકને તેની રમતમાંથી અટકાવવાનો આપણને જરાય હક નથી. આવી અટકાયત બાળકમા આત્મલઘુતા (Sense of Inferiority) લાવે છે અને સાથી આત્મશ્રદ્ધા (Sense of Confidence) કેળવાતી નથી જ્યારે તેની ખાસ જરૂર છે કારણ કે એ સિવાય આનંદપૂર્વક, સંજોગોને અનુકૂળ થવાની શક્તિ તેનામા નથી આવતી. માબાપથી હજારવાર ટોકાયેલા બાળકો મોંગ

થાય છે ત્યારે બીકણુ, ટીકા સાંભળવામાં અશક્ત, શરમાળ, અતડા, અને જોખમ ખેડવામાં નકામા નીવડે છે; અથવા બળવાખોર, કોઈની સત્તા નહિ માનનાર, અને કદાચ મોટા ગુન્હેગાર થાય છે.

બાલમાનસને જાણનાર બાળકની શક્તિઓને અને લાગણીઓને કુંઠિત થઈ વિકૃત થવા નહિ દેતાં, તે જ શક્તિ અને લાગણીઓનો બાલમાનસના વિકાસમાં જ સુંદર ઉપયોગ કરે છે. બાળકની ઈંદ્રિયો બહુ ચપળ અને ચકોર હોય છે. વળી, બાળક તેની આસપાસ વિશાળ જગત જોઇને તેમાં રહેલી સર્વ ચીજો જાણવા બહુજ ઉત્સાહ બતાવે છે. પણ બાળક ચીજો અને તેના કામને જ ઓળખે છે; શબ્દોને નથી જાણતુ. બાળક નિર્દોષ પણ મનસ્વી છે. બાળકને કંઈ જાણવાનુ, જોવાનુ કે સાંભળવાનુ મન થાય, ત્યારે કહો કે બતાવો, તો બાળક બધુ જ ગ્રહણ કરશે. પણ તેની ઇચ્છા વિરુદ્ધ કશુ જ થઈ શકશે નહિ આપણી પદ્ધતિથી શીખવા બાળક કદી તૈયાર નહિ થાય. બાળકને રમત પ્રિય હોય છે, અને તેથી રમતમાં જેટલું શીખાય તેટલુ બાળક શીખે છે.

આમ છે તો બાળક સમક્ષ સાધનો મૂકવાં જોઇએ અને તેની આસપાસ કામનું સુદર વાતાવરણ ઉત્પન્ન કરવુ જોઇએ. બાળકમાં સશોધન-શક્તિ રહેલી હોય છે તેથી નવા સાધનોનો ઉપયોગ વગેરે સપૂર્ણ જાણવા તે ઇચ્છા બતાવે છે. પણ બાળક પોતાની જાતે જ બધું કરવા તૈયાર હોય છે તેથી બાળકને માર્ગદર્શન કરવું, ભૂલ પડે ત્યારે સીધે રસ્તે મૂકવુ, પણ તેને બધુ જ કહી ન દેવું. આમ શોધ કરીને કે શીખીને બાળકને અનહદ આનંદ થાય છે. આ આનદ બાલમાનસને પૌષ્ટિક ખોરાક સમાન છે. આ રીતે, બાળકને દોરવામાં આપણી ધીરજની પણ કસોટી છે. બીજું, બાળક ઉપર વાતાવરણ એકદમ અસર કરે છે. ગંદા વાતાવરણમાં બાળક ગદુ બને છે, પવિત્ર વાતાવરણમાં બાળક પવિત્ર રહે છે. થોડી મહેનતે અને થોડા સમયમાં, વિકૃત માનસ થયા વિના બાળક પવિત્ર વાતાવરણમાં શીખે છે

બાળકની કેળવણી ઘરથી જ શરૂ થાય છે, અને બાળક શાળાએ જતુ થાય તો પણ ઘરની કેળવણી ચાલુ જ હોય છે ટૂંકામાં, ઘરની કેળવણી જન્મથી મરણ સુધી ચાલુ જ હોય છે ઘરની કેળવણી એટલે ઘરના વાતાવરણની બાળક ઉપર અસર તદુપરાંત, માતા, પિતા, મોટા ભાઈબ્હેનનું બાળક અનુકરણ કરે છે. આ ઉપરાંત, બાળકનો માનસિક વિકાર પણ ઘરમાથી જ શરૂ થાય છે. બાળકને બગાડનાર, બાળકના મન પર ખોટી છાપ પાડનાર બાળકના સ્વજનો જ છે.

સામાન્ય રીતે કુટુંબમાં માતા વત્સલ હોય છે, જ્યારે પિતા કડક સ્વભાવના હોય છે. બાળકાના મન પર આની ખરાબ અસર થાય છે ખાસ કરીને જ્યારે પિતા બાળક તરફ કઠોર બને છે, ત્યારે બાળક પિતા તરફ તિરસ્કાર અને ધિક્કારની દૃષ્ટિથી જુએ છે. અને તેની માતા જેવી વત્સલ સ્ત્રીપર આવો માણસ સ્વામિત્વ ધરાવે છે તેની તેને ઇર્ષા થાય છે. બેશક, બાળક આ લાગણી વ્યક્ત કરી શકતુ નથી, પણ તેથી તે દબાયેલી રહે છે. બાળકના મનમાં બે પરસ્પર વિરોધી લાગણીઓનુ ઘર્ષણ થાય છે પાલક તરીકે માન અને ભક્તિની લાગણી, અને જુલ્મગાર તરીકે ધિક્કારની લાગણી. એક વખત એક બાળકને અનાથાશ્રમ દેખાડવા લઈ જવામાં આવેલું બાળકે પૂછ્યુ: " અનાથાશ્રમ એટલે શુ ? "

" અનાથ બાળકોને રહેવાનુ ઘર. "

" અનાથ એટલે શુ ? " બાળકે ફરી પ્રશ્ન કર્યો.

" જેને માતા કે પિતા ન હોય તે અનાથ બાળક કહેવાય "

" તો તે પોતાની મરજી પ્રમાણે વર્તી શકે ? " બાળકથી એકદમ પૂછાઈ ગયુ. બાળક કેટલુ પ્રેમ અને સ્વાતંત્ર્યપ્રિય હોય છે તેનો આ ઉપરથી સ્હેજે ખ્યાલ આવી શકશે. બાળકના પ્રિય સ્વાતંત્ર્ય ઉપર

ધા પડે ત્યારે તેને કેવો સજ્જડ આઘાત લાગતો હશે ? આવા બાળકની માનસિક વિકૃતિ એવા પ્રકારની થાય છે કે તે તેની ઉપરના દરજ્જાના સર્વને જુલ્મી તરીકે જ ઓળખે છે જે ઘરમાં સ્નેહ નથી પ્રેમ નથી, મમતા નથી, લાગણી નથી, તે ઘરના બાળકો વિકૃત માનસવાળા જ બને છે

માતાનો અતિશય પ્રેમ બીજા પ્રકારની વિકૃતિ લાવે છે અનહદ પ્રેમથી માતા પોતે જ બાળકની સર્વ જરૂરિયાતો પૂરી પાડે છે આથી બાળકને મહેનત નહિ કરવાની અને આળસુ થઈ પડી રહેવાની ટેવ પડે છે ભવિષ્યમાં, તે સર્વ બાબતમાં-વિચારમાં કે કાર્યમાં-પરાધીન રહેશે સ્વતંત્ર વિચાર કે કાર્ય કરવાની શક્તિ તેનામાં કદી જાગશે જ નહિ

માતાપિતા વચ્ચેનો કલહ બાલમાનસને અસ્થિર બનાવી મૂકે છે જે માતાપિતા તરફ બાળક પ્રેમની લાગણીથી જુએ છે, તેમને પરસ્પર ક્રોધ કરતા, ગાળો ભાંડતા અને લડતા જુએ છે ત્યારે બાળક અતિશય ગભરાઈ રડી ઊઠે છે ધરતી તેના પગ નીચેથી ખસી જતી લાગે છે અને પ્રગતિના મૂળ કારણ સમાન શાંતિ અને સ્થિરતાની ભાવનાના મૂળ ખવાઈ જાય છે પરિણામે બાળકમાં ભય, વેદના અને નિરાધારપણાની લાગણી જન્મે છે આથી બાળક હિંમત અને શક્તિ ખોઈ બેસે છે મોટી વયે પણ આ ત્રુટી દૂર કરવા બાળક અશક્તજ રહે છે

સ્નેહાળ ભાઇબ્હેનો વચ્ચે મોટુ થનારું બાળક પ્રેમની લાગણી કેળવે છે, અને કજિયાળા ભાઇબ્હેનો વચ્ચે મોટુ થનારુ બાળક વિકૃત માનસવાળું કજિયાળુ થાય છે પોતાના વચલા ભાઈબ્હેનો પ્રત્યે બાળક તિરસ્કારની લાગણી રાખે છે અને પોતાની બધી શક્ય રીતે વેર લેવા પ્રયત્ન કરે છે ઘીંગીને પોતાનો વચલો ભાઈ કે વચલી બ્હેન માનીને તેના તરફ આંખો કાઢે છે, દાંતિયા કરે છે અને મારે છે વિકૃત માનસના આ લક્ષણ આવા બાળકો મોટા થાય છે ત્યારે તેમનાથી મોટી વયના માણસો પ્રત્યે શરમાળ બીકણ અને કડવા સ્વભાવના થાય છે, અને તેમનાથી નાની વયના માણસો પ્રત્યે કડક, ક્રોધી અને ક્રૂર થાય છે

ઘણીવાર અને સમાનવયના બાળકો સમક્ષ અપમાનિત થવાથી બાળક આત્મલઘુતાની વિકૃત લાગણી અનુભવે છે તદુપરાંત પોતાનો કદ્રૂપો દેખાવ, શારીરિક ખોડ ઓછી બુદ્ધિ, માતાપિતાની ગરીબી પિતાની ખરાબ આબરુ વગેરે કારણોથી પણ બાળકમાં આત્મલઘુતાની વિકૃત લાગણી જન્મે છે આવુ બાળક પોતાના મિત્રો સાથે આનંદ લઈ શકતું નથી તેનુ મન બહુ શરમશીલ રહે છે, અને માનસિક સ્વાસ્થ્ય અનુભવી શકતું નથી

આવા વિકૃત માનસવાળા બાળકો પોતાની દબાયેલી ઇચ્છા પાર પાડવા પોતાની કલ્પનાસૃષ્ટિમાં વિહરે છે, અને તેમાં અનેક પ્રસંગો ઉપસ્થિત કરી અપૂર્ણ ઇચ્છાઓ પૂર્ણ કરવા પ્રયાસ કરે છે રાત્રે સ્વપ્નમાં પણ આ ક્રિયા ચાલુ જ રહે છે આથી કોઈ બાળકનો ચહેરો ઉતરેલો હોય તો તેના સ્વપ્નાંઓનું વાચન અતિશય ઉપયોગી થઈ પડે છે બેશક, એ સ્વપ્નાઓનું વાચન કોઈ કુશળ માનસશાસ્ત્રી પાસેજ કરાવવુ જોઈએ

બાળકનુ મન એટલુ નાજુક હોય છે કે એક જ આવાનજાન બનાવ તેનામાં અમુક વ્યક્તિ કે બનાવ પ્રત્યે અભાવની લાગણી પેદા કરાવે છે માટે બાળકને આઘાત લાગે તેવું કદી બોલવુ નહિ તેમજ આચરવુ નહિ ગમે તેવી બાબત હોય તોપણ બાળક ઉપર કદી, જાણતા કે અજાણતા ક્રોધ કરવો નહિ. ક્રોધ કરવાથી બાળક મન ચોરી લે છે સ્પષ્ટ કહેતું નથી અને તેટલી બાળકમાં વિકૃતિ થવાની બાળક પ્રત્યે જેટલા પ્રેમથી વર્તશુ તેટલુ તે બોળા દિલનું થઈ વાત કરશે અને આપણી કોઈપણ ત્રુટી નિભાવી લેશે

આ સિવાય બાળકમા બીજી વિકૃતિઓ પણ એક વા બીજા કારણે આવે છે. દા. ત. પ્રસંગાનુસાર શક્તિ અને હિંમત એકઠી કરવાની અશક્તિ; અયુક્ત કાર્ય કરવાની હૃદયની ઊંડી તમન્ના; અમુક જાતની કેળવણી પ્રત્યે તદન અભાવ મોટી વયે પણ બાલીશ વર્તન. આવા કિસ્સા એવા ગુંચવણ ભરેલા હોય છે કે તેનો ઉપાય કુશળ માનસશાસ્ત્રીઓનેજ પૂછવો જોઇએ. આપણી સંસ્થાઓમાં માનસશાસ્ત્રના અભ્યાસીઓ ગૃહપતિ તરીકે રાખવામાં આવે તો જ મોટા દાનોનો સદુપયોગ થઇ શકે.

લેખને વધારે લાંબો નહિ કરવા વિકૃત માનસના વધારે પ્રકારો અને દૃષ્ટાંતો નહિ આપું. પણ હું એટલુ જરૂર કહીશ કે જો માતાપિતા અને શિક્ષકો તેમના બાળકોમા વિકૃતિ લાવવા માગતા ન હોય તો માબાપો અને શિક્ષકોએ પોતે પોતાના મનના આરોગ્ય ઉપર ખૂબજ ધ્યાન દેવુ જોઇએ વિકૃત અને તેથી અસ્થિર માનસવાળી વ્યક્તિ બાળકના મનને જરૂર વિકૃત બનાવશે મૂંઝાયેલા બાળકની પાછળ ઘણીવાર મૂંઝાયેલા માતાપિતા હોય છે ફક્ત પોતાના જ સ્વાર્થ ખાતર નહિ પણ બાળકના હિતાર્થે માતાપિતા અને શિક્ષકોએ સુંદર જીવન જીવવુ જોઇશે. ફક્ત ખોરાક, કપડાં અને શાળાની ફી આપવામા માતાપિતાની ફરજ સમાપ્ત નથી થતી મોટી વયે, મનમાં પ્રસન્નતા, અને સમાજમાં પ્રતિષ્ઠા જાળવી શકે તેવી કેળવણી બાળકને આપવાની પવિત્ર અને મહાન ફરજ માતાપિતા અને શિક્ષકોની છે.



બાળકો આપણાં ઘરોના રોપાઓ અગર ફુલઝાડો છે, તેઓ આપણે તૈયાર કરેલા વાતાવરણમા ને ખાનપાનમાં મોટાં થઈ રહ્યા છે તેઓ આપણી દૃષ્ટિ તળે જીવી રહ્યા છે આપણી દૃષ્ટિ જેવી કડવી મીઠી હશે તેવા બાળકો થશે. આપણે બાળકોની વચ્ચે કેવળ તેમની હાજતો પરત્વે બેદરકાર રહીએ, તેમને જડસા જેમ ગમે તેમ હડદોલાવીએ કે ધકેલીએ, તેમની કૂણી કૂણી લાગણીઓનો વિચાર જ ન કરીએ, તેમને અભિમુખ ન રહેતા આપણામાં જ પડયા રહીએ, તો બાળકો ચીમળાશે. તેમને આપણી અમીદૃષ્ટિનુ પોષણ નહિ મળે

આપણે બાળકોને અમીદૃષ્ટિથી ઉછેરીએ અને આપણી પાસેથી, આપણા ઘરોમાથી, ને આપણી આસપાસમાથી આપણા બાળકોનુ જીવન મીઠુ કરવા કડવી દૃષ્ટિ હોય તે હાંકી કાઢી અમીદૃષ્ટિ પાથરીએ. —ગિજુભાઈ—

# જૈનધર્મની તાત્ત્વિકતા

લેખક શાંતિચંદ્ર કે ઝવેરી, બી એ, એલએલ બી, એડવોકેટ

જગતબંધુત્વ અને જગત આત્મકલ્યાણમા સદૈવ તત્પર રહે એવો જૈન ધર્મ પ્રત્યેક મનુષ્યને દુર્ગતિમા પડતા અટકાવીને સ ગતિને રસ્તે દોરે છે ધર્મ શબ્દનો સાધારણ અર્થ ફરજ કે સ્વભાવ ગણાય છે પરતુ અહીં ધર્મ એટલે જિનભાષિત ધર્મ અથવા વીરપ્રણીત સિદ્ધાંતમા સમાએલા આત્મિક ધર્મના અર્થમા ગણાએલો છે જૈન ધર્મ છએ કાયના જીવને સરખા માને છે એ સમસ્ત જીવોને અભય આપે અથવા તો માનસિક કે શારિરિક દુ ખ ન ઉપજાવે તેનુ નામ ધર્મ ધર્મ એ આત્મિક, આધ્યાત્મિક તત્વ છે તેને મનુષ્ય પોતે તર્ક, દલીલ વગેરે બુદ્ધિનો સમજણપૂર્વક ઉપયોગ કરી બરાબર ઓળખે અને ગ્રહણ કરે તો જ તેમા તેનું આત્મકલ્યાણ સમાએલુ છે અહિંસા, સત્ય અસ્તેય બ્રહ્મચર્ય અને અપરિગ્રહ વ્રતને સૂક્ષ્મરીતે સમજે નહિ ત્યા સુધી તેની પુરી કિંમત સમજાય નહિ જૈનધર્મ પાચે તત્ત્વોનુ બારીકમા બારીક પૃથક્કરણ કરે છે અને સાધુ અને શ્રાવકના રાહ સીધા બતાવે છે જૈનધર્મ ત્યાગવૃત્તિમા ધર્મ બતાવે છે સુખ દુ ખ સમભાવે સહન કરવાનો ઉપદેશ આપે છે બળજબરીથી નહિ પરતુ સમજાવીને, હૃદય પલટો કરાવીને ઉપદેશ આપવામા ધર્મ માને છે પરિગ્રહને અનર્થનું મૂળ સમજે છે તથા તેનાથી દૂર રહેવા જૈન ધર્મ પોકારીને કહે છે દેહદમન ઇંદ્રિયોના મહાવેગને રોકવાનુ અને શારીરિક કષ્ટો સમતાભાવે સહન કરવાનું જૈન ધર્મ ઉપદેશે છે સાંસારિક પ્રવૃત્તિમા તથા સસારમા રહેવા માટે આપણને અમુક કાર્યો કરવા પડે પરંતુ તેમાં ધર્મ—આત્મિક ધર્મ—સમાએલો છે એવુ જૈન ધર્મ કહેતો નથી જૈન ધર્મ તો પ્રભુના ગુણોનો પૂજક છે ઉત્તરોત્તર ભાવના જાગવતા પ્રભુના ગુણોને સ્મરી સ્મરી આપણને જૈન ધર્મ પ્રભુના ગુણને અનુસરવા પ્રેરણા આપે છે વીતરાગ એટલે રાગ અને દ્વેષ રહિત બનવાની આપણામા પ્રેરણા જગવે છે ત્રણ કરણ અને ત્રણ યોગથી પાચ મહાવ્રત શુદ્ધપણે પાળતા હોય તેવા સર્વવ્રતી સાધુને દોષરહિત સુપાત્ર દાન દેવાની જૈન ધર્મ ઘોષણા કરે છે જૈનધર્મ સાવધ એટલે હિંસામય અને ભગવતે નિષેધેલી અનુકપાને, અનર્થને, સર્વ પ્રકારની હિંસાને દ્રવ્યને મોહને મિથ્યાત્વ અથવા ભોગી મા યતા ભોગ અને ખ ત્ન સમજે છે તેને દૂર કરવાના પ્રયત્નો બતાવે છે અને એ અનિષ્ટોને દૂર કરવાના રસ્તાઓ બતાવે છે

સસારની માયા આપણને બાંધી રહી છે એની છાયા આપણી કાયાથી જુદી પડતી નથી પરતુ એ તો સધ્યાના રંગ જેવી છે, પળવારમા વિખરાઈ જશે માટે એવી માયાથી ચેતે તે જ વી લો જૈનધર્મ પૂર્વજન્મમાં માને છે એ હિસાબે આપણે આ ભવમા જે કાંઈ આનંદ મજા કરીએ છીએ તે આપણી ભૂતકાળની કમાઈનો પ્રતાપ છે પરતુ જો આપણે ભવિષ્યની મજાનો વિચાર નહિ કરતા પ્રમાદમા રહી જઈશુ તો આગળનું સ્વર્ગ આપણે કરી શકીશુ નહિ. આપણામા તીવ્ર ઇચ્છા હોય તો આપણું ભવિષ્ય આપણે જ સુધારી શકીએ છીએ માટે મનુષ્ય જો ધર્મ ભાવના જાગ્રત કરે તો ઘણા દુ ખનો અંત આવે અને સુખ ઉત્કટ ભાગ્યમાં રહેશે માણસના કાર્યો જ એની સાથે જાય છે સુકાર્યો કરશે તે સુવાસ ભોગવશે, દુષ્કાર્યો કરશે તે દુર્ગંધ ભોગવશે એ સ્પષ્ટ વાત હોવા છતા આપણે આપણી જાતને કુકર્મો કરતા રોકી શકતા નથી માટે જ મનુષ્યે સુધ્યાન સુકર્મમા મન લગાવવાની આવશ્યકતા છે જીવન ક્ષણ ભંગુર છે, જેટલા વહેલા ચેતી જવાય એટલું જીવની પ્રગતિ માટે ઉત્તમ છે

પોતાના આત્મા ઉપર અનુકપા પ્રગટ્યા સિવાય બીજાના આત્મા ઉપર સાચી અનુકપા પ્રગટવી એ શકય જ નથી એ અનુસાર જે પોતાના આત્માને પીછાનતો નથી તે પોતાના આત્માને અધર્મમાથી

બચાવી શકતો નથી. તો પછી તે બીજા પ્રાણીઓને શી રીતે બચાવી શકવાનો હતો? મતલબ કે આત્માને પ્રથમ બરાબર ઓળખવો જોઇએ અને પછી જ દયા, અનુકંપા શક્ય થઈ શકે, અન્યથા નહિ. સાચો દયાળુ તે છે જે પોતાના આત્મા પ્રત્યે દયાળુ છે. પોતાના આત્માની દયા જેનામાં પ્રગટી નથી તેનામાં બીજાઓ પ્રત્યે સાચો દયાભાવ પ્રગટવાનો જ નથી. સ્વદયા એટલે આત્મદયા હોય તો જ પરદયા થઈ શકે

જૈન ધર્મમાં ચારિત્રધર્મ એટલે કે સાધુધર્મને પ્રધાનપદ આપ્યુ છે. એ ચારિત્રધર્મ જ જૈન જગતનો પાયો છે પાંચ મહાવ્રત, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એ તેર પદાર્થનુ રૂડી રીતે આરાધન કરવુ એનું નામ ચારિત્રધર્મ છે. ધર્મનું આરાધન કરવાથી જ આત્માને વળગેલાં કર્મોની નિર્જરા થાય છે, આત્મા નિર્મળ થાય છે, આત્મા સર્વાંગસંપૂર્ણ કર્મમળ રહિત થાય છે અને મોક્ષ કે નિર્વાણપદને પામે છે. એવી જાતના ચારિત્રધર્મનું આરાધન કરવુ એનુ નામ જ આત્મચિંતન છે. એનું નામ જ આત્મમાં આત્માની શોધ કરવી એ છે. એનું નામજ આત્મ–સમાધિ છે. આત્મામાં રમણતા એજ ચારિત્રધર્મનું મુખ્ય લક્ષણ છે. ચારિત્ર ધર્મપાળવાથી જ આત્માનો અખંડ સાક્ષાત્કાર થાય છે આત્માનો અનુભવ થાય છે, કેવળ જ્ઞાન પ્રગટે છે અને સિદ્ધપદની પ્રાપ્તિ થાય છે. ચારિત્રધર્મની આરાધનામાંજ પ્રભુપદની પ્રાપ્તિ સમાએલી છે.

જૈન ધર્મ જીવ અને કર્મનો અનાદિ કાળથી સયોગ થયેલો માને છે તેને છૂટા કરવા એ જૈનત્વનું મુખ્ય કામ છે. સુકર્મ એ સોનાની જંજીર, કુકર્મ એ લોખંડની જંજીર છે એ જંજીરોમાંથી કેમ અને કેવી રીતે મુક્ત થવુ એ જૈનધર્મ બતાવે છે જ્યારે જીવ એ પુણ્યપાપરૂપી જંજીરોમાંથી મુક્ત થાય છે ત્યારે તે સચ્ચિદાનદસ્વરૂપ મોક્ષપદને પામે છે અને જન્મમરણના કષ્ટોમાંથી સદાયને માટે મુક્તિ મેળવે છે

ધર્મના ચાર પ્રકાર ગણાવ્યા છે. સુપાત્રદાન, નિષ્કલંક ચારિત્ર, નિર્મળ તપ અને શુદ્ધ ભાવના ભાવવાથી જીવ ધર્મ કરે છે. આત્મા પોતે સમ્યગ્ જ્ઞાન, સમ્યગ્દર્શન–સાચું જ્ઞાન અને સાચી શ્રદ્ધા–એટલે કે દેવ અરિહંત, ગુરુ નિર્ગ્રંથ અને કેવળી ભગવાને પ્રરૂપ્યો તે ધર્મ સાચો–એ માન્યતામાં વૃત્તિ અને પ્રવૃત્તિ રાખવાથી આત્મા પોતે ખરો ધનસચય કરે છે, અને એ ધનપ્રાપ્તિ વડેજ જીવ ઊંચી ગતિએ જાય છે. પરંતુ જૈનધર્મનું મૂળતત્વ તે આજ્ઞા એટલે પ્રભુ મહાવીરે જે કરવાની આજ્ઞા આપી છે તેમાં જ ધર્મ સમાએલો છે એ માન્યતા જ ખરી અગત્યની છે પ્રભુની સર્વજ્ઞતામાં વિશ્વાસ તથા તેમણે જણાવેલા સ્યાદ્વાદમાં માન્યતા જીવની પ્રગતિનુ કારણ છે. આ પ્રમાણે આજ્ઞાને પ્રધાનપદ આપેલું છે. ॥ आणाए धम्मो ॥ એ સુત્રમાં જ જૈનધર્મની તાત્વિકતા સમાએલી છે

ધર્મનીતિને માર્ગે ચાલવામાં જ આત્માનું શ્રેય છે એ નીતિ બે પ્રકારની છે સર્વવ્રતી અને દેશવ્રતી સંપૂર્ણ અથવા સર્વવ્રતી ધર્મનીતિ સાધુ મુનિરાજ જ કરી શકે, બીજી નીતિ ગૃહસ્થ કરે એટલેકે સત્ય અને પ્રમાણિકપણે પોતે સસારમાં રહે. દયા ધર્મનું મૂળ ગણાય છે. પરતુ જ્ઞાન વગર દયા સંભવે જ નહિ ॥ पढम नाणं तओ दया ॥ સાચું આત્મિક જ્ઞાન પ્રાપ્ત થયા વગર દયાની સમજણ પડે નહિ. ધર્મ અમૂલ્ય છે. તેની કિંમત પૈસામાં અકાય નહિ જૈનધર્મ એટલે ત્યાગની મીમાંસા, ત્યાગ અને વ્રત એ જ ધર્મનો સાર છે. કારણ કે જૈન ધર્મ એટલે અહિંસા. અહિંસા એટલે છયે કાયના જીવને અભયદાન. અભય એટલે દયા. જીવને મારે, મારી નાખે, દુઃખ દે કે અતરાય નાખે તે હિંસા; તેમાંથી મનુષ્ય દૂર રહે તે દયા પોતે ત્યાગવૃત્તિ વધારે તથા પોતાની જરૂરિઆતો ઘટાડે તે વ્રત. કોઈ પણ જીવ પ્રત્યે સ્નેહ, લાગણી થાય તે રાગ, ધિક્કાર, વૈર ઉત્પન્ન થાય તે દ્વેષ એ બન્ને લાગણીમાંથી મુક્ત થાય તે

વીતરાગી કે જે હમેશા દરેક જીવનું આ સંસારરૂપી સમુદ્રમાંથી તરી જવું જ ઈચ્છે છે સંપૂર્ણ ત્યાગવૃત્તિ એટલે વીતરાગીપણું અને ત્યાર જ મુક્તિ—મોક્ષ—કે જે જૈન ધર્મનો આદર્શ છે આ જ છે જૈન ધર્મની તાત્ત્વિકતા, તત્વજ્ઞાન" ફીલસુફી

આ પ્રમાણે જો જીવ જૈનત્વને બરાબર ઓળખે, સંસારની માયાથી ચેતે, આત્માનું પતન અટકાવી ઊંચે પ્રગતિ કરે, ચારિત્રની વિશુદ્ધિ પ્રગટાવે, સંસારની જંજીરમાંથી મુક્ત થાય ભગવંતની આજ્ઞા પ્રમાણે ચાલે, સાચું જ્ઞાન મેળવી વીતરાગી બને અને હંસ બનીને દૂધ અને પાણી, ધર્મ અને અધર્મને બરાબર સમજતો થઈ જાય તો તેને સાચું જ્ઞાન–સમ્યક્ત્વ–અને જૈનત્વ મળ્યું કહેવાય અને તેને અસુખ જોવાનો પ્રસંગ આવે નહિ



પુણ્ય પાપની પ્રત્યક્ષ કળાતી લીલાઓને ધ્યાનમાં લઈ, જગતની વિચિત્રતા સંસારની નિઃસારતા અને વિષયોની વિરસતા સમજી મોહમગને દૂર કરવા યત્નશીલ રહેવું જોઈએ આત્મકલ્યાણનો મહાન આદર્શ ધ્યાન પર લઈ જીવનની મંગલ સાધનાના સાચા માર્ગ પર પોતાનો પ્રવાસ સતત વ્યવસ્થિત રીતે ચાલુ રાખવો જોઈએ ધીરે ધીરે પણ સાચા માર્ગ ઉપર ગતિ કરતો પ્રાણી સીદાતો નથી અને ક્રમશઃ આગળ વધતો જાય છે ધ્યેય સાધ્યને પહોંચી વળે છે સાધ્યને લક્ષ્યમાં નહિ લીધેલા ધનુર્ધરની બાણ ફેંકવાની ચેષ્ટા જેમ નિષ્ફળ જાય છે તેમ સાધ્યને સ્થિર કર્યા વગર હોય પણ ક્રિયા ફળીભૂત થતી નથી એ ધ્યાનમાં રાખવું જોઈએ. મોક્ષ એ ખરું સાધ્ય, સાધુ કે ગૃહસ્થ દરેકે પોતાના દૃષ્ટિબિંદુ ઉપર સ્થાપિત કરવું જોઈએ. એ સાધ્યને સિદ્ધ કરી આપનાર માર્ગની શોધ કરવી જોઈએ. દુરાગ્રહનો ત્યાગ કરી ગુણાનુરાગી બની શાસ્ત્રોનો ગર્ભ તપાસવો જોઈએ શુદ્ધ જિજ્ઞાસુ બુદ્ધિએ અને આત્મકલ્યાણની તીવ્ર ઉત્કંઠાથી અવલોકતાં શાસ્ત્રોમાંથી મોક્ષ મેળવવાનો નિષ્કંટક માર્ગ જાણી શકાય છે જાણ્યા પછી ક્રિયામાં મૂકવાની જરૂર છે ક્રિયા વગરનું જ્ઞાન ફલસાધક થઈ શકતું નથી એ વાત દરેક સમજી શકે છે પાણીમાં તરવાની ક્રિયા જાણ્યા છતાં પણ તે ક્રિયા કરવામાં ન આવે તો પાણીમાં તરી શકાતું નથી માટે જ શાસ્ત્રકારો "सम्यग्ज्ञानक्रियाभ्यां मोक्षः" એ સૂત્રથી સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ ક્રિયા એ બન્નેનો યોગ થાય ત્યારે જ મોક્ષસાધન શક્ય થાય એમ પ્રરૂપે છે

—શ્રી ન્યાયવિજયજી—

# ગુજરાતની કેટલીક પ્રાચીન જિનમૂર્તિઓ

## લેખક : સારાભાઈ મણિલાલ નવાબ

ભારતીય વિદ્યાભવન અંધેરીના "ભારતીય વિદ્યા" નામના ત્રૈમાસિક મુખપત્રના વર્ષ ૧ ના અંક ૨ માં પૃ. ૧૭૯ થી ૧૯૪ માં "ગુજરાતની પ્રાચીનતમ જિનમૂર્તિઓ" નામનો એક સચિત્ર લેખ મેં લખેલો પ્રસિદ્ધ થઈ ગએલો છે. આ લેખ પ્રસિદ્ધ થયા પછી તાજેતરમાં જ અમદાવાદ શહેરમાં માંડવીની પોળમાં, નાગજીભૂદરની પોળના જૈન દેરાસરમાં મારા જોવામાં આવેલી વિક્રમના બારમા સૈકાની અને કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્ર સૂરિની વિદ્યમાનતાના સમયની તથા તેઓશ્રીની વિદ્યમાનતાના સમય પહેલાંની ધાતુની ત્રણ પ્રતિમાઓની જૈનમૂર્તિવિધાનશાસ્ત્રના અભ્યાસમાં રસ લેનાર વિદ્વાનોને તથા જૈન બંધુઓને ઓળખાણ કરવાનુ આ ટુંક લેખમા મેં યોગ્ય ધાર્યું છે. સમયના અભાવે આ અંકની સાથે આ ત્રણ મૂર્તિઓના ચિત્રો આપી શકાયા નથી.*

મૂળ ગભારામાં મૂળનાયક શ્રીસંભવનાથજીની જમણી બાજુએ આરસની ઓટલી ઉપર આ સંવત ૧૧૦૨ ની જિનમૂર્તિ આવેલી છે:

મૂર્તિ ૧ —આ જિનમૂર્તિના પરિકરનો ઘણોખરો ભાગ (ઉપરનો બધો ભાગ તથા ડાબી બાજુના ચામર ધરનારની આખી આકૃતિ) નાશ પામેલ છે. આ જિનમૂર્તિની નીચે કોઈ પણ જાતનુ લંછન નહિ હોવાથી ચોવીશ તીર્થંકરો પૈકીના કયા તીર્થંકરની આ મૂર્તિ છે તે શોધી કાઢવુ અશક્ય છે. આ જિનમૂર્તિના કપાળમાં 'U' આ જાતનુ (હાલમાં વૈષ્ણવ સંપ્રદાયના અનુયાયીઓએ સ્વીકારેલુ) તિલક સ્પષ્ટ દેખાય છે મધ્યમાં પદ્માસનની બેઠકે બેઠેલી આ જિનમૂર્તિની મુખાકૃતિ બહુ જ સુંદર છે. મૂળ મૂર્તિની જમણી બાજુએ એક ચામર ધરનાર પરિચારકની ઊભી સુંદર આકૃતિ છે, પરિચારકના ડાબા હાથમાં ચામર પકડેલો છે અને તેનો જમણો હાથ પગ ઉપર ટેકવેલો છે

પદ્માસનની નીચેના ભાગમાં જમણી બાજુએ બે હાથવાળા યક્ષરાજની સુંદર મૂર્તિ છે; અંબિકા યક્ષિનીના જમણા હાથમાં આંબાની લૂંબ સ્પષ્ટ દેખાય છે, તથા ડાબા હાથથી પકડેલુ બાળક ખોળા ઉપર બેસાડેલુ છે, બાળકના શરીરનો ઉપરનો અડધો ભાગ ખંડિત થએલો છે પદ્માસનની નીચેના ભાગમાં નવગ્રહોની નાની નાની નવ આકૃતિઓ કોતરેલી છે એકંદરે આ સુંદર શિલ્પ જૈનાશ્રિત શિલ્પકલાના ખૂટતા અંકોડાઓ મેળવવા માટે વધારે મહત્ત્વનુ છે. આ મૂર્તિના પાછળના ભાગમા ત્રણ લીટીનો લેખ કોતરેલો છે, જે આ પ્રમાણે છે —

(1) ब्रह्माण (ग) च्छे . .
(2) सिवैश्वेच्छुप्त कारयामास जैडी
(3) प्रियं विम्रये ॥ सवत ११०२

ઉપરોક્ત ત્રણ લીટીના લેખ પરથી આ પ્રતિમા બ્રહ્માણ ગચ્છીય કોઈ જૈન ગૃહસ્થે મોક્ષ મેળવવાની અભિલાષાથી સંવત ૧૧૦૨ મા બનાવરાવી

મૂળ ગભારામા ડાબી બાજુની આરસની ઓટલી ઉપર આ સંવત ૧૧૯૨ ની શ્રીપાર્શ્વનાથજીની મૂર્તિ આવેલી છે.

---

* આ ત્રણે મૂર્તિઓના ચિત્રો માટે "જૈન સત્ય પ્રકાશ" માસિકના દીપોત્સવી અંકમા પ્રસિદ્ધ થએલ "બારમા સૈકા પહેલાની પ્રાચીન ધાતુપ્રતિમાઓ" નામના મારા લેખની સાથેના છપાએલા ચિત્રો જુઓ

મૂર્તિ ૨ —આ જિનમૂર્તિના મુખારવિંદનો ભાગ તથા પરિકરની બધી આકૃતિઓ ઘણી ઘસાઈ ગએલી છે મૂળ મૂર્તિના મસ્તકના ઉપર ભાગમા સાત ફણાઓ દેખાઈ આવે છે અને તેથી આ મૂર્તિ શ્રીપાર્શ્વનાથજીની છે એમ સાબિત થાય છે શ્રીપાર્શ્વનાથજીની બને બાજુ એકેક ચામર ધરનાર પરિચારકની આકૃતિ છે, તથા પદ્માસનની નીચેના ભાગમા જમણી બાજુએ બે હાથવાળા યક્ષરાજની તથા ડાબી બાજુએ બે હાથવાળી અબિ । યક્ષિણીની આકૃતિ શિલ્પીએ રજૂ કરેલી છે, આ બને આકૃતિઓ પણ ઘસાઈ ગએલી છે આ મૂર્તિની પાછળના ભાગમા પરિકર પર ફરતો કોતરેલો લેખ છે, જેનો ઘણો ખરો ભાગ વાચી શકાય છે જે આ પ્રમાણે છે –

स ११९२ काशहृदगच्छे श्रीसिंहलमाया भार्यया सोहण्या कारिता

ઉપરોક્ત લેખ પરથી આ પ્રતિમા કાશહૃદગચ્છના શ્રાવક શ્રીસિંહલની સ્ત્રી [ ના પુત્ર ની] સ્ત્રી સોહણિએ કરાવેલી છે એમ સાબિત થાય છે

નાગરભૂદરની પોળના જ દેરાસરના મેડા ઉપરના ગભારામા મૂળનાયક શ્રીધર્મનાથજીની જમણી બાજુની આરસની ઓળી પર અગિયારમા સૈકાની શ્રીઋષભદેવ ભગવાનની મૂર્તિ આવેલી છે

મૂર્તિ ૩ —શ્રીઋષભદેવ આ મૂર્તિ । શિ ૫ પણ સુ ર છે મધ્યમા જિનમૂર્તિના મસ્તક પર યોગીની માફક વાળના છ ગુચ્છા શિલ્પી એ સુદર રીતે કોતરેલા છે જૈનોના ચોવીશ તીર્થંકરો પૈકીના પ્રથમ તીર્થંકર શ્રીઋષભદેવ ભગવાનની પ્રાચીન મૂર્તિઓ પૈકીની ઘણી ખરી મૂર્તિઓના બને ખભા પર વાળની લટો કોતરેલી મળી આવે છે (જુઓ ભારતીય વિદ્યા વર્ષ ૧ અક ૨ ના પૃ૪ ૧૮૫ની સામેના ચિત્ર નબર ૬ અને ૭ તથા તે જ અકના પૃ૪ ૧૮૦ ની સામેનુ ચિત્ર નબર ૨ અને પૃ૪ ૧૯૧ ની સામેનુ ચિત્ર નબર ૮) વળી કોઈ પાષાણની પ્રતિમાના મસ્તકની પાછળના ભાગમા પણ વાળ કોતરેલા મળી આવે છે (જુઓ હવે પછી પ્રસિદ્ધ થનાર 'ભારતના જૈન તીર્થો અને તેમનુ શિલ્પસ્થાપત્ય" નામના ગ્રથમા ચિત્ર નબર ૪૧) પરતુ મારા આજસુધીના નિરીક્ષણ દરમ્યાન મસ્તક પર વાળની લટોના ગુચ્છાવાળી શ્રીઋષભદેવ પ્રભુની પ્રતિમા જોવામા આવી નથી, તેટલી આ પ્રતિમાની ખાસ વિશિષ્ટતા છે શ્રીઋષભદેવ પ્રભુની મૂર્તિઓમા વાળની લટો મળી આવે છે, તેના કારણો હું મારા ભારતીય વિદ્યા'ના ઉપરોક્ત લેખમા દર્શાવી ગએલો છુ, તેથી તેના ઉલ્લેખો અહીંયા ફરી આપવા યોગ્ય લાગતા નથી

આ મૂર્તિના પરિકરના પાછળના ભાગમા કેટલાક અક્ષરો કોતરેલા છે જેમાંનો મોટો ભાગ કાટથી ખાએલો હોવાથી સ્પષ્ટ વાચી શકાયો નથી પરતુ તેની લિપિ લખવાની રીતથી અભ્યાસીઓને જણાઈ આવે તેમ છે કે આ મૂર્તિ અગિયારમા સૈકા પછીની તો નથીજ

આ વિષયમા વધારે જાણવાની ઇચ્છાવાળા જિજ્ઞાસુઓને તાજેતરમા પ્રસિદ્ધ થએલ 'જૈન સત્યપ્રકાશ ' માસિકના દીપોત્સવી અકમાંનો 'બારમા સૈકા પહેલાની પ્રાચીન ધાતુપ્રતિમાઓ નામનો મારો સચિત્ર લેખ તથા ટુક વખતમા મારા તરફથી પ્રસિદ્ધ થનાર ' ભારતના જૈન તીર્થો અને તેમનુ શિલ્પસ્થાપત્ય" ભાગ ૧ લો જોઈ જવા મારી ભલામણ છે

મારા આ ટુક લેખથી જૈનમૂર્તિવિધાનશાસ્ત્રના અભ્યાસીઓને તથા જૈન શિલ્પકળામા રસ લેનાર રસજ્ઞો અને મારા જૈન બધુઓને પોતાના પૂર્વજોએ સદરેલ મૂર્તિવિધાનના અભ્યાસ તથા તેના સરક્ષણ તરફ થોડી પણ દોરવણી મળશે તો મારા આ લેખ લખવાનો પ્રયાસ હું સફળ માનીશ.

૦

# સિદ્ધસારસ્વતાચાર્ય અમરચંદ્ર સૂરિ

( એક સ્વાધ્યાય )

લેખક : કનૈયાલાલ ભાઈશંકર દવે

## ઉપક્રમ

સસ્કૃત પ્રાકૃત સાહિત્યના વિકાસમાં, ભારતીય અન્ય પ્રાંતોના મુકાબલે, ગુજરાતે પણ સુંદર ફાળો નોંધાવ્યો છે. તેટલું જ નહીં પણ બીજા પ્રાંતોમાં નહીં રચાયેલા, એવા અભિનવ ગ્રંથો ગુજરાતે ભારત-માતાના ચરણે સાદર કર્યા છે. માઘનું શિશુપાલવધ, અને ભટ્ટીનું ભટ્ટીકાવ્ય, હરિભદ્રસૂરિની સમરાદિત્યકથા અને સિદ્ધર્ષિનું ઉપમિતિભવપ્રપંચકથાનક, અને તેવા બીજા અનેક ગ્રંથો ગુજરાતે સાધેલ ઉત્કૃષ્ટ સાહિત્ય વિકાસનો પરિચય કરાવે છે. પણ આ બધા કરતાં ગુજરાતને વધુ પ્રતિષ્ઠા અને ગૌરવ અપાવનાર ગુજરાતની અસ્મિતામાં વધારો કરનારા, આચાર્ય હેમચંદ્રે રચેલ વ્યાકરણ, કોશ, છંદ, અલંકાર, યોગશાસ્ત્ર અને કથાસાહિત્યના અપૂર્વ ગ્રંથો છે જેની કીર્તિ અને સુવાસ ગુજરાતમાં જ નહીં પણ સમસ્ત ભારતમાં ફેલાઈ છે. આ સિવાય પણ બીજા અનેક ગ્રંથો, બ્રાહ્મણ અને જૈન વિદ્વાનોએ રચ્યા છે, જેની નોંધ માત્ર લેતાં કેટલાંયે પાનાં ભરી શકાય તેમ છે.

ગુજરાતની સાહિત્યિક અસ્મિતા ફેલાવવામાં અનેક વિદ્વાનો અને કવિઓનો હાથ હતો. તેમાં જૈન સાહિત્યસ્વામીઓનો નાનોસૂનો ફાળો નથી બ્રાહ્મણ વિદ્વાનોની માફક જૈન પડિતો પણ અનેક થઈ ગયા છે, જેમણે સસ્કૃત, પ્રાકૃતના ભવ્ય ગ્રંથો લખી, ગુજરાતની જ નહી પણ સમસ્ત ભારતવર્ષની અપૂર્વ સેવા બજાવી છે તેવા પડિતપ્રવર સર્વશ્રેષ્ઠ સાહિત્યકારોમાંથી, એક મહાન્ વિદ્વાન્ કવિવર્યનો પરિચય, આપની સમક્ષ રજૂ કરવાનો અહીં પ્રયત્ન છે.

## ગુજરાતની સાહિત્યપ્રિયતા

કવિ બીલ્હણે ગુજરાતને ભલે અસંસ્કૃત માન્યુ, પણ સોલકીયુગની ઇતિહાસગાથાઓ વિચારતાં, દસમા સૈકાથી ચૌદમા સૈકાના અંતસુધી શ્રીની સાથે સરસ્વતીનો સુમેળ ગુજરાતભરમાં પ્રસર્યો હોવાનું માલમ પડે છે. ભીમની વિદ્વત્સભા ભોજ જેવા સરસ્વતીપુત્રને પણ આકર્ષતી, કર્ણ અને સિદ્ધરાજની વિદ્વત્-સભાની ખ્યાતિ સાંભળી દેશ વિદેશથી પડિતો પાટણમા આવતા રાજકાર્ય ઉપરાંત રાજસભામા સાહિત્ય-વિનોદ, અને વાદચર્ચાઓ ચાલતી. અવતિના સાહિત્ય ભંડારથી, ગુર્જરેશ્વર સિદ્ધરાજને પણ પોતાના આંગણે સ્રોતસ્વિની સરસ્વતીની સાથે, વાગ્વાદિની શારદાને મૂર્તિમંત કરવાની પ્રેરણા થઈ. હેમચદ્ર જેવા ધીર, ગભીર, અને સર્વશાસ્ત્રના પારગત વિદ્વાને તે સ્વપ્ન સિદ્ધ કરી બતાવતાં, ગુજરાતને પોતાનું સ્વતત્ર વ્યાકરણ, કોશ, અલકાર, છદશાસ્ત્ર વગેરેના ગ્રથો ભેટ ધર્યા. સિદ્ધરાજની વિદ્વત્સભામાં વિદ્વાન્ પડિતો બેસતા, જ્યાં સામાન્ય પડિતોનો પ્રવેશ પણ દુર્લભ હતો. કુમારપાળનો રાજ્યકાળ પણ સાહિત્ય દૃષ્ટિએ ઊતરતો ન હતો. ત્યાર પછીના સમયમાં સોલકીઓની વીરશ્રી ઓસરતાં, અજયપાળ અને ભીમદેવના શાસનકાળમાં, સાહિ-ત્યનો પ્રવાહ સહેજ મોળો લાગે છે. પણ વસ્તુપાળની વિદ્વત્તા, તેનું આશ્રિત કવિમંડળ, અને વિસલદેવની રાજસભાનાં ઐતિહાસિક વર્ણનો વિચારતાં, સિદ્ધરાજ ને કુમારપાળની માફક વીરધવળ અને વીસલદેવના કાળમાં, સરસ્વતીનો પ્રવાહ અસ્ખલિત વહેતો હતો એમ જણાય છે.

વીસળદેવની રાજસભા, એટલે સમર્થ વિદ્વાનોની વિદ્વત્સભા યામાર્ધમાં ગ્રંથસર્જન કરે તેવી અદ્ભુત શક્તિ ધરાવનાર સોમેશ્વર જેવા કવિઓ તેમાં વિરાજતા હતા. આ સિવાય હરિહર, નાનાક, અરિસિંહ અને

અમરચંદ્ર સૂરિ જેવા પ્રખર પંડિતોને વસ્તુપાલ અને વીસળદેવે બહુમાનપુરઃસર આમંત્ર્યા હતા. આ બધા વિદ્વાનોએ વિદ્વત્તાપ્રચુર ગ્રંથો લખી ગુજરાતને અપ્રતીમ ગૌરવ બક્ષ્યું છે. તેવા સમર્થ વિદ્વાનો પૈકી, કવિરાજ અમરચંદ્ર સૂરિનો સામાન્ય પરિચય આપની સમક્ષ રજુ કરવાનો અહીં વિચાર છે.

## જીવનચર્યા

આ મહાપુરુષની જીવનચર્યા વ્યવસ્થિત રીતે તેમના જ મુખથી કાળધર્મ કરી ગયા ત્યાં સુધીની, સીલસીલાબંધ કોઈ ગ્રંથમાંથી મળતી નથી. પરંતુ કેટલાક પ્રબંધાત્મક ગ્રંથો, અને ઈતર પુસ્તકોમાંથી તેમના જીવન માટે થોડી ઘણી વિગતો પ્રાપ્ત થાય છે. આવા ગ્રંથોમાં પ્રબંધકોશ, પ્રબંધચિંતામણિ, વિવેકવિલાસ, ઉપદેશતરંગિણી વ. મુખ્ય છે. આ સિવાય રંભામંજરીનાટિકા, હમ્મીરમહાકાવ્ય અને તેમના રચેલા ગ્રંથોની પ્રશસ્તિઓમાંથી પણ કેટલીક વિગતો મળે છે.

અણહીલપુર પાટણથી ઉત્તરે આઠ ગાઉ દૂર વાયડ નામક (ગામ) મહાસ્થાન આવેલું છે. આ ગામ મધ્યકાળમાં મોટું શહેર હતું. ત્યાં બ્રાહ્મણો અને જૈનોની સારી એવી વસ્તી હતી, એમ પદ્માનંદપ્રશસ્તિમાં કરેલ વર્ણન ઉપરથી જણાય છે.[1] આજે તો તે એક નાનું ઠાકરડાઓની મુખ્ય વસ્તીવાળું ગામડું છે. પૂર્વકાળમાં તે મોટું શહેર હશે એમ તેની પરિસ્થિતિ ઉપરથી દેખાય છે. ત્યાં જૈનમંદિરો હતાં અને જૈનોની વસ્તી પ્રાચીનકાળમાં ખૂબ હતી. આ મહાસ્થાનમાં જીવદેવ સૂરિ નામક આચાર્ય હતા, જેઓ પરકાયાપ્રવેશ જેવી યૌગિક વિદ્યાના પારગત હતા. અર્થાત્ યોગમાર્ગમાં તેઓ પ્રવૃત્ત હતા. તેમના શિષ્ય જિનદત્ત સૂરિ થયા, જેઓ વિદ્વાન્ હતા. તેટલું જ નહીં પણ ધર્મશાસ્ત્રના સારા વિચારક હતા. તેમણે અનેક ગ્રંથો લખ્યા છે.[2] આ જ મહાન આપણા ચરિત્રનાયક અમરચંદ્ર સૂરિના ગુરુ હતા.

અમરચંદ્રના પૂર્વાશ્રમની હકીકત હજુ સુધી મળી નથી, તેમ જ તેમણે કેટલી ઉંમરે દીક્ષા ધારણ કરી તે પણ જાણવામાં આવ્યું નથી. ફક્ત એટલું જ માલમ પડે છે કે જિનદત્ત સૂરિ તેમના ગુરુ હતા, એટલે તેમણે જિનદત્ત સૂરિ પાસેથી દીક્ષાગ્રહણ કરી હશે એમ સમજાય છે. પણ જીવનને ઉચ્ચમાર્ગે લઈ જવાના પ્રયત્નોમાં તેમને કવિવર અરિસિંહની સારી એવી મદદ હશે એમ લાગે છે. સારસ્વત મંત્ર અમરચંદ્રે અરિસિંહ પાસેથી લીધો હતો, અને કોષ્ઠાગારિક પદ્મ મંત્રીના વિશાળ મહાલયમાં એકવીસ દિવસસુધી તેમણે તે મંત્રનું પુરશ્ચરણ કરી મંત્રને સિદ્ધ કર્યો હતો. ચતુર્વિંશતિ પ્રબંધમાં તે માટે જણાવ્યું છે કે પુરશ્ચરણાંગહોમકાર્યના અંતે ભગવતી સરસ્વતીએ પ્રત્યક્ષ થઈ વર આપ્યો કે "त्वं सिद्धकविर्भव" ત્યારથી અમરચંદ્રના હૃદયમાં અદ્‌ભુત શક્તિનો સંચાર થયો અને ધીમેધીમે તેમણે વિદ્વાનોને પણ મુગ્ધ બનાવે તેવા, કાવ્ય, છંદ, અલંકાર અને કથાસાહિત્યના અભિનવ ગ્રંથો લખી, પોતાની વિદ્વત્તાને જનસમાજના ઉપયોગ માટે વહેતી કરી.

તેમણે પોતાની વિદ્વત્તાને એક જ સંપ્રદાય પુરતી અનામત નહીં રાખતાં સર્વ કોઈને ઉપયુક્ત થાય તેવા વિવિધ વિષયોના ગહન ગ્રંથો લખી, પોતાના જ્ઞાનનો લાભ દરેક માટે ખુલ્લો રાખ્યો હતો.

---

१ श्रीमद्वायटनाम्नि सारसुकृतश्रीधाम्नि पुण्ये महा-
स्थाने मानिनि दानमानमरसा' श्री वायटीया द्विजाः ॥
सोमन्नोममुत्थधूमनिवहैर्मालिन्य मात्म्वया
मासुर्वा वणिजो जिनार्चनघनोपद्धूपधूमोत्करै ॥ १ ॥

पद्मानंदमहाकाव्य सर्ग १९

२ श्री विवेकविलासाख्य-यंत्प्रबंधे सदसरा ॥
हतमोहतमोवारि करैरिव रवेर्जगत् ॥ ३७ ॥

पद्मानंदमहाकाव्य, सर्ग १९

वेणीकृपाणोऽमरः આવી પ્રસિદ્ધ ઉક્તિ તેમના માટે વિદ્વાન કવિવર્ગેએ વારંવાર વાપરી છે. તેમને વેણીકૃપાણનુ બિરદ આપવામાં આવ્યુ હતુ. જેમ દીપિકા કાલિદાસ, અને ઘંટા માઘનાં બિરદો, કાલિદાસ અને માઘ માટે હતાં, તેમ અમરચંદ્ર માટે ઉપરોક્ત બિરદ વપરાતુ બાલભારતના આદિપર્વમાં, પ્રભાત વર્ણનની અંદર તેમણે "વેણી–અંબોડો, કૃપાણ, તરવાર"=અંબોડારૂપી તરવારવાળા કામદેવ સાથે, રૂપકયુક્ત અલંકારિક રીતે સરખામણી કરતાં, વિદ્વાનોએ તેમને આ બિરદ આપ્યું હતુ.[1] હમ્મીરમદ-કાવ્યમાં પણ તેમના માટે આ બીરદ વપરાયું છે.[2]

## રાજસન્માનિત કવિ અમરચંદ્ર સૂરિ

તેમની સુંદર શ્લેષાત્મક કાવ્યચાતુરી, અને અગાધ વિદ્વત્તાથી આકર્ષાઈ, રાજા વીસલદેવે પોતાના પ્રધાન વઈજલને મોકલી, તેમને આમન્ત્ર્યા હતા રાજસભામાં પધારતાં જ રાજાએ સામા જઈ તેમનુ સુદર સ્વાગત કર્યું, અને સન્માનપુરઃસર આસન ઉપર બેસાર્યા કવિરાજ અમરચદ્ર સૂરિએ પણ તેના સ્વાગતનો યોગ્ય જવાબ વાળતાં, વીસલદેવ નૃપેન્દ્ર, અને તેની વિદ્યાવિલાસી ભાવનાનુ અદ્ભુત વર્ણન કરતાં, રાજા અને રાજસભાને ખૂબ આનદ થયો

વીસલનૃપને વિદ્વાનોનો વાગ્વિલાસ ખૂબ પ્રિય હતો તેથી તેની સૂચના થતાં નાનાક પંડિતે "गीत न गायतितरां युवतिर्निशासु" આ ચરણથી સમસ્યા પૂરવાનુ આહ્વાન કર્યું આથી તુરતજ તે માટેની સમસ્યાપૂર્તિ કરતાં અમરચદ્રે કહ્યુ કે—

श्रुत्वा ध्वनेर्मधुरता सहसावतीर्ण भूमौ मृगे विगतलांछन एव चन्द्र
मागान् मदीयवदनस्य तुलामतीव गीत न गायतितरा युवतिर्निशासु ॥ १ ॥

ભાવાર્થ. "હુ ગાઈશ તો આ ચદ્રમાનો મૃગ તે સાંભળવા નીચે ઉતરી આવશે અને આમ મૃગ-લાંછનથી મુક્ત થઇને ચન્દ્ર મારા મુખની બરોબરી કરી શકશે તેથી એ સ્ત્રી રાત્રે ગાતી નથી."

આવી ૧૦૮ સમસ્યાઓ સોમેશ્વરાદિ કવિઓ તરફથી પૃછવામાં આવતાં તેમણે તેની ચમત્કારિક રીતે પૂર્તિઓ કરી આપી હતી આથી પ્રસન્ન થઈ વીસલદેવે તેમને કવિ સાર્વભૌમ તરીકે જાહેર કર્યા હતા.

અરિસિંહનો વીસલદેવની રાજસભામાં પ્રવેશ, અમરચંદ્ર સૂરિને જ આભારી છે પ્રબધકાર અરિસિંહ અમરચદ્ર સૂરિના કલાગુરુ હોવાનુ નોંધે છે, પણ તે વાતમાં વધુ વિશ્વાસ મૂકવા જેટલુ વજન નથી. કારણ તેવો કોઈપણ ઉલ્લેખ તેમણે ગ્રંથપ્રશસ્તિઓમાં, કે પોતાના ગ્રંથનુ વર્ણન કરતાં સ્વગુરુના નિર્દેશમાં, તેમનુ નામ નોંધ્યુ નથી કદાચ બન્ને વચ્ચે સારો પ્રેમ હશે, બન્ને એક બીજાને પરસ્પર મદદ કરતા હશે. તેમણે જ અરિસિંહનો પરિચય વીસલદેવને કરાવ્યો હતો, જેથી તે વિદ્યાવિલાસી નૃપતિએ તેમને શાસન

---

१ दधिमथनविलोलल्लोलदृग्वेणिदम्भा– ।
दयमदयमनङ्गो विश्वविश्वैकजेता ॥
भवपरिभवकोपत्यक्तवाण' कृपाण'– ।
श्रममिव दिवसादौ व्यक्तशक्तिर्व्यनक्ति ॥ ६ ॥
बालभारत आदीपर्व, सर्ग ११

२ वाणीनामधिदेवना स्वयमसौ ख्याता कुमारी ततः ।
प्रायो ब्रह्मवता स्फुरन्ति सरसा वाचा विलासाद्ध्रुवम् ॥
कुक्कोक स्तुतिजितेन्द्रियचयो हर्षे स वात्स्यायनो ।
ब्रह्मश्च प्रवरो महाव्रतधरो वेणीकृपाणोऽमरः ॥ ३१ ॥

બાંધી આપ્યુ હતુ આથી સમજાય છે કે, કવિવર અમરચદ્ર સૂરિનું, વીસલદેવ પાસે વજનદાર વ્યક્તિત્વ ગણાતુ તેમા શક નથી

સમયાનુકૂળ શબ્દપ્રયોગોથી, સામા મનુષ્યનું મનરજન કરવાની અજબ કળા, આ મહાપુરુષે સાધ્ય કરી હતી રત્નમદિર ગણી ઉપદેશતરગિણીમા તેવો એક પ્રસગ ટાકતા કહે છે કે એક વખત અમરચદ્ર સૂરિ સભાસમક્ષ વ્યાખ્યાન આપતા હતા, ત્યારે તેમણે પ્રસગોપાત અસ્મિનસારે સસારે સાર સારંગલોચના એ શ્લોકાર્ધ સભાસમક્ષ ઉચ્ચાર્યો ત્યાગીસાધુના મુખમાથી આવુ શ્રૃગારિક વાક્ય ની ળતા ત્યા વદન માટે આવેલ વસ્તુપાલ મહામાત્યને પણ આશ્ચર્ય સાથે ખેદ થયો પરતુ સામા મનુષ્યના ભાવ ઉપરથી તેનું હૃદય વાચી લેનાર આ મહાનુભાવે તેનો ઉત્તરાર્ધ બોલતા કહ્યુ કે યત્કુક્ષીप्रभवा एते वस्तुपाल। भवादृशा આવા અદ્ભુત અને પોતાને લાગુ પડતા ઉત્તરાર્ધથી, વસ્તુપાલની શકા દૂર થઈ તેટલુ જ નહીં પણ જે પૂર્વાર્ધથી તેણે સાધુપુરુષમા શ્રૃગારિક ભાવના કલ્પી હતી, તેનો નાશ થયો

## જીવન કાળ

અમરચદ્ર માટે કોઈપણ ગ્રથમાથી તેમના જન્મ સમયની નોધ મળતી નથી તેથી તેમના જીવન કાળ માટે અમુક વર્ષોનો ગાળો કલ્પવામા આવ્યો છે તેમના જીવનની બીજી નાની નાની વિગતોને છોડી દઇએ તો પણ તે મહારાજા વીસલદેવના પ્રીતિપાત્ર કવિવર હતા તે વસ્તુને વિચારતા અમરચદ્ર વિસલદેવના સમકાલીન હોવાનુ નિશ્ચિત થાય છે વીસલદેવનો રાજ્યકાળ લાબો છે તેની શરૂઆતની કારકિર્દીમા પાટણનો મંડલેશ્વર હતો લગભગ સવત ૧૨૮૪ થી સ ૧૩૦૨ સુધી તે મડલેશ્વર જ હતો, પણ ત્રિભુવનપાલના મરણ પછી ગુજરાતની ગાદી ખાલી પડતાં, વિસલદેવ ગુર્જર મહારાજ્યનો મહારાજાધિરાજ બન્યો હતો. તેણે સ ૧૩૧૮ સુધી રાજ્ય કર્યું હોવાનુ ઐતિહાસિક રીતે માનવામા આવે છે કારણ સ. ૧૩૧૭ ના તેના મડલેશ્વર સામતસિંહે આપેલ દાનપત્રથી, તેનુ અસ્તિત્વ તે કાળ સુધી હોવાનું જાહેર થાય છે[1] ત્યાર પછીના વેરાવળના સ ૧૩૨૦ ના હરસિદ્ધમાતાના મદિરવાળા લેખમા, અર્જુનદેવનું નામ છે[2] એટલે સ ૧૩૧૭ પછી, અને સ ૧૩૨૦ પહેલા અર્જુનદેવ ગાદીએ આવ્યો હતો અર્થાત્ તે ગાળામા વીસલદેવ વિગત થયો હતો, અથવા તો ત્રિપુરાતક પ્રશસ્તિ પ્રમાણે અર્જુનદેવને રાજ્યારૂઢ બનાવી, નિવૃત્ત થયો હતો તેમા શક નહીં[3]

અમરચદ્રે વસ્તુપાલ માટે કોઈ સ્વતત્ર ગ્રથ લખ્યો નથી, પણ અરિસિંહના સુકૃતસકીર્તનમા દરેક સર્ગના પ્રાતભાગે પાચ પાચ શ્લોકો તેના બનાવેલા મુકયા છે આથી વસ્તુપાલના સમયમા આ મહાકવિ પ્રતિષ્ઠિત વિદ્વાન્ મનાતા હતા એમ માલમ પડે છે તેમણે પદ્મ મત્રીની પ્રાર્થનાથી પદ્માનદ મહાકાવ્ય રચ્યુ હતું, જેની પ્રાચીનપ્રત સ. ૧૨૭૭ મા લખાયેલી ખભાતના ભડારમાં વિદ્યમાન છે[4] આ કાવ્યના લેખન સમયે, કવિવરની ઉમર વીસ વર્ષની માનીએ તો, તેમનો જન્મકાળ સ. ૧૨૫૦-૫૫ મા આવે છે આ સ. ૧૨૫૦ થી, સ ૧૩૧૮ સુધી એટલે આ શકે ૬૦-૬૫ વર્ષ સુધીનો તેમનો જીવનકાલ નિશ્ચિત થાય છે

શ્રી હીરાલાલ ર કાપડીઆએ પદ્માનદ મહાકાવ્યની સસ્કૃત પ્રસ્તાવનામા સ ૧૩૫૦ નો સારગદેવના રાજ્યકાળમા લખાયેલો, આબુ ઉપરની વિમળવસહીનો શિલાલેખ રજૂ કર્યો છે આ લેખનો લખા

---

૧ ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ પા ૪૦૩

૨ ઇંડિયન એન્ટીક્વેરી ૧૧ પૃ ૨૪૨

૩ પ્રાચીન લેખમાળા લેખાંક ૪૭ શ્લો ૯

૪ પીટર્સનનો રીપોર્ટ પા. ૫૮

# કલિકાલસર્વજ્ઞ હેમચન્દ્ર સૂરિ

લેખક: **ચીમનલાલ ભાઈલાલ શેઠ**, એમ. એ., એલએલ. બી.

છેલ્લાં એક હજાર વર્ષોમાં ગુજરાતે જે નરરત્નો પેદા કર્યા છે તેમાં હેમચન્દ્ર સૂરિનું સ્થાન ઘણું ઉચ્ચ છે. ડૉ ભગવાનલાલ ઈન્દ્રજી તેમને મધ્ય યુગના મોટામાં મોટા વિદ્વાન્ ગણે છે. આજે પણ સાહિત્યપ્રેમી સજ્જનો અને સન્નારીઓ તેમને સિદ્ધહેમના કર્તા તરીકે ઓળખે છે.

**જન્મ, માતાપિતા**–આ મહાન પુરુષનો જન્મ અમદાવાદ જીલ્લામાં આવેલા ધંધુકા ગામમાં વિ. સંવત ૧૧૪૫ ( ઈ. સ. ૧૦૮૮–૮૯ ) ના કારતક સુદ પુનમની રાત્રે થયો હતો. તેમના પિતાનું નામ ચચ્ચ ( અથવા ચાચીગ ) હતુ અને માતાનું નામ પાહીની ( અથવા ચાહીની ) હતુ. તેઓ જાતે મોઢ વાણિયા હતા. એમ કહેવાય છે કે જ્યારે તે ગર્ભમાં હતા ત્યારે તેમની માતાએ ઉત્તમ સ્વપ્ન જોયું હતુ. આ વિષે પ્રબધ કર્તાઓમાં બે મત છે. એક મત પ્રમાણે હેમસૂરિની માતાએ ચિંતામણિ રત્ન જોયુ હતુ. બીજા મત પ્રમાણે તેમની માતાએ કલ્પવૃક્ષ જોયુ હતુ. આ બને મત દેખીતી રીતે જુદા લાગે છે પણ તેમના કહેવાનુ તાત્પર્ય તો એટલુ જ છે કે જેવી રીતે ચિતામણિ રત્ન અથવા કલ્પવૃક્ષ કંઈપણ બદલાની આશા રાખ્યા સિવાય બીજા ઉપર ઉપકાર કરે છે તે પ્રમાણે હેમસૂરિ પણ જગત્ ઉપર ઉપકાર કરશે.

**દીક્ષા આચાર્યપદ**–હેમસૂરિનુ મૂળ નામ ચગદેવ હતુ. નાનપણથી જ તેમને સસાર તરફ વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો અને તેથી તેમણે નવ વર્ષની નાની ઉમરે જૈનાચાર્ય દેવચન્દ્રસૂરિ પાસે વિ સંવત ૧૧૫૪ ( ઈ. સ. ૧૦૯૭–૮ )મા ખભાતમાં દીક્ષા લીધી હતી પ્રથા પ્રમાણે ચગદેવનુ નામ બદલી સોમદેવ રાખવામાં આવ્યું હતુ સોમદેવ ઘણા બુદ્ધિશાળી હતા તેથી તેમણે ટૂંક સમયમાં જ સર્વ શાસ્ત્રનો અભ્યાસ કર્યો. જૈન સઘે તેમની કદર કરી વિ સ ૧૧૬૬ ( ઈ. સ. ૧૧૦૯–૧૦ ) માં આચાર્ય પદવી આપી આ સમયે તેમનુ સોમદેવ નામ બદલી હેમચન્દ્ર રાખવામાં આવ્યુ

**સિદ્ધરાજ સાથે પરિચય**–હેમચદ્ર સૂરિ ગુજરાતના બે મોટા રાજાઓ–સિદ્ધરાજ ( ઇ. સ. ૧૦૯૪–૧૧૪૩ ) અને કુમારપાળ ( ઇ. સ ૧૧૪૩–૭૪ )–ના સમકાલીન હતા, તેથી તેમનો આ રાજાઓ સાથે કેવો સબધ હતો તે જાણવુ અગત્યનુ છે. હેમસૂરિનો સિદ્ધરાજ સાથે ક્યારે અને કેવી રીતે પરિચય થયો તે ચોક્કસ કહી શકાય એમ નથી. એક પ્રબધકર્તા એમ જણાવે છે કે એક વખત સિદ્ધરાજ હાથી ઉપર બેસી નગરચર્ચા જોવા નીકળ્યો હતો ત્યારે સામેથી આવતા હેમસૂરિને જોયા તેના દરબારમાં ઘણા જૈન સાધુઓ જ્ઞાનગોષ્ટિ કરવા આવતા હતા અને તેને તેમના જ્ઞાનનો સારો પરિચય હતો તેથી તેણે હેમચન્દ્રને કઈક બોલવાનુ કહ્યુ આ સમયે હેમચન્દ્ર એક શ્લોક બોલ્યા જે સાંભળી રાજા ઘણો પ્રસન્ન થયો. અને તેમને દરબારમાં હમેશા આવવા વિનતિ કરી આ પ્રસગ પછી તેમનો સંબધ દિવસે દિવસે વધતો ગયો બીજો પ્રબધકર્તા એમ જણાવે છે કે સિદ્ધરાજ માળવા જીતી પાટણ આવ્યો ત્યારે હેમચદ્રસૂરિ તેને આશીર્વાદ આપવા દરબારમાં ગયા હતા તે વખતે સૂરિ એક શ્લોક બોલ્યા જે સાંભળી સિદ્ધરાજ ઘણો પ્રસન્ન થયો અને ત્યારથી તેમનો પરિચય દિવસે દિવસે વધવા લાગ્યો

સૂરિ અને સિદ્ધરાજની ઓળખાણ રસ્તામાં થઈ હોય એમ માનવું ઠીક નથી. વળી એટલુ પણ નક્કી છે કે તે બન્નેનો પરિચય માળવાની જીત ( વિ. સવત ૧૧૯૩–ઇ. સ ૧૧૩૬–૩૭ ) પછી થયો નથી પણ વિ સવત ૧૧૮૧ ( ઇ. સ. ૧૧૨૪–૨૫ ) પહેલો થયો છે, કારણ કે બધા લેખકો જણાવે છે કે જ્યારે શ્વેતાંબર દેવચદ્ર અને દિગબર કુમુદચદ્ર વચ્ચે વિ. સંવત ૧૧૮૧ ( ઇ. ૧૧૨૪–૨૫ ) ના વૈશાખ સુદ પુનમને દિવસે વાદ થયો હતો ત્યારે હેમચંદ્રે તેમાં ભાગ લીધો હતો

**સિદ્ધહેમ**–હેમચન્દ્ર અને સિદ્ધરાજના સબંધ વિષે કેટલીક કથાઓ છે પણ આ લેખ બહુ મોટો ન થઈ જાય એ બીકથી તેમનો અત્રે ઉલ્લેખ કરતો નથી અત્રે તો માત્ર તેમની અગત્યની સાહિત્યકૃતિ વિષે બે શબ્દો કહેવા માગુ છુ જ્યારે સિદ્ધરાજ માળવા જીતી પાટણ આવ્યો ત્યારે ભોજ રાજાના ભંડારમાથી કેટલાક સારા સારા પુસ્તકો લાવ્યો હતો આ બધામા ભોજરાજાનો લખેલો એક ભાષાનો ગ્રન્થ હતો આ જોઈ સિદ્ધરાજને ઘણો ખેદ થયો, કારણ કે તેના રાજ્યમા કોઈ પડિત એવો ગ્રથ લખ્યો ન હતો રાજાએ પડિતોને પૂછ્યુ કે તેમનામા કોઈ એવો ગ્રન્થ રચી શકે એમ છે ત્યારે બધાએ હેમચન્દ્ર સામુ જોઇ એમ સૂચવ્યુ કે તેઓ એ કામ કરી શકે એમ છે પછી રાજાએ હેમચન્દ્રસૂરિને અરજ કરી એટલે તેમણે પ્રાકૃત ભાષાનુ એક વ્યાકરણ રચ્યુ તેનુ નામ સિદ્ધરાજ–હેમચન્દ્ર અથવા ટૂકમા સિદ્ધહેમ રાખવામાં આવ્યુ, કારણ કે તે હેમચન્દ્રે લખ્યુ હતુ અને સિદ્ધરાજને અર્પણ કરવામા આવ્યુ હતુ સિદ્ધરાજને આ વ્યાકરણ ઘણુ ગમ્યુ હતું તેથી તેણે એક વરઘોડો કાઢી હાથી ઉપર વ્યાકરણ મૂકી આખા નગરમા ફેરવ્યુ પોતાના રાજ્યમા વ્યાકરણ શીખવવાની શાળાઓ ખોલી આ પુસ્તકને પાઠ્યપુસ્તક તરીકે રાખ્યુ આ ગ્રથમા ચૌલુક્ય રાજાઓની પ્રશસ્તિના ૩૨ શ્લોકો છે

**દ્વયાશ્રય મહાકાવ્ય**–હેમચન્દ્રસૂરિએ સિદ્ધરાજના સમયમા ઘણા ગ્રન્થો લખ્યા છે તેમા અગત્યનો ગ્રથ દ્વયાશ્રય મહાકાવ્ય છે આ પુસ્તકમા મૂળરાજ સોલકીથી કુમારપાળ સુધીનો ઇતિહાસ છે તે એક ગુજરાતના ઇતિહાસ માટે ઘણુજ અગત્યનુ સાધન છે

**હેમસૂરિ અને કુમારપાળ**–હવે આપણે હેમચન્દ્ર સૂરિ અને કુમારપાળનો પરિચય ક્યારે અને કેવી રીતે થયો તે જોઇએ હેમચન્દ્રસૂરિને સિદ્ધરાજના દરબારમા ઘણુ માન હતુ એટલે કુમારપાળ તેમને ગાદીએ આવતા પહેલા ન ઓળખતા હોય એ સભવિત નથી પણ તે બન્નેનો ગાઢ પરિચય તો રાજાના જૈન મત્રી બાહડને લીધે જ થયો હતો કુમારપાળ ૫૦ વર્ષની ઉમરે ગાદીએ આવ્યા હતા શરૂઆતના દશેક વર્ષ લડાઇઓમા અને રાજ્યમા સુનેહ, શાતિ અને સુવ્યવસ્થા રાખવામા ગાળ્યા ત્યાર પછી રાજાને ધર્મ જાણવાની જિજ્ઞાસા થઈ તેથી જુદા જુદા ધર્મના ગુરુઓને પોતાની પાસે બોલાવી ઉપદેશ સાભળવા લાગ્યો પણ કોઈથી તેને સતોષ થયો નહિ આમ રાજા જ્યારે નિરાશ થયો હતો ત્યારે બાહડ મત્રીએ તેને કહ્યુ "હેમચન્દ્ર નામના જૈનાચાર્ય ઘણા વિદ્વાન્ છે સિદ્ધરાજ પણ તેમને ઘણુ માન આપતો હતો અને તેમનો ઉપદેશ સાભળતો હતો આપની આજ્ઞા હોય તો હુ તેમને અત્રે બોલાવુ"

પછી કુમારપાળની આજ્ઞાથી હેમચન્દ્રને બોલાવવામા આવ્યા હેમસૂરિનો ઉપદેશ રાજાને બહુ જ પસદ પડ્યો રાજાએ જાહેરમા જૈનધર્મનો અગીકાર કર્યો. પોતાના તાબાના ૧૮ દેશોમા જીવવધ કરવાની મનાઈ કરી ખાટકીઓને તેમનો ધધો છોડી દેવાની ફરજ પાડી અને તેમને આર્થિક નુકસાન ન થાય તેટલા માટે દરેકેદરેકને ત્રણ ત્રણ વર્ષની ઉપજ આપી બીજો અહિંસક ધધો શોધી લેવાનું કહ્યુ શિકાર જુગાર અને દારૂની બધી બધી કરી કુમારપાળે શ્રાવકના બાર વ્રત લીધા, સઘ કાઢ્યા, જીર્ણ મદિરો બધા સાથે જૈનોનો ઉદ્ધાર કર્યો અને વિધવિધ રીતે શાસનની સેવા કરી આમ હેમસૂરિને પોતાના કામમાં સપૂર્ણ સફળતા મળી

કુમારપાળ હેમસૂરિના પગલા બોલ ઝીલી લેતા અને તેમને પૂછ્યા વગર પાણી પણ પીતા નહિ તેમની પ્રશસા કરનારને ઇનામ આપતા અને નિદા કરનારને શિક્ષા કરતા કુમારપાળના રાજ્યમા હેમચન્દ્ર સૂરિ સત્તાના શિખરે હતા કુમારપાળના વખતમાં હેમસૂરિનો ઘણો સમય રાજાને ઉપદેશ આપવામા અને તેના મનનુ સમાધાન કરવામા જતો તેમ છતા તેમણે સાહિત્ય સેવા છોડી ન હતી. આ સમયે પણ તેમણે ત્રિષષ્ટિ શલાકા પુરુષચરિત, યોગશાસ્ત્ર અને બીજા અનેક ગ્રન્થો લખ્યા છે

હેમસૂરિ વિ સવત ૧૨૨૮ (ઈ સ ૧૧૭૨–૭૩) મા ૮૪ વર્ષની લાબી ઉમરે કાળધર્મ પામ્યા આજના જૈન સમાજને હેમચન્દ્રસૂરિઓની ઘણી જરૂર છે શાસનદેવતાઓ એ ખોટ પૂરી પાડો એજ ઇચ્છા !!!

# કેળવણી પરત્વે એક દષ્ટિ

લેખક : કાન્તાબેન ખાંડવાળા, સેક્રેટરી, વનિતા વિશ્રામ, મુંબઈ.

No person who wishes to have and is capable of receiving education should go uneducated

સંસ્થાનો ઉદ્દેશ જૈન કોમ અને ધર્મની ઉન્નતિ કરવા માટે કેળવણીને લગતી અગત્યની સંસ્થાઓ ખોલવી એ મુખ્ય છે અને તે ઉદ્દેશ અનુસાર આ સંસ્થા સ્થપાઈ અને જોતજોતામાં વિકાસ પામી આજે રજત્ મહોત્સવ ઉજવવાનો શુભ દિન જોવા પહોંચી છે.

સંસ્થા વ્યક્તિગત ન થાય અથવા એક વ્યક્તિને આધારે અને શ્રમથી જ ન ચાલે, પણ હમેશને માટે સ્થાયી રહે તે માટે બંધારણ ઘડાયુ.

આ દેશમાં કેળવણીની આ પદ્ધતિ સ્થાપાયાને બહુ વર્ષો થયા નથી એટલામાં આ કેળવણીની જરૂરિયાત સમજનાર વર્ગ જાગ્રત થયો અને ટુંક સમયમાં ઉચ્ચ કેળવણી લેવાવાળો વર્ગ ઊભો થયો આ વર્ગ પૈસાના અભાવે આગળ અભ્યાસ ન કરી શકે એ વિચારે આ સંસ્થા મહાવીર જૈન વિદ્યાલયને નામે સ્થપાઈ. આ સંસ્થા જાતીય ભાવનાથી સ્થાપાઈ અને સારી સંખ્યામાં છોકરાઓને વીવીંગ, સેનેટરી, સિવિલ, ઇલેક્ટ્રિકલ ટેકનીકલ લાઇન, અકાઉન્ટન્સી, એગ્રીકલ્ચરલ, ડૉક્ટરી, ઇંજનેરી, વકીલાત વગેરેની કેળવણી ઇચ્છા પ્રમાણે લેવાનો પ્રબંધ કરી આપ્યો. છોકરાઓ માટે આ હોસ્ટેલ સ્થપાઈ અને છોકરીઓને પણ આગળ અભ્યાસ માટે મદદ કરવાનો પ્રબંધ કર્યો

હાલ આ સંસ્થા એક ઉદ્દેશ પાર પાડવામાં કંઈક અંશે સફળ થઈ છે અને કેટલાક ડાક્ટર, ઇજનેર, ગ્રેજ્યુએટ આ સંસ્થામાથી બહાર પડ્યા છે.

આ સંસ્થાનો એક સ્તુત્ય પ્રયાસ વિદ્યાર્થીઓને લોન આપી ભણાવવાનો છે આ ભાવના બહુ ઉત્તમ છે કારણ કે માણસમાત્ર સ્વમાન સમજે એ જરૂરનુ છે અને દુઃખ કે ગરીબાઈને કારણે એ ભાવના દબાઈ જાય તો આવી રીતે સંસ્થા લોન આપી તેમનું ભાન તેમને કરાવી શકે મિલ્કતનુ વ્યાજ જેમ અનેક માણસને મદદરૂપ છે તેટલુજ લોન રિફન્ડ એ બધા વિદ્યાર્થીઓને શિક્ષણ મેળવવા ઉપયોગી થાય છે. લોન રિફન્ડથી તેમની ફરજ અટકી નથી જતી પોતે દાતા થઈ શકે છે, દાતા ન થઈ શકે મદદનીશ થઈ શકે છે.

કેળવણીને અંગે જૂના પુસ્તકોનું સંશોધન કરવુ અને તેમાં વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન તેમજ સાહિત્યની શોધખોળ કરવી એ ઇચ્છવા યોગ્ય છે જૈનેતર સાહિત્યની શોધખોળ કરવી પણ જરૂરી છે

હાલનુ શિક્ષણ જીવવાના નિર્વાહ માટેનુ જ લગભગ છે, પણ તે કેટલે અંશે સફળ થયુ છે? હાલની કેળવણી જીવનને અનુરૂપ છે? જે કેળવણી હાલમાં અપાય છે તે કેળવણીમાં મનુષ્યત્વ નાશ નહિ પામતુ હોય તો પણ વિકાસ નથીજ પામતું જરૂર બી એ ને આગળનું શિક્ષણ લેનારના વિચારો ઘણા પ્રમાણમાં બહોળા થયા હોય છે દેશ પરદેશના ઇતિહાસ અને સ્થિતિનું જ્ઞાન વધે છે પણ આવી કેળવણી એ અંતિમ ધ્યેય છે ને તેથી તે મેળવવામાં સમય ગાળવાનો છે, જીવન વિતાવવાનુ છે એવો ભાવ હાલ દેખાય છે અને એની પાછળ તન મન, ધન હાલ તો નિરર્થક ખર્ચાય છે.

કેળવણી એ જીવન રચવા માટે સાધન છે એ પ્રધાન સૂત્ર ભૂલાઈ ગયુ છે કેળવણી બાળપણમાથી ચારિત્ર્ય ઘડનાર હોવી જોઈએ તેને બદલે બહુ નાનપણમાથી શિક્ષણ શરૂ કરી તેને બોજારૂપ બનાવી દેવાય છે અને છોકરાંઓ જ્યારે અભ્યાસ પરત્વે પ્રેમ કેળવે ને વિષયો રસપૂર્વક સમજે તે ઉમ્મરે એ વિષય બહુ

# ગાલિપ્રદાન : એક કલા

લેખક: જ્યોતીન્દ્ર હ. દવે, એમ. એ.

વ્યવહારોપયોગી કે લલિત કલાઓમાં ગાલિપ્રદાનને સ્થાન કલાકોવિદોએ નથી આપ્યું એ બહુ નવાઇભર્યું છે. અથવા એમ પણ હોય કે એ તો સૌ કોઈ જાણે છે, એમાં કહેવાનું જ શુ છે, એમ ધારીને એની ગણના કરાવવી જરૂરની નહિ ધારી હોય એ ગમે તે હોય, પણ ઉપયુક્ત તેમજ લલિત બન્ને પ્રકારની કલાઓમાં ગાલિપ્રદાનની કલાનું સ્થાન મોખરે છે

એ એક જ એવી કલા છે, જેને લલિત કલા પણ ગણી શકાય અને વ્યવહારમાં પણ જે ઉપયુક્ત થઈ પડે કાવ્ય, સંગીત, ચિત્ર કે શિલ્પની પેઠે એ કલામાં લાલિત્ય સધાય છે છતાં વ્યવહાર જીવનમાં એ નિરુપયોગી નથી ખરી રીતે જોતાં એના સિવાય જીવનનો વ્યવહાર ચાલી શકે એમ જ નથી.

અત્યારે ઉચ્ચ પ્રકારની કલાઓ કેવળ વિદ્વદ્ભોગ્ય રહી છે, સામાન્ય જનસમૂહ એનાથી વંચિત રહ્યો છે એવી ફરિયાદ કરવામાં આવે છે. સાહિત્યકારો ને ચિત્રકારો પોતપોતાની કલાકૃતિ વડે ભલે કીર્તિ પ્રાપ્ત કરતા હશે પણ એથી કોશ હાંકનાર ને બીડી વાળનારઓને કશો ફાયદો નથી. આપણાં સર્વ કાર્ય સમાજની દૃષ્ટિએ થવાં જોઇએ. જે કલાકૃતિનો આસ્વાદ પ્રજાવર્ગનો મોટો ભાગ લઈ શકતો નથી, ખેડૂત, કારીગર ને દલિત વર્ગ જેનો ઉપયોગ કરી શકતો નથી તે વ્યર્થ પરિશ્રમ માત્ર છે એમ આજે અનેક વિચારકો કહી રહ્યા છે.

ગાલિપ્રદાનની કલા એ આમાં એક માત્ર અપવાદ છે. ખરેખરા અર્થમાં એ કલા છે. કોશ હાંકનાર કોશ હાંકતા હાંકતા ગાલિપ્રદાન વડે શબ્દકોશને સમૃદ્ધ કરે છે. શાક વેચતા પરતાણિયાથી માંડી વિદ્વત્તા-ભર્યા ચર્ચાપત્રો લખનારા વિદ્વાનો એજ કલાનો આશ્રય શોધે છે. બાબુ સોની ને બર્નાર્ડ શૉ આ કલામાં પારગત થવા એક સરખો યત્ન કરે છે. દિક્કાલના બંધન એને નડતાં નથી. ધર્મના અન્તરાય એનો અવરોધ કરતા નથી. જ્ઞાન કે અજ્ઞાન એને અટકાવી શકતાં નથી

દુનિયાની કોઈપણ ભાષાનો ભંડોળ એના સિવાય વધી શકે એમ નથી જાતજાતના અર્થ સૂચવનારાં વિશેષણો ગાળ દેવાની વૃત્તિમાંથી જન્મ્યાં છે એ સ્પષ્ટ છે કોઇને ગાળ દેવા બેસીએ છીએ ત્યારે ભાષાનો પ્રવાહ એની મેળે અસ્ખલિત રીતે વહેવા માંડે છે બીજો કોઈ ભાવ દર્શાવવો હોય છે ત્યારે યોગ્ય શબ્દો શોધ્યા જડતા નથી. પ્રેમ, માન કે ભક્તિ જેવા ભાવનુ દર્શન કરાવતાં કેટલીયે વાર મૌનનો આશ્રય લેવો પડે છે. પરતુ ભાષા પર ઓછામાં ઓછો કાબૂ હોય એવો માણસ પણ જ્યારે ગાળ દેવા માંડે છે ત્યારે એને મૂઝવણ થાય છે તે શબ્દો શોધવાની નહિ, પણ કયો શબ્દ છોડી દેવો તે વિષેની. પાચ સાત વર્ષ સુધી તો આ માણસ મૂગો નહિ થાય એમ સાંભળનારાઓને લાગે છે અને એ મૂગો થાય છે તે પણ શબ્દોને અભાવે નહિ, પરતુ કઠ બેસી જવાને કારણે રસ્તે જતા નિરક્ષર જેવા જણાતા કોઈ મનુષ્યને તમે એકાએક ધાપ્પો મારી જુઓ, એના કઠમાંથી સરસ્વતીની અસ્ખલિત ધારા વહી તમને નવડાવી નાખશે.

જ્ઞાનની પેઠે ગાળ પણ વાપરવાથી વધે છે દુનિયામાં સૌથી સારામાં સારો પાક એનો જ નીપજે છે. એને ખાતરની જરૂર નથી એને પાણીની આવશ્યકતા નથી. આંબાની પેઠે એને ફળતા પણ વાર નથી લાગતી એક ગાળ વાવી કે એમાંથી હજાર ગાળ તરતજ ઉત્પન્ન થવાની પૈસો પૈસા મેળવી આપે છે, અથવા દીવો દીવાને ચેતાવે છે તેમ એક ગાળ અનેક ગાળને ઉત્પન્ન કરી શકે છે.

ભૂત, ભવિષ્ય ને વર્તમાન ત્રણેને એ માપે છે ભૂતકાળની છ' તેર પેઢી સુધી એ પ્રવાસ કરે છે ગાળ દેનાર માણસ જેને ગાળ દેવાની હોય છે તેના વડવાઓની ખબર લઈ નાંખે છે એટલુંજ નહિ, પણ એના સન્તાનોના સન્તાનોને પણ એ સભારે છે

ડ્રામની ટિકિટની પેઠે એ માત્ર 'લેનારને જ ખપની' નથી દેનાર તેમજ લેનાર બન્નેને એ કામ લાગે છે શિખામણની પેઠે એ આપવી ગમે છે લેવી ગમતી નથી પરંતુ શિખામણ તો લેનાર કે દેનાર કોઈના ખપમા આવતી નથી, ત્યારે આ તો બન્નેને માટે ફાયદાકારક નીવડે છે સામાન્ય રીતે દેનાર કરતા લેનાર પર એની અસર વધારે થતી હોય એમ જણાય છે પણ ઘણી વાર તો એમાં લેનાર દેનાર બને છે ને દેનાર લેનાર બની જાય છે શાહુકાર ને દેવાદાર જેવા ભેદ એમા લાંબો વખત રહેતા નથી ધન આદિના વિષયમાં દાન કરવુ એ જ બ્રાહ્મણેતરને માટે વિહિત છે માત્ર બ્રાહ્મણોને જ દાન આપવાનો તેમજ લેવાનો એમ અધિકાર છે પણ ગાલિપ્રદાનના વિષયમા તો સૌને દાન આપવાનો જેટલો અધિકાર છે તેટલોજ લેવાનો પણ છે જેણે કોઈ પણ દિવસ કોઈને પણ ગાળ નહિ દીધી હોય અથવા કોઇની પણ ગાળ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે સાભળી નહિ હોય એવો એકે મનુષ્ય દુનિયામા નહિ હોય

ભૂતકાળનો જે ભવ્ય વારસો આપણને મળ્યો છે તે જો આપણે કોઈ પણ વિષયમા સાચવી રાખ્યો હોય—માત્ર સાચવી રાખ્યો નહિ, પણ વધાર્યો પણ હોય—તો તે ગાલિપ્રદાનના વિષયમા જ આપણે દેશ ખોયો વેશ ખોયો, પૈસો ખોયો શરીરે પાગળા બન્યા, વિદ્યા ને શાસ્ત્રથી વચિત થયા એ બધુ ખરુ પરન્તુ આપણા પૂર્વજો કરતા ગાલિપ્રદાનની કલા આપણે વધારે વિશાળ વધારે ઊડી ને વધારે સચોટ બનાવી છે એની કોઈથી ના પાડી શકાય એમ નથી અસલ વાત બનતી તે વેળા જે ગાળાની આપ લે થતી તે કરતા વધારે સુદર, વધારે સખ્યામા ને વધારે શિષ્ટ ને વધારે કલામય રીતે ધારાસભાઓમા ચુટણી માટેની સભાઓમા મેળાવડાઓમા ને વર્તમાનપત્રોમા ગાલિપ્રદાનનો ઉપયોગ થઈ રહ્યો છે એ વિષે મતભેદનો સંભવ નથી જેમ જીવનને પોષે એવા સાધનો ગોતવા કરતાં જીવનનો વિનાશ કરે એવા સાધનો શોધવામા આપણે વધારે ને અચૂક પ્રગતિ કરી છે તે જ રીતે સ્નેહ આદર આદિ ભાવના સુકોમળ શબ્દો કરતા દ્વેષ ને તિરસ્કારથી પ્રેરાએલો ગાલિપ્રદાનના કઠોર શબ્દો વડે આપણો શબ્દકોશ દિવસે દિવસે વધારે ને વધારે સમૃદ્ધ થતો જાય છે ગુજરાતી ભાષામા ગાળોનો કોશ રચવો હોય તો એ કામ એટલુ મુશ્કેલ છે કે સાહિત્ય પરિષદ જેવી સસ્થા બીજી અનેક સસ્થાઓના સહકાર વડે, એ કામ પચાસ વર્ષે પણ પૂરુ કરી શકે કે કેમ એ સંદેહાસ્પદ છે એવો કોશ રચનાર પોતેજ, એ ગતનું કામ કરતા કરતા થાકી જઇને નવીન ગાળો બનાવતો થઈ જાય ને એ રીતે પોતાનુ કામ મુશ્કેલ બનાવી મૂકે એવો સભવ છે

અને ગાળ દેવી એ કોઈ રીતે ખોટુ નથી દોઢડાહ્યાઓ ગમે તે કહે પણ મનુષ્યના હૃદયમા જ મથી જ કે તે કરતા યે પહેલાથી લડાઈની વૃત્તિ છે તેનો પ્રતિકાર ગાળ દીધા વિના થઈ શકતો નથી દમાવેલી વૃત્તિ વિકૃત સ્વરૂપ લઇને મનુષ્યને પશુથી યે અધમ બનાવી મૂકે છે એમ માનસશાસ્ત્રીઓએ સિદ્ધ કર્યું છે ગાળ દીધાથી ઓછામા ઓછી હાનિએ મનુષ્ય પોતાની યુયુત્સાને સતોષી શકે છે ક્રોધને જીતવો એ અશક્ય છે ક્રોધ ઉત્પન્ન થાય ત્યારે સામા માણસને મારી નાખવા કે મારવા કરતા તેને ફક્ત ગાળ દેવાથી બહુ જ ઓછુ નુકસાન થાય છે એ વિષે તો કોઈને પણ સંદેહ ન હોઈ શકે તેમજ ક્રોધને દાબી રાખી પોતે ગાંડા થઇ જવા કરતા સામા માણસને પાંચ પચીસ ગાળ દઇને એ વૃત્તિને માર્ગ આપવો એ વધારે શ્રેયસ્કર છે એ પણ સહેજે સમજાય એવુ છે

અને આપણા દેશમા તો ગાલિપ્રદાન સિવાય બીજો માર્ગ ઇષ્ટ હોય તોયે, લેવાય એમ નથી આપણી પાસે શસ્ત્રાસ્ત્ર નથી સમરાંગણમા જઇને લડવાનો આપણને અભ્યાસ નથી એ સ્થિતિમાં

આપણામાં રહેલી વીરરસની ભાવનાને વાણી સિવાય બીજો માર્ગ નથી ગાલિપ્રદાન પણ આપણે છોડી દઇએ તો શીગડાં ઉતારી લીધેલા બળદ જેવી આપણી સ્થિતિ થાય. આથી જ વ્યક્તિ સામે, સમાજ સામે, ધર્મ સામે, અધર્મ સામે, અન્યાય સામે, આપણામાં કેટલીક વાર પુણ્ય પ્રકોપ ઉભરાઈ આવે છે ત્યારે ભાષણ, લેખ, ચર્ચાપત્રાદિ દ્વારા ગાલિપ્રદાનનો ઉપયોગ કરી આપણે સંતુષ્ટ થઇએ છીએ.

અને ગાલિપ્રદાન હમેશાં દ્વેષમૂલક જ હોય છે એમ પણ નથી. પ્રેમની યે ગાળો હોય છે. સરસ્વતીનો સમર્થ સેવક કાલિદાસ સરસ્વતીને રાંડ રાંડ કરીને સંબોધે છે, તેની પાછળ સરસ્વતી પ્રત્યેનો એનો પ્રેમ જ છૂપાયો છે. પ્રેમીઓના પ્રણયકલહમાં પણ ગાલિપ્રદાનનો આશ્રય લેવાય છે, માતા શિશુને લાડથી ગાળ દઈ નાંખે છે અને ઘણી વાર આપણે પોતાની જાતને પણ ગાળ દઇને આત્મરતિને વ્યક્ત કરીએ છીએ.

પરંતુ આ બધા છતાં કલા લેખે ગાલિપ્રદાનની ઉપાસના કરનારા ઓછા છે. એ કલા છે, અને કાવ્યની પેઠે વ્યંજના એનું પ્રાણપ્રદ તત્ત્વ છે એ હજી ઘણાને શીખવાનું બાકી છે. સીધેસીધી ગાળ દઈ દેવાથી હૈયાંને નીરાંત થાય છે, એ ખરું, પણ એથી એનું કલાતત્ત્વ માર્યું જાય છે. કેટલાક માત્ર ટેવને લીધે જ એનો પ્રયોગ કર્યે જાય છે કોઈ કહે કે તમે ગાળ બહુ બોલો તો ને અમે નબાઈ લાગે ને જવાબમાં જણાવે, "હું સસરો ગાળ બહુ બોલું છું એમ કયા—એ તમને કહ્યું? જે એમ કહેતો હોય તેને—." તમે અહીં છાપી ન શકાય એવા એણે ઉચ્ચારેલા શબ્દો તરફ એનું ધ્યાન ખેંચી કહો કે "જુઓ હમણા જ તમે ગાળ બોલ્યા' તો જરા વિચારમાં પડી જઈ એ કહેને, "હવે જે ગાળ બોલે તેને—!" આવા નિરુદ્દેશ ગાલિપ્રદાનને કલાકૃતિ તરીકે ગણી શકાય નહિ.

સાહિત્ય અને કલા ઉદ્દેશપ્રધાન હોવાં જોઇએ કે નહિ એ વિષે ચર્ચા કરવી નકામી છે. પરંતુ ગાલિપ્રદાન પાછળ કોઈ ઉદ્દેશ રહ્યો ન હોય તો એનું કલાતત્ત્વ સચવાતું નથી, એ ખરું છે. એનું કારણ એટલું જ છે કે સાહિત્યની અન્ય કૃતિઓની પેઠે એનો જન્મ ચિત્તના સંક્ષોભમાંથી થાય છે અને સામાજે અસર કરવા ખાતર એનો પ્રયોગ કરવામાં આવે છે બીજી કલાની પેઠે લોકોત્તર આનંદ કદાચ એ નહિ આપી શકતી હોય, પણ એમાં વાંક કલાકારનો નથી, ભોક્તાનો છે ગાલિપ્રદાન પણ કલાનો વિષય છે ને એનો ઉદ્દેશ સર્જક તેમજ ભોક્તા બન્નેને લોકોત્તર આનંદ આપવાનો છે, એટલું જો બધા સમજી જાય તો પછી અવનિમાં સ્વર્ગ ઊતર્યા વિના ન રહે અને કદાચ ન ઊતરે તો સ્વર્ગને ગાળ દઈને સંતોષ ને સુખનો અનુભવ તો આપણે કરી શકીએ

*

એક જણાએ વળી મને ભાંડણકલા વિષે પુછાવ્યુ છે કે એ કેટલી પ્રાચીન છે, ક્યારથી શરૂ થઇ ને ક્યારે એનો અંત આવશે? એ કેટલી પ્રાચીન છે તે તો રામાયણ વાચનાર સૌને ખબર છે ધોબીચોબણ એ રીતે અમર થઈ ગયા અને વધુમાં એનો ઉપયોગ તો એ કે જો ભાંડણકલા ન હોય તો દુનિયાના બે અદ્વિતીય ગ્રંથો પણ ન હોય—વાલ્મિકી રામાયણ ને 'ઉત્તરરામચરિત' એટલે દરેક સારા લેખકે જો અદ્વિતીય ગ્રંથ લખવો હોય તો ભાંડણકલા વિષે જાણે તો જાણી લેવુ ઘટે મુદ્રિત કુમુદચન્દ્રમા દેવસૂરિ—असमर्था एव वन कल्हकर्मणि—એમ કહીને કલહના સામર્થ્યનો સ્વીકાર કરે છે બીજું કાઈ ન આવડે એને પણ ભાંડણકલા તો આવડે જ ને એ એટલી સહેલી છતા, જે એ વાપરે, એ મહાન ગણાય એવી એની ખૂબી છે

જુઓને, હિટલરે કહ્યું કે અંગ્રેજો આ વખતે એવી રીતે બહાદુરીથી લડવાના છે—કે એક પણ ફ્રેંચ બચ્ચો જીવતો ન જાય! એણે આ ભાંડણકલા વાપરી અને તુરત અંગ્રેજોએ લશ્કર ન મોકલ્યુ? હવે એ બીજી ભાંડણકલા વાપરી શકે કે તમને—ફ્રેંચોને મદદ કરવા અંગ્રેજો કેમ આવ્યા? કારણ કે મારી ગુફ્ગો જોઇને મારે ત્યા આવે તેમ નથી, એટલે તમારે ત્યા આવ્યા. હવે એ તમારી છેલ્લી રોટી ખૂટશે ત્યા સુધી પડયા રહેશે—કારણ કે તેમને ત્યા ખાવા નથી!

આવી રીતે આ ભાંડણકલા મારફત તમે ધારો તે સિદ્ધ કરી શકો એમા તમે વસ્તુ સિદ્ધ કરી શકો છો—ને છતા તે સિદ્ધ કરવા માટે તમારે કોઈ વસ્તુનો ખપ પડતો નથી એ એની ખૂબી છે. —'ધૂમકેતુ'—

નોંધપોથી અહીં ડગવે છે—

## પત્રકારના જીવનમા ડોકિયુ

લેખ  શ્રી "સત્રી"

૧૫ મી મે ૧૯૩૮
રાતના નવ

દિનચર્યા લખવા તો બેઠો છુ પરતુ તેમા દિલ ચોંટતુ નથી એમા એનો વાક પણ શો? અત્યારે કૉંગ્રેસી પ્રધાન મડળોની હૂંફ તળે નિરક્ષરતા-નિવારણની લડત ધમધોકાર ચાલી રહી છે વિદ્યાર્થીસઘો તરફથી પણ ગ્રામપ્રવાસો ગ્રિષ્મશાળાઓ વગેરેના ગણગણતા કાર્યક્રમો યોજાયા છે અને એટલે "કઈક કરુ, કઈક કરુ "નો ઊડો ઊડો ખળભળાટ અનુભવતા ઘણાબધા યુવક-યુવતીઓને બેસવા માટે મનફાવતી ડાળ સાપડી ગઈ છે મેં પણ મારા મનગમતા ક્ષેત્રમા પેસવા પ્રયત્ન કર્યો ગુજરાતના આગળ પડતા ને અગાર વેરતા દૈનિક વતમાનપત્રના શ્રી "ય' અને ગઝનવીને સારો સબધ છે એમના પત્રમા મિનવેતને મને તાલીમ મળે તેવો પ્રબધ કરવાની ગઝનવીએ 'ય" ને ભલામણ કરી શ્રી 'ય' એ તેનો ખધો જવાબ વાળ્યો

પત્રકારિત્વમા પડવા એમણે શુ કામ તલપાપડ બનવુ જોઇએ? ધન કે કીર્તિ કમાવાની એમની મુરાદ હોય તો તે નિષ્ફળ જવાની છે ને જો જનતાની સેવા જ કરવી હોય તો બીજા ક્યા ઓછા ક્ષેત્રો છે? યુવાનો માટે તો નિરક્ષરતા નિવારણની પ્રચડ લડત અત્યારે ચાલી રહી છે એમા જ જોડાઈ જાય તે ઈષ્ટ છે "

સાભળીને મને થયુ, 'કપાળ તમારુ તમેજ કમ્ખે પુરાયા ઢોરની જેમ પત્રકારિત્વમા ઘસી ગયા છો, ત્યારે પછી રાષ્ટ્રીય રાજકારણનું અમૃત પીને પત્રકાર બનવા તલસતા યુવાન લોહીની નાડ પરખવાનુ તમારુ તે શુ ગજુ ? '

*    *    *    *

૮ મી નવમ્બર, ૧૯૩૯
રાતના સવાદશ

હમણા હમણા તાલકુ તેજ કરવા માડ્યુ છે કે શુ? પરતુ કદાચ આગની શરૂઆત જ ખોટી નહોતી? પત્રકારિત્વને સીધી approach કરવાને બદલે કેટલાક રાજદ્વારી નેતાઓએ અને પત્રકારોએ કર્યું છે તેમ રાજકારણદ્વારા જ પત્રકારિત્વમા પેસવાનો મારે પ્રયત્ન કરવો જોઇતો હતો વિદ્યાર્થીઓના રાજકારણમા ઝપલાવ્યુ તો અખિલ હિદ વિદ્યાર્થી ફેડરેશનના મુખપત્ર "Students Call મા સ્વતત્ર ક્ષેત્ર મળ્યુ સાથેસાથે ઉદ્દામ કાર્યકરો અને પત્રકારોનો સસર્ગ પણ થયો મારા લખાણો માટે, હિંદુસ્તાન-પ્રજામિત્ર મા મર્યાદિત સ્થાન તો સર પણ થઈ ચૂક્યુ છે

અત્યાર જો કોઈ દેવી રિઝાઇને મને કહે "માગ, માગ," તો હૂં માગુ, માત્ર એટલુજ કે, ભલા થઇને આ હૃદય અટકી ન પડે એટલું જોતા રહેજો!"

*    *    *    *

૧૨ મી માર્ચ, ૧૯૪૦
સાંજના સાડાસાત.

હા......શ ! અભિનંદન ! હવે તો ઠેકાણે પડી ગયો પણ તોય, આ દાંત વડે ખીલા ખેંચવાના પ્રયત્નોમાં લહેર તો પડી ! પણ હવે એ બધું પતી ગયું આજે શ્રી "ર" ની મહેનતથી બધું સાંગોપાંગ ઊતરી ગયું. ગુજરાતની કલા, સંસ્કારિતા અને વિચારકતાની ત્રિવિધ મૂર્તિના પ્રતિનિધિ ગણાતા...... પત્રમાં હું ગોઠવાઈ ગયો આંગળીના વેઢે ગણી શકાય તેવા ગુજરાતના અભ્યાસી પત્રકારોમા તેના તંત્રીનું સ્થાન મોખરે છે. સંસ્કૃત સાહિત્યનો તેમણે પ્રખર અભ્યાસ કર્યો છે. "સમાજશાસ્ત્રી"ના તખલ્લુસ તળે લખાએલી તેમની લેખમાળાએ ગુજરાતના વિચારકોને અને સેંકડો આદર્શઘેલા યુવાન-યુવતીઓને આકર્ષ્યા હતા. અને માનસશાસ્ત્ર, જાતીયવિજ્ઞાન અને રાજનીતિ તથા માર્કસવાદના તો તેઓ અચ્છા અભ્યાસક ગણાય છે. તેમણે સહાનુભૂતિપૂર્વક બધી ગોઠવણ કરી આપી. રાત્રે સૂવાનું પણ પ્રેસ ઉપરની કલબમાંજ ઠર્યું "ર" એ પથારી-પાગરણ લાવવાની સૂચના મને આપી, પરંતુ "નીચે સૂવાની મને ટેવ છે, એટલે હરકત નહિ" એવો જવાબ મેં વાળી દીધો તેમણે પણ હસતાં હસતાં કહ્યું, "ઓહો ! ત્યારે તો સરસ. પાથરવા માટે રફ કાગળો લઈને, આપણા આ લાંબા ઓફીસટેબલ પર સુઈ રહેજે. જયસિંહને કહેજે એટલે ટેબલ પરથી બધું ખસેડી લેશે ને ઓઢવાનું અહીં શાંતિ પાસેથી માગી લેજે"

* * * *

૧૪ મી માર્ચ, ૧૯૪૦
સવારના સાડાદશ.

કાલે માણી જીંદગીની પહેલી સોહાગ રાત !—પત્ની સાથે શયનગૃહમાં નહિ, પરતુ કલમ ને કાગળ સાથે પ્રેસમાં ! ઓફીસનું આખુંયે વાતાવરણ કેટલું ખીચોખીચ ને ભરચક લાગતુ હતું ! જિંદગીમાં યુવાનને ખાલીખમતા જ સાલે છેને ! અને એટલે તો તે જિંદગીમાં ભરચકતાને ઝંખે છે. એક ખીલે બંધાઇને બેસી રહેવાનુ યુવાનને ભાગ્યેજ ગોઠતું હશે

શ્રી "ર" એ પહેલવહેલો "યુ. પી "નો તાર મને આપ્યો એમણે તો વિગતવાર સમજ પાડીને આખી રૂપરેખા દોરી આપી પ્રથમ હું "યુ પી." અને "એ પી "ના તાર પર હાથ અજમાવુ. હાથ બેસી ગયો લાગે એટલે રૂટરના તાર કરવા ને પછી પત્રિકા-પુસ્તિકાઓની સ્વીકાર-નોંધ લખતાં મારે જાણી લેવાનું આટલી મજલ કાપ્યા પછી મારે સભા-સરઘસો વિ જાહેર કાર્યક્રમોનુ રિપોર્ટીંગ હાથ ધરવાનું એ પછી હું "Free-Lance Reporting" develop કરીશ તેના પર હથોટી બેસી ગયા પછી Dispatches ઘડવાની તાલીમ લેવી. અને છેવટે પ્રેસમાં જઈને "પેઇજ બધાવતાં" શાખી લેવાનું.

આજે રાત્રે તો મેં ચાર પાંચ તારો જ કર્યા. સવા બે વાગ્યે રૂટરના Tele-printer પર છેલ્લો તાર જોઈ લીધા પછી અમે કાગળ-કલમને સુવાડી દીધા પોણા ત્રણ વાગ્યે પ્રૂફ ઉપર આવ્યાં તંત્રીએ તેના પર દસ્કત લખી આપ્યા એટલે અમે સૂવા ઊઠયા

શાંતિના આગ્રહથી મેં તેની ચટાઈ ઉપર જ ઝુકાવ્યુ કલબના રૂમનો દિમાગ કોઈ ધર્મશાળાને છાજે તેવો હતો. ખૂણે ખાચરે ને આડેઅવળે, દાબડાઓ, ટંકડીઓ અને પથારીના વીંટા પડ્યા છે બધા સૂત છે, પણ જાણે કે વિચિત્ર અગભંગનો પોઝ આપતાં આપતાં ! !

ઊંઘવા પ્રયત્નો ખૂબ કર્યા પરંતુ ઊંઘ શાની આવે ? નીચે પ્રેસ ધમધમી રહ્યુ હતુ ને ઉપર માંકડનો મારો ઝીલવાનો હતો. વચ્ચે વચ્ચે બીબા સાથે આંખો ફોડીને ઊંઘને શરણે ગએલા કંપોઝીટરોના બક-

વાદના શબ્દો પણ કાને અથડાતા હતા અને કામ દારોની અવરજવરના કારણે બત્તીની ઉઘાડબધ તો સતત ચાલુ જ હતી

*　　　*　　　*　　　*

૧૫ મી માર્ચ ૧૯૪૦
રાતના સાડાનવ

રૂટરના તારો પર હાથ બેસી ગયો છે એટલુ જ નહિ પરતુ રિપોર્ટીંગ પણ શરૂ કરી દીધુ છે ગઈ કાલે એક વિરલ તક ઝડપી લીધી મજૂરનેતાઓની ધરપકડો અને વિગ્રહની મોંઘવારીથી ઉકળી ઉઠેલા મજૂરોના પ્રતિનિધિઓ સેંકડોની સખ્યામા અ હિ ટ્રે યુ કૉંગ્રેસના ખાસ સમેલનમા ઊતરી પડ્યા હતા તત્રીએ મારી શક્તિનો ક્યાસ કાઢતા હોય તેમ મીટ માડતા પૂછ્યુ 'હિંમત છે? કરી શકશો?'

મેં પુલકિત બનીને જવાબ દીધો 'હા હા "

" ઉપડો "

" જઉ છુ '

દોઢ તો વાગી ચુકયો હતો અને અઢી વાગે ખુલ્લી બેઠક શરૂ થવાની હતી પડત પાછળની મત્રણાઓ તો વહેલી સવારથી શરૂ થઈ ગઈ હતી પેડ ને પેન્સીલ લઈને બસમા કૂદી પડ્યો

એક ઉડતી નજરે જ સમેલનમા ઉછળતી ઉત્સાહની છોળોમા છબછબિયા કરવાનુ મન થઈ જાય તેવુ હતું હિંદના પીઢ મજૂરનેતા શ્રી એન એમ જોષીથી માડીને કોઈ ચર્માઘોગના મજૂરમડળ, કોઈ ઝાડુવાળામડળ અને કોઈ ધાણીના મજૂરમડળના અદના પ્રતિનિધિઓ સુદ્ધા અહીં જમા થયા હતા એ લોકો સુનદા ભાષણકારો નહોતા પરંતુ દમમદમ ધગશીના હતા બગાળે તો એક મોટી ટુકડી મોકલી હતી અધિવેશનના પ્રમુખ ડૉ સુરેશચન્દ્ર બેનરજી મૃણાલકાન્તિ બોઝ (ઉપતત્રી, અ બઝાર પત્રિકા) આફતાબઅલી (હિંદી નાવિકમડળના મહામત્રી) ડૉ ચારુચદ્ર બેનરજી, ભૂપેન્દ્ર સ યાલ વ મુખ્ય હતા શરીર સુ લકડી પરતુ ચહેરા પર શોષકોને કાચા ને કાચા ખાઈ જવાની કરડાકીવાળા ગોપાલ હ ર અને જોગેશ ચેટરજીને યુકતપ્રાંતે મો લ્યા હતા મધ્યપ્રાતમાથી રૂઈ ર આવ્યા હતા દિલ્હીવાળા ચદોબીબી બી યહા તશરીફ લાયી થી પજાબના ઉદ્દામ કાર્યકરોમાના ઘણાખરા તો સરકારી સાફસુફીમા ઝડપાઈને જેલમા ધકેલાઈ ગયા હતા અને મુબઈના માડવા પક્ષે, નિબકર, કર્ણીક, મણીબ્હેન ગોદાવરી ગોખલે, એસ. સી જોશી જમનાદાસ મહેતા, ઝુલમીરામ ચૌધરી વ મુખ્ય હતા મ ાસમાથી ગુરુસ્વામી અને ગિરિ (માજી મહાસભાવાદી પ્રધાન) આવ્યા હતા આ બધી તો Big Guns બાકી ભાષણ કરતા જેને આવડે નહીં એવા પોતડી-પચિયા જેવુ ધોતિયુ કે ઊભા ચીલાવાળા લેંઘા ચડાવેલા સેંકડો મજૂર-પ્રતિનિધિઓ જોરશોરથી એમનુ દુ ખ ગાવા અહિં ઉપસ્થિત થયા હતા સતત પાચ કલાક સુધી બેઠકનુ કામ ગજ ભર્યાભર્યા વાતાવરણ વચ્ચે ચાલુ રહ્યું

ગભીર જવાબદારીવાળુ આ પહેલવહેલુંજ " Function ' મેં 'cover' કર્યુ હતું એ બાર પાનાનો આનદ Ful page અહેવાલ છપાયેલો વાચવા અને તત્રીના અભિનદન સ્વીકારતાં, ખરેખર અવર્ણનીય જ બની ગયો હતો ને ઓફિસ તરફથી વેતન દાખલ મળેલી નોટ પર મેં અક્ષરો પાડ્યા, " પત્રકારિત્વની પહેલી પ્રસાદી '

*　　　*　　　*　　　*

૧૭ મી માર્ચ, ૧૯૪૦
રાતના દશ

ત્રે યુ. કોંગ્રેસના અધિવેશનના સસ્મરણો તાજા જ છે. એટલે એના અજવાળામાં ગુજરાતી પત્રકારિત્વની છબી કેવી ઊઠે છે તેનું નિરીક્ષણ કરવાનુ મન સ્વાભાવિક રીતે જ થઈ જાય છે.

એને ગુજરાતી પત્રકારોનુ એદીપણુ–હા, એદીપણું નહી તો બીજુ શું કહી શકાય? પ્રજામતના ઘડતરમાં જબ્બર ને સંગીન ફાળો પુરાવવાનો વ્યાજબી દાવો કરનારા, આધુનિક યુગમાં વર્ગીય હિતની રક્ષા માટે સર્વત્ર સ્વીકાર પામેલી સગઠ્ઠન વ. ની નીતિઓથી અજાણ હોવાનુ બહાનું તો કેમ કાઢી શકે? આજે મુબઇના હોટેલના પોરીયાઓ પોતાનું મંડળ સ્થાપીને અવસર આવ્યે માલીકો પાસે પણ નીચી મુડીએ અંગૂઠા પકડાવી શકે છે કાલાં ફોલવાની રોજીમાં ધરખમ કાપ મુકાતાં, વિરમગામની પછાત મજૂરણો–ગુજરાતી બરીઓ! પણ સંગઠ્ઠન સાધીને હડતાલ પર ઊતરી શકે છે પણે લાહોરમાં વળી ટાંગાવાળાઓ પોતાનું યુનીઅન જમાવીને સતોષકારક દરો ન મળતાં, શહેરી બાવાઓને ગુડીયાવેલમા મુસાફરી કરવાની ફરજ પાડી શકે છે. કલકત્તામાં હજામો પોતાની પરિષદ ભરીને સેફ્ટી રેઝરને પોતાનો જાની, કટ્ટર દુશ્મન જાહેર કરે છે તો વળી ત્યાંનાજ ઝાડુવાળાઓ એક "બેગમ"ની સરદારી નીચે વીસવીસ હજારની જગી સખ્યામાં અકોડાબધ હડતાલ પાડીને સંગઠ્ઠનનો પરચો બતાવી શકે છે. ને મુલતાનના ખાટકીઓ પણ મનમાન્યાં મૂલ ન ચુકવાતાં માંસાહારીઓને ઉપવાસ પર ઊતરવાની ફરજ પાડી શકે છે!!!

પરંતુ ગુજરાતના પત્રકારો આ દોડતી દુનિયા સામે આંખ મીચીને બેસી રહ્યા છે ગુજરાતના પત્રકારો વેંતિયા છે? ના, ના, હજારવાર, ના. પ્રજાજીવનમાં ઊચા આસને વિરાજતી વ્યક્તિઓને પણ અસહ્ય સંજોગો ઊભા થતાં, ગબડાવી પાડવાની શક્તિ ગુજરાતના પત્રકારે પુરવાર કરી આપી છે. પરંતુ એ જ પત્રકાર આજે એકદરે સામાન્ય કારકુન–મહેતાજી જેટલો ૩૦–૩૫ ના ગાળામાં અથડાતો પગાર મેળવે છે આ નગદ સત્ય છે, મોજૂદું સત્ય છે ગુજરાતનો પત્રકાર, પોતાના વર્ગીય હિતો પ્રત્યે, મજૂરોથી પણ બેચ બનીને, ગામડી ખેડુ જેટલીજ ઉપેક્ષા સેવે છે. "ગુજરાત પત્રકાર સંઘ" જેવી કોઈ સંસ્થાની જનતાને જાણ નથી એવુ કોઈ સડેકલુ જીવતુ હશે તો તેના પર છવાએલુ નિષ્ક્રિયતાનુ કફન એને મડુ માની લેવા આગ્રહ કરે છે. .....

* * * *

૧૯ મી માર્ચ, ૧૯૪૦
રાતના નવ.

છેલ્લી નોંધ આજે ફરીવાર વાંચ્યા પછી ઘડીભર એવુ લાગ્યું કે હું ગુજરાતી પત્રકારો પર વિના કારણ ઊતરી પડ્યો હતો પણ ના, એવુ નથી

આ યુગ જ પીડિતોના આર્તનાદનો છે, એમ કહેવામાં કશી અતિશયોક્તિ નથી રાજકારણમાં નજર નાખીશુ તો કિસાન–મજદૂરોનાં શોષણ અને મૂડીવાદીઓ–જમીનદારો–રાજવીઓની ત્રિપુટીનાં દમન સામેની કારમી કિકિયારીઓ જ આંખ સામે અફળાશે. સામાજિક સેવાના ક્ષેત્રમાં દૃષ્ટિપાત કરીએ તો તેમાં પણ રૂઢિ અને કુરિવાજોના ભોગ બનેલાઓનીજ વકીલાત આગળ તરી આવશે વિધવાઓ, બાળલગ્ન, પુનર્લગ્ન, લગ્નસંસ્થાની કાયાપલટ વ પ્રશ્નોની ખૂબ ગરમાગરમ ચર્ચા દ્વારા પણ અંતે તો પીડિતોનો જ પક્ષ ખેંચવામા આવે છે. સાહિત્ય પણ આ યુગવર્તી લડતમા હકારનો સૂર પૂરાવે છે. બલકે પીડિતોના શોષણ અને શોષકોનાં દમનનું ચિતરામણજ આજના સાહિત્યની પ્રધાન લાક્ષણિકતા બની ગઈ છે. સઈ, સુતાર ને વાંઝા–વણકર જેવા વસવાયા વર્ગથી માંડીને, મોતી બીડીવાળી, લાખો વણકર, રૂડકી વાઘરણ ને

ભાંજરનું જતન કરનારી માની ભગીયણુ સુધીના શોષિત પાત્રોપર ગ્યાએની કૃતિઓ સાહિત્યમા સવિશેષ આદર પામે છે

પરતુ સરતચૂક કે ચસપોથી–ગમે તેને લઇને પણ અથ તો ખરડાતો ને ચૂસાતો રહેતો એક દુઝણી ગાય જેવો વગ ગુજરાતની આખે ચડવો રહી ગયો છે ખૂબી તો એ છે કે જીવન સાથે સકળાએલી વિરાગ ને વામણી સઘળીયે વાતો અને દુનિયાની રોજબરોજની પ્રવૃત્તિઓ પર પ્રકાશ ફેંકીને પ્રજામત ઘડનારો જેનો ધધો છે તે પત્રકાર પોતાનેજ એનકા નીવડ્યો છે ઇસપની નીતિકથાનો પેલો આરબ જેમ ગધેડા ગણતા ગણતા પોતાની સવારી ના ગધેડાને ગણવાનુજ ભૂલી જતો એવોજ કંઇક ખોટકો ગુજરાતના પત્રકારોના મગજમા થયો લાગે છે

પરતુ એનો અર્થ એમ પણ નથી કે પત્રકારોના મીંડાની બહાર વસતા ગુજરાતના Intelligenstia એ આ વસ્તુસ્થિતિ પ્રત્યે આખમીંચામણા કરવા જોઈએ It is a conspiracy of silence on their part હજારો હાથમાથી પસાર થઈ જતા આઠ દસ પાનાના મામુલી છાપાની સજાવટ પાછળ કેટકેટલા કપોઝીટરોની ઊડે ઊડે તગતગતી ડરામણી આખોનો કેટકેટલા ઉપતત્રીઓની યાત્રિક તાલ બદ્ધતાથી દોડતી આગળીઓનો અને ખેંચાઈ ખેંચાઇને તૂટુ તૂટુ થઈ રહેતી મગજની નાડીનો ભોગ પડ્યો છે–તેની પાછળ કેટની કાળી જહેમત Bloody strain નો ખર્ચો થયો છે તેનુ જનસમુદાયને ભાન હોતુ નથી મધમાખીઓ સાનદે વનમાં ભમીને પ્રકૃતિના અમૃત જેવા મધનો સચય કરીને અતિ પરિશ્રમ પછી રૂડો–રૂપાળો સુદર નકશીવાળા મધપૂડો બાધે છે પરતુ બહાને શુ સૂઝયુ તે મનુષ્યના મગજમા ભમરો મૂક્યો, અને મનુષ્યને તેથી આ મધપૂડો તફડાવી જતા જરાએ વાર નથી લાગતી પત્રકારોની એક જગી પલટણે પણ પૃથ્વીના પડ પર કે કેમણે રઝળી રવડીને એકઠો કરેલો માહિતી સચય, શેરી–પેટીનો આદમી એચાર કૃપિયાની થપાટ મારીને ઝૂટી લે છે અને શ્વાસની ધમણ ધમતાં પત્રકારનો પરસેવો સૂકાઈ જાય તે પહેલા તો ઘડી પહેલાનું તાજુ છાપુ વાસી બની જાય છે।

કારણ કે વાચક જનતાને ખ્યાલ નથી હોતો કે રૂટર, ડી એન બી, ટાસ ડોમઈ એ પી, રોફ્રની વિગેરે ડઝનબધ ન્યુઝ એજન્સીઓની પ્રતિનિધિ મેના દુનિયાનો ખૂણેખૂણો ખૂદીને Bales of news stuff–સમાચારની ગાસડીઓ પત્રની ઑફિસમાં ઠાલવે છે રિશટાગ સમક્ષ હિટલરના ભાષણથી માડીને કોઈ ગામડામાં થએના લાલ માજીના વરસા સુધીના સમાચારો તેમા ભેગસેળ થયેના હોય છે તત્રી મડળના સભ્યો તેમાથી ટપોટપ ખપના સમાચારો તારવવા લાગી જાય છે સે સરની ચાળણીમાંથી ચળાઈ ગયુ હોવા છતા તેમાથી કેટલુ સરકાર–માબાપને આકરું લાગશે કેટલું પત્રના સચાલકોની નાખુશી વહોરી લેશે ને કેટલું વાચકોની ઘરાકી મેળવી આપનારુ છે એ બધા નિર્ણયો વિજળી વેગે કરવા પડ છે પાછળ વધેલુ વીણામણ કચરા–ટોપલીને સ્વાધીન થાય છે તત્રી પોતે તત્રીનોધ અને તત્રી લેખના શિકારની તલાશમા નીકળી પડે છે ઠીકઠીક વાર સુધી ભેજુ કસ્યા પછી એ પોતાના દિમાગને કેટલીક વખત તો કૃત્રિમ ગરમી આપીને, ઊર્મિના ઉછાળા લાવવા પ્રયત્ન કરે છે ને અતે એની કલમમાથી જોઇતો મસાલો વેરાતો આવે છે

બીજી બાજુ સમરાક વૃત્તતત્રી ( News Editor ) પણ કામે લાગી જાય છે જુદા જુદા સમાચારોને એમના જોગ સ્થાનમાં ગોઠવવાની વ્યવસ્થા તેને જ કરવાની રહે છે સાથે સાથે પત્રની નીતિની આઠેરી ટકોર લગાવી જતા પેરા–મથાળાઓ પસદ કરવામાં પણ તે પોતાના મગજને સારી કસરત આપે છે સ્થાનિક પ્રતિનિધિઓ પણ શહેરની હવામાંથી ઊચકી લેવા જેવુ ઉપાડી લાવીને હાજર થઈ ગયા હોય છે રજનીની ગોદમા ભરાએલા દપતીમાંના પતિ જ્યારે પત્નીના ઉમગભર્યા શબ્દો ચગળી રહ્યા

હોય, ઉન્હા રોમાંચ અનુભવતી પત્નીના અધર જ્યારે પતિ ચૂમી રહ્યા હોય, ત્યારે, એવી મધરાતે, પેલો પત્રકાર અહીં લાડીલા શબ્દોને બદલે પાંદડા ચાવીને, પ્રિયાના અધર પામવાને બદલે સિગાર ઉપર સિગાર ચૂસ્યે રાખીને, રૂટરની "કોપી" ઉપર "કોપી" આગળ ધકેલતો જાય છે. નીચે પ્રેસ-વિભાગમાં, બગલાની ડોક માફક આંખો તાણી તાણીને કંપાઝીટરો પોતાની તડફડતી આંગળીઓ વડે છાપાનું માળખું ઊભુ કરવા લાગી પડ્યા હોય છે. આ ઘોડદોડમાં પાછળ પડ્યા વગર પ્રુફ-રીડરો પણ ઊંધુ ઘાલીને "ગેલી" પછી "ગેલી" ઉપર પુરપાટ નજર દોડાવતા જાય છે. ક્યાંક એકને બદલે બીજો ગેરિયાળ શબ્દ ઘુસી ગયો હોય કે કાના, માત્ર જેવા "ખેપાનીઓ" ક્યાંક રખડવા ચાલી નીકળ્યા હોય કે પછી બેચાર શબ્દોની આખી ટોળકીજ સહેલગાહે ઉપડી ગઈ હોય તો એ બધા સામે પ્રુફ-રીડર "સમન્સ" ( summons ) કાઢે છે।

ભૂમિકા રચાઈ ગઈ છે. વૃત્તતંત્રી "પેઇજ બધાવવા" નીચે ઊતરે છે ને આખા પ્રેસમાં અદબનું વાતાવરણ પથરાઈ જાય છે. કાપકૂપી પછી સુઘડ બનેલા સમાચારો પર પણ ફરી છેલ્લી વાર જરૂર જોગા નસ્તરો મૂકાય છે. તંત્રીખાતાની જવાબદારી અહિં પૂરી થાય છે પેઇજ પછી પેઇજ મશીન પર ચડે છે ને રોટરી ધમધમી ઊઠે છે. આ બધી લોહીનુ પાણી કરનારી વિધિઓને અન્તે ચાર દોઢિયાનું છાપુ બહાર પડે છે।

* * *

૨૦ મી મે, ૧૯૪૦
રાતના સાડાનવ

હવે તો ગાડી પાટે ચડી ગઈ છે ને મડી છે દોડવા વાજેવાજ. ટ્રે. યુ. કોંગ્રેસ પછી બીજું મહત્ત્વનુ Function હમણાંજ કર્યું. રાષ્ટ્રીય મહાસભાની કારોબારીના મહારથીઓ ગંભીર મસલત ચલાવવા ભૂલાભાઈના "હસમન મહાલ"માં એકઠા થયા હતા. સાંજના ચોપાટી પર જંગી સભા ભરાઈ મૌ. આઝાદ તો આવી ન શક્યા, પરતુ એમના અમીરી ઓજસ ને લડાયક જુસ્સાની ખોટ સરહદ પ્રાંતિક મહાસભા સમિતિના સરનશીન ખાન અલ્લી ગુલખાને તથા કેળવણી પ્રધાન ભંજુરામ ગાંધીએ કળાવા ન દીધી ગોવિંદ વલ્લભ પંતના જેવુ પડછંદ કાઠુ અને કાટફાટ થતો સીનો ધરાવતા ભંજુરામ ગાંધીએ તો તેમની તલવારની પીછી જેવી તેજીલી ને ધાટીલી ઉર્દુ જબાનમાં સરકારનાં પોતિયાં આંચકી લીધાં એમના લફ્જોમાં દર્દ હતુ; એમના આવાજમાં ડણકતા વનરાજની ત્રાડ વસી ગઈ હતી. ખાન અલ્લી ગુલખાન તો ઉદ્દામવાદી રહ્યા એટલે તે તો ભંજુરામથી ચાર ચાસણી ચડે તેવા નીકળ્યા અને અસફઅલ્લીનુ ભાષણ ધારાશાસ્ત્રીય વળાંકવાળુ હોવાથી ઊર્મિને ઉશ્કેરવાને બદલે વિચાર કરતા કરી મૂકવામાં વધારે કાર્ય-સાધક નીવડે તેવુ હતુ.

ચોપાટીની સભા વિખેરાઈ કે તરતજ માર માર કરતો હુ દાણાબદર પર જવાહરની સભા કરવા ઊપડ્યો હુ પહોંચ્યો કે થોડી જ વારમાં મૂર્તિમત ચેતનસમા જવાહર, ધસમસતા એન્જીનની ગતિથી ટોળા-માંથી માર્ગ કાપતા આવતા દેખાયા કુશળ તરવૈયાને પાણીના વ્હેણ પણ માર્ગ કરી આપે તેમ આ લાડીલા નેતાને, અહીં ઉમટેલો માનવસાગર રસ્તો કરી આપતો હતો. જવાહરની સાથે ડૉ. અતલ અને એક સુનદા સ્ત્રી કાર્યકર્તા હતા દોઢ કલાક પર્યંત એકધારી ગતિએ ભાષણની રેલ રેલાવીને જવાહરે સર્વે ને મંત્રમુગ્ધ કરી મૂક્યા. જવાહરના શબ્દોની સાથે સાથે પેલા સ્ત્રી કાર્યકરના મુખ પર પલટાતી તેજછાયાની રેખાઓ પ્રશ્ન ઉપજાવતી હતી કે બન્ને એકબીજાને હુફરૂપ થઈ પડ્યા છે એવી પ્રજાની મીઠી માન્યતા શુ સાચી હશે ?

* * * *

૨૭ મી મે, ૧૯૪૦
રાતના નવ.

પ્રેસની ભીતરની દુનિયાનો ગણગણાટ મને અથડાવા લાગ્યો ખરો ગઈ કાને કાને વાત આવી કે કેટલાક કંપોઝીટરોમા સજાતીય વ્યભિચાર સારી રીતે પોષાઈ રહ્યો છે ઘોર માનસિક ને શારીરિક અધ કારમા ભટકતા તેઓ આવી ભેખડે ભરાઈ જાય તેમા નવાઈ જેવુ કઈ નથી ને પ્રશ્ન પણ એવો નાજુક છે કે તેમા દરમિયાનગીરી કરવામા ભારોભાર જોખમ સમાએલુ છે

જાણીતા ગ્રામ્ય કાર્યકર શ્રી 'લા' નો પત્ર હતો તેમણે કાગળમા ટાપણીને બદલે બાવળની શુળ ખોસી હતી ! એ પણ એક idea છે ને ! તે લખે છે "લામા અનુભવે મેં એ પણ જોયુ છે કે આમ જનતાને સ્પર્શતા નૂતન કેળવણીને ખૂબ સમય લાગશે જ્યારે રેંટિયો તુરત સપર્ક સાધે છે ખરો ગઈ મને બે ગાઉ દૂર મુઝીયાસરની ત્રણ બહેનો રેંટિયા લેવા આવેલી "ગાધી કાતપુ આપે છે" આટલો માત્ર એમને ખ્યાલ હતો કાતનાનો એમને જાજો મહાવરો નહિ પરંતુ એ તો કહે, "તમેં અમે બેસ બેસ શુ કરીએ ?" એ બહેનો તો કેટલીએ ઓળખાણો ને સિફારસો કરવા લાગી મારા બાપાના બાપાને પણ યાદ કરીને કહ્યુ કે તેમની માનુ મોસાળ અમારા ગામડીમાં છે, અને તેને તમે રેંટિયા નહીં આપો ? આ બધી લાચારી જોઈને હું દુ ખમાં ગરકાવ થઈ જાઉ છુ પુરુષો ચોરે ડાયરામા બેસીને હુક્કો ગગડાવે છે કાને મારે ગામડે જવાનું થયેલુ ડાયરાને મેં કહ્યુ "કપાસ બે રૂપીએ મણ છે તમારા લુગડા પણ ફાટી ગયા છે સાવ નવરા બેસવા કરતાં '

તેઓ કહે "રાંડોને એ જ કહીએ છીએ પણ કાતે કોણ ?"

કડીઆદથી પણ ના પત્રમા એવુ જ રુદન ભર્યું છે "ટાઇમ્સ"ની ત્રીશેક જાહેરખબરોમાં અરજીઓ કરી પણ ક્યાય પત્તો ખાવો નહિ છેવટે લશ્કરી ખાતાને Royal Indian Navy માટે અરજી કરી, તો તે તરત પાસ થઈને આવી ! પણ સગાવહાલા મને એમ લડાઈમાં હોમાવા દેવા તૈયાર નથી મામીને ઘેર ચારપાચ મહિનાથી આમ બેસી રહેવાથી હુ અળખામણો બ ચો છુ બૈરાંઓ કહે છે, "સગાઈ કરી એન્ગ્લેજ નપાસ થયો અત્યાર સુધી કેમ પાસ થતો આવતો હતો ?" વિલ્સન કોલેજના પ્રોફેસરને જઈને જરા પૂછી આવે તો એ લોક ? ગૌને અમારો થઈ પડયો છુ ને સાજના લાયબ્રેરીનો બાકરો ધણીને ઘરભણી વળતા પગ પણ પાછા પડે છે રોજેરોજ, "બાયલો," "મુજી" "બૈરીશૂરો' ને એવા તો કઈક વિશેષણો ઉમેરાતા જાય છે Wife જોડે પત્રવ્યવહારની ખાસ જરૂર છે ત્યારે એ પણ નથી થઈ શકતો હમણાં ૬મણાં તબીયત પણ ઠીક નથી રહેતી આખે શરીરે ગરમી ફૂટી નીકળી છે દાક્તરને શરીર બતા યુ તો કહે પ રવીસ ઇન્જેક્શન લેવા પડશે ! એને મારા ખાની ખિસ્સાની જાણ ક્યાંથી હોય ! ટૂકમા Inter સુધીના અભ્યાસે ઘડેલી સ્વમાનની લાગણી સાથે જીવવુ મુશ્કેલ બન્યુ છે હવે તો એમ થઈ જાય છે કે આ બધી જજાળ શાને માટે ? એમાંથી છૂટવાનો, ઘર છોડીને ચાલ્યા જવાનો એકજ માર્ગ દેખાય છે પરતુ વળી થાય છે કે ભવિષ્યની ગોઠવણ વગર ચાલી નીકળવુ વ્યાજબી નથી અત્યારે તો કઈજ સૂઝ પ ડ તી ન થી

* * * *

૨૭ જુન ૧૯૪૦
રાતના સાડાનવ.

મહાસમિતિની કટોકટીની બેઠક પુનામા મળનારી છે રાષ્ટ્રીય સરકારની સ્થાપનાની શર્તે હિંદના સરક્ષણમા સહકાર આપવાની તરફેણ મહાસભાનો એક વર્ગ કરે છે રોયે તો બિનશર્તી સહકારના ઠરાવની

મહાસમિતિમાં નોટીસ આપી છે. એ સમાચાર વાંચીને મેં રોયની તકસાધુતા પર પ્રહાર કરતો, "કાચી-કાકંગી રોય" નામનો એક Dispatch તાબડતોબ લખી નાખ્યો. ગુજરાતી પત્રકારિત્વમાં ભેખધારી તપસ્વી જેવું સ્થાન ધરાવતા "હિંદુસ્તાન પ્રજામિત્ર"ની ઑફિસમાં હું જઈ પહોંચ્યો. ગાંધીજી, સરદાર, સુભાષ, જવાહર ને રોય એ સઘળાને આ પત્રે આવકાર્યા, ને જરૂર પડ્યે ફિટકાર્યા એવું દૈનિક "હિંદુસ્થાન પ્રજામિત્ર" એના અંતકાળ સુધી કેડ કોઈની શેહમાં તણાયા વગર, સમાજવાદના અણનમ પ્રચાર–વાજિંત્ર તરીકે જીવી ગયું ઑફીસમાં આવીને મારા પરિચિત શ્રી "લ" ને Dispatch બતાવ્યો શિષ્ટાચાર ખાતર એકાદ મિનિટ આંખ ફેરવીને, કાગળિયા ટેબલના ખાનામાં ધકેલી દેતા તેમણે કહ્યું, "એટલા ઊંડા પાણીમા ઊતરવાને તમે હજુ ઘણા નાના છો" એ સાભળ્યું ત્યારેજ મારી આંખ ઊઘડી કે પેધી ગએલા પત્રકારોના દુર્ગમાં માથું મારીને ગાબડું પાડ્યે બધું પતી નથી જતું અંદર પેસવા પામ્યા પછી પણ પોતાના લખાણના પ્રકાશન માટે "નામ કમાવા" સારુ એટલી જ ઉગ્ર તપશ્ચર્યા કરવી પડે છે.

ધીમેધીમે પણ સંગીન રીતે હવે પત્રકારિત્વના ધમાલિયા જીવનમા એકલતા સાલવા લાગી છે ભાભીનો પત્ર સૂચક છે. "...તમને હમણાં ચેન નથી પડતું ખરું? પ્રેરણાત્મક મૈત્રીની ઊણપ રહેતી હોય તો પછી શા માટે એમી રહ્યા છો ને મોણ ખાઈ રહ્યા છો?..."

* * * *

૪ થી જુન, ૧૯૪૦
ગતના અગિઆર.

મુબઈના ગુમાસ્તા મંડળોના આશ્રય નીચેની સભાઓમાં હમણાં હમણાં એક ભેદી વ્યક્તિ આગળ તરી આવે છે. પોતાને બેંગલોરી લેખાવતો, શુટમાં સજ્જ થએલો એ યુવાન સભામાં ગાયનો ગાય છે. શંકા કરવાને કારણો મળ્યા છે કે એ યુવાન છૂપી પોલીસખાતામા બાતમી આપતો હોવો જોઈએ

એવી એક સભામાં સી આઈ. ડી. રિપોર્ટર પજાબના સિવ્ર સાથે લાંબી વાતો કરી. ઉપરથી તો એ ખુશનુમા અને સાફદિલ લાગતો હતો સરકાર પાસેથી એ અઢીસોનો પગાર પડાવે છે. એની ઓળખાણ માગતા મેં પૂછ્યું Hallow, friend, which Press do you represent? હોઠ મરકાવનાં તેણે ઉત્તર આપ્યો, "His Majesty's representative, friend!" એણે તો છૂટથી કહી દીધું કે આખરે તો આપણે બધાએ પત્રકારો છીએ. હું સી આઈ ડી નો હોઉં તેથી શું થઈ ગયું? આપણા વચ્ચે ગાઢ મૈત્રી શું કામ ન જામી શકે?"

હવે વધારે વિસ્તૃત ક્ષેત્રમાં પડવાની ઇચ્છા થાય છે એટલે "સમી સાંજના અખબાર"ના તંત્રીને એક વગસીલા પત્રકાર મારફત મળ્યો સ્વેચ્છાપૂર્વક બિનવેતનને કામ કરવાની મારી તૈયારીનો એમણે ગળચટ્ટો જવાબ આપ્યો, "ગુજરાતને આજે તમારા જેવા નવલોહિયા પત્રકારોની જ જરૂર છે પરંતુ અમે વેતન વગર કામ કરાવવા માગતા નથી એવા શોષણ સામે તો અમારુ પત્ર હંમેશાં જેહાદ જગાવતું આવ્યું છે ને દિલગીર છું કે અમારા પત્રમાં અત્યારે વેતનવાળી જગ્યા ખાલી નથી." આનું નામ નરી ખધાઈ જ કે પછી ખધાઇને માથે શીંગડા ઊગતા હશે?

* * * *

૭ મી જુન, ૧૯૪૦
રાતના સાડા આઠ.

નિતિન વિષેની શંકા સાચી પડી એમની ન્યાત, જીવનની સુઘડતા અને જૂના ઘરની સંસ્કારિતા માટે જાણીતી છે. પરંતુ કુટુંબની નબળી આર્થિક સ્થિતિ અને પિતરાઇઓની અદાવતને કારણે આજ

બત્રીસ નહિ પણ એ વહી રહ્યો છે! કુટુંબના એના સજ્જડ બોજામા એ પૂરાઈ ગયો છે કે ઉ ધ્મ પગલુ ભરવાની તેનામા તાકાત રહી નથી સમાજમા નજરે ચડતા જાતીય પ્રલોભનોએ પ્રગટાવેલી ઉગ્ર શક્તિથી એનું જીવન બળીને ખાક થઈ ગયુ છે "I am dying inch by inch એના સહુ બનેના બાન એના બેગી ગયેલા ગાન અને એના ચડતા રહેલા ચશ્માના નંબર પરથી તેણે તો ગણત્રી પણ કરી નાખી છે કે સુવાળા સહચર માટે તડફડીઆ મારતા મારતા તે આ રીતે બની નથી લાબુ નહિ જીવી શકે એના દિલમા જાતીય ક્ષુધા એટલી ભભૂકી ઊઠી છે કે વતરના લોન્ગ સ્ટેશનેથી ગાડી પકડતા પહેલા પહેલેથી છેલ્લા ડબ્બા સુધી આટો મારી આવીને જે રૂપાળી દેખાવડી સ્ત્રી એના હૈયે વસે તે જ ડબ્બામા તે પોતાની બેઠક લેશે! આજે ઘણા એ વખતથી નિતિન આ વ્રત અખડ રીતે પાળી રહ્યો છે કહો કે એને આદત જ પડી ગઈ છે કારણ, એમ કર્યા વગર, 'બીડી ફૂકયા કરે પણ રસ્તો ખૂટતો નથી'

ગઈ સાલથી નિતિન કોર્ટ રિપોર્ટર બન્યો છે એ જગ્યાનો મૂળ પગાર તો ત્રણ આકડાનો છે પરંતુ નિતિનના તો પચાસનના પચાવનજ રહ્યા છે! છતાંયે નિતિનને તેનો અફસોસ નથી એક તો કોર્ટ રિપોર્ટરને અગત્યના કેઇસજ કરવાના હોય એટલે ઓફિસમા સૌ કરતા વધારે આરામ મળે.

ને એક બીજી ખાનગી વાત. સારો કેઇસ હાથમા આવી જાય તો બાર મહિનાના રોટલા પણ એક તડાકે નીકળી જાય!!

* * * *

૧ લી જુન ૧૯૪૦
રાતના નવ.

ફોટોગ્રાફર ચમનની કથની પણ જાણવા જેવી છે માબાપ સાથે મેળ ન રહ્યો હોવાથી, પોતાની ન્યાતમાથી સામેથી ચાલીને કન્યાની ઓફર આવવાની તેને આશા નથી તેમજ કન્યા ખરીદી લાવવા જેટલી મૂડી બધાવાની તેને આશા નથી એટલે એણે એમ વચનો માર્ગ ખોળી કાઢ્યો છે જ્યારે જ્યારે પોતાની જાતીય વાસના સતેજ બને છે ત્યારે ત્યારે એ ગોવાનીઝ અને ક્રિશ્ચિયન Night clubs મા જઈ પહોંચે છે અહીં તેને ચકચૂર બનાવનાર સુરા ને સાકી મળી રહે છે

* * * *

૨૨ મી નવમ્બર ૧૯૪૦
રાતના દસ

એના જેટલું કરુણ બીજુ શુ હોઈ શકે? આખી જિંદગી ઝઝુમવામા ગાળીને ગુજરાતનું એક ધ્યેય નક્કી કરી તેના પર જ્યારે સખ્યાબધ પત્રકારો બેકાર બન્યા તેમાના કેટલાક નવા શરૂ થએલા પત્રમા જોડાઈ ગયા, પરતુ ઊચી પાયરીના બેત્રણ પત્રકારો રહી ગયા તેમાના એક સિનીયર એક નમતા પહોરના ટાણે, પોતાના જૂના સાથી અને હાલના તત્રીને કહે છે,

'બીજુ બધુ તો ઠીક, ભાઈ પણ મારે તો પાચ-છ છોકરાના પેટ ભરવાના છે બાયડી એકલી હોત તો તો તેને પિયર વળાવી દેત પરતુ છોકરાની શરમ નડે છે તમારા ધ્યાનમા કોઈ Job હોય તો એક વખતે વૃત્તપત્રીપદ અને તત્રીપદ ભોગવી ચુકનાર અને ગુજરાતી પ્રચાર કાજની જરૂરા માટે મિશનની યાત્રા કરી આવનાર આ કસાએલા પત્રકારનાં લાચારી ભર્યા વેણ જેવી નામોશી ભરી દયાજનક ગુજરાતી પત્રકારિત્વને બીજી કઈ હોઈ શકે?

આજે એક સરસ Scoop પાર પડી ગયો. જે. જે હોસ્પીટલમાં ભમતાં બાતમી મળી કે જય-પ્રકાશ નારાયણને તેની બિમારી વધતાં પોલીસના જાપ્તા તળે આર્થર રોડ જેલમાંથી જે. જે. હોસ્પીટલમાં ખસેડવામાં આવ્યા છે. આ વાતને ગુપ્ત રાખવા અથાગ પ્રયત્નો થયા હતા. પરંતુ આખરે વાત ફૂટી ગઈ! બાતમી મેં યોગ્ય સ્થાને રવાના કરી દીધી. અને બીજે દિવસે એ સમાચાર વર્તમાનપત્રોમાં પ્રથમ પાને ઝળક્યા! હુ ભૂલતો ન હોઉં તો મુબઇના અખબારોની કચેરીમાં પહેલવહેલાં મારી મારફત જ આ સમાચાર પહોંચતા કરવામાં આવ્યા હતા. Free-lance Journalism નો આ એક અચ્છો scoop હતો સરકાર પર પ્રશ્નોની ઝડી વરસી ગઈ. છેવટે નાક દબાતાં સરકારને મોઢ઼ ઉઘાડવુ પડ્યું અને જયપ્રકાશની તબિયત વિષેની ચૂપકીદી તોડીને યાદીઓ બહાર પાડવી પડી.

ધનુષ તકલીના શોધક ને ગાંધીજીના આશ્રમવાસી પોલીશ એન્જીનીયરને પણ હોસ્પીટલમાં તેમના ખાટલામાં મળ્યો. ટુકી વાતચીત દરમિઆન પણ તેમનું મધુર હૈયુ બહાર ઉછળી આવ્યા વગર રહેતુ નહોતું.

* * *

૨૪ મી નવેમ્બર ૧૯૪૦
રાતના નવ

ધબકતા ઉર, હુફાળી પત્ની અને કુમળાં બાલકોની પત્રકારને પણ સર્વ કોઈ જેટલી ખેવના છે.

પરતુ પત્રકારતું જીવનજ એવું છે કે પત્નીને તે બહુ ઓછુ જીવન-સખ્ય આપી શકે છે જ્યારે ખૂબ વધારે મેળવવા ઇંતેજાર રહે છે. એટલે તો પત્રકાર-પતિના જીવનમાં સમતુલા જાળવી રાખવાનું ગૃહિણી માટે ખૂબ કપરુ બની જાય છે. વિશિષ્ટ માટીમાંથી પાકેલી પત્નીજ પત્રકારને નિભાવી શકે એવી "જોડ" મેળવવાનુ કામ ઘણી વખત વર્ષોની સાધના માગી લે છે.

એ દરમિઆન મારું "મોતી વીંધવા" માટે પણ સગાસંબધીઓનાં અકોડા ભીડાવા લાગ્યા છે. એક વડીલના પત્રની કડિકા આવા પ્રયાસોની સૂચક છે "...ભાઇને એના જોગ જેલમહેલમાં નાખીને સોના-રૂપાની બેડી નાખવા પૂરતુ કામ બાકી છે. પરતુ એ હાફુસની કાચી કેરી જેવો છે. આપણે હાફુસની કાચી કેરી ઉતારતા નથી કારણકે નથી તો એ અથાણામાં વપરાતી કે નથી ખાવામા કામ આવતી તેને સમજાવી કામ લેવા જેવુ છે. ઉતાવળ કરવા જેવુ નથી પરતુ હથેળીમાં ભગવાન દેખાડશું તો જ ઠેકાણે આવશે..."

* * * *

૧૦ મી ફેબ્રુઆરી ૧૯૪૧
રાતના સાડાનવ

એક બીજો scoop કર્યો અમદાવાદના રમખાણ અગે પકડાએલા સખ્યાબધ મવાલીઓ માટે જેલમાં જગ્યાની તંગી પડી. એ તગી ટાળવા માટે દોઢસો સોજા સત્યાગ્રહીઓના કાફલાને સાબરમતી જેલ-માથી વિસાપુર કે યરવડાની જેલમાં ખસેડવામાં આવતા હતા એ કાફલાથી ભરેલા ત્રણ રેલવે ડબ્બા પોલીસ પહેરા તળે પરેલ પાસે લાઈન ઉપર પડયા હતા. મુબઈ પ્રાંતિક મ સમિતિના એક સત્તાવાર નિવેદક (Official Spokesman) પાસેથી સાંપડેલી આ માહિતી સાંજના એક અગ્રગણ્ય દૈનિકના શ્રી......ના હાથમાં મેં મૂકી તુરત વૃત્તતંત્રીને બોલાવવામાં આવ્યા. ઝડપી વાતચીત થઈ, ટેલીફોનના ડાયલે એક ફુદડી મારી અને Star-reporter ને રવાના કરવામાં આવ્યા. ત્રણ કલાક બાદ તો સાંજની આવૃત્તિમાં આ સમાચાર Flash થયા હતા.

* * * *

૧૨ મી એપ્રીલ ૧૯૪૧
રાતના પોણાદશ

ગઈ કાલે પણ સત્યાગ્રહીઓની એક બંધબારણે ભરાયેલી સભામાં, સત્યાગ્રહ માટે થયેલા દંડ ભરી દેવાની ગાંધીજીની સલાહ અંગે એવા અકળામણભર્યા પ્રશ્નો પૂછાયા હતા કે તેને ઉડાવી દેવા માટે આચાર્ય કૃપાલાનીને પોતાની લાક્ષણિક ટોળની ગોઠવણ કરવી પડી હતી

*　　　*　　　*　　　*

૧૫ મી એપ્રીલ ૧૯૪૧
રાતના દશ

પત્રકારના ગૃહજીવનની વિષમતાઓ આસપાસના નિરીક્ષણમાંથી, વધુને વધુ કાલિમા ભરી બની થતી જાય છે એ પરથી લાગે છે કે પત્રકારનું દંપતીજીવન એ ભારોભાર વિચારણા માગી લેતો એક સળગતો પ્રશ્ન છે "લગ્નની સમસ્યા' પર પુસ્તક આપનાર લેખકનું જીવન સજાતીય કામુકતાથી કલુષિત બનેલું કહેવાય છે જાણીતા રાજદ્વારી કાર્યકર–પત્રકારને એવા માથાના પત્ની મળ્યા છે કે એ પત્ની, મહેમાનોની હાજરીમા સડાસ ગયેલા બાબાને પતિ પાસે સાફ કરાવવાની કે બધી રસોઈ પોતે કરીને એક માત્ર દાળ પતિ પાસે કરાવવાની હદ પૂરી કરી શકે છે!! ગુજરાતી અખબારી આલમના સફળ Columnist શ્રી  કહે છે ' મેં તો મારી સરોજની છીપમાં બે મોતી પકવી આપ્યા છે છતાંએ મને તો સદા લાગ્યા જ કર્યું છે કે સમાજમા એક એવો નાનકડો વર્ગ–ખાસ કરીને પત્રકારોનો વગ–રહેવાનો જ જેને લગ્નની બેડીઓમા ગૂંગળામણ જ લાગશે ને જેને મુક્ત સહચાર જ ફુલાવીફુલાવી રાખશે'

પેલા અમેરિકન અખબારનો ચુનંદો પત્રકાર રહુગીર એની જાતીય પ્યાસને કેનેડી સ્ત્રીની હજાર મોટે ઓટાએની ભરમાગનાના પગ પર છિપાવે છે ને મુંબઈ સાંજના અખબાર 'વાળા શ્રી. ચોપાટી પરની વિદ્યાર્થીઓની સભા કરીને, "ક્રાફ્ટ આઈડીયલ'ના ટેબલ પર મને પૂછે છે કે કઈ છોકરી મને ગમી? સભાના અહેવાલમા, એ શ્રીમાન, તે છોકરીના ગુણગાન લખવા માગે છે! અને પેલો મિત્ર 'મા,' પત્ની વસાવીને તેને નિભાવવાની પૂંજી પત્રકારિત્વમાંથી ન મળતા, લોહીનો વેપાર ખેડતી ઉજળી વેશ્યાઓ અને ઓરતો સાથે હરતો કહેવાય છે !!

પત્રકારિત્વના ક્રિયામા પા પા પગલી પાડનારને આ ઝંઝાવાત ક્યાં ઘસડી જશે? "Be on your guard, Boy!' "જાગતો રહેજે, ભાઈ '

*　　　*　　　*　　　*

૧૯ મી ઑગસ્ટ ૧૯૪૧
રાતના સવાદશ

એક જાતના Scandal-પ્રકરણ–ની બાતમી મળી છે જાપાનની દોલતોને જપ્ત કરવાના–Freezing Order–પછી પોતાના અંકુશને કારણે જાપાન હજુએ હિંદમાંથી રૂ ઉપાડે જાય છે એવા સમાચાર દેવાથી રૂ બજારના એક ખેલાડી બજાર માં ખેલો કરવા માગે છે મુંબઈની પત્રકારી દુનિયામા અગત્યનું સ્થાન ભોગવી જનાર એક Star reporter ને આ કામમાટે ૮૦૦–૧૦૦૦ ના કોલથી સાધવામા આવેલ છે એમાંથી થોડી થોડી રકમ બીજા પત્રોના વગવાળા સહયોગીઓને પણ મળવાની છે યોજના મુજબના ખાસ સમાચારો પ્રસિદ્ધ પણ થઈ ચૂક્યા છે

# બુદ્ધિવિજય

## લેખક—દ્વિરેફ

વ્યાખ્યાન પૂરું થયું. આચાર્ય તપોવિજયજી હવણી પરથી બાકીના પાનાં ધીરે હાથે લઈ, પોથી બાંધી ઊભા થઈ, પોતાના ખંડ તરફ ધીમે પગલે ચાલવા માંડ્યા. રસ્તામાં હમેશ માફક દ્વાર આગળ ઊભા રહી બધા જતા માણસોને 'ધર્મલાભ' કહેવા લાગ્યા હમેશની પેઠે મહારાજને અંદરના ખંડ સુધી મૂકવા જવા નગરના ભાવિક શેઠ વિમલ શીલ દ્વાર આગળ ઊભા હતા, તેમને પણ તેમણે છેવટે અહીં જ 'ધર્મલાભ' કહ્યો ત્યારે તેમણે વિનયથી કહ્યું: "આવું છું ને?"

"મેં જાણ્યું, આજે તમારે જવાની ઉતાવળ હશે." વ્યાખ્યાન દરમ્યાન કશા પણ સંદેશા કે કે વેપાર રોજગારની કે સંસારની કશી પણ વાતના ખબર કદી પણ ન આવે એવો શેઠનો નિયમ હતો, તેમાં આજે અપવાદ થયો હતો. શેઠનો મોટો ભાણેજ આવીને કાનમાં કંઈક કહી ગયો હતો, અને તેને તરત પાછાં જવાનું કહેતાં શેઠનું મોં જરા મરક્યું હતું, એ આ વિચક્ષણ આચાર્યની નજર બહાર રહ્યું નહોતું. પણ શેઠની ઇચ્છા હમેશ માફક પાછળ આવવાની જોતાં આચાર્યે ચાલવા માંડ્યું શેઠ તેમની પાછળ પાછળ જવા લાગ્યા અંદર પેસતાં આચાર્યે જ જરા સ્મિતથી કહ્યું, "પુત્ર આવ્યો?"

"જી, હા મહારાજ! મે કોઇને આવવા કહ્યું નહોતું પણ એ આવ્યો, એટલી આશાતના[1] થઈ ગઈ તે ક્ષમા કરશો"

આચાર્યે પ્રસન્ન મુખે એ જ સ્મિતથી કહ્યું, 'તો તેનું આલોયણ[2] કરવું પડશે.'

"ફરમાવો હુ સાંભળવાને યોગ્ય છું."

"એ છોકરો અમને આપી દેજો, એ આલોયણ" અને પછી એના પર ભાષ્ય કરતા હોય તેમ કહ્યું, "મેં ધારેલું લગ્ન ખરુ હોય તો એને મહાન દીક્ષાયોગ છે, જોકે એક ગ્રહની વક્રદૃષ્ટિ છે તે જોવાનું રહે છે. મારું ગણિત ખરુ હોય તો એનો વર્ણ તપાવેલા સોના જેવો હોય तप्तकाचनवर्णाभ मनस्वी प्रमदाप्रिय। તપ્તકાંચન જેવી તેની કાયા હોય, તે મનસ્વી હોય અને સ્ત્રીઓનો પ્રિય હોય. જ્યોતિષને ઘણા માને છે, મને પણ તેનો અભ્યાસ છે, પણ જિનાગમે તેને મિથ્યાશ્રુત કહેલ છે તે યથાર્થ છે એવો મારો અનુભવ છે. આપણી તો એટલી ફરજ કે આપણે એને અનુકૂળ સંસ્કારો આપવા નિર્ણય તો જીવ પોતે પોતાને માટે કરે એ જ ખરો આપણે ઉતાવળા થઈ નિર્ણય પણ ન કરાવવો. માત્ર દેહનું સૌંદર્ય કે માત્ર બુદ્ધિની પ્રતિભાનું અભિમાન પણ મહાન બંધન છે, તો આ તો બન્નેનો યોગ છે.

"જી, મહારાજ, આપ કહેશો તેવા સંસ્કાર પાડીશ."

"પ્રથમ તો હવે તમારે ચોથું વ્રત[3] લઈ લેવું, અને એને સારી રીતે વિદ્યા આપવી. એની મેળે વેપારમાં પડે તો ભલે, નહિતર એની શક્તિ પહોંચે ત્યા સુધી એને વિદ્યા આપવી, અલબત જિનાગમને અનુકૂળ રીતે."

"જી મહારાજ!"

---

૧ નિષિદ્ધ કરેલો આચાર    ૨. પ્રાયશ્ચિત્ત    ૩. બ્રહ્મચર્ય.

આચાર્ય તેમના મુખ સામુ જોઈ રહ્યા હજી શેઠની ઉમર કાંઈ મોટી નહોતી ચોથુ વ્રત લેવાની તેમની તત્પરતા કેટની સાચી હતી તે જોવા તેમણે તેમની આખ સામે દષ્ટિ કરી અને તેમા અક્ષોભ દશા અને શ્રદ્ધા જોઈ બોલ્યા, "આજ સાગે સસાર તમને વધામણી આપશે ત્યારે અમે તમારો આખો સસાર અને તેનુ ફળ લઈ લીધુ ! ગૃહી અગૃહી વચ્ચેનો એ ફરક ! આચાર્ય ગભીર સ્મિત કર્યુ

"આપ કહો છો ત્યારે કહુ છુ અધારિયા અમે વર્જેલા જ હતા, અને પુત્ર આવે તો જાવજ્જીવ ચોથુ વ્રત લેવા અમારો પહેલેથી જ સકેત હતો આપની એ જ આજ્ઞા થઈએ તો હુ સદ્ભાગ્ય સમજુ છુ આપ દર વરસ પધારતા નથી પણ અનુકૂળતાએ પધારતા રહેશો અને આઠમે વરસે જરૂર પધારશો"

"ધર્મલાભ."

વિમનશીન વદીને આચાર્ય ગયો નગર ા વશપરપરાના નગરશેઠનુ પદ નીકળી જઈ પોતાને ન મળે તે માટે તે ફરી પણ કોટિપતિ થતો નહોતો, એ તો આચાર્યે માન સાભળેલુ હતુ આજે, ગૃહસ્થ હોવા છતાં, મુનિઓને પણ દુષ્કર એવુ બ્રહ્મચર્યવ્રત તેણે લીધુ તે પ્રત્યક્ષ જોઈ તે ચકિત થઈ ગયો. શેઠના ગયા પછી ઘણા વખત સુધી જ્યોતિષ વિમનશીતના પુત્રનું ભવિષ્ય, તેની જ મદદનીના શેઠ જિનશાસનનુ ખરુ હિત, મોક્ષ, પોતાનું કર્તવ્યાકર્તવ્ય વગેરે અનેક વિચારોના વમળોમા ફરતો તે કેટલીય વાર આસન ઉપર સ્તબ્ધ બેસી રહ્યો

વિમનશીને પુત્રનું નામ જિનદાસ રાખ્યુ તેને નાનપણથી જિનશાસનના સસ્કારો પાડવા, જિનધર્મને અનુકૂળ શાસ્ત્રોનું અધ્યયન કરાવવુ એ સહેલુ હતું પણ તેને માટે આવતાં કન્યાનાં માગા પાછાં વાળવા એ એટલું સહેલુ નહોતું તેણે વિનયથી બધા માગા પાછા વાળ્યાં તેની પત્નીએ આમા તેને અદ્ભુત સાથ આપ્યો

જિનદાસની ઉમર આઠ વરસની થઈ ત્યારે તપોવિજય સૂરિ પાછા આવ્યા તેમણે જિનદાસને જોયો સંતોષ બતાવ્યો અને પાચ વરસ પછી ફરી આવવા કહી પાછા વિહારે ચાલ્યા ગયા પાચ વરસ પછી ફરી જિનદાસને જોયો, તેની સાથે વાતચીત કરી પણ તેને મોટા થવા દેવો જોઈએ કહી ફરી વિહારે ગયા.

અત્યાર સુધી વિમનશીન સાધારણ જવાબોથી માગા કરનારાને પાછા વાળી શકતો હતો પણ નગરશેઠના ઘરનું માગુ એટલી સહેલી રીતે પાછુ વળાય એમ નહોતું ગામ આખામા વાત થતી હતી કે વિમનશીન માગા પાછા વાળે છે તેનું કારણ એ હતુ કે તેમને નગરશેઠનું કહેણ છે અને તેમા લોકોનો દોષ પણ ન હોતો. નગર શેઠની એમની એક દીકરી જિનદાસથી ચારેક વરસ નાની હતી જિનદાસની જ નિશાળે જતી કોઈની પણ યોજના વિના બનેની વચ્ચે સ્વાભાવિક બાલોચિત પ્રીતિ થઈ હતી, અને બનેને જોઈ હરકોઈ કહી શકે કે ભગવાને સુંદર જોડુ નિર્મ્યુ છે જિનદાસની પણ એવડી ઉમર થઈ હતી કે તે લોકોની વાયકાનો અર્થ મભમ પણ સમજી શકે અને તેનું કૌતુક અનુભવે. અને તેથી એ વાત ચોક્કસ કરવાની જરૂર હતી.

નગરશેઠ પોતે વિમનશીને ત્યાં આવ્યા પોતે અત્યાર સુધી પોતાની પત્ની માટે વિમનશીનના આભારી હતા બને બાળકો એક બીજાને લાયક હતા, તો ના પાડવાનું કારણ જાણવા જેટલો પોતાને હક છે અને જાણ્યા વિના નહિ ખસું એવો મીઠો હઠ કરી બેઠા. વિમનશેઠે જિનદાસને બહાર જવા નિશાની કરી અને પછી તપોવિજયજીએ કહેલ બધી વાત કરી જિનદાસનો વર્ણ તપ્ત કાંચન

---

જયવલ્લીસ્વર્ણપત્રં

જેવો હશે એ આચાર્યજીએ જોયા વિના જ ભાખેલુ હતુ. જિનદાસના ગ્રહો એવા છે કે જો તે દીક્ષા ગ્રહણ કરે તો જિનશાસનનો પ્રતાપી ધારક થાય, જોકે એક ગ્રહની વક્ર દૃષ્ટિ છે તેથી રાહ જોવાની જરૂર છે. નગરશેઠ સમજ્યા તેમણે કહ્યું: "જો દીક્ષાની ના કહે તો મારો જ રૂપિયો સ્વીકારજો" અને વિમલશીલે કહ્યુ· "એ કબૂલ અને તેમ છતાં તે પહેલાં સારો મૂરતિયો મળે તો સંબધ કરવાને તમે છૂટા. દીકરીનાં માવતરથી કયાં સુધી રાહ જોવાય ?"

જિનદાસને વાતચીત માટે ઓરડા બહાર કાઢેલો પણ તેણે નજીકમાં સતાઇને બધુ સાંભળ્યું. તેને ખાત્રી હતી કે નગરશેઠની દીકરી સાથે પોતાના સગપણની વાત થવાની હતી અને એ જ વાત નીકળતી ગઈ તેમ તેમ તે વધારે આતુરતાથી સાંભળવા માંડ્યો. ત્યાં તેણે તપોવિજયની વાત સાંભળી અને તેને ઘણુ જ આશ્ચર્ય થયુ. ત્યારથી તેનાંમાં બે પ્રબળ સકલ્પો જાગ્યા. માણસનું મન એવુ વિચિત્ર છે કે બે તદ્દન વિરોધી સંકલ્પો એક સાથે પોષાવા માંડે, પ્રબળ થવા માંડે! એક બાજુથી તેનામા સ્ત્રીઓને પણ આકર્ષી શકે એવા પોતાના તપ્ત કાંચન વર્ણનું અભિમાન થયુ, અને બીજી બાજુથી સંન્યાસ લેવાની અને જૈન શાસનના ધારક થવાની મહેચ્છા જાગી અનેક વૃત્તિઓના વટોળથી તેનુ મન ખોટી ઊંચાઇએ ચઢ્યું, અને વધારે દુર્લભ અને વધારે દુષ્કર માટે જ સન્યાસજીવન લેવાનો તેણે નિર્ણય કર્યો. તેને સોળમુ વરસ બેઠુ ત્યારે તપોવિજયજી આવ્યા. તેમને હવે વાર્ધક્યનાં ચિહ્નો જરાજરા દેખાવા લાગ્યાં હતાં અને તેઓ પોતાની વિદ્યાઓનુ કોઈ સત્પાત્ર શોધતા જ હતા. તેમણે ઘણી જ મમતાથી જિનદાસને બોલાવ્યો, અને દીક્ષા લેવાની તેની પોતાની ઇચ્છા છે કે નહિ તે પૂછ્યુ. તેને સ્પષ્ટ સમજાવ્યુ કે જો સંસારની જરા પણ ઇચ્છા હોય તો સસારમાં જ જવુ, અને સાચા સસ્કાર હશે તો એની મેળે ભવિષ્યમાં દીક્ષા મળી રહેશે. જિનદાસે સામો પ્રશ્ન કર્યો· "આપે સસારમાં ગયા પછી દીક્ષા લીધેલી કે ગયા વિના જ ?"

સર્વ પ્રસન્ન થઈ ગયા તપોવિજયજીએ કહ્યું: "સસારમાં ગયા વિના જ."

"ત્યારે હમણાં દીક્ષા લેવાથી આપના જેવુ જ્યોતિષજ્ઞાન મને મળશે ?"

જીવનમા કદી નહિ લાગેલો એવો તપોવિજયજીને મહાન આઘાત લાગ્યો. પોતે જ વિમલશીલને જ્યોતિષ ઉપરથી વાત કરી તે ભૂલ જણાઈ, તેનો પશ્ચાત્તાપ તેમને થયો. બધો આઘાત અને બધું દુ ખ ગળી જઇને માત્ર એક નિ શ્વાસ નાંખીને તેમણે ધીમેથી કહ્યુ "જિનદાસ, બે વરસ વધારે વિચાર કર દીક્ષા તપને માટે લેવાની હોય છે. વિદ્યા તો આવવી હોય તો આવે, અને જ્યોતિષ તો મિથ્યાશ્રુત છે. એના લોભથી દીક્ષા લેવાય નહિ."

બે એક દિવસ પછી વિમલશેઠે ફરી દીક્ષાનો પ્રશ્ન કાઢ્યો. ત્યારે ફરી નિઃશ્વાસ નાંખી એ એટલુ જ બોલ્યા કે "હજી ઉંમર થવા દો."

વિમલશીલે કહ્યુ કે શાસ્ત્ર પ્રમાણે એ વ્યક્ત[૫] થયેલ છે. ત્યારે સુરિએ કહ્યુ· "ઉંમરે તો થયેલ છે, પણ અમે તો કાવ્યશાસ્ત્રકારોનો મત અહીં ઇષ્ટ ગણીએ છીએ. સસારના ભાવોને વ્યક્તરૂપે સમજી શકે પછી દીક્ષા માગશે તો વિચારીશું."

જિનદાસ ચતુર હતો તેને લાગ્યુ કે બોલવામાં તેની કંઇક ભૂલ થઈ છે તેણે નિયમિત વ્યાખ્યાનોમાં જવા માંડ્યુ શાસ્ત્રાધ્યયન કરવા માંડ્યુ. પોતાની શી ભુલ થઈ હતી તે તે સમજ્યો, અને એવી ઐહિક વાસના કાઢી નાંખવા તેણે તપપૂર્વક અથાગ પ્રયત્ન કર્યો. બે વરસ પછી તપોવિજયજી પાછા આવ્યા અને પૂછ્યું, "કેમ, દીક્ષા લેવી છે ?"

---

૫ દીક્ષાયોગ્ય ઉંમરને માટે એ પારિભાષિક શબ્દ છે

ચાપલ્ય ! અને તે પણ માબાપને માથે ! તારા પર મોટામાં મોટો ઉપકાર કરનારને તુ આવો બદલો આપે છે, તો તુ જેના પર ઉપકાર કરીશ તેનાથી જ તારો સર્વનાશ થશે એ નક્કી જાણજે—જો કે તુ તો કોઈ ઉપર ઉપકાર જ કરવાનો નથી !"

તે દિવસ ગુરુએ ભોજન લીધું નહિ. બીજે દિવસ બુદ્ધિવિજયે ક્ષમાયાચના સાથે આલોયણ માગ્યું. ગુરુએ કહ્યું, સૌએ પોતપોતાનું આલોયણ કરી લેવુ જોઇએ. કોઇ કોઇને સલાહ આપી શકતું નથી

બુદ્ધિવિજયે આઠ દિવસના ઉપવાસ કર્યા. પોતાની મેળે તપ કરે છે એ વાતથી સહાધ્યાયીઓમાં અને રાજદરબારમાં પણ તેની કીર્તિ વધી એક દિવસ રાજાએ પોતે આવી ગુરુને મોઢે શિષ્યનાં, તેની બુદ્ધિનાં, તેની તેજસ્વિતાનાં, તેના ત્યાગના, સંયમનાં વખાણ કર્યા, ત્યારે તપોવિજયજીએ કહ્યુ, "જે માણસને સામે ગામ જવુ છે, તે તો ચાલવાનુ કેટલું બાકી રહ્યુ એ જ વિચારે. થાકે તે પાછો ફરીને કેટલું ચાલ્યો તે જોવા ઊભો રહે ! તેમ ત્યાગ કરનારે કેટલું છોડ્યું તે ન વિચારવુ જોઈએ, ક્યાં જવુ છે ને તે કેટલુ દૂર છે તે વિચારવુ જોઈએ. જે માણસને તરીને સામે કાંઠે જવુ છે, તેની નીચે એક માથોડું પાણી હોય તેય સરખુ અને પાંચ માથોડાં હોય તે પણ સરખું, તેને તો સામે કાંઠે જવુ છે જેને ડુબકીનું કૌશલ્ય દેખાડવુ છે તેને માટે ફરક ખરો ! પણ જેને સામા કાંઠે પહોંચવાની તાલાવેલી છે તેને એ કૌશલ્ય દેખાડવાની તમા નથી હોતી અને ડુબકી મારનાર કૌશલ દેખાડી શકે પણ તેને ડુબવાનો ભો ખરો સાચો સાધુ આવો વિચાર નથી કરતો. અને દેહની કાન્તિનુ અભિમાન શુ ? દેહ તો ભૌતિક વસ્તુ છે ભૌતિક ઉપાયોથી પણ દેહ એવો કરી શકાય !"

રાજાએ પૂછ્યુ : "બાહ્યોપચારથી દેહનો વર્ણ બદલાવી શકાય ખરો ?"

"હા, એવા ઉપચારો હોય છે. કેટલાક ગુરુઓ ધર્મમાં શ્રદ્ધા બેસાડવા એવાં કામમાં પડે છે, પણ એ સર્વ અવળા રસ્તા છે."

બુદ્ધિવિજયે બહુ જ ધ્યાનથી આ બધું સાંભળ્યુ જ્યોતિષના ઘણાએ ગ્રંથો ભંડારમાં હતા, પણ ગુરુએ તે ભણાવવાની ના પાડી હતી. પણ આ બાહ્યોપચારનો એક જ નુસખો મળી જાય તો ઘણો ચમત્કાર કરી બતાવાય ! તેનો જિનશાસનનો પ્રચાર કરવામાં ઉપયોગ કરી શકાય ! અનેક રાજ્યો ઉપર સત્તા બેસાડી શકાય !

બુદ્ધિવિજયની બધી સ્વાર્થી મહેચ્છાઓએ જિનશાસનના પ્રચારનું રૂપ લીધું ઉપવાસ દરમ્યાન પોતાના જીવનધ્યેયને અનુકૂળ જીવન ઘડવા તેણે મહાન નિશ્ચય કર્યો. ઉપવાસ પછી પદરેક દિવસે ગુરુ, બુદ્ધિવિજય અને પોતા પાસે ભણતા બીજા કેટલાક સાધુઓ સાથે વિહાર કરી ગયા કીર્તિના પ્રદેશથી દૂર લઈ જવાથી શિષ્યને ફાયદો થશે એમ તેમણે માન્યુ અને બુદ્ધિવિજયના વર્તનમાં તેમને ખરેખર ફેર દેખાયો. હવે તેણે ટાપટીપ છોડી દીધી હતી અને શાસ્ત્રાધ્યયન ઉપર તે વધારે ધ્યાન આપતો હતો. ગુરુની સેવા પણ તે વધારે નિષ્ઠાથી કરવા લાગ્યો હતો. એક દિવસ બુદ્ધિવિજય ગુરુની ઉપચર્યા કરતાં કંઈક વિચારમાં પડી ગયો દેખાયો ત્યારે ગુરુએ પૂછ્યુ: "કેમ શા વિચારમાં પડી ગયા છો ?"

"જી, આપનાં વચનોનું મનન કરુ છુ."

"ક્યાં વચનો ?"

"નહિ આપે તે દિવસે મહારાજની સાથેની વાતચીતમાં કહેલા ! આપે તો વાતચીતમાં કહેલા પણ સમગ્ર ધર્મનો બધો ઉપદેશ એટલામાં આવી જાય છે આપે કુમળી મારવાની અને તરવાની વાત કરી તે બરાબર છે ! કેવું સરસ દૃષ્ટાન્ત !'

અહિત કરનાર તરફ ક્રોધ ન જાગે એ દુષ્કર છે, પણ ક્રોધ પણ જીતી શકાય છે ખુશામત જીતી શકાતી નથી ! ગુરુ બુદ્ધિવિજય ઉપર પ્રસન્ન થઈ ગયા. ધીમે ધીમે તેના તરફ મમતા વધી ધીમે ધીમે બુદ્ધિવિજયને તેમણે સર્વ છૂટ આપી આખો પુસ્તક ભંડાર હવે તેને માટે ખુલ્લો હતો. ગુરુએ વાંચેલી જ પોથીઓ વાંચવા તેણે લાગથી માગણી કરી અને ગુરુએ પોતે વાંચેલી પોથીઓ ભંડારમાં ક્યાં છે તે બતાવી તે એક એક પોથી ખોળી જોઈ ગયો. તેમાંથી એકમાંથી તેને સુવર્ણ બનાવવાના પ્રયોગના ચાર પાના મળ્યા એ એ જ પ્રયોગ હતો તે ધ્યાનમાં તો એ પ્રયોગ અનેક વાર વાંચી ગયો અને ગ્રંથો અને ગોખેલાના આધારે તે બધું સમજી ગયો માત્ર એક શબ્દ તેને ન સમજાયો આ આગવિક એટલે શું ? સાધારણ અર્થ તો જગતનો માલિક, પણ એ અર્થ અહીં બેસતો ન હોતો જ ! તેણે ગુરુ પાસે જ્યોતિષનું અધ્યયન શરૂ કર્યું તો ! જ દિવસમાં આગવિક શબ્દ આવ્યો ગુરુને પૂછ્યો ગુરુએ કહ્યું આગવિક એટલે જગતમાં રહેનારા—જગતના રાજા, બંદરડા એ અર્થ પણ થાય પણ એ અર્થ પ્રસિદ્ધ હતો અને એ પેલા નુસખામાં બેસતો નહોતો તેણે પ્રશ્ન કર્યો 'કોઈ જગાએ એક રાજાના પ્રતાપના વર્ણનમાં વાંચ્યું છે કે તેણે આગ વિકોને આગવિકની પેઠે બાળ્યા ! ત્યાં બીજા આગવિકનો અર્થ શો ?

"સાહિત્યમાં આવો શબ્દ પહેલી જ વાર હું સાંભળું છું પણ અર્થ સ્પષ્ટ છે બીજા આગવિકનો અર્થ જેને અગ્રાહ્ય પારૂ કહીએ છીએ તે ત્યાં ગોમ શબ્દ ઉમેરી લેવાનો છે રસના ગ્રંથોમાં ગોપન માટે આ પ્રમાણે નામ અનુક્ત રાખે છે'

'રસ એટલે ?

"રસાયન શાસ્ત્ર, વૈદકનો રસાયનવિભાગ "

બુદ્ધિવિજયનો ચહેરો એકદમ પ્રફુલ્લિત થઈ ગયો. તપોવિજય તે જોઈ ગયા. તેમણે તરત પૂછ્યું ' કયા ગ્રંથમાં આગવિકનો આવો પ્રયોગ તમે જોયેલો ?

' મહારાજ યાદ નથી કદાચ મહાભારતમાં વાંચ્યો હશે કે કોઈ બીજા પુરાણમાં.

પુરાણોનું નામ દીધું એટલે હવે બતાવો એટલે એમ કહેવાપણું રહ્યું નહિ.

ગુરુ તત્કાળ દર્પણને ગયા બુદ્ધિવિજયને ત્યાં જ રાખી બીજા બે શિષ્યોને સાથે લઈ ગ્રંથ ભંડારમાં ગયા. જેટલા જેટલા જ્યોતિષના અને વૈદક ગ્રંથભંડારના પુસ્તકો હતા તે બધા હાથ માંડી કાઢી તેનો એક ખડકલો કર્યો પોતાના જ અંગ ઉપરનું વસ્ત્ર કાઢી તેમાં બધા બાંધ્યા ને શિષ્ય પાસે ઉપડાવી બહાર લઈ ગયા. વગોવાઈ ગયેલા અભક્ષ્ય પદાર્થની પેઠે એ બધા ગ્રંથોને દૂર જમીનમાં ઊંડે ખાડો ખોદી ભંડારાવ્યા બુદ્ધિવિજયે શોક અને પશ્ચાત્તાપની મુદ્રા ધારણ કરી જના તેની આંખમાં ગુરુ એક પ્રકારનો વિજય પામી ગયા, [–બુદ્ધિવિજયને આખો નુસખો મોઢે હતો !–] પણ કાંઈ બોલ્યા નહિ.

તે દિવસથી તપોવિજયની પ્રકૃતિ બગડવા માંડી. તેમને એકદમ વાયુ આવ્યું તેમને કશામાં રસ ન રહ્યો. જાણે ન સુધરી શકે એવી કોઈ મહાન ભૂલ થઈ ગઈ હોય આખું જીવન હારી બેઠા હોય તેવી નિરાશામાં તેઓ ક્ષીણ થતા ગયા બુદ્ધિવિજયે તેમની અદ્ભુત સેવા કરી. તેની સેવા શહેરમાં ભરૂચમાં જ નહિ પણ આખા જૈન સંઘમાં વખણાવા માંડી. સૌને લાગ્યું કે તપોવિજય પોતાની પછી તેને જ આચાર્ય પદે સ્થાપશે પણ એ આશા પૂર્ણ થવાના કાંઈ ચિહ્નો દેખાયા નહિ ધીમેધીમે લોકોએ તેનું કારણ

તપોવિજયનુ વાર્ધક્ય અને તજ્જન્ય બુદ્ધિમંદતા માની, અને બુદ્ધિવિજય તરફનો સર્વનો પક્ષપાત તેથી વધતો ગયો.

ગુરુનો અંત પાસે આવતો દેખાયો. તપોવિજયજી તદ્દન ક્ષીણ થઈ ગયા. તેમનું આખું શરીર તદ્દન નિસ્તેજ થઈ ગયું—માત્ર આંખોમાં જૂનો ચમકારો અને તે સાથે અગાધ તિરસ્કાર, ઘૃણા અને નિરાશા દેખાતાં હતાં.

છેલ્લા દિવસોમા તેઓ અવાચક થઈ ગયા. બુદ્ધિવિજયે આજસુધી ગુરુની સેવા કરવામાં કશી કચાશ રાખી નહોતી. એ સેવાથી ગુરુ પ્રસન્ન થઈ કોઈ નુસખો કહેતા જશે, છેવટે પોતાની પછી આચાર્યપદવી માટે ભલામણ કરતા જશે એવી તો આશા હતી જ, પણ ગુરુ તો અવાચક થઈ ગયા! જોકે શુદ્ધિમાં હતા. અનેક વાસનાઓની મભમ તૃપ્તિની આશાએ બુદ્ધિવિજયે રાજ્યવૈદ્યની માત્રા આપી ગુરુને બોલતા કરવા પોતાના સહાધ્યાયીઓને કહ્યું, પણ બધાઓએ આવા નિઃસ્પૃહ અને વીતરાગ ગુરુને કંઈ કહેવાનું હોય જ નહિ એમ કહી નકામો ત્રાસ આપવા ના કહી. પણ બુદ્ધિવિજયે માન્યું નહિ એણે બધાના દેખતા છેવટે ગુરુને જગતના કલ્યાણ અર્થે અને શિષ્યોના આશીર્વાદ માટે કંઈક વચન કહી શકાય માટે માત્રા લેવા ગુરુને વીનવ્યા બધાઓને નવાઈ લાગી કે ગુરુએ હા કહી. માત્રા મગાવી. આથી ઉત્સાહમાં આવી બુદ્ધિવિજયે ફરી પૂછયું કે બધાને કંઈ કહેવાનું છે કે માત્ર પોતાને જ: અને ગુરુએ નિશાની કરી કે માત્ર તેને જ કંઈ કહેવાનું છે. શિષ્યોના આશ્ચર્યનો પાર રહ્યો નહિ, અને બુદ્ધિવિજય માટે તેમનો આદર ઘણો વધી ગયો. એકાન્તમાં બુદ્ધિવિજય માત્રા આપી, ગુરુનું વાક્ય સાંભળવા હાથ જોડી ઊભો રહ્યો. ગુરુએ માત્ર એક જ વાક્ય કહી પ્રાણ છોડ્યા. "પેલો આટવિક પ્રયોગ કદી ન કરતો."

બુદ્ધિવિજય માથે વજ્ર પડ્યું હોય એવો સ્તબ્ધ થઈ ગયો. આટલી સેવા છતાં કેટલો દ્વેષ! કેટલી ઈર્ષા! સુવર્ણવર્ણપ્રયોગને બદલે આટવિક કહી તેણે કેવું મહેણું માર્યું! મરતાં મરતાં પણ કેવો ઘા મારતો ગયો! અને બુદ્ધિવિજયને એટલો કાળ ચઢ્યો કે એ મરણ પામેલા માણસનું પણ તેણે મનના અંધારા ખૂણામાં એક સાથે સોવાર ખૂન કર્યું પણ તે ગમ ખાઈ ગયો ગુરુ નીચે આટલાં વરસ રહી, તેણે બીજી નહિ તો સ્વસ્થ મુદ્રા ધારણ કરવાની સાધના કરી લીધી હતી, અને એવી સ્થિતિમાં પણ તેની બુદ્ધિએ એક મહેચ્છાના વિનાશમાંથી બીજીનુ સાધન મેળવી લીધું ગુરુ પાસેથી બહાર આવતાં સહાધ્યાયીઓએ ગુરુએ શું કહ્યું તે પૂછતાં, તેણે ઘણી આનાકાની કરી, છેવટે કહ્યું: "જો બધાઓ આચાર્યપદ આપવા ઇચ્છા બતાવે તો ના ન પાડતો"

"તે તમે ના પાડેલી હતી?"

"તેમણે અનેકવાર કહેલું અને મે દર વખત ના કહેલી.'

બુદ્ધિવિજયને આચાર્યપદ મળતાં વાર ન લાગી. હવે તેણે બધા રાજાઓના દરબારમાં પોતાનું ગુરુપદ સ્થાપન કરવા અને જિનશાસન પ્રસારવા અનેક પ્રયત્નો કરવા માંડ્યા. જ્યોતિષના ગ્રંથો મંગાવી શાસ્ત્રીઓ રાખી તે શીખી ગયો અને ફલજ્યોતિષથી સર્વને ચકિત કરવા લાગ્યો અનેક રાજ્યોમાં તેણે પોતાનું વર્ચસ્વ સ્થાપ્યું. માત્ર છેવટનો પેલો નુસખો કોઈ જગાએ કરવાની તે રાહ જોતો હતો તેની પણ તેને તક મળી ગઈ. દક્ષિણનું એક મહાન રાજ્ય ચુસ્ત શિવમાર્ગી હતુ, અને જૈનોને ત્યાં સોસવું પડતું. તેનો એકનો એક કુંવર અતિશય કાળો હતો. તેણે ત્યાં ચાતુર્માસ નિવાસ કર્યો. તે દરમ્યાન, પોતાની ચમત્કારક શક્તિઓનો કુશળતાથી પ્રચાર કરાવ્યો, અને છેવટે રાજાને પોતાના ષડ્યંત્રમાં લીધો. પાટવી કુંવરનો

વણ તમસુવર્ણ જેવો થાય તો રાજાએ જૈન ધમ સ્વી ારવો, એમ નક્કી થયુ આ વિજય કરીને બુદ્ધિ વિજયની યોજના ઉજ્જયિનીમા જિનશાસન સ્થાપવાની હતી ચાતુર્માસ કરીને તે ઉપડે, ઉજ્જયિની પહોંચે ત્યાનું મહાજન સામૈયુ ભરી તેને લઈ જાય, ત્યા એક બે દિવસમા દક્ષિણના મટા રાજ્યના દીવાન અને અ ય દરબારીઓ, ઉજ્જયિનીના રાજાના મહેમાન થઈ પોતાને ખબર કરવા આવે એ પ્રમાણે તેણે પ્રયોગનો દિવસ જ્યોતિષ જોઇને ગોઠવ્યો પ્રયોગ તેને મોટે હતો જ એકે એક હકીકત તેણે રાજાને બરાબર લખાવી, દીવાનને સમજાવી, કુવરને હિંમત આપી, કહે તે પ્રમાણે કરવા સમજા યુ અને નિયત દિવસે પ્રયોગ શરૂ કરવાનું અને પછી તેના ખબર ઉજ્જયિની મોકલવાનુ ફરી કહી ચાતુર્માસ પૂરા થયે તેણે ઉજ્જયિની તરફ પ્રસ્થાન કર્યું

નિયત કરેલે દિવસે રાજા અને દીવાને મહેલમા કુવરના પ્રયોગ માટે સ્થાન નક્કી કર્યું નાહવાનું પાણી તૈયાર કરવાની એક જગા નક્કી કરી, તેમા પાણી ગરમ થાય એટલે તેમા નાખવાની પડીકી કુવરને સોંપી એ પાણીથી નવસ્ત્રા થઈ કુવરે નાહવાનુ હતું નાહતા જ । પણ જગા કોરી ન રહી જાય પડીકી નાખવાનુ અને નાહવાનું કુવરે જાતે જ કરવાનુ હતુ કારણકે નાહતા અને નાહ્યા પછી બે પ્રહર સુધી એ નાહવાની જગાથી હજાર વામ સુધી કોઈ માણસે ત્યા રહેવાનુ નહોતુ પ્રયોગની વિચિત્રતા એ હતી કે નાહવાની જગાની પાસે જ એક પુરુષપુર લાખો અડાયા છાણાનો આટ કરી, સળગાવી, તેની રાખ માંડમાંડ સહન કરી શકાય એટલી ગરમગરમ હોય કે તરત નાહવાનુ શરૂ કરવાનુ હતુ કુવરે પોતે જ એ આટમા ત્રણ જગાએ આંગળી ખોસી પછી નાહવા બેસવાનુ હતું

ફરતી હજાર વામ દૂર સીપાઇઓની ચોકી ગોઠવાઈ ગઈ એટલા ભાગમા કોઈએ હાજર રહેવાનું નહોતુ, મહારાજાએ પણ હાજર રહેવાનું નહોતું, પણ એમનો એક દીકરો, બાપનો જીવ કેમ રહે ? બુદ્ધિ વિજય ત્યાં હોત તો તેના પ્રભાવથી કદાચ રાજા દૂર રહેત, પણ અત્યારે તો એ એક વાત તે માની શક્યો નહિ. કુવરથી પણ છાનો તે કુવરને દેખી શકે તેમ નજીકમા સતાઈ રહ્યો અને પ્રયોગ જોવા લાગ્યો

કુવરે કહ્યા પ્રમાણે વસ્ત્રો ઉતાર્યાં, પેલા અડાયાં છાણાના આટમા ત્રણ જગાએ આગળી ખોસી જોઈ, પાણીમા પડીકી નાંખી, પાણી હલાવી અદર ભેળવી દીધી. બધુ પાણી ઘડીકમા લીલુ બની ગયુ કુવર જરા ડર્યો પણ પછી નાહવા લાગ્યો કયાંઇ કોરો ન રહી જાય એવી સૂચના મહારાજાને બોલાવવાનું મન થઈ ગયુ, પણ કુવર બરાબર આખે શરીરે નાહતો હતો બધે પાણીએ નાહી રહ્યા પછી ખૂ ના બેસી રહી કોરા થવાનુ હતુ ધીમેધીમે બધેથી જરાજરા પાણી સૂકાયુ, અને કુવરે મોટી ચીસ નાખી ! તે એકદમ શરીર ખજોળવા લાગ્યો, અને ચેળ સહન ન થતા, તેણે પેલી ગરમગરમ અ ડાયાંની રાખમા પડી આળોટવા માંડ્યુ ઘડીમા તે બેભાન થઈ ગયો

રાજા એકદમ દોડતો આવ્યો તેણે કુવરને બૂમ ઉપર બૂમ પાડી બોલાવવા માંડ્યો, પણ કુવર મરેલા જેવો પડ્યો હતો તેણે કુ વરના શરીરને હાથ અડાડી જોયે તો તેનો હાથ ખૂબ ચચરવા લાગ્યો ભયમા ને ભયમા તેણે ચોકી ારોને બૂમ પાડી, પણ કોઇએ તેનો અવાજ સાભળ્યો નહિ ચોકીદારો તરફ દોડી જઈ તેણે રાજવૈદ્યને બોલાવવા કહ્યુ તે ફરી કુવર પાસે દોડી ગયો ફરી તેણે અડી જોયુ તો કુવરનું શરીર તેને ટાઢુ પડતુ લાગ્યુ તે ફરી ચોકિયાતો તરફ દોડ્યા રાજવૈદ્ય માટે પૂછ્યુ તો જવાબ મળ્યો કે તે બહારગામ ગયેલા છે તેણે ત્યાંને ત્યા ત્રણ સૌથી સારા ઘોડાવાળા સવારોને બોલાવવા કહ્યું ચોકિયાતો માંથી કોઈ બોલાવવા ગયા અને બાકીનાનુ ટોળુ કુવરની આસપાસ જમા થયુ

રાજા ભયથી ગાંડો થઈ બૂમો મારતો હતો, અને પેલા ત્રણ ઘોડેસ્વારો આ યા તેમને દડમજલ દોડતા જઈ બુદ્ધિવિજયનું માથુ કાપી લઈ આવવા હુકમ કર્યા. રાજવૈદ્યને આવવાનાં એમ. અંદર થઈ

ગયો. તેણે આવીને આશ્વાસન આપ્યુ બધી હકીકત જાણી લીધી. વૈદ્ય કુવરને શરીરે હાથ ફેરવ્યો. કુવરને પસીનો વળતો હતો તેને લીધે શરીર ઠડું લાગતુ હતુ. તેની નાડ બરાબર ચાલતી હતી. તેને અડતાં હવે હાથ પણ ચચરતો નહોતો થોડી વારે કુવર શુદ્ધિમાં આવતો હોય એમ લાગ્યું તેને ધીમે રહીને મહેલમાં સૂવાડ્યો. બે પ્રહરે તે શુદ્ધિમાં આવ્યો અને તેણે ઊંઘી જવા કહ્યુ. રાજવૈદ્ય ક્ષેમકુશળનો અભિપ્રાય આપ્યો અને સૌ વિખરાવા લાગ્યુ. ત્યારે રાજાને પેલા ત્રણ સવારો મોકલ્યાનુ યાદ આવ્યું તેણે દીવાનને વાત કરી. પણ હવે રાત પડવા આવી હતી. બીજા કોઈ સવારો પહેલાને પકડી પાડી શકે એમ હતુ નહિ. માત્ર રાજસાંઢણી જ હવે તેને પહોંચી શકે, પણ તેના પર રાજા સિવાય કોઇથી બેસાય નહિ ! રાજાએ તરત જાતે નીકળી ઘોડેસવારોને પહોંચી જવા ઇચ્છા દર્શાવી, પણ બધા દરબારીઓએ રાત પડી હતી માટે સવારે જવા, સવાર સુધીમાં કેમ રહે છે તે જોવા સલાહ આપી, અને ગુરુના આયુષ્યની ચિંતાનુ, સાંઢણીનાં વખાણ કરી, પહોંચી જવાની ખાત્રી આપી, નિવારણ કર્યું.

રાત્રે બધા જોઈ શક્યા કે કુવર તદ્દન હોશમાં હતો, અને ધીમે ધીમે તેની ઉપરની ચામડી ઉતરતી જતી હતી અને નીચેથી નવી સારી ચામડી આવતી જતી હતી. સવારે રાજા પોતાની સાંઢણી ઉપર એક હોશિયાર સવાર લઈ એકલો નીકળી પડ્યો.

બુદ્ધિવિજયને ઉજ્જયિની એકાદ મજલ દૂર હતું, ત્યાં તેણે દક્ષિણ રાજ્યના ત્રણ સવારોને મારતે ઘોડે આવતા જોયા. હજી આ સવારો એક બે દિવસ વહેલા કેમ આવ્યા, એમ વિચાર કરે છે ત્યાં તો તેને સવારોએ પડકારી ઊભો રાખ્યો. ઘોડા ઉપરથી ઊતરી બધા તલવાર તાણી ઊભા રહ્યા બુદ્ધિવિજય હામ હાર્યો નહિ, તેણે કુવરના, રાજ્યના ખબર પૂછવા માંડ્યા, અને મહારાજાએ શા માટે દેહાન્તની શિક્ષા કરી તેનું કારણ એટલી કુનેહ અને નમ્રતાથી પૂછ્યુ કે સવારો પોતે એને શા માટે મારવો તેના વિચારમાં પડી ગયા આ રીતે એક બે પ્રહરો તે વાત લબાવી શક્યો, પોતે નાસવાનો નથી, મરવાથી ડરતો નથી એમ બતાવી, રાહ જોવા સવારોને લલચાવી શક્યો. પણ ત્રીજા જ પહોરે સવારોએ દૂરથી સાંઢણી જોઈ, સાંઢણી અને રાજાને ઓળખ્યો રાજા પોતે હુકમના અમલની ખાત્રી કરવા આવે છે એ વિચારથી બહેબાકળા થઈ, તેઓએ એક સાથે અનેક ઘા મારી બુદ્ધિવિજયને પૂરો કર્યો

અનેક મહત્ત્વાકાંક્ષાઓ, વિજયની યોજનાઓ, તર્કો, લોહી સાથે તેના દેહમાંથી નીકળી, ધૂળમાં ભળી ગયાં અને તેનું કશું ચિન્હ રહ્યુ નહિ !



એવુ એક પણ કાર્ય નહિ હોઈ શકે કે જેમા કોઇને જ આઘાત પહોચતો ન હોય, પણ આ આઘાત દયાથી થયેલો હોવો જોઇએ આ આઘાતની બે શરતો છે —

(૧) સામાને આઘાત પહોચે તેના કરતા આપણને વધારે પહોચે, તો જ આપણે તેવુ કાર્ય કરીએ.

(૨) આપણો હેતુ શુભમા શુભ હોય, તેમા સામાનુ કલ્યાણ જ આપણા મનમા હોવુ જોઇએ

આપણે માની લઇએ કે મારો દીકરો દારૂ પીએ છે, બીડી પીએ છે, વ્યભિચારી છે તે મારી પાસે પૈસા માગે છે આજ સુધી તો તેણે માગ્યા તેમ મેં આપ્યા, કારણ હુ આંધળો બાપ હતો, પણ મારે પોતાને તો દારૂ બીડી ન જ પીવા જોઈએ, વ્યભિચાર ન જ કરવો જોઈએ, વળી બીજાને યે તેમાથી ઉગારી લેવા જોઈએ એટલે મારો ધર્મ છે કે હુ મારા દીકરાને પૈસા ન આપુ તેના હાથમા દારૂની પ્યાલી જોઉ, તો મારે તે ઝુટવી લેવી જોઇએ. મને ખબર પડે કે અમુક પેટીમા તે દારૂ રાખે છે, તો મારે તે પેટી બાળી નાખવી જોઇએ એમ કરવાથી છોકરાને તો જરૂર આઘાત પહોચશે મને એ ક્રૂર બાપ માનશે દયાધર્મ સમજનાર બાપ પુત્રને આઘાત પહોચે તેથી ડરતો નથી, પુત્રના શાપથી ગભરાતો નથી દયાધર્મ-પરોપકાર ધર્મ-એવા પ્રસંગમા સૂચવે છે કે તેના હાથમાથી દારૂની બાટલી છીનવી લેવી બળાત્કાર કરીને તેના હાથમાથી હુ તે પડાવી ન લઉં, પણ મને ખબર પડે કે ઘરમા અમુક ઠેકાણે તે દારૂ રાખે છે, તો ત્યાથી લઈને હુ તેને જરૂર ફોડી નાખું —ગાંધીજી—

# પ્રાચીન ગુજરાતી સાહિત્ય સબંધમા કેટલાએક ભ્રમો

લેખક અંબાલાલ બુ જાની, બી એ

## ૧. નરસિંહ–નાકરયુગની જૂની ગુજરાતી

અપભ્રંશ પ્રાચીન ( જૂની ગુજરાતી ) અને અર્વાચીન, એમ ત્રણ વિભાગોમા પરંપરાથી ગુજરાતી સાહિત્ય વહેંચાવા પામ્યુ છે ૧, વિ સ ૧૨મા સૈકાથી સં ૧૪૬૦ સુધીનો અપભ્રંશયુગ ત્યારથી ૧૯ મા સમ સુધીનો ૨, ભગવદીય દયારામ પર્યંતનો પ્રાચીન સાહિત્યયુગ અને ૩, ત્યાર પછીનો અર્વાચીન સાહિત્યયુગ છે તેમાં નરસિંહ મહેતાથી તે નાકરવિષ્ણુદાસ ( સ ૧૪૭૦ થી ૧૭૦૦ ) સુધીનુ નરસિંહનાકરયુગનુ સાહિત્ય એ મિશ્ર ગુજરાતી સાહિત્ય છે કારણ તેમાં અપભ્રંશયુગની ભાષાની છાટ ક્રિયાપદોના રૂપોમા તેમ જ વિભક્તિના પ્રત્યયોમા, વિશેષણોના પ્રયોગોમા તથા વાક્યરચનામા પણ ચાલુ રહેલી સ્પષ્ટ જણાય છે રા રા મોહનલાલ દલીચદ દેસાઈના 'જૈન ગુર્જર કવિઓ" ભાગ ૧લા નો સમપ- અને સમય ઉપો દ્ઘાત તેમજ તેમા કવિઓના ગ્રંથોના ઉતારેલા અવતરણો જોવાથી તેની પ્રતીતિ થશે જ એટલુ જ નથી નરસિંહ ભાલણ પદ્મનાભ, ભીમ કેશવદાસ જનાર્દન કર્મણમંત્રી વીરસિંહ નાકર, અને વિષ્ણુદાસ વગેરેના પદો, પ્રબંધો તથા આખ્યાનોમાં પણ, તેની પ્રાપ્ત થતી જૂનામા જૂની, તેમના સમય નજીકની, સરકારી સમજુ લહિઆઓને હાથે લખાયેલી, પ્રતિઓ જોતા અપભ્રંશયુગની ભાષાની છાટ ઠીક ઠીક પ્રમાણમા અવશ્યે મળે છે

અલબત્ત આ કવિઓના જે કેટલાક છપાયેલા ગ્રંથો આપણને મળે છે તેમા એ છાટ લગભગ બીલકુલ જણાતી નથી કારણ? કારણ એ જ કે એ છપાયલા ગ્રંથો બહુધા વિ સ ૧૮ થી ૧૯ મા સૈકામાં લખાયેલી અને કેટલીક વાર તો અલ્પસમજુ લહિઆઓને હાથે લખાયેલી, પ્રતિઓ ઉપરથી, એટલે કે એ સમયના વાચકો અને લહિઆઓએ પોતાની સમજમુજબ કરેલા રૂપાખ્યાનો અને પ્રત્યયો આદિના ફેરફારોવાળી પ્રતિઓ પરથી છપાયેલા છે ઉપરાત તે તે ગ્રંથોના પ્રકાશકોએ પણ સાંપ્રત સમયની વાચન રસિક ગુજરાતી જનતાને જૂની ભાષાનાં લક્ષણો દુર્બોધ્ય થશે, એ કારણે તેમ જ જૂની ભાષા પ્રત્યેના પોતાના ચિત્રવિચિત્ર ખ્યાલોથી પણ, વળી એ ગ્રન્થો પૂરી રસિકતાથી નહીં ગવાય તેમજ નહીં સમજાય એ કારણે તેમજ અણસમજથી પણ ઘણાએક ફેરફારો કર્યા છે અને તેમા કેટલીક વખત તો અધસમજથી કિંવા અણસમજથી ઘણાક ઘબરડા વાળ્યા છે, અને ઇષ્ટ અર્થોના અનર્થો અને ગેરસમજો નીપજાવી તે ગ્રન્થોને અવિશદ કર્યા છે આખાના છપ્પા તેમ જ તેના બીજા ગ્રન્થોના અર્થ રહસ્ય સમજવામા એ કારણે ઘણી જ ક્લિષ્ટતા અને દુર્બોધતા પ્રવેશી લાગે છે અને તેથી જૂનામા જૂની, આખ્યાતાના સમય નજીકની પ્રતિઓ જે હવે સદ્ભાગ્યે આપણને ઉપલબ્ધ થાય છે, જે શ્રી ફાર્બસ ગુજરાતી સભા, ગુ વ સોસાયટી આદિ સરક્ષક સસ્થાઓમા પ્રાપ્ત થાય છે, તેને આધારે આ સદ્ સાહિત્ય નવીન સસ્કરણ સત્વેળા જરૂર માગી લે છે તેમ થતા ભાષાની વિકૃતિનો ભ્રમ તેમ જ પ્રાચીન સાહિત્યની અગમતાનો ભ્રમેય સાથે જ સત્વર દૂર થશે, એ નિર્વિવાદ છે

## ૨. જૈની, મારવાડી વા ચારણી ભાષાનો ભ્રમ

નરસિંહનાકર સુધીનું જૈન તેમ જ બ્રાહ્મણી સાહિત્ય ઉપર કહ્યુ તેમ મિશ્રભાષાન્વિત છે અને, તે સ્વાભાવિક જ છે, કારણ હમેશાં એક કોટિકે એક યુગમાથી બીજી કોટિ વા બીજા યુગમા સક્રાન્તિ પામતું સાહિત્ય મિશ્રભાષાન્વિત હોઈ શકે, ન તે પ્રાચીન ભાષાના સસ્કારો તજી શકે તેમ ન તે નવીન, પરિવર્તનના ભાષાસસ્કારો

સપૂર્ણતઃ સજી, સગ્રહી, વા અપનાવી શકે. સસ્કૃત, વ્રજ હિંદી, ફારસી, અગ્રેજી આદિ સાહિત્યોના સંસ્કારો પામતુઝીલતું દલપત-નર્મદયુગનુ સાહિત્ય પણ તેનું જ્વલત દષ્ટાન્ત છે છતાં નરસિંહ-નાકરયુગનું એ સાહિત્ય પ્રાચીન (જૂની ગુજરાતી) સાહિત્યમાં ગણાય છે. આને અગે ભાષાની અવિકૃતિવિષયક એક ભ્રમ ઊભો થયો વા કરાયો છે. કવીશ્વર દલપતરામે (સં ૧૯૩૦-૪૦) કાવ્યદોહન ભાગ ૧ લામાં એવો પૂર્વપક્ષ મૂકયો કે "ચારસેં વર્ષ ઉપર બોલાતી ભાષા અને હાલ બોલાતી ભાષામા કશો ફેર પડતો નથી." તેમના પક્ષકાર, રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળાએ આ પક્ષ સ્થાપતાં સવિસ્તૃત જણાવ્યું કે, (પહેલી સાહિત્ય-પરિષદઃ રા. હરગોવિંદદાસનુ ભાષણ, સ. ૧૯૬૧ વ્યા ૪ સ. ૧૯૦૫)

"આદિકવિ નરસિંહ મહેતાની ભાષામાં અને હાલ ચાલતી ભાષામાં ઘણો થોડો તફાવત જણાય છે. (?) કાન્હડદે પ્રબન્ધ વગેરે ગ્રન્થો જોઇને તેના વખતમાં જૂની ગુજરાતી ભાષા ચાલતી હતી, એવું જે અનુમાન કરવામાં આવે છે, તે આ કારણથી ભૂલભરેલુ લાગે છે. (?) કાન્હડ દેવે (પદ્મનાભે) મારવાડી ગુજરાતીમાં અથવા ચારણી ગુજરાતીમાં કવિતા કરી હોય એમ જણાય છે. જે ભાષામાં સેંકડો વર્ષ થયાં થોડો જ ફેરફાર થયો છે, તે ભાષામાં એક બે સૈકાની અદર પુષ્કળ તફાવત પડે, એ માનવાજોગ નથી. (???) ભાટ-ચારણોની કવિતા અને તેનુ અનુસરણ ને જૈન લોકનું પ્રાકૃત ને પડિમાત્રામાં લખાણ, એ જૂની ગુજરાતીનુ અનુમાન કરવામાં કારણભૂત થાય છે."

આ ઉપરાંત રા. બ. હરગોવિંદદાસ પડિમાત્રા, ગ્વાલિયરી, તેમજ જૈની, મારવાડી, લહિયાલિપિને પણ આમ થવામાં કારણભૂત લેખે-લેખાવે છે.

આ પ્રકારનો પૂર્વપક્ષ ખરેખર ભ્રમભર્યો છે. નરાતાર અવાસ્તવિક છે. આની સામેનો ઉત્તરપક્ષ, સ્વ. ભાષાવિદ્ શાસ્ત્રી વ્રજલાલ, સ્વ. ભાષાભક્ત કવિ નર્મદ, સા. દિ. બ. કેશવ હ ધ્રુવ, સા. નરસિંહરાવ દિવેટીયા, સ્વ. રમણભાઈ નીલકઠ, આદિએ પોતાના નિબધો કે લેખોમાં સપ્રમાણ સ્થાપેલો છે આ ઉત્તરપક્ષનો મથિતાર્થ એ છે કે :—

"નરસિંહ મહેતા, મીરાં, ભાલણ, ભીમ આદિ કવિઓની મૂળભાષા લહિઆઓએ એટલી બધી બદલી નાખી છે કે તેમનાં લખાણ આ ભાષાનિર્ણયમાં કામ આવે તેમ નથી."

સ્વ. કવિ નર્મદ સ્પષ્ટ કહે છે અને તે ખરુ જ કહે છે કે "નરસિંહ મહેતાની કવિતા તેના જ કાળમાં મળવી દુર્લભ છે."

દિ.બ. કેશવલાલભાઈ પણ કહે છે કે :—

"પહેલાં પાંચ શતકની (૧૦ થી ૧૪) ભાષા ગુજરાતી છે...એ પાંચ શતકના સાહિત્યને ગેરઇન્સાફ થયો છે, કેમકે મધ્યકાલીન ગુજરાતીને જ પ્રાચીન કાવ્ય 'ત્રૈમાસિક' અને 'પ્રાચીન કાવ્યમાળા'ના અભિમત તંત્રી રા.બ. હરગોવિંદદાસભાઈ ગુજરાતી ગણવા ના પાડે છે, ત્યાં પ્રાચીન ગુજરાતીનો તો ધડો જ કેવો! આંધળે બહેરૂ કૂટાય છે ને ગુજરાત અને ગુજરાતીની યોગ્યતા તપાસ્યા વગર અવળું વેતરાઈ જાય છે" (જુઓ ઈ. સ. ૧૯૦૧, બીજી મુબઈ ગુજરાતી સાહિત્યપરિષદના પ્રમુખપદનું તેમનું ભાષણ)

આ વિધાન યાને ઉત્તરપક્ષ હવે તો સપ્રમાણ-સદષ્ટાન્ત સિદ્ધ થએલ છે. તે તે કવિઓના નજીકના સમયની પ્રાચીન પ્રતિઓ ઉપરથી થએલ પ્રસિદ્ધિઓએ તે દીવા પેરે દર્શાવ્યું છે, અને તે સર્વસ્વીકૃત પણ થએલ છે. એટલે તેની હવે માર્મિક ચર્ચામાં અહી ઉતરવુ અનુચિત જણાય છે, છતાં બૃહદ્ કાવ્યદોહનના ૮મા ભાગમાં નાકરની ભાષા વિષે ચર્ચા કરતાં, ૫૨ થી ૫૬ પાના સુધીમાં મે પોતે (સને ૧૯૧૩ માં) તેની જે સદષ્ટાન્ત વિસ્તૃત ચર્ચા કરેલી છે, તે જોવા અભ્યાસીઓને નમ્ર વિનંતિ છે.

### ૩ આદિકવિ એટલે ? અને કોણ ?

બીજો ભ્રમ—નરસિંહ મહેતાને આદિકવિ કહેવામા આવે છે એટલે એ કથન પ્રાચીન ગુજરાતી કવિતાનો પહેલવહેલો નિર્માતા કહેવામા આવે છે તે છે પણ જે અર્થમાં મહેતાને આદિકવિ મહેવામા આવે છે તે અર્થમાં એ કથન ભ્રામક છે પ્રકટ, અમ ટ પ્રાચીન સાહિત્ય જોનાર વિચારનારને જણાય છે જ કે નરસિંહ મહેતાની ( સ ૧૪૭૦–૧૫૩૦ ) અગાઉ જૈન અને જૈનેતર બ્રાહ્મણ કવિઓ એ ઘણુક અને વિવિધ જાતિભાતિનું સાહિત્ય લખ્યુ છે નરસિંહથી જ તે સજાવા માડ્યુ છે, એવુ વિધાન થતું–કરાવાતું હોય, તો તે અવાસ્તવિક જ છે એ સાહિત્યોની પૂરી પરખ તેમ જાણ પણ નરસિંહ આદિના કા યો પ્રગટ થયા ત્યારે તેના પ્ર ાશકો તેમ વાચક પરીક્ષકોને ન હતી, ને તેથી એ ભ્રમ પ્રસરવા પામ્યો હતો. છતા એ સમયના સાહિત્યના સર્જકોના પ્રતીક તરીકે નરસિંહ મહેતાને મૂકવામાં આવે, એ અથમા તેને આદિકવિ માનવા–મનાવવામાં આવે તો તેમાં કાઈ ખોટુ નથી એથી કાઈ નરસિંહની પૂર્વે જૈન વા જૈનેતર કવિઓ થયા નથી જ, એમ સિદ્ધ થતું નથી જ સાહિત્યનાણ્ય નરસિંહના સમય અગાઉની હતી જ, એ નિર્વિવાદ છે રા ા મોહનલાલ ીચદ દેસાઈના 'જન ગુજર કવિઓ ભાગ ૧' એ ગ્ર થમાં નોધાએલા, કવિઓ અને તેમની કૃતિઓ જોવાથી આ વસ્તુસ્થિતિનુ સમાધાન મળી રહેશે જૈનોએ દેશી ગુજરાતી ભાષાનું વાઙ્ મય સજવામા, અને તેના પ્રમાણરૂપ પુસ્તકો રચવામાં બેશક પુષ્કળ અને તેય સમા ય ફાળો આપ્યો છે તેમણે સાહિત્યને સૌ દયવન્તુ રસવન્તુ ને સમૃદ્ધિવન્તુ કર્યું છે, એટલુ જ નહીં પણ માતૃભાષા ગુજરાતીને સનાથ સગર કરી છે તેમજ નેમી વિજય, ઉદયરત્ન, આદિ કવિઓ તો ઘરગથ્થુ કવિઓ થઈ પડ્યા હતા આ પણ હવે વિવિધ પ્રકાશનોથી સિદ્ધ થઈ ચૂકેલું હોવાથી આ મુદ્દો આથી વિશેષ વિસ્તૃત ચર્ચા અને ઊહાપોહ માગી લેતો નથી

### ૪ જૈની અને બ્રાહ્મણી સાહિત્યના સપર્કો

ત્રીજો ભ્રમ જૈનો અને બ્રાહ્મણોનાં સાહિત્યો જુદા જુદા પૃથક્ પૃથક્ માર્ગે અ યો યની અસરથી રહિત રહીને ખીલ્યાં હતા એમ જે કહેવાયુ છે તે છે, જાણે જૈન અને બ્રાહ્મણી કવિઓના કાવ્ય વિષયો તેમ જ તેના ઝીલનારા વાચકોની રુચિઓ નિરાળા હોય જાણે તેમના જીવનના ઉદ્દેશો અને લક્ષ્ય વિદિશાવતા હોય, જાણે તેમના સસાર વ્યવહારો ભિન્નપ્રવાહનાળા હોય જાણે તેઓના પરસ્પરના સબધો, સસર્ગો અને સહવાસ અસ્પૃશ્ય હોય પરતુ આ એક નપાયો નખોજે ભ્રમ જ છે વેદના વારાથી જનતા તેના ગૂઢ રહસ્યો સમજવા અને જીવનમા તે ઉતરવા વિવેચક કથા તથા વાર્તા માગી લે છે વેદાદિના ગહન સિદ્ધાન્તોના રૂપકો દ્વારા સ્ફોટનો સવાદોના તથા કથાસવાદના રૂપમા બ્રાહ્મણો અને ઉપનિષદોથી પ્રાપ્ત થાય છે પુરાણો પણ એ જ મુદ્દો સિદ્ધ કરે છે ને પ્રબધો તથા કથાઓ વાર્તાસાહિત્યનો ઇતિહાસ પ્રવતાવે છે જૈનો પણ મુદ્દામે આર્યો હોઇને, ઉપર જણાવેલી સાહિત્ય પ્રથાના ચાહક અને ગ્રાહક છે અપભ્રશયુગથી કથાવાર્તા ગુજર સાહિત્ય વિકાસ પામતુ જણાયેલું છે, ને તેમા આ સૌ પુરાણા સાહિત્યથી સર્વાંશે સજ્ઞાન જૈન સાહિત્યસર્જકોનો ફાળો કાઇ ઓછો નથી તેમનો એ ફાળો બેશક વિ ાળ અને સમૃદ્ધ છે જનો અને જૈનેતરો–( બ્રાહ્મણાદિ )નાં સાહિત્યોનાં મૂળ પોષણો અને ધાવણો વે ાદિ તેમજ પુરાણાદિ અરણ્યે છે અને દરેક સમયે તે બને નિકટ સસગમા રહેતા, તેમજ અ યોન્યને આધારે વિકસતા, રસવતાં થતા પ્રફુલ્લતા રહેતા જણાયા છે જ બને જનદળોની ચારિ યની તથા પુરુષાથની, નીતિ યવહારની ભાવના સમાન છે અને તેથી વે ાદિના ઉપબૃહણરૂપ મહાભારત અને રામાયણના કથાપ્રસગો, પુરાણોનાં આખ્યાનો અને ઉપાખ્યાનો તેમ જ પ્રચલિત દંતકથાસાહિત્યો અને પ્રબધો ઉપરથી જેમ બ્રાહ્મણસાહિત્ય ખી યુ છે તે જ ધાટિએ જેને જૈન સાહિત્ય એવુ નામ ખસુસ આપવામા આવે છે તે પણ ખીલ્યુ છે જૈન સાધુઓ અને સાહિત્યસર્જ

કોના શિક્ષકો બ્રાહ્મણો ઘણુંખરુ હતા. બ્રાહ્મણી સાહિત્યના પાકા અભ્યાસી તેમ જ વિવેચક જ નહીં, પણ તેના અનુસરણના ઉપાસકો, તેમ નિષ્ણાત નિવેદકો હતા ઉપરાંત તેમને તેમજ જૈન રસિક જનસમૂહોને વ્યવહાર પણ પૂંઠે લાગેલો હતો જ, નિત્યના સંસારસમાજબંધનોના બધો વળગેલા હતા જ, એટલે વ્યવહારમાં પણ બન્ને કોમો વિશેષ નિકટમાં રહેલી હતી. એટલે તદ્દન ભિન્ન પ્રકારનાં, ભિન્નરુચિ અને ભિન્ન ઊર્મિવાળાં સાહિત્ય રચાય, એ સંભવિત વા શક્ય ન હતુ. વસ્તુસ્થિતિ પણ તેમ નથી જ. ધર્મવૃત્તિ વા ધર્મપ્રણાલિ બદલાતાં કાંઈ મૂળ લોકમાનસ અને રુચિતંત્ર સર્વથા પલટાતુ નથી. જૈન રામાયણ અને જૈન મહાભારત, જૈન હરિવંશ, જૈન રાસાઓ, જૈન પ્રબંધો, જૈન કથાસંગ્રહો, વગેરે જોવાથી આ કથનની સબળ પ્રતીતિ થશે જ. ઉપરાંત વિવિધ કથા-વાર્તા સાહિત્યનાં સામ્યો પણ આ વિધાનને ટેકવતુ જણાશે જ.

### ૫. પ્રાચીન કાવ્યો ભાષાન્તરો નથી જ:

ચોથો ભ્રમ—પ્રાચીન તેમ જ મધ્યકાલીન કવિઓએ મહાભારતાદિનાં કેવળ સાદાં અને નિરસ ભાષાન્તરો જ, અલબત સારરૂપ ભાષાન્તરો કરેલાં છે, અને તે થોડાં જ છે, આવો એક ભ્રમ સેવાયો છે, કહો કે ઊભો કરાયો છે. પરંતુ તેમનાં આખ્યાનો તથા અન્ય સાહિત્યકૃતિઓ જોનારને તેમ વિચારનારને જણાયું છે કે એ કેવળ ભાષાન્તરો નથી તેમ નિરસ પોથાં પણ નથી જ. ઠેઠ નરસિંહ મેહતાથી માંડી દયારામ સુધી જે રાસો, પ્રબંધો, આખ્યાનો, વાર્તાઓ લખાયાં છે, જે વિવિધ જાતિભાતિનાં સાહિત્યો રચાયાં છે, તેની સહૃદયી સમીક્ષા કે મૂળ સાથે સરખામણી કરવાથી જણાયુ છે જ કે એ કવિઓએ મહાભારતાદિનાં તેમજ પુરાણાદિનાં પાત્રોને, એ પાત્રોના સંસાર તથા જમાનાને પોતાના જમાનાના રંગો અને ઓપો આપ્યા છે, અને જાણે એ સહુ પાત્રો ઘરગથ્થુ હોય, તેમ રજૂ કર્યા છે. પોતાના સમયના સંસારવ્યવહારમાં ભાગ લેતાં હોય તેમ આબેહૂબ નિરૂપ્યાં છે, પોતાના સંસારના ઉલ્લાસો, રૂસણાં, ગોઠ આદિમાં વ્યવહારરત નિરૂપ્યાં છે. નરસિંહ મેહતાનુ "જોગીન્દ્રપણુ શિવજી ! તમારુ મેં જાણ્યું જાણ્યું, જટામાં ઘાલી ને આ તે કયાં થકી આણ્યું રે ?" એ પદ અન્ય કવિનુ "મારા બાપે લછન લીધુ લાલ, જાદવકુલ ક્યાં જોયુ ?" એ પદ તેમજ કૃષ્ણલીલાનાં પણ કેટલાંક લોકજીભે ચડેલાં પદો એનાં દૃષ્ટાંત છે. કેવળ કૃષ્ણ અને શિવસંબંધમાં જ આમ નથી થયુ, શક્તિ, રામ અને અન્ય દેવાદિ સંબંધમાં પણ વસ્તુસ્થિતિ તેવી જ છે એ કવિઓએ તો આપણા વર્તમાન સંસારમાં ચાલતા પતિપત્નીનાં રૂસણાં, દોહદો, આપણા સારામાઠા સામાજિક સાંસારિક પ્રસંગોનાં અને ઉત્સવખેલનોનાં આરોપણો કૃષ્ણ, રામ, શિવ, શક્તિ આદિના સંસારમાં જ્વલંત રીતે પ્રતિબિમ્બિત કર્યા છે જ. રે ! તે સમયે દેવાર્થે ચિત્ર, સંગીત, નૃત્ય શોભન આદિ કલાનો, પાક આદિ સામગ્રીઓનો વિનિયોગ સવિશેષ થતો હતો.

### ૬. વિવિધ પ્રકાર અને ખરનાં સાહિત્યસર્જનો:

ઉપરાંત એ સહૃદયી લોકકવિઓએ અનેક પ્રકારનાં સાહિત્યો ઉમંગભેર ખેડ્યાં છે; તેમાં જીવનના ઉલ્લાસોનાચે પડછંદા પાડ્યા છે, આનંદ, પ્રમોદ, બહલાવ્યા છે. જૂની ગુજરાતીના સાહિત્યનાં ખર અને પૂર જોનારને આની ખાત્રી થયા વિના નહી રહે ઇતિહાસ, કથાવાર્તા, શૃંગાર, અને કામકલા, આખ્યાનાદિ, તત્ત્વજ્ઞાન અને અધ્યાત્મચિન્તન વગેરે વગેરેનાં કવિતાસાહિત્યો નિરૂપ્યાં છે, જેની યાદી કૈંક વિસ્તૃત આ લેખકે શ્રી હરિલીલાષોડશકલાના ઉપોદ્ઘાતમાં પાના ૮ થી ૧૩ માં આપેલી છે, તે જોવા વિચારવા સહૃદયી અભ્યાસીઓને નમ્ર વિનતિ છે.

### ૭. જૈન સાહિત્ય કેવળ ધર્મમય નથી જ:

પાંચમો ભ્રમ—જૈન સાહિત્ય કેવળ ધાર્મિક છે, સ્તવનો, અને સ્તોત્રોથી જ સમૃદ્ધ છે એમ કહી, તેની ઉપેક્ષા કરવી, એ પણ તદ્દન અવાસ્તવિક છે, અમુલ્ય વસ્તુની અંધ ઉપેક્ષા કરવા જેવુ છે ફાગુઓ,

નદ બત્રીસી, સિંહાસન બત્રીસી, સૂડાબહોતેરી, આમ્રકરાસ વિદ્યાવિલાસ પવાડો, કામના ચોપાઇઓ વગેરે બ્રાહ્મણી સાહિત્યસર્જનની રીતિએ અને ધાટિએ રચાએલા ગ્રન્થો જોનારને આ સત્ય સમજાશે કેટલુંક જૈની કહેવાતું સાહિત્ય બ્રાહ્મણી સાહિત્યનુ પ્રેરક અને ઘણીક પણ નિ શક નીવડેલુ છે

## ૮. બ્રાહ્મણી સાહિત્ય કેવળ ભગતડુ સાહિત્ય નથી

છઠ્ઠો ભ્રમ—જૂના કાળમા કેવળ કૃષ્ણભક્તિ અને તેય શૃગારિક ભક્તિના જ પદો લખાતા હતા એ પણ એક ભ્રમ છે અલબત્ત નરસિંહ મહેતાએ તેમ ભાલણ આદિએ કૃષ્ણભક્તિને અમુક અશે શૃગારિક ભક્તિના પદો લખ્યાં છે, એ ખરુ પરતુ તત્ત્વજ્ઞાન, અધ્યાત્મતત્ત્વ સસ્કૃત નાટકો મન્થો આદિ સાહિત્યોના ખડો વગેરે પણ તેમજ કેટલાક સારા સારા સુભાષિતો (जहानेय वणी ) ગુજરાતી ભાષામા રસભર ઉતાર્યાં છે ભાલણે તો નળાખ્યાન, મૃગીસવા કાદમ્બરી ધ્રુવચરિત તેમજ રામલીલા, વિગેરે પોતાના જમાનાના અને સસારના રગોથી રગી આલેખ્યાં છે ભીમે પ્રબોધચન્દ્રોદય નાટક લાક્ષણિક રીતે અવતાર્યું છે કેશવદાસનો કૃષ્ણક્રીડાપ્રબન્ધ પણ રસાળ છે નાકર, વિષ્ણુદાસ વગેરેના આખ્યાનો તો પ્રસિદ્ધ જ છે ને તેનુ વિશેષ સમાધાન મેં ઉપર જણાવેલા, હરિલીલાના ઉપોદ્ઘાતની યાદી જોતા થઈ શકશે

## ૯ પ્રાચીન સાહિત્ય કેવળ પદ્યમય નથી

સાતમો ભ્રમ–વળી કેવળ પદ્યસાહિત્ય જ લખાયુ છે, ને ગદ્ય નથી લખાયુ એ પણ એક ભ્રમ છે અલબત્ત એ ગદ્યસાહિત્ય સાહિત્યિક નિબધોનુ નથી, પણ ઉપદેશોનુ નીતિપ્રતિપાદક કથા–વાર્તાઓનુ છે, તેમ જ તેમા કલા, અલકાર, ખચિત વાક્યશૈલી, વગેરેના આડમ્બર તેમ શોભાશૃગારો નથી પણ સાદુ, સરળ અને ઘરગથ્થુ છતા સચોટ ભાવનાત્મક ગદ્ય તો અવશ્ય છે જ તે જમાનાના લોકસમૂહોના હૃદયને સોંસરના ભેદતું અને ઊડો આદર પામેલુ સાહિત્ય છે

## ૧૦ એ સાહિત્ય માત્ર વૈષ્ણવી નથી

આઠમો ભ્રમ—પ્રાચીનમા પદ્યસાહિત્ય, કેવળ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવી સાહિત્ય રચાયાનુ કેટલાક માને છે, એ તેમની વસ્તુસ્થિતિની કેવળ અજ્ઞાનતા વા પૂર્વબદ્ધ વ્હેમભાવના જણાવે છે તે બેશક સસ્કારી અર્થમા વૈષ્ણવી છે ઉપરનુ વિધાન કરનારાઓ એ ભૂલી જાય છે કે પુષ્ટિમાર્ગીઓનો કૃષ્ણ તે ગોપીઓનો કૃષ્ણ, યશોદાના ઉત્સગમા રમતો બાળક કૃષ્ણ જ્યારે કસનો સહારક, મ્હાભારતના યુદ્ધનો ખેલણહાર કૃષ્ણ લક્ષ્મી, રૂક્મિણી સત્યભામાનો પ્રિયતમ કૃષ્ણ તે જમાનાના સસાર અને વ્યવહારના વાતાવરણથી રગાએલો કૃષ્ણ ઉદ્ધવાદિને ભાગવત ધર્મ પ્રબોધતો કૃષ્ણ, ગીતાજીનો સંદેશક કૃષ્ણ, પ્રાચીન કવિતામા સવિશેષ જોવામા આવે છે પ્રેમાનદાદિનો કૃષ્ણ સાપ્રદાયિક કૃષ્ણ નહીં પણ પૌરાણિક કૃષ્ણ છે મતમાર્ગીઓના રામ અને કૃષ્ણ એથી ઠીક જુદા છે એક રીતે કહીએ તે ચતુર્વિધ વૈષ્ણવ ધર્મ પ્રાચીન સાહિત્યમા ગવાએલો સાપડે છે શિવ અને શક્તિને ઉદ્દેશીને પણ વિવિધ રસોત્પાદક સાહિત્ય રચાયલા સાપડે છે કબીર આદિ સતોના અખો ધીરો બાપુ, આદિ ભક્તોના સાહિત્યો કાંઈ ઓછા ઉત્કૃષ્ટ નથી ખોજાઓ પીરાણાઓ અને મતપથીઓનાં સાહિત્ય પણ વિવિધ રગી છે નિરાત, કુબેર રાજે પ્રીતમ આદિનાં સાહિત્ય અન્ય ધર્મીઓના કેટલાક સસ્કારો અને પરિચયોથી સભરાએલા છે

આ પ્રમાણે જે કેટલાક ભ્રમો પ્રાચીન ગુજરાતી સાહિત્યસમ્બધમા પ્રવર્તતા વા પ્રવર્તાયેલા બહુધા જણાયેલા છે, તેનું અવલોકન, અલબત્ત કઈક અધરતું અને સક્ષિપ્ત અવલોકન કરી આટલેથી જ વિર

મવુ યોગ્ય લાગે છે. બાકી પ્રાચીન કવિઓ, જીવન–ઉલ્લાસ શુ તે જાણતા-નિરૂપતા જ ન હોતા, માત્ર મૃત્યુના પયગમ્બરો હતા, રાજીયા ગાનારા રોતલ હતા, ચાલી આવતી ધરેડમાં પડેલા ગળિયા બળદ હતા, સામળે વાર્તાસાહિત્ય કેવળ પોતાના પુરોગામી જૈન આદિ વાર્તાકારોના જ અનુકરણ અને અનુસરણમાં લખ્યુ હતુ, પ્રેમાનન્દના શિષ્ય વીરજીએ ફારસી સાહિત્યનુ અનુસરણ કર્યું છે, પ્રેમાનન્દનાં નાટકો તેનાં નથી, પણ હાલના શિખી રાજા અને દધિચી મુનિનાં લખેલાં છે, ત્રણ ત્રણ પ્રેમાનંદો થઈ ગયા છે; દયારામે શૃંગાર-સાહિત્ય રચી વિલાસમાર્ગની પ્રેરણા પ્રેરી છે, દયારામનું ચારિત્ર્ય શુદ્ધ ન હોતું, નાકર, વિષ્ણુદાસ આદિએ કેવળ થોથાં જ લખ્યાં છે, નાટકાદિ ભજવાતા જ ન હોતાં, છંદ, વૃત્તાદિ જૂના સાહિત્યમાં મળતાં નથી, કારણ તેમાં એ સાહિત્ય રચાયલુ ન હતુ. અને માત્ર અર્વાચીન નવવિધાનવિદ કુશળ, કોવિદ, કવિઓનોજ એ ઇજારો છે, સામળ પ્રેમાનન્દનો ઝઘડો, વગેરેવગેરે વિવિધ ભ્રમો વિભ્રમો, વિચારવા અને નિરાકરણ કરવા જેવા છે છતાં અહીં તો પ્રસગમર્યાદા તેમજ અવકાશમર્યાદાને અગે, આટલેથી જ વિરમવું યોગ્ય લાગે છે. इति शम् ।



વાસ્તવિક રીતે ગૂજરાતી ભાષાના ત્રણયુગ છે. ઈસવી સનના દસમાં અગિયારમા શતકથી ચૌદમા શતક સુધાનો પહેલો યુગ; પદરમા શતકથી સત્તરમા શતક સુધીનો બીજો અને તે પછીના શતકોનો ત્રીજો પહેલા યુગની ભાષાને અપભ્રંશ કે પ્રાચીન ગૂજરાતી નામ આપવુ ઘટે છે બીજા યુગની ગૃજરાતી જે સામાન્યરીતે હાલમા જૂની ગૂજરાતીના નામથી ઓળખાય છે, તેને મધ્યકાલીન ગૂજરાતી કહેવી યોગ્ય છે ત્રીજા યુગની ગૂજરાતીને અર્વાચીન ગૂજરાતી સજ્ઞા આપવામા મતભેદ હોય જ નહિ.

ઉપરની હકીકત ધ્યાનમા લેતા ગૂજરાતી સાહિત્યની કાલમર્યાદા હજારેક વર્ષની થવા જાય છે આટલુ જૂનું સાહિત્ય તેની ભગિનીઓના ભડારમા મળી આવતુ નથી તેને લીધે એ સવિશેષ મૂલ્યવાન બને છે પ્રથમયુગનુ પ્રાચીન ગૂજરાતી સાહિત્ય નિર્મળ પ્રેમભાવના પોષતુ ને ઉજ્જવળ દેશભક્તિથી ઉભરાતુ ઉત્સાહપૂર્ણ છે જે કાળમા જેવી દેશની સ્થિતિ, તેવુ તેનુ તે કાળનુ સાહિત્ય હોય છે ઈસવી સનની અગિયારમી, બારમી અને તેરમી સદી ગૂજરાતના પરમ અભ્યુદયની હતી ચાંચિયા અને લૂટારાને શાસન થતા કરી વ્યાપાર જળમાર્ગે ને સ્થળમાર્ગે ધમધોકાર ચાલી રહ્યો હતો, દેશનો ઉદ્યોગ ખીલાવવાને માટે બહારથી શિલ્પીઓ તેડાવી વસાવ્યા હતા. કુરુક્ષેત્ર, પાચાલ, શૂરસેન, પ્રયાગ, અયોધ્યા આદિ સ્થળના શ્રોત્રિય બ્રાહ્મણોને આણી દેશમા જુદે જુદે સ્થાને સ્થાપ્યા હતા વિદ્વાનોને સપૂર્ણ આશ્રય મળી રહ્યા હતા, તે એટલે સુધી કે હેમાચાર્યનુ વ્યાકરણ હાથની અબાડીમા રાજદરબારી સવારીના ઠાઠથી મોટી ધામધુમ સાથે મહારાજા સિદ્ધરાજના સરસ્વતી ભડારમા પધરાવવામા આવ્યુ હતુ આવા સમયના સાહિત્યમાં શૂરાતની જ્વાળા અને સ્વદેશપ્રીતિની જ્યોતિ ભભૂકી રહે તે સ્વાભાવિક છે સાહિત્યના ઉત્કર્ષ સાથે દેશનો ઉત્કર્ષ સધાયલો જ છે

—દિ બ. કેશવલાલ હ ધ્રુવ—

॥ जयति श्रीवीरवर्धमानस्य प्रवचनम् ॥

# છેદસૂત્રકાર અને નિર્યુક્તિકાર

લેખક મુનિ પુણ્યવિજયજી

જૈન સંપ્રદાયમાં ઘણા પ્રાચીન કાળથી છેદસૂત્ર[1]કાર અને નિર્યુક્તિ[2]કાર તરીકે ચતુર્દશપૂર્વધર સ્થવિર આર્ય ભદ્રબાહુસ્વામી જાણીતા છે આ માન્યતાને કેટલાએ પ્રાચીન ગ્રંથકારોએ તેમના ગ્રંથોમાં જણાવી છે, અને એ જ માન્યતા આજે જૈન સંપ્રદાયમાં સર્વત્ર પ્રચલિત છે પરંતુ નિર્યુક્તિ, ચૂર્ણિ વગેરે પ્રાચીન તમ ગ્રન્થોનું સૂક્ષ્મ અધ્યયન કરતાં તેમાંના ઉલ્લેખો તરફ ધ્યાન આપતાં ઉપરોક્ત રૂઢ સાંપ્રદાયિક માન્યતા બાધિત થાય છે એટલે આ લેખમાં ઉપર જણાવેલી ચાલુ સાંપ્રદાયિક માન્યતાની બન્નેય પક્ષના સાધકબાધક પ્રમાણો દ્વારા સમીક્ષા કરવામાં આવે છે

"છેદસૂત્રોના પ્રણેતા ચતુર્દશપૂર્વવિદ્ ભગવાન ભદ્રબાહુસ્વામી છે' એ વિષે કોઈપણ જાતનો વિસંવાદ નથી જો કે છેદસૂત્રોમાં તેના આરંભમાં, અંતમાં અગર કોઈપણ ઠેકાણે ખુદ ગ્રન્થકારે પોતાના નામ આદિ કશાયનો ઉલ્લેખ કર્યો નથી તેમ છતાં તેઓશ્રીના પાછળ થએલ ગ્રન્થકારોએ જે ઉલ્લેખો કર્યા છે તે જોતાં સ્પષ્ટ રીતે સમજી શકાય છે કે—**છેદસૂત્રકાર ચતુર્દશપૂર્વધર સ્થવિર આર્ય ભદ્રબાહુસ્વામીજ છે**

દશાશ્રુતસ્કંધસૂત્રની નિર્યુક્તિના પ્રારંભમાં નિર્યુક્તિકાર જણાવે છે કે—

> वदामि भद्दबाहु पाइण चरिमसगलसुयनाणिं ।
> सुत्तस्स कारगमिसिं, दसासु कप्पे य ववहारे ॥ १ ॥

અર્થાત્—'**પ્રાચીનગોત્રીય, અંતિમ શ્રુતકેવલી તેમ જ દશાશ્રુતસ્કંધ, કલ્પ અને વ્યવહારસૂત્રના** પ્રણેતા, મહર્ષિ ભદ્રબાહુને હું નમસ્કાર કરું છું'

આ જ પ્રમાણેનો ઉલ્લેખ પંચકલ્પની આદિમાં પણ છે આ બન્નેય ઉલ્લેખો જોતાં તેમજ બીજું કોઈપણ બાધક પ્રમાણ ન હોવાથી સ્પષ્ટ રીતે કહી શકાય કે—'છેદસૂત્રોના નિર્માતા ચતુર્દશપૂર્વધર અંતિમ શ્રુતકેવલી સ્થવિર આર્ય ભદ્રબાહુસ્વામી છે અને તેમણે દશા, કલ્પ અને વ્યવહાર એ ત્રણ છેદસૂત્રોની રચના કરી છે' આ ઉલ્લેખમાં નિર્યુક્તિરચના કરવાને લગતો તેમજ તેઓશ્રી નૈમિત્તિક સ્થવિર હોવાને લગતો કશોય ઉલ્લેખ નથી એ ધ્યાનમાં રાખવા જેવું છે

ઉપર અમે જે ગાથા ટાંકી છે તેના ઉપર મહાભાષ્યકારે જે મહાભાષ્ય કર્યું છે તેમાં પણ નિર્યુક્તિ ગ્રન્થોની રચના કર્યાને લગતો કશોય ઉલ્લેખ નથી. મહાભાષ્યની ગાથાઓ આ નીચે આપવામાં આવે છે—

> कप्प ति णामणिप्फण्णं, महत्थ वत्थुकामतो ।
> णिज्जूहगस्स भत्तीय, मंगलट्ठाए संथुतिं ॥ १ ॥

---

૧ દશાશ્રુતસ્કંધ, કલ્પ (બૃહત્કલ્પસૂત્ર) વ્યવહાર નિશીથ (આચારપ્રકલ્પ) મહાનિશીથ અને પંચકલ્પ આ છ ગ્રંથોને છેદસૂત્ર તરીકે ઓળખવામાં આવે છે પ્રસ્તુત લેખમાં છેદસૂત્રકાર સાથે સંબંધ ધરાવનાર પ્રથમનાં ચાર સૂત્રો જ સમજવાનાં છે

૨ આવશ્યકસૂત્ર, દશવૈકાલિકસૂત્ર આદિ શાસ્ત્રો ઉપરની ગાથાબદ્ધ વ્યાખ્યાને નિર્યુક્તિ તરીકે ઓળખવામાં આવે છે

तित्थगरणमोक्कारो, सत्थस्स तु आइए समक्खाओ ।
इह पुण जेणऽज्झयण, णिज्जूढ तस्स कीरति तु ॥ २ ॥

सत्थाणि मगलपुरस्सराणि सुहसवणगहण धरणाणि ।
जम्हा भवति जति य, सिस्सपसिस्सेहिं पचय च ॥ ३ ॥

भत्ती य सत्थकत्तारि, तत्तो उगओग गोरवं सत्थे ।
एएण कारणेणं, कीरइ आदी णमोक्कारो ॥ ४ ॥

'वद' अभिवाद थुतीए, सुभसद्दो णेगहा तु परिगीतो ।
वदण पूयण णमणं, थुणणं सक्कारमेगट्ठा ॥ ५ ॥

भद्दं ति सुदर ति य, तुल्लत्थो जत्थ सुदरा बाहू ।
सो होति **भद्दबाहु**, गोण्ण जेण तु बालत्ते ॥ ६ ॥

पाएण ण लक्खिज्जइ, पेसलभावो तु बाहुजुयलस्स ।
उववण्णमतो णाम, तस्सेय **भद्दबाहु** त्ति ॥ ७ ॥

अण्णे वि **भद्दबाहु**, विसेसण गोण्णगहण **पाईणं** ।
अण्णेसिं पऽविसिट्ठे, विसेसण चरिमसगलसुत ॥ ८ ॥

चरिमो अपच्छिमो खलु, चोद्दसपुव्वा तु होति सगलसुत ।
**सेसाण वुदासट्ठा, सुत्तकरऽज्झयणमेयस्स** ॥ ९ ॥

किं तेण कय त तू, ज भण्णति तस्स कारतो सो उ ।
भण्णति गणधारीहिं, सव्वसुयं चेव पुव्वकय ॥ १० ॥

तत्तो च्चिय णिज्जूढ, अणुग्गहट्ठाए संपयजतीण ।
तो **सुत्तकारतो** खलु, स भवति **दशकप्पववहारे** ॥ ११ ॥

આ ઉલ્લેખમાં મહાભાષ્યકારે ચતુર્દશપૂર્વધર સ્થવિર આર્ય **ભદ્ર**બાહુસ્વામીને માત્ર સૂત્રકાર તરીકે જ જણાવ્યા છે એ નવમી ગાથાના ઉત્તરાર્ધથી સ્પષ્ટ થાય છે.

ઉપર નિર્યુક્તિ, ભાષ્ય અને મહાભાષ્યના ઉલ્લેખમાં ચતુર્દશપૂર્વધર સ્થવિર આર્ય **ભદ્ર**બાહુસ્વામીને દશા, કલ્પ અને વ્યવહાર એ ત્રણ છેદસૂત્રોના રચયિતા જણાવવામાં આવ્યા છે; પરતુ **પંચ**કલ્પભાષ્યની **ચૂર્ણિ**માં તેઓશ્રીને **નિ**શીથસૂત્રના પ્રણેતા તરીકે પણ જણાવ્યા છે. એ ઉલ્લેખ અહીં આપવામાં આવે છે—

"तेण भगवता **आयारपकप्प–दसाकप्पववहारा** य नवमपुव्वनी सदभूता निज्जूढा ।" पचकल्पचूर्णि पत्र १

અર્થાત્—તે ભગવાને (ભદ્રબાહુસ્વામીએ) નવમા પૂર્વમાંથી સારરૂપે **આ**ચારપ્રકલ્પ, દશા,[1] કલ્પ અને **વ્ય**વહાર એ ચાર સૂત્રો ઉદ્ધાર્યા છે–રચ્યાં છે.

આ ઉલ્લેખમાં જે आयारपकप्प નામ છે એ **નિ**શીથસૂત્રનુ નામાન્તર છે. એટલે અત્યારે ગણાતાં ૭ છેદસૂત્રોપૈકી ચાર મૌલિક છેદસૂત્રોની અર્થાત્ દશા, કલ્પ, **વ્ય**વહાર અને **નિ**શીથસૂત્રની રચના ચતુર્દશપૂર્વધર સ્થવિર આર્ય **ભદ્ર**બાહુસ્વામીએ કરી છે

---

૧ પ્રાચીન માન્યતા મુજબ દશાશ્રુતસ્કધ અને કલ્પને એક સૂત્ર તરીકે માનવામા આવે અથવા કલ્પ અને વ્યવહારને એક સૂત્રરૂપે માની લઈએ તો ચારને બદલે ત્રણ સૂત્રો થાય

तित्थोगालिय પ્રકીર્ણક,-જેની રચના વિક્રમની પાચમી શતાબ્દિ ની શરૂઆતમા થએલી હોવાનું વિદ્વદ્વર્ય શ્રીમાન્ કલ્યાણવિજયજી "वीरनिर्वाण संवत् और जैन कालगणना" (પૃ૦ ૩૦, ટિ૦ ૨૭) મા સપ્રમાણ જણાવે છે,-તેમાં નીચે પ્રમાણે જણા યુ છે—

सत्तमतो थिरबाहू जाणुयसीसुपडिच्छिय सुबाहू ।
नामेण भद्दबाहू अविही साधम्म सद्दोत्ति (?) ॥ १४ ॥

सो वि य चोद्दसपुव्वी बारसवासाइ जोगपडिवन्नो ।
सुत्तत्तेण निबंधइ अत्थ अज्झयणबंधस्स ॥ १५ ॥

**તીર્થોદ્ગારપ્રકીર્ણક**ના પ્રસ્તુત ઉ લેખમાં ચતુર્દશપૂર્વધર ભગવાન્ ભદ્રબાહુસ્વામીને સૂત્રકાર તરીકે જ વર્ણવ્યા છે પરતુ તેથી આગળ વધીને 'તેઓ નિર્યુક્તિકાર' હોવા વિષે કે તેમના નૈમિત્તિક હોવા વિષે સૂચના સરખીયે કરવામાં આવી નથી

ઉપર ટૂકમા જે પ્રમાણો નોંધાયાં છે એ ઉપરથી સ્પષ્ટ રીતે સમજી શકાશે કે-છેદસૂત્રોના **પ્રણેતા, અંતિમ શ્રુતકેવલી સ્થવિર આર્ય ભદ્રબાહુસ્વામી જ છે.** આ મા યતા વિષે કોઈને કશોય વિરોધ નથી. વિરોધ તો આજે નિર્યુક્તિકાર કોણ? અથવા કયા ભદ્રબાહુસ્વામી?' એનો જ છે, એટલે આજના લેખમા એ વિષે જ ચર્ચા અને સમીક્ષા કરવાની છે

જૈન સપ્રદાયમાં આજે એક એવો મહાન્ પક્ષ છે જે' નિર્યુક્તિઓના પ્રણેતા ચતુર્દશ પૂર્વવિદ્ છેદસૂત્રકાર સ્થવિર આય ભદ્રબાહુસ્વામી જ છે' એ પરપરાને મા ય રાખે છે અને પોષે છે એ પક્ષની માન્યતાને લગતા અર્વાચીન પ્રમાણોને—નિરર્થક લેખનુ સ્વરૂપ મોટુ થઈ ન જાય એ માટે—જતા કરી એ સિવાના જે પ્રાચીન ઉલ્લેખો મળે છે એ સૌનો ઉલ્લેખ કર્યા પછી અમે ' નિર્યુક્તિકાર ભદ્રબાહુ સ્વામી, ચતુર્દશપૂર્વધર સ્થવિર આય ભદ્રબાહુસ્વામી નથી પણ તે કરતાં કોઈ જુદા જ સ્થવિર છે " એ અમારી પ્રામાણિક મા યતાને લગતાં પ્રમાણો અને વિચારસરણી રજૂ કરીશુ

અમે અહીં અમારી નવીન છતા પ્રામાણિક માન્યતાને અગે જે પ્રમાણો અને વિચારો રજૂ કરીએ છીએ તેને વિદ્વાનો ધ્યાનપૂર્વક વિચારે અને તેની સાધકબાધકતાને લગતા વિચારો તેમજ પ્રમાણોને સૌમ્યતાથી પ્રગટ કરે અહીં નોંધવામા આવતી નવીન વિચારસરણીને અગે કોઈપણ મહાશય પ્રામાણિક દલીલો તેમજ ઐતિહાસિક પ્રમાણો દ્વારા ઊહાપોહ કરશે તો અમે તેના ઉપર જરૂર વિચાર કરીશુ અમારી માન્યતા વિદ્વદ્વર્ગમા ચર્ચાઈને તેનો વાસ્તવિક નિર્ણય ન આવે ત્યાંસુધી અમે એના ઉપર નિભર રહેવા નથી ઇચ્છતા અને એ જ કારણથી ' છેદસૂત્રકાર ભદ્રબાહુસ્વામી ' કરતાં નિર્યુક્તિકાર આચાય તદ્દન ભિન હોવાની અમારી દૃઢ મા યતા હોવા છતા અમે અમારા તરફથી પ્રકાશન પામેલા બૃહત્કલ્પસૂત્ર ગ્ર થના શીર્ષકોમા લાંબા વખતથી ચાલી આવતી રૂઢ માન્યતા મુજબ पूज्यश्रीभद्रबाहुस्वामिविनिर्मितस्वोपज्ञनिर्युक्त्युपेत बृहत्कल्पसूत्र એ પ્રમાણે જ લખ્યુ છે

## ૧

હવે અમે અમારી પ્રતિજ્ઞા અનુસાર પ્રારભમાં ' નિર્યુક્તિકાર ચતુર્દશપૂર્વધર સ્થવિર આર્ય ભદ્રબાહુ સ્વામી છે " એ માન્યતાને લગતા પ્રાચીન ઉલ્લેખો આપીએ છીએ

૧ 'अनुयोगदायिन –सुधर्मस्वामिप्रभृतय यावदस्य भगवतो **निर्युक्तिकारस्य भद्रबाहुस्वामिनश्च तुर्दशपूर्वधरस्याचार्या**ऽतस्तान् सर्वानिति ।" आचाराङ्गसूत्र शीलाङ्काचार्यकृत टीका-पत्र ४

२. "न च केषाञ्चिदिहोदाहरणाना **निर्युक्तिका**लादर्वाक्कालभाविता इत्यन्योक्तत्वमाशङ्कनीयम्, स हि **भगवाँश्चतुर्दशपूर्ववित् श्रुतकेवली** कालत्रयविषय वस्तु पश्यत्येवेति कथमन्यकृतत्वाशङ्का? इति।" उत्तराध्ययन शान्तिसूरिकृता पाइयटीका-पत्र १३९.

३. "गुणाधिकस्य वन्दन कर्त्तव्यम् न त्वधमस्य, यत उक्तम्—गुणाहिए वदणय"। **भद्रबाहुस्वामिनश्चतुर्दशपूर्वधरत्वाद्** दशपूर्वधरादीनां च न्यूनत्वात् किं तेषा नमस्कारमसौ करोति? इति। अत्रोच्यते गुणाधिका एव ते, अव्यवच्छित्तिगुणाधिक्यात्, अतो न दोष इति।" ओघनिर्युक्ति द्रोणाचार्यकृतटीका-पत्र ३.

४. "इह चरणकरणक्रियाकलापतरुमूलकल्पं सामायिकादिषडध्ययनात्मकश्रुतस्कन्धरूपमावश्यक तावदर्थतस्तीर्थकरैः सूत्रतस्तुगणधरैर्विरचितम्। अस्य चातीव गम्भीरार्थता सकलसाधु-श्रावकवर्गस्य नित्योपयोगितां च विज्ञाय **चतुर्दशपूर्वधरेण श्रीमद्भद्रबाहुनैतद्व्याख्यानरूपा "आभिणि बोहियनाणं०" इत्यादि प्रसिद्धग्रन्थरूपा निर्युक्तिः कृता।**" विशेषावश्यक मलधारिहेमचन्द्रसूरिकृत टीका-पत्र १.

५ "साधूनामनुग्रहाय **चतुर्दशपूर्वधरेण भगवता भद्रबाहुस्वामिना कल्पसूत्रं व्यवहारसूत्रं चाकारि, उभयोरपि च सूत्रस्पर्शिकनिर्युक्तिः।**" बृहत्कल्पपीठिका मलयगिरिकृत टीका-पत्र २.

६. "इह श्रीमदावश्यकादिसिद्धान्तप्रतिबद्धनिर्युक्तिशास्त्रसंसूत्रणसूत्रधारः......**श्रीभद्रबाहुस्वामी**......... **कल्पनामधेयमध्ययनं निर्युक्तियुक्तं निर्यूढवान्।**" बृहत्कल्पपीठिका श्रीक्षेमकीर्तिसूरिअनुसन्धिता टीका-पत्र १७७।

અહીં જે ૭ શાસ્ત્રીય ઉલ્લેખો આપવામાં આવ્યા છે એ બધાય પ્રાચીન માન્ય આચાર્યવરોના છે અને એ "નિર્યુક્તિકાર ચતુર્દશપૂર્વવિદ્ ભગવાન્ ભદ્રબાહુસ્વામી છે" એ માન્યતાને ટેકો આપે છે. આ ઉલ્લેખોમાં સૌથી પ્રાચીન ઉલ્લેખ આચાર્ય શ્રી શીલાંકનો છે જે વિક્રમની આઠમી શતાબ્દિના ઉત્તરાર્ધનો અથવા નવમી શતાબ્દિના આરંભનો છે. આ કરતાં પ્રાચીન ઉલ્લેખ ખતપૂર્વક તપાસ કરવા છતાં અમારી નજરે આવી શક્યો નથી.

ઉપર નોંધેલ ૭ ઉલ્લેખો પૈકી આચાર્ય શ્રી શાન્તિસૂરિનો ઉલ્લેખ બાદ કરતાં બાકીના બધાય ઉલ્લેખોમાં સામાન્ય રીતે એટલી જ હકીકત છે કે—"નિર્યુક્તિકાર ચતુર્દશપૂર્વવિદ્ ભદ્રબાહુસ્વામી છે—હતા" પણ શ્રી શાન્ત્યાચાર્યના ઉલ્લેખમાં એટલી વિશેષ હકીકત છે કે—"પ્રસ્તુત (ઉત્તરાધ્યયનસૂત્રની) નિર્યુક્તિમાં કેટલાંક ઉદાહરણો અર્વાચીન અર્થાત્ ચતુર્દશપૂર્વધર નિર્યુક્તિકાર ભગવાન્ ભદ્રબાહુસ્વામી કરતાં પાછળના સમયમાં થએલા મહાપુરુષોને લગતાં છે, માટે 'એ કોઈ બીજાનાં કહેલાં—ઉમેરેલાં છે' એવી શંકા ન લાવવી. કારણ કે—ભગવાન્ ભદ્રબાહુસ્વામી ચતુર્દશપૂર્વવિદ્ શ્રુતકેવળી હોઈ ત્રણે કાળના પદાર્થોને સાક્ષાત્ જાણી શકે છે એટલે એ ઉદાહરણો કોઈ બીજાનાં ઉમેરેલાં છે એવી શંકા કેમ થઈ શકે?"

નિર્યુક્તિ આદિમાં આવતી વિરોધાસ્પદ બાબતોનો રદિયો આપવા માટેની જો કોઈ મજબૂતમાં મજબૂત દલીલ કહો કે શાસ્ત્રીય પ્રમાણ કહો તો તે આ એક શ્રી શાન્ત્યાચાર્યે આપેલ સમાધાન છે. અત્યારે મોટે ભાગે દરેક જણ માત્ર આ એક દલીલને અનુસરીને જ સતોષ માની લે છે. પરતુ ઉપરોક્ત સમાધાન આપનાર પૂજ્ય શ્રી શાન્તિસૂરિ પોતે જ ખરે પ્રસગે ઊંડા વિચારમા પડી ઘડીભર કેવા થોભી જાય છે? અને પોતે આપેલ સમાધાન ખામીવાળુ ભાસતાં કેવા વિકલ્પો કરે છે, એ આપણે આગળ ઉપર જોઈશુ.

ઉપર ૭ વિભાગમાં આપેલ ઉલ્લેખોને અગે અમારે અહીં આ કરતાં વિશેષ કાંઈ જ ચર્ચવાનું નથી જે કાંઈ કહેવાનુ છે તે આગળ ઉપર પ્રસગે પ્રસગે કહેવામાં આવશે.

૨

હવે અમે ઉપરોક્ત અર્થાત્ "નિર્યુક્તિકાર ચતુર્દશપૂર્વવિદ્ ભદ્રબાહુસ્વામી છે' એ માન્યતાને બાધિત કરનાર પ્રમાણોનો ઉલ્લેખ કરી તે પછી તેને લગતી યોગ્ય ચર્ચા રજૂ કરીશું

૧ (क) मूढणइय सुयं कालिय तु ण णया समोयरंति इह ।
अपुहुत्ते समोयारो, नत्थि पुहुत्ते समोयारो ॥ ७६२ ॥
जावंति अज्जवइरा अपुहुत्त कालियाणुओगे य ।
तेणारेण पुहुत्तं, कालियसुय दिट्ठिवाए य ॥ ७६३ ॥

* * *

(ख) तुंबवणसंनिवेसाओ, निग्गयं पिउसगासमल्लीणं ।
छम्मासियं छसु जयं, माऊयसमन्नियं वंदे ॥ ७६४ ॥
जो गुज्झएहिं बालो निमंतिओ भोयणेण वासंते ।
णेच्छइ विणीयविणओ तं वइररिसिं णमंसामि ॥ ७६५ ॥
उज्जेणीए जो जंभगेहिं आणक्खिऊण थुयमहिओ ।
अक्खीणमहाणसियं, सीहगिरिपसंसियं वंदे ॥ ७६६ ॥
जस्स अणुण्णाए वायगत्तणे दसपुरम्मि णयरम्मि ।
देवेहिं कया महिमा, पयाणुसारिं णमंसामि ॥ ७६७ ॥
जो कन्नाइ धणेण य, णिमंतिओ जुव्वणम्मि गिहवइणा ।
नयरम्मि कुसुमनामे, तं वइररिसिं णमंसामि ॥ ७६८ ॥
जेणुद्धरिआविज्जा, आगासगमा महापरिण्णाओ ।
वंदामि अज्जवइरं अपच्छिमो जो सुयहराणं ॥ ७६९ ॥

* * * *

(ग) अपुहुत्ते अणुओगो चत्तारि दुवार भासइ एगो ।
पुहुत्ताणुओगकरणे, ते अत्थ तओ उ वोच्छिन्ना ॥ ७७३ ॥
देविंदवंदिएहिं, महाणुभागेहिं रक्खिअज्जेहिं ।
जुगमासज्ज विभत्तो, अणुओगो तो कओ चउहा ॥ ७७४ ॥
माया य रुद्दसोमा, पिया य नामेण सोमदेव, त्ति ।
भाया य फग्गुरक्खिय, तोसलिपुत्ता य आयरिआ ॥ ७७५ ॥
निज्जवणभद्दगुत्ते, वीसु पढण च तस्स पुव्वगयं ।
पव्वाविओ य भाया, रक्खिअखमणेहिं जणओ य ॥ ७७६ ॥

* * *

(घ) बहुरय पएस अव्वत्त समुच्छ दुग तिग अवद्धिगा चेव ।
सत्तेए णिण्हगा खलु तित्थम्मि उ वद्धमाणस्स ॥ ७७८ ॥
बहुरयजमालिपभवा जीवपएसा य तीसगुत्ताओ ।
अव्वत्ताऽऽसाढाओ, सामुच्छेयाऽऽसमित्ताओ ॥ ७७९ ॥

गंगाओ दो किरिया, छलुगा तेरासियाण उप्पत्ती ।
थेरा य गोट्ठमाहिल, पुट्ठमबद्ध परूविंति ॥ ७८० ॥

सावत्थी उसभपुरं, सेयविया मिहिल उल्लुगातीरं ।
पुरिमंतरंजि दसपुर, रहवीरपुरं च णयराइं ॥ ७८१ ॥

चोद्दस सोलस वासा, चोद्दस वीसुत्तरा य दोण्णि सया ।
अट्ठावीसा य दुवे, पंचेव सया उ चोयाला ॥ ७८२ ॥

पंचसया चुलसीया, छ च्चेव सया णवोत्तरा हुंति ।
णाणुप्पत्ती य दुवे, उप्पण्णा णिव्वुए सेसा ॥ ७८३ ॥

* * *

मिच्छादिट्ठीयाणं, ज तेसिं कारियं जहिं जत्थ ।
सव्वंपि तय सुद्ध, मूले तह उत्तरगुणे य ॥ ७८८ ॥

* * *

पाडलिपुत्त महागिरि, अज्ज सुहत्थी य सेंि वसुभूती ।
वइदिस उज्जेणीए, जियपडिमा एलकच्छ च ॥ १२८३ ॥

आवश्यक-निर्युक्ति ।

२. अरहंते वंदित्ता, चउदसपुव्वी तहेव दसपुव्वी ।
एक्कारसंगसुत्तत्थधारए सव्वसाहू य ॥ १ ॥

ओहेण उ णिज्जत्तिं, वुच्छं **चरणकरणाणुओगाओ** ।
अप्पक्खरं महत्थं, अणुग्गहत्थं सुविहियाणं ॥ २ ॥

ओघनिर्युक्ति ।

३. **अपुहुत्त-पुहुत्ताइं**, निद्दिसिउ एत्थ होइ अहिगारो ।
चरणकरणाणुओगेण तस्स दारा इमे हुंति ॥ १ ॥

दशवैकालिकनिर्युक्ति ॥

४. जह जह पएसिणी जाणुगम्मि **पालित्तओ** भमाडेइ ।
तह तह सीसे वियणा, पणस्सइ मुरुंडरायस्स ॥ ४९८७ ॥

नइ कण्हविन्न दीवे, पंचसया तावसाण णिवसंति ।
पव्वदिवसेसु कुलवइ, पालेवुत्तार सक्कारे ॥ ५०३ ॥

जण सावगाण खिंसण, समियक्खण माइठाण लेवेण ।
सावय पयत्तकरण, अविणय लोए चलण धोए ॥ ५०४ ॥

पडिलाभिय वच्चंता, निवुड्डनइकूलमिलण**समिया**ओ ।
विम्हिय पंच सया **तावसाण पव्वज्ज साहा** य ॥ ५०५ ॥

पिण्डनिर्युक्ति ।

५. (क) **भगवं पि थूलभद्दो,** तिक्खे चंकम्मिओ न उण छिन्नो ।
अग्गिसिहाए वुत्थो, चाउम्मासे न उण दड्ढो ॥ १०४ ॥

उज्जेणि कालखमणा, सागरखमणा सुवण्णभूमीए ।
इंदो आउयसेसं, पुच्छइ सादिव्वकरण च ॥ १२० ॥

* * * *

(ख) ઉત્તરાધ્યયનસૂત્રના ચાતુરંગીય અધ્યયનમા बहुरय पएस अव्वत्त समुच्छ ઇત્યાદિ (નિર્યુક્તિ ગાથા ૧૬૪ થી ગાથા ૧૭૮ સુધી) માં સાત નિન્હવો અને દિગંબરમતનું,–આવશ્યક નિર્યુક્તિ ગાથા ૭૭૮ થી ૭૮૩ મા છે તે કરતાં,–વિસ્તૃત વર્ણન છે

(ग) रहवीरपुरं नयरं, दीवगमुज्जाण अज्जकण्हे य ।
सिवभूइस्सुवहिम्मि पुच्छा थेराण कहणा य ॥ १७८ ॥

उत्तराध्ययनसूत्रनियुक्ति ।

६ एगभविए य बद्धाउए य अभिमुहियनामगोए य ।
एते तिन्नि वि देसा, दव्वम्मि य पोंन्डरीयस्स ॥ १४६ ॥

वृत्ति —' एगे ' त्यादि । एकेन भवेन गतेन अनन्तरभव एव य पौन्डरीकेषु उत्पत्स्यते स एकभविक । तथा तदा सन्नत्तर पौन्डरीकेषु बद्धायुष्क । ततोऽप्यासन्नतम ' अभिमुखनामगोत्र ' अनन्तरसमयेषु य पौण्डरीकेषु उत्पद्यते । ' एते ' अनन्तरोक्ता त्रयोऽप्यादेशविशेषा द्रव्यपाण्डरीकेऽवगन्तव्या इति ॥ सूत्रकृतागनिर्युक्ति श्रुत० २, अध्य० १, पत्र २६७–६८

આ વિભાગમા આપેલ આધારો નિર્યુક્તિકાર ચતુર્દશપૂર્વધર સ્થવિર આર્ય ભદ્રબાહુસ્વામી હોવાની માન્યતાનો વિરોધ કરનારા છે જે ખુદ નિર્યુક્તિ અને ચૂર્ણિગ્રન્થોમાના છે એટલું જ નહિ પણ નિર્યુક્તિકાર 'ચતુર્દશપૂર્વધર ભદ્રબાહુસ્વામી' હોવાની માન્યતાને લગતા પ્રથમ વિભાગમાં આપેલ પુરાવાઓ કરતા વધારે પ્રાચીન તેમજ વિચારણીય છે હવે અમો આ પ્રમાણોની ચર્ચા કરતી વિચારસરણી રજૂ કરીએ છીએ

નિર્યુક્તિકાર ભદ્રબાહુસ્વામી એ જો ચતુર્દશપૂર્વવિદ્ ભદ્રબાહુ સ્વામી જ હોય તો તેમણે રચેલા નિર્યુક્તિગ્રંથોમાં નીચેની બાબતો ન જ હોવી જોઇએ, જે અત્યારે નિર્યુક્તિગ્રંથોમા પ્રત્યક્ષપણે જોવામાં આવે છે—

૧ (क) આવશ્યકનિર્યુક્તિ ગાથા ૭૬૪ થી ૭૭૬ સુધીમા સ્થવિર ભદ્રગુપ્ત (શ્રીવજ્રસ્વામીના વિદ્યાગુરુ આર્ય સિંહગિરિ, શ્રીવજ્રસ્વામી, તોસલિપુત્રાચાર્ય, આર્યરક્ષિત, ફલ્ગુરક્ષિત આદિ અર્વાચીન આચાર્યોને લગતા પ્રસંગોનું વર્ણન (જુઓ ઉલ્લેખ ૧ ख)

(ख) પિંડનિર્યુક્તિ ગાથા ૪૯૮ મા પાદલિપ્તાચાર્યનો પ્રસંગ અને ગાથા ૫૦૩ થી ૫૦૫ માં વજ્રસ્વામીના મામા આર્ય સમિતસૂરિનો સંબંધ બ્રહ્મદ્વીપિક તાપસોની પ્રવ્રજ્યા અને બ્રહ્મદ્વીપિક શાખાની ઉત્પત્તિનું વર્ણન (જુઓ ઉલ્લેખ ૪)

(ग) ઉત્તરાધ્યયનનિર્યુક્તિ ગાથા ૧૨૦ મા કાલિકાચાર્યની કથા (જુઓ ઉલ્લેખ ૫ क)

૨ ઓઘનિર્યુક્તિ ગાથા ૧ માં ચૌ૦ પૂર્વધર દશપૂર્વધર અને અગિઆરઅંગધારીઓને સામાન્ય નમસ્કાર કર્યો છે એ પૂજ્ય શ્રી દ્રોણાચાર્યે જણાવ્યું છે તેમ અણઘટતો નથી પણ આ૦ નિ૦ ગાથા ૭૬૪ થી ૭૬૯ સુધીમા દશપૂર્વધર શ્રી વજ્રસ્વામીને નામ લઇને નમસ્કાર કરવામા આવ્યો છે તે ઉચિત નથી (જુઓ ઉલ્લેખ ૧ તથા ૨ ख)

૩ (क) આવ૦ નિ ગાથા ૭૬૩ અને ૭૭૪ મા જણાવ્યું છે કે આર્ય વજ્રસ્વામીના જમાના સુધી કાલિકસૂત્રાદિની જુદા જુદા અનુયોગરૂપે વહેંચણી થઈ ન હતી પણ તે બાદ એ વહેંચણી થઈ છે

અને એ દેવેંદ્રવંદિત ભગવાન્ આર્યરક્ષિતે કાળ અને પોતાના દુર્બલિકા પુષ્યમિત્ર નામના વિદ્વાન શિષ્યની સ્મરણ શક્તિના હ્રાસને જોઈને કરી છે. ( જુઓ ઉલ્લેખ. ૧ क અને ग )

( ख ) દશવૈકાલિકનિર્યુક્તિ ગાથા. ૪માં અનુયોગના પૃથક્ત્વ અપૃથક્ત્વનો ઉલ્લેખ છે. અને જણાવ્યું છે કે આ શાસ્ત્રનો ચરણકરણાનુયોગમાં સમાવેશ થાય છે. ( જુઓ ઉલ્લેખ ૩ )

( ग ) ઓઘનિર્યુક્તિ ગાથા. ૨ માં એનો સમાવેશ ચરણકરણાનુયોગમાં હોવાનું જણાવ્યુ છે. ( ઉલ્લેખ ૨ )

૪. આવ૦ નિ૦ ગાથા ૭૭૮ થી ૭૮૩ માં અને ઉત્ત૦ નિ૦ ગાથા ૧૬૪ થી ૧૭૮ સુધીમાં સાત નિહ્નવો અને આઠમા દિગંબરમતની ઉત્પત્તિ અને તેમની માન્યતાઓનું વર્ણન કરવામાં આવ્યુ છે, જેમાંના ઘણાખરા ચતુર્દશપૂર્વધર ભદ્રબાહુસ્વામી પછી થએલા છે અર્થાત્ એકંદર શ્રમણ ભગવાન્ મહાવીરના નિર્વાણ પછીના સાત સૈકા સુધીમાં બનેલ પ્રસંગો આ બન્ને નિર્યુક્તિગ્રંથમાં નોંધાએલા છે ( જુઓ ઉલ્લેખ ૧ घ તથા ૫ ख )

૫. સૂત્રકૃતાંગનિર્યુક્તિ ગાથા ૧૪૬ માં દ્રવ્યનિક્ષેપને લગતા ત્રણ આદેશો અર્થાત્ ત્રણ માન્યતાઓનો ઉલ્લેખ છે, જે ચતુર્દશપૂર્વધર ભગવાન્ ભદ્રબાહુ પછી થએલ સ્થવિર આર્ય સુહસ્તી આદિ અર્વાચીન સ્થવિરોની માન્યતારૂપ હોઈ તેનો ઉલ્લેખ નિર્યુક્તિગ્રન્થમાં સંગત ન હોઈ શકે. ( ઉલ્લેખ ૬ )

ઉપર જણાવેલ બાબતો ચતુર્દશપૂર્વવિદ્ ભદ્રબાહુકૃત નિર્યુક્તિગ્રન્થોમાં હોય એ કોઈપણ રીતે ઘટમાન ન કહેવાય. પૂજ્ય શ્રી શાંત્યાચાર્યના કહેવા પ્રમાણે ‘ નિર્યુક્તિકાર ત્રિકાળજ્ઞાની હતા એટલે નિર્યુક્તિમાં એ બાબતોનો ઉલ્લેખ હોવો અયોગ્ય નથી ’ એ વાતને આપણે ઘડીભર માની લઈએ તેમ છતાં નિર્યુક્તિગ્રન્થોમાં નામ લઈને શ્રી વજ્રસ્વામીને નમસ્કાર, અનુયોગની પૃથક્તા, નિહ્નવાદિની ઉત્પત્તિ, પોતાના પછી ઉત્પન્ન થએલ આચાર્યોની માન્યતાઓનો સંગ્રહ આદિ બાબતોનો ઉલ્લેખ કોઈપણ રીતે સંગત માની શકાય નહિ કારણ કે—

( क ) કોઈપણ મહાન્ વ્યક્તિ “ नमो तित्थस्स, नमो आयरियाण, नमो उवज्झायाण, नमो लोए सव्व साहूण ” ઇત્યાદિ વાક્યો દ્વારા ધર્મપ્રત્યેનો અથવા ગુણો પ્રત્યેનો આદર પ્રગટ કરવા માટે સામાન્ય નમસ્કાર કરે એ અયોગ્ય નથી, પણ એ જ વ્યક્તિ પોતા કરતાં લઘુ દરજ્જે રહેલ વ્યક્તિને નામ લઇને નમસ્કાર કરે એ તો કોઈપણ રીતે ઉચિત ન ગણાય અને એમ બની શકે પણ નહિ ચૌદ પૂર્વધર ભગવાન્ ભદ્રબાહુસ્વામી ઓઘનિર્યુક્તિના મગલાચરણમાં કર્યું છે તેમ ગુણો પ્રત્યે બહુમાન દર્શાવવા ખાતર દશપૂર્વધર આદિને કે સામાન્યતયા સાધુસમુદાયને નમસ્કાર કરે એમાં અણઘટતું કશું જ નથી, પણ તેઓશ્રી સ્થવિર આર્ય વજ્રસ્વામીને “ त वइररिसिं नमसामि, वदामि अज्जवइर ” એ રીતે સાક્ષાત્ નામ લઈ નમસ્કાર કરે અથવા પોતાના શિષ્યને “ भगव पि थूलभद्दो ” એમ વ્યક્તિગત નામ લઈ “ भगव ” તરીકે લખે એ કયારે પણ બની ન શકે અને એ પદ્ધતિ વિનયધર્મની રક્ષા ખાતર કોઈપણ શાસ્ત્રકારને કે શ્રુતધરને માન્ય ન જ હોઈ શકે.

( ख ) ચતુર્દશપૂર્વવિદ્ ભગવાન્ ભદ્રબાહુસ્વામી, જેમણે અનુયોગની અપૃથક્ દશામાં નિર્યુક્તિગ્રથોની રચના કર્યાનુ કહેવામાં આવે છે તેઓશ્રી ૧ પોતા પછી લગભગ ચાર સૈકા બાદ બનનાર અનુયોગપૃથક્ત્વની ઘટનાનો ઉલ્લેખ કરે, ૨. તેમના પોતાના પછી થનાર સ્થવિરોની જીવનકથા અને માન્યતાઓની નોંધ લે અને ૩. કેટલાક નિહ્નવો અને દિગંબરમત, જે તેમના પોતાનાથી કેટલેય કાળાંતરે ઉત્પન્ન થએલા છે તેમની ઉત્પત્તિ અને માન્યતાઓને નિર્યુક્તિગ્રથોમાં વર્ણવે એ કોઈપણ પ્રકારે સ્વીકારી કે

કહી શકાય તેમ નથી જો ઉપર્યુક્ત ઘટનાઓ બન્યા અગાઉ જ તેનો ઉલ્લેખ નિર્યુક્તિગ્રંથોમાં કરી દેવામાં આવે તો તે તે માન્યતાઓ મત અમુક પુરુષથી શરૂ થયાનું કહેવામાં આવે છે એ શી રીતે કહી શકાય?

(ગ) જે દશ આગમો ઉપર નિર્યુક્તિઓ રચાયાનો ઉલ્લેખ આવશ્યકનિર્યુક્તિમાં[1] છે એ પૈકીના આચારાંગ અને સૂત્રકૃતાંગ એ બે અંગઆગમો ચૌદપૂર્વધર આર્ય ભદ્રબાહુસ્વામીના જમાનામાં જૈન સામ્પ્રદાયિક માન્યતાનુસાર અતિમહાન્ અને પરિપૂર્ણ હતા તેમજ એના પ્રત્યેક સૂત્ર પર એકી સાથે ચાર અનુયોગ પ્રવૃત્ત હતા એ સ્થિતિમાં ઉપરોક્ત અંગઆગમો ઉપર ગૂંથાએલ નિર્યુક્તિગ્રંથો અતિ વિશાળ અને ચાર અનુયોગમય હોવા જોઈએ તેમજ બીજા આગમ ગ્રંથો ઉપર નિર્માણ કરેલ નિર્યુક્તિગ્રન્થો પણ ચાર અનુયોગમય અને વિસ્તૃત હોવા જોઈએ, અને તે ઉપરાંત એમાં ઉપર નિર્દેશ કરેલ અનુયોગની પૃથક્તાનો કે અર્વાચીન સ્થવિરોની ઉત્પન્ન થયા સાથે સંબંધ ધરાવતી કોઈપણ બાબતનો ઉલ્લેખ સુદ્ધાં ન હોવો જોઈએ

આ કથન સામે 'નિર્યુક્તિકાર ચતુર્દશપૂર્વધર શ્રીભદ્રબાહુસ્વામી હોવાની માન્યતા તરફ વલણ ધરાવનારા વિદ્વાનોનું કહેવું છે કે—"નિર્યુક્તિકાર ચતુર્દશપૂર્વવિદ્ ભદ્રબાહુસ્વામી જ છે તેઓશ્રીએ જ્યારે નિર્યુક્તિગ્રંથોની રચના કરી ત્યારે એ નિર્યુક્તિગ્રંથો ચાર અનુયોગમય અને વિશાળ હતા પણ જ્યારે સ્થવિર આર્યરક્ષિતે પોતાના દુર્બલિકા પુષ્પમિત્ર નામના વિદ્વાન્ શિષ્યની વિસ્મૃતિને તેમજ તેમની પાછળ ભાવિમાં થનાર શિષ્યપ્રશિષ્યાદિ સન્તતિની અત્યન્ત મન્દબુદ્ધિને ધ્યાનમાં લઈ અનુયોગો પૃથક્ કર્યા ત્યારે ઉપરોક્ત ચાર અનુયોગમય નિર્યુક્તિગ્રન્થોને પણ પૃથગ્અનુયોગરૂપે વ્યવસ્થિત કરી લીધા."

જોકે, જેમ સ્થવિર આર્યરક્ષિત ભગવાને અનુયોગો પૃથક્ કર્યાના તેમજ આર્યસ્કંદિલ આદિ સ્થવિરોએ માથુરી પ્રમુખ ભિન્ન ભિન્ન વાચનાઓ દ્વારા આગમોની પુનર્વ્યવસ્થા કર્યાના અથવા એ આગમોની વાચના ચાલુ કર્યા આદિને લગતા વિવિધ ઉલ્લેખો મળે છે તેમ નિર્યુક્તિગ્રંથોને વ્યવસ્થિત કરવાને લગતો એક પણ ઉલ્લેખ મળતો નથી તેમ છતાં ઉપરોક્ત સમાધાનને થોડી વાર માટે કબૂલ કરી લઈએ તો પણ એ સમાધાન સામે એક વિરોધ તો ઊભો જ છે કે—

સ્થવિર આર્યરક્ષિતના જમાનામાં આચારાંગ અને સૂત્રકૃતાંગ એ બે અંગઆગમોનું પ્રમાણ તે જ હતું જે ચતુર્દશપૂર્વધર સ્થવિર આર્ય ભદ્રબાહુસ્વામીના જમાનામાં હતું એટલે એ નિર્યુક્તિગ્રંથો ચાર અનુયોગમય હોવાને બદલે ભલે એક અનુયોગાનુસારી હો, પરંતુ એ નિર્યુક્તિગ્રંથોનું પ્રમાણ તો સૂત્રગ્રંથોની વિશાળતાની માફક વિશાળ જ હોવું જોઈએ પણ તેમ ન હોતાં આજના આપણા સામે વિદ્યમાન નિર્યુક્તિગ્રન્થો માથુરી આદિ વાચનાઓ દ્વારા અવશિષ્ટ રહેલ અને જૈન સામ્પ્રદાયિક માન્યતાનુસાર અતિ સંક્ષિપ્ત થઈ ગએલ અંતિમ સૂત્રસંકલનાને જ આબાદ અનુસરે છે

અનુયોગની પૃથક્તા આદિને લગતી બાબતો વિષે કદાચ એમ કહેવામાં આવે કે—"એ ઉલ્લેખો સ્થવિર આર્યરક્ષિતે નિર્યુક્તિગ્રંથોની પુનર્વ્યવસ્થા કરી ત્યારે ઉમેરેલ છે" તો પણ નિર્યુક્તિગ્રન્થોમાં ગોષ્ઠામાહિલ નિહ્નવ અને દિગમ્બરમતની ઉત્પત્તિને લગતી હકીકત નિર્યુક્તિગ્રંથમાં ક્યાંથી આવી? કે જે

१ आवस्सयस्स दसकालियस्स तह उत्तरज्झमायारे ।
सूयगडे निज्जुत्तिं वुच्छामि तहा दसाणं च ॥ ९४ ॥
कप्पस्स य निज्जुत्तिं ववहारस्सेव परमनिउणस्स ।
सूरियपण्णत्तीए वुच्छं इसिभासियाणं च ॥ ९५ ॥

બન્નેયની ઉત્પત્તિ સ્થવિર શ્રી આર્યરક્ષિત ભગવાનના સ્વર્ગવાસ પછી થએલ છે. આ બાબતને ઉમેરનાર કોઈ ત્રીજા જ સ્થવિરને શોધવા જવું પડે એવુ છે.

વસ્તુતઃ વિચાર કરવામાં આવે તો કોઈપણ સ્થવિર મહર્ષિ પ્રાચીન આચાર્યના ગ્રંથને અનિવાર્ય રીતે વ્યવસ્થિત કરવાની આવશ્યકતા ઊભી થતાં તેમાં સંબંધ જોડવા પુરતો ઘટતો ઉમેરો કે સહજ ફેરફાર કરે એ સહ્ય હોઈ શકે, પણ તેને બદલે તે મૂળ ગ્રંથકારના જમાનાઓ પછી બનેલી ઘટનાઓને કે તેવી કોઈ બીજી બાબતોને મૂળ ગ્રંથમાં નવેસર ઘુસેડી દે એથી એ ગ્રંથનુ મૌલિકપણું, ગૌરવ કે પ્રામાણિકતા જળવાય ખરાં? આપણે નિર્વિવાદપણે કબૂલ કરવું જોઈ એ કે મૂળ ગ્રંથમાં એવો નવો ઉમેરો ક્યારેય પણ વાસ્તવિક તેમજ માન્ય ન કરી શકાય કોઈપણ સ્થવિર મહર્ષિ એવો અણઘટતો ઉમેરો મૂળ ગ્રંથમાં ન જ કરે અને જો કોઈ કરે તો તેવા ઉમેરાને તે જ જમાનાના સ્થવિરો મજૂર ન જ રાખે. અને તેમ બને તો તેની મૌલિકતામાં જરૂર ઊણપ આવે.

અહીં પ્રસંગવશાત્ અમે એક વાત સ્પષ્ટ કરી લઈએ છીએ કે ચતુર્દશપૂર્વધર ભગવાન્ ભદ્રબાહુના જમાનાના નિર્યુક્તિગ્રંથોને આર્યરક્ષિતના યુગમા વ્યવસ્થિત કરાય અને આર્યરક્ષિતના યુગમાં વ્યવસ્થિત કરાએલ નિર્યુક્તિગ્રંથોને તે પછીના જમાનામાં વ્યવસ્થિત કરવામાં આવે, એટલું જ નહિ પણ એ નિર્યુક્તિગ્રંથોમાં ઉત્તરોત્તર ગાડાંને ગાડાં ભરીને વધારો ઘટાડો કરવામાં આવે, આ જાતની કલ્પનાઓ અમને જરાય યુક્તિસગત લાગતી નથી. કોઈપણ મૌલિક ગ્રથમાં આવા ફેરફારો કર્યા પછી એ ગ્રંથને મૂળ પુરુષના નામથી પ્રસિદ્ધ કરવામાં ખરે જ એના પ્રણેતા મૂળ પુરુષની તેમજ તે પછીના સ્થવિરોની પ્રામાણિકતા દૂષિત જ થાય છે.

ઉપર જણાવવામાં આવ્યુ તે સિવાય નિર્યુક્તિગ્રન્થોમાં ત્રણ બાબતો એવી છે કે જે નિર્યુક્તિકાર ચતુર્દશપૂર્વધર હોવાની માન્યતા ધરાવતાં આપણને અટકાવે છે.

૧ ઉત્તરાધ્યયનસૂત્રમાં અકામમરણીય નામના અધ્યયનમાં નીચે પ્રમાણેની નિર્યુક્તિ ગાથા છે:—

सव्वे एए दारा, मरणविभत्तीइ वण्णिया कमसो ।
सगलणिउणे पयत्थे, जिण चउदसपुव्वि भासति ॥ २३३ ॥

અર્થાત્—મરણવિભક્તિને લગતાં બધાં દ્વારોને અનુક્રમે વર્ણવ્યાં. (પરંતુ) પદાર્થોને સપૂર્ણ અને વિશદ રીતે જિન એટલે કેવળજ્ઞાની અને ચતુર્દશપૂર્વી (જ) કહે છે—કહી શકે છે.

આ ગાથામા એમ કહેવામાં આવ્યુ છે કે—"પદાર્થોને સપૂર્ણ અને વિશદરીતે કેવળજ્ઞાની અને ચૌદપૂર્વધર જ કહે છે" જો નિર્યુક્તિકાર પોતે ચૌદપૂર્વી હોય તો ગાથામાં "चउदसपुव्वी" એમ ન લખે.

શ્રીમાન્ શાન્ત્યાચાર્યે પરીષહાધ્યયનના અંતમાં જણાવ્યુ છે કે—"ભગવાન્ ભદ્રબાહુસ્વામી ચતુર્દશપૂર્વવિદ્ શ્રુતકેવલી હોઈ ત્રણે કાળના પદાર્થોને સાક્ષાત્ જાણી શકે છે માટે અર્વાચીન ઉદાહરણો જોઈ એને માટે બીજાનાં કરેલાં હશે એમ શકા ન કરવી" પરતુ આ પ્રમાણે સમાધાન આપનાર પૂજ્યશ્રી શાન્ત્યાચાર્યને ઉપરોક્ત ગાથાની ટીકા કરતા ઘડીભર વિચારમગ્ન થવા સાથે કેવુ મૂંઝાવું પડ્યું છે એ આપણે નીચે આપેલા એમની ટીકાના અંશને ધ્યાનમાં લેતાં સમજી શકીએ છીએ—

सम्प्रत्यतिगम्भीरतामागमस्य दर्शयन्नात्मौद्धत्यपरिहारायाह भगवान् **निर्युक्तिकारः**—

सव्वे एए दारा० गाथाव्याख्या—'सर्वाणि' अशेषाणि 'एतानि' अनन्तरमुपदर्शितानि 'द्वाराणि' अर्थप्रतिपादनमुखानि 'मरणविभक्तेः' मरणविभक्त्यपरनाम्नोऽस्यैवाध्ययनस्य 'वर्णितानि' प्ररूपितानि, मयेति शेष', 'कमसो' त्ति प्राग्वत् क्रमतः । आह एव सकलाऽपि मरणवक्तव्यता उक्ता उत न? इत्याह—सकलाश्च—समस्ता'

निपुणा.च-अशेपविशेपकलिता सकलनिपुणा तान् पदार्थान् इह प्रशस्तमरणादान् जिनाश्च-केवलिन चतुर्दशपूर्वि णश्च-प्रभवादयो जिनचतुर्दशपूर्विणो 'भापन्ते' व्यक्तमभिदधति, अह तु मन्दमतित्वान तथा वर्णयितु क्षम इत्यभि प्राय । स्वय चतुर्दशपूर्वित्वेऽपि यच्चतुर्दशपूर्व्युपादान तत् तेषामपि षट्स्थानपतितत्वेन शेष माहात्म्यख्यापनपरमदुष्टमेव, भाष्यगाथा वा द्वारगाथाद्वयादारभ्य लक्ष्यन्त इति प्रेयानत्रकाश एवेति गाथार्थ ॥ २३३ ॥ —उत्तराध्ययन पाइयटीका पत्र २४०

ઉપરોક્ત ટીકામા શ્રીમાન્ શાન્ત્યાચાર્ય બે રીતે સમાધાન કરવા પ્રયત્ન કર્યો છે— ૧ નિર્યુક્તિકાર પોતે ચૌદપૂર્વી હોવા છતા "ચઉદસપુવ્વી" એમ લખ્યુ છે તે ચૌદપૂર્વધરો આપસ આપસમાં અજ્ઞાનની અપેક્ષાએ ષટ્સ્થાનપતિત અર્થાત્ ઓછાવત્તી સમજવાળા હોવાથી પોતાથી અધિકનુ માહાત્મ્ય સૂચવના માટે છે ૨ અથવા દ્વારગાથાથી લઇને અહીંસુધીની બધીયે ભાષ્યગાથા હોની જોઇએ એટલે શકાને સ્થાન નથી "

આવુ વૈકલ્પિક અને નિરાધાર સમાધાન એ ક્યારેય પણ વાસ્તવિક ન ગણાય તેમજ આ સમાધાનને ચૂર્ણિકારનો ટેકો પણ નથી જ્યારે કોઈપણ સ્થળે વિરોધ જેવુ આવે ત્યારે તેને સ્વેચ્છાથી "ભાષ્યગાથા છે" ઇત્યાદિ કહી નિરાધાર સમાધાન આપવાથી કામ ચાલી શકે નહિ એટલે પૂજ્યશ્રી શાન્તિસૂરિજીના ઉપરોક્ત નિરાધાર અને વૈકલ્પિક સમાધાનને,—જેના માટે ખુ પોતે પણ શકિત છે— અમે માન્ય રાખી શકતા નથી તેમ એ સાથે સમ્મત પણ થઈ શકતા નથી

૨ સૂત્રકૃતાગસૂત્રના બીજા શ્રુતસ્કધના પહેલા પુડરીકાધ્યયનમા પુડરીક પદના નિક્ષેપોનુ નિરૂપણ કરતા દ્રવ્યનિક્ષેપના જે ત્રણ આદેશોનો નિર્યુક્તિકારે સગ્રહ કર્યો છે એ બૃહત્કલ્પસૂત્રચૂર્ણિકારના કહેવા પ્રમાણે સ્થવિર **આર્યમગુ**, સ્થવિર **આર્યસમુદ્ર** અને સ્થવિર આર્યસુહસ્તી એ ત્રણ સ્થવિરોની જુદી જુદી ત્રણ માન્યતારૂપ છે ચૂર્ણિકારે જણાવેલ વાત સાચી હોય—બાધિત હોવા માટેનુ કોઈ પ્રમાણ નથી,—તો આપણે એમ માનવુ જોઇએ કે ચતુર્દશપૂર્વવિદ્ ભદ્રબાહુકૃત નિર્યુક્તિગ્રથોમા તેમના પછી થએલ સ્થવિરોના આદેશોનો અર્થાત્ એમની માન્યતાઓનો ઉલ્લેખ હોઈ જ ન શકે અને જો એ સ્થવિરોના મતોનો સગ્રહ નિર્યુક્તિગ્રથોમા હોય તો 'એ કૃતિ ચતુર્દશપૂર્વધર ભદ્રબાહુની નથી પણ કોઇ બીજાજ સ્થવિરની છે' એમ કહેવુ જોઇએ. જો પાછળ થએલ સ્થવિરોની કહેવાતી માન્યતાઓનો સગ્રહ ચતુર્દશપૂર્વધરની કૃતિમા હોય તો એ માન્યતાઓ આર્યમગુ આદિ સ્થવિરોની કહેવાય જ નહિ જો કોઈ આ પ્રમાણે કહેવા પ્રયત્ન કરે તો એ સામે વિરોધ જ ઊભો થાય અસ્તુ નિર્યુક્તિમા પાછળના સ્થવિરોના ઉપરોક્ત દ્રવ્યનિક્ષેપના ત્રણ આદેશો[1] જોતા નિર્યુક્તિકાર ચતુર્દશપૂર્વધર ભદ્રબાહુસ્વામી હોવાની માન્યતા પાયાદાર ઠરતી નથી

૩ ઉપર અમે જે બે પ્રમાણ ટાકી આવ્યા તે કરતા ત્રીજુ પ્રમાણ વધારે સબળ છે અને એ **દશાશ્રુતસ્કધની નિર્યુક્તિનુ** છે દશાશ્રુતસ્કધની નિર્યુક્તિના આરભમા નીચે પ્રમાણે ગાથા છે—

वदामि भद्दबाहुं पाइण चरिमसगलसुयनाणि ।
सुत्तस्स कारगमिसि दसासु कप्पे य ववहारे ॥ १ ॥

---

१ गणहरथेरकय वा आएसा मुक्कवागरणतो वा।
धुवचलविसेसतो वा अंगाऽणगेसु णाणत ॥ १४४॥

चूर्णि —किं च आणसा जहा अज्जमगू तिविहं सख इच्छति-एगभविय बद्धाउयं अभिमुहनामगोत्त च।
अज्जसमुद्दा दुविह—बद्धाउय अभिमुहनामगोत्त च। अज्जसुहत्थी एग—अभिमुहनामगोय इच्छति॥
बृहत्कल्पभाष्यगाथा अने चूर्णि (लिखित प्रति)

દશાશ્રુતસ્કંધનિર્યુક્તિના આરંભમાં છેદસૂત્રકાર ચતુર્દશપૂર્વધર સ્થવિર ભદ્રબાહુને ઉપર પ્રમાણે નમસ્કાર કરવામાં આવે એ ઉપરથી સૌ કોઈ સમજી શકે તેમ છે કે–" નિર્યુક્તિકાર ચતુર્દશપૂર્વધર ભદ્રબાહુસ્વામી હોય તો પોતે પોતાને આ રીતે નમસ્કાર ન જ કરે." એટલે આ ઉપરથી અર્થાત જ એમ સિદ્ધ થાય છે કે–નિર્યુક્તિકાર ચતુર્દશપૂર્વધર ભદ્રબાહુસ્વામી નથી પણ કોઈ બીજી જ વ્યક્તિ છે.

અહીં કોઈએ એમ કહેવાની હિમ્મત ન કરવી કે–" આ ગાથા ભાષ્યકારની અથવા પ્રક્ષિપ્ત ગાથા હશે" કારણ કે–ખુદ ચૂર્ણિકારે જ આ ગાથાને નિર્યુક્તિગાથા તરીકે જણાવી છે. આ સ્થળે સૌની જાણખાતર અમે ચૂર્ણિના એ પાઠને આપીએ છીએ—

चूर्णि·—त पुण मगल नामादिचतुविध आवस्सगाणुक्कमेण परूवेयव्व । तत्थ भावमगल **निज्जुत्तिकारो** आह—वदामि भद्दवाहु, पाईण चरिमसगलसुयणाणि । सुत्तस्स कारगमिसि, दसासु कप्पे य ववहारे ॥ १ ॥

चूर्णि.—भद्दवाहू नामेण । पाईणो गोत्तेण । चरिमो अपच्छिमो । सगलाइ चोद्दसपुव्वाइ । कि निमित्त नमोक्कारो तस्स कज्जति ? उच्यते–जेण सुत्तस्स कारओ ण अत्थस्स, अत्थो तित्थगरातो पसूतो, जेण भण्णति–अत्थ भासति अरहा० गाथा । कतर सुत्त ? दसाओ कप्पो ववहारो य । कतरातो उद्धृतम् ? उच्यते–पच्चक्खाण-पुव्वातो ॥ अहवा भावमंगल नन्दी, सा तहेव चउव्विहा ॥

—दशाश्रुतस्कंधनिर्युक्ति अने चूर्णि ( लिखित प्रति )—

અહીં અમે ચુણિનો જે પાઠ આપ્યો છે એમાં ચુણિકારે " ભાવમંગલ નિર્યુક્તિકાર કહે છે" એમ લખીને જ " वंदामि भद्दबाहु०" એ મંગલગાથા આપી છે એટલે કોઈને બીજી ત્રીજી કલ્પના કરવાને અવકાશ રહેતો નથી.

ભગવાન ભદ્રબાહુની કૃતિરૂપ છેદસૂત્રોમાં દશાશ્રુતસ્કંધસૂત્ર સૌથી પહેલું હોઈ તેની નિર્યુક્તિના પ્રારંભમાં તેમને નમસ્કાર કરવામાં આવ્યો છે એ છેદસૂત્રોના પ્રણેતા તરીકે અત્યંત ઔચિત્યપાત્ર જ છે.

જો ચૂર્ણિકાર, નિર્યુક્તિકાર તરીકે ચતુર્દશપુર્વધર સ્થવિર આર્ય ભદ્રબાહુને માનતા હોત, તો તેઓશ્રીને આ ગાથાને 'નિર્યુક્તિગાથા' તરીકે જણાવવા પહેલાં મનમાં અનેક વિકલ્પો ઊઠ્યા હોત એટલે એ વાત નિર્વિવાદપણે સ્પષ્ટ થાય છે કે–" ચતુર્દશપૂર્વધર ભદ્રબાહુસ્વામી નિર્યુક્તિકાર નથી"

અમને તો લાગે છે કે નિર્યુક્તિકારના વિષયમાં ઉદ્ભવેલો ગોટાળો ચૂર્ણિકારના જમાના પછીનો છે.

ઉપર અમે પ્રમાણપુરસ્સર ચર્ચા કરી આવ્યા તે કારણસર અમારી એ દૃઢ માન્યતા છે કે–આજના નિર્યુક્તિગ્રંથો નથી ચતુર્દશપુર્વધર સ્થવિર આર્ય ભદ્રબાહુસ્વામીના રચેલા કે નથી એ અનુયોગપૃથક્ત્વકાર સ્થવિર આર્યરક્ષિતના યુગમાં વ્યવસ્થિત કરાએલ; પરંતુ આજના આપણા નિર્યુક્તિગ્રંથો ઉપરા ઉપરી પડતા ભયંકર દુકાળો અને શ્રમણવર્ગની યાદશક્તિની ખામીને કારણે ખંડિત થએલ આગમોની સ્થવિર આર્યસ્કંદિલ, સ્થવિર નાગાર્જુન આદિ સ્થવિરોએ પુનઃસંકલના અથવા વ્યવસ્થા કરી તેને અનુસરતા હોઈ અર્વાચીન છે.

ઉપર અમે જણાવી આવ્યા તે મુજબ આજના આપણા નિર્યુક્તિગ્રન્થો ચતુર્દશપૂર્વવિદ્ સ્થવિર આર્ય ભદ્રબાહુસ્વામીકૃત નથી—ન હોય, તો એક પ્રશ્ન સહેજે જ ઉપસ્થિત થાય છે કે ત્યારે એ નિર્યુક્તિ-ગ્રન્થો કોણે રચેલા છે? અને એનો રચનાસમય કયો હોવો જોઈએ? આ પ્રશ્નને લગતાં લભ્ય પ્રમાણો અને અનુમાનો અમે આ નીચે રજૂ કરીએ છીએ—

સુધીમાં ગંધર્વ નાગદત્તનું કથાનક આપવામાં આવ્યું છે તેમાં નાગનું વિષ ઉતારવા માટે ક્રિયા કરવામાં આવી છે અને ઉપસર્ગહરસ્તોત્રમાં પણ विसहर फुलिंगमंतं ઇત્યાદિ દ્વારા નાગનો વિષોત્તાર જ વર્ણવવામાં આવ્યો છે. એ સમાનતા એક કર્તૃમૂલક હોય એમ માનવાને અમે સ્વાભાવિક રીતે જ પ્રેરાઇએ છીએ નિર્યુક્તિગ્રન્થમાં મંત્રક્રિયાના પ્રયોગ સાથે 'स्वाहा' પદનો નિર્દેશ એ તેના રચયિતાના એ વસ્તુ પ્રત્યેના પ્રેમને અથવા એની જાણકારીને સૂચવે છે. અને એવા અષ્ટાંગનિમિત્ત અને મંત્રવિદ્યાના પારગામી નૈમિત્તિક ભદ્રબાહુ જ્યોતિર્વિદ વરાહ મિહિરના ભાઈ સિવાય બીજા કોઈ જાણીતા નથી એટલે એમ અનુમાન કરવાનું કારણ મળે છે કે—ઉપસર્ગહરસ્તોત્રાદિના પ્રણેતા અને નિર્યુક્તિકાર ભદ્રબાહુ એ એક જ વ્યક્તિ હોવી જોઇએ

નિર્યુક્તિકાર ભદ્રબાહુ નૈમિત્તિક હોવા માટે એ પણ એક સૂચક વસ્તુ છે કે—તેમણે આવશ્યકસૂત્ર આદિ જે મુખ્ય દશ શાસ્ત્રો ઉપર નિર્યુક્તિઓ રચી છે તેમાં સૂર્યપ્રજ્ઞપ્તિ શાસ્ત્રને સામેલ રાખેલ છે. આ ઉપરથી આપણે નિર્યુક્તિકારની એ વિદ્યા વિષેની કુશળતા અને પ્રેમને જોઈ શકીએ છીએ. અને તેમના નૈમિત્તિક હોવાનુ અનુમાન કરી શકીએ છીએ

આ કરતાં ય નિર્યુક્તિકાર આચાર્ય નૈમિત્તિક હોવાનું સબળ પ્રમાણ આચારાંગનિર્યુક્તિમાંથી આપણને મળી આવે છે. આચારાગનિર્યુક્તિમાં 'દિક' પદના ભેદો અને એ ભેદોનું વ્યાખ્યાન કરતાં નિર્યુક્તિકાર 'પ્રજ્ઞાપકદિશા'ની વ્યાખ્યા નીચે પ્રમાણે આપે છે—

जत्थ य जो पण्णवओ, कस्स वि साहइ दिसासु य **णिमित्तं** ।
जत्तोमुहो य ठाई, सा पुव्वओ अवरा ॥ ५१ ॥

અર્થાત્—જ્યાં રહીને જે પ્રજ્ઞાપક વ્યાખ્યાતા જે દિશામાં મુખરાખીને કોઇને "**નિમિત્ત**" કહે તે તેની પૂર્વ દિશા અને પાછળની બાજુમાં પશ્ચિમદિશા જાણવી

આ ગાથામાં નિર્યુક્તિકારે "साहइ दिसासु य णिमित्त" એમ જણાવ્યુ છે એ ઉપરથી આપણે એમ ચોક્કસ માની શકીએ છીએ કે તેના પ્રણેતાને નિમિત્તના વિષયમાં ભારે શોખ હતો. નહિતર આવા આચારાંગસૂત્ર જેવા ચરણકરણાનુયોગના તાત્ત્વિક ગ્રન્થનુ વ્યાખ્યાન કરતાં બીજા કોઈ તાત્ત્વિક પદાર્થનો નિર્દેશ ન કરતાં **નિમિત્ત**નો નિર્દેશ કરવા તરફ તેના પ્રણેતાનું ધ્યાન જાય જ નહિ.

કેટલાક પ્રાચીન વિદ્વાનો છેદસૂત્ર, નિર્યુક્તિ, ભદ્રબાહુસંહિતા, ઉપસર્ગહરસ્તોત્ર એ બધાયના પ્રણેતા ચૌદપૂર્વધર ભદ્રબાહુસ્વામી છે એ કહેવા સાથે એમ પણ માને છે કે એઓશ્રી વારાહીસંહિતા આદિના પ્રણેતા જ્યોતિર્વિદ વરાહમિહિરના સહોદર હતા પરંતુ આ કથન કોઈ રીતે સંગત નથી. કારણ કે વરાહમિહિરનો સમય **પંચસિદ્ધાન્તિકાના**[1] અંતમાં પોતે નિર્દેશ કરે છે તે પ્રમાણે શક સંવત ૪૨૭ અર્થાત વિક્રમ સવત ૫૬૨ છઠ્ઠી શતાબ્દિ ઉત્તરાર્ધ–નિર્ણીત છે. એટલે છેદ સૂત્રકાર ચતુર્દશ પૂર્વજ્ઞ ભદ્રબાહુ અને ઉપસર્ગહરસ્તોત્રાદિના રચયિતા તેમજ જ્યોતિર્વિદ વરાહમિહિરના સહોદર ભદ્રબાહુ તદ્દન ભિન્ન જ નક્કી થાય છે.

ઉપસર્ગહરસ્તોત્રકાર ભદ્રબાહુ અને જ્યોતિર્વિદ્ વરાહમિહિરની પરસ્પર સંકળાએલી જે કથા ચૌદમી શતાબ્દિમાં નોંધપોથીને પાને ચઢેલી છે એમાં સત્યાંશ હોય અને હોય તેમ લાગે છે એટલે ઉપસર્ગહરસ્તોત્રકાર ભદ્રબાહુસ્વામીને ચતુર્દશપૂર્વધર તરીકે ઓળખાવવામાં આવે છે એ બીનપાયાદાર જ ઠરે

---

१. सप्ताश्विवेदसंख्यं, शककालमपास्य चैत्र शुक्लादौ ।
अर्धास्तमिते भानौ, यवनपुरे सौम्यदिवसाद्ये ॥ ८ ॥

છે તેમ જ ભદ્રબાહુસંહિતાના પ્રણેતા તરીકે એ જ ચતુ શપૂર્વધરને કહેવામા આવે છે એ પણ વજૂદદાર નથી રહેતું કારણકે ભદ્રબાહુસંહિતા અને વારાહીસંહિતા એ સમાનનામક ગ્રન્થો પારસ્પરિક વિશિષ્ટ સ્પર્ધાના સૂચક હોઈ બનેયના સમકાનભાવી હોવાની વાતને જ વધારે ટેકો આપે છે આ રીતે બે ભદ્રબાહુ થયાનુ ફલિત થાય છે એક છેદસૂત્રકાર ચતુર્દશપૂર્વધર સ્થવિર આર્ય ભદ્રબાહુ અને બીજા દશ નિર્યુક્તિઓ, ભદ્રબાહુસંહિતા અને ઉપસર્ગહરસ્તોત્રના પ્રણેતા ભદ્રબાહુ જેઓ જૈન સમ્પ્રદાયમા **નૈમિત્તિક** તરીકે જાણીતા છે

આ બનેય સમર્થ ગ્રન્થકારો ભિન્ન હોવાનું એ ઉપરથી પણ કહી શકાય કે-તિત્થોગાલિપ્રકીર્ણક આવશ્યકચૂર્ણિ, આવશ્યક હારિભદ્રીયા ટીકા પરિશિષ્ટપર્વ આદિ પ્રાચીન માન્યગ્રન્થોમા જ્યા ચતુર્દશ પૂર્વધર સ્થવિર આર્ય ભદ્રબાહુનું ચરિત્ર વર્ણવવામા આવ્યુ છે ત્યા બાર વરસી દુકાળ, તેઓશ્રીનુ નેપાળ દેશમા વસવુ મહાપ્રાણ ધ્યાનનું આરાધન સ્થૂલભદ્ર આદિ મુનિઓને વાચના આપવી છે સૂત્રોની રચના કરવી ઇત્યાદિ હકીકત આવે છે પણ વરાહમિહિરના ભાઈ હોવાનો નિર્યુક્તિગ્રન્થો ઉપસર્ગહરસ્તોત્ર-ભદ્રબાહુસંહિતા આદિની રચના કરવી આદિને લગતો તેમજ તેઓ નૈમિત્તિક હોવાને લગતો કશો ય ઉલ્લેખ નથી આથી એમ સહેજે જ લાગે કે-છેદસૂત્રકાર ભદ્રબાહુસ્વામી અને નિર્યુક્તિ આદિના પ્રણેતા ભદ્રબાહુસ્વામી બને ય જુદી જુદી વ્યક્તિઓ છે

નિર્યુક્તિકાર ભદ્રબાહુ એ વિક્રમની છઠ્ઠી સદીમા થએલ જ્યોતિર્વિદ વરાહમિહિરના સહોદર હોઈ નિર્યુક્તિગ્રંથોની રચના વિક્રમના છઠ્ઠા સૈકામા થઈ છે એ નિર્ણય કર્યા પછી અમારા સામે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે-પાક્ષિકસૂત્રમા સૂત્રકીર્તનના પ્રત્યેક આલાપકમા અને નદીસૂત્રમા અગપ્રવિષ્ટ શ્રુતજ્ઞાનના નિરૂપણમા નીચે પ્રમાણેના પાઠો છે—

" ससुत्ते सअत्थे सगथे सनिज्जुत्तिए ससगहणिए" પાક્ષિકસૂત્ર
" सखेज्जाओ निज्जुत्तीओ सखेज्जाओ सगहणीओ" નદીસૂત્ર

અહીં આ બને ય સૂત્રપાઠો આપવાનો આશય એ છે કે-આ બને ય સૂત્રો, જેની રચના વિક્રમના છઠ્ઠા સૈકાના આરભમા જ અથવા પાચમી શતાબ્દિના ઉત્તરાધમા થઈ ચૂકવાનો સભવ વધારે છે તેમા નિર્યુક્તિનો ઉલ્લેખ થએલો છે ઉપર જણાવવામા આવ્યુ છે તેમ જો નિર્યુક્તિકાર વિક્રમના છઠ્ઠા સૈકાના બીજા ચરણ લગભગ થયા હોય તો તે પહેલા ગૂથાએલ આ બને ય સૂત્રોમા નિર્યુક્તિનો ઉલ્લેખ કેમ થયો છે? એ પ્રશ્નનું સમાધાન નીચે પ્રમાણે થઈ શકે છે—

પાક્ષિકસૂત્ર અને નદીસૂત્રમા નિર્યુક્તિનો જે ઉલ્લેખ કરવામા આવ્યો છે એ અત્યારે આપણા સામે વર્તમાન દશશાસ્ત્રની નિર્યુક્તિને લક્ષીને નહિ કિન્તુ **ગોવિંદનિર્યુક્તિને** ધ્યાનમા રાખીને કરવામા આવ્યો છે

નિર્યુક્તિકાર સ્થવિર ભદ્રબાહુસ્વામી થયાની વાત સર્વત્ર પ્રસિદ્ધ છે પરંતુ એમના સિવાય બીજા કોઈ નિર્યુક્તિકાર થયાની વાતને કોઈ વિરલ વ્યક્તિઓ જ જાણતી હશે નિશીથચૂર્ણિના ૧૧ મા ઉદ્દેશામા 'જ્ઞાનસ્તેન' નું સ્વરૂપ દર્શાવતા ભાષ્યકારે જણાવ્યુ છે કે-" गोविंदज्जो णाणे અર્થાત્ જ્ઞાનની ચોરી કરનાર ગોવિંદાચાર્ય જાણવા' આ ગાથાની ચૂર્ણિમા ચૂર્ણિકારે ગોવિંદાચાર્યને લગતા એક વિશિષ્ટ પ્રસગની ટૂક નોધ કરી છે ત્યા લખ્યુ છે કે- 'તેમણે એકેદ્રિય જીવને સિદ્ધ કરનાર ગોવિંદ નિર્યુક્તિની રચના કરી હતી ' આ ઉલ્લેખને આધારે સ્પષ્ટ રીતે જાણી શકાય છે કે-એક વખતના બૌદ્ધ ભિક્ષુ અને પાછળથી પ્રતિબોધ પામી જૈન દીક્ષા સ્વીકારનાર **ગોવિંદાચાર્ય નામના સ્થવિર નિર્યુક્તિકાર થઈ ગયા છે** તેઓશ્રીએ કયા આગમ ઉપર નિર્યુક્તિની રચના કરી હશે એ જાણવા માટે આપણા

સામે કશુંય પ્રમાણ કે સાધન વિદ્યમાન નથી. તેમ છતાં ચૂર્ણિકારના ઉલ્લેખના ઔચિત્યને ધ્યાનમાં લેતાં શ્રીમાન્ ગોવિંદાચાર્યે બીજા કોઈ આગમ ગ્રંથ ઉપર નિર્યુક્તિની રચના કરી હો યા ગમે તેમ હો, તે છતાં આચારાંગસૂત્ર ઉપર ખાસ કરી તેના શસ્ત્રપરિજ્ઞાનામક પ્રથમ અધ્યયન ઉપર તેમણે નિર્યુક્તિ રચી હોવી જોઈએ શસ્ત્રપરિજ્ઞા અધ્યયનમાં મુખ્યતયા પાંચ સ્થાવરોનું—એકેંદ્રિય જીવોનું અને ત્રસ જીવોનુ જ નિરૂપણ છે અત્યારે આપણા સમક્ષ ગોવિંદાચાર્યકૃત ગોવિંદનિર્યુક્તિ ગ્રંથ નથી તેમજ નિશીથ ભાષ્ય, નિશીથ ચૂર્ણિ, કલ્પચૂર્ણિ આદિમાં આવતા गोविंदनिज्जुत्ति એટલા નામનિર્દેશ સિવાય કોઈપણ ચૂર્ણિ આદિ પ્રાચીન ગ્રંથોમાં એ નિર્યુક્તિમાંની ગાથાદિનો પ્રમાણ તરીકે ઉલ્લેખ થએલો જોવામાં નથી આવ્યો; એટલે અમે માત્ર ઉપરોક્ત અનુમાન કરીને જ અટકીએ છીએ. અહીં અમે સૌની જાણ ખાતર ઉપરોક્ત નિશીથચૂર્ણિનો પાઠ આપીએ છીએ.

**गोविंदज्जो** णाणे, दसणे सुत्तत्थ हेउ अट्ठा वा ।
पावच्चियउवचरगा, उदायिवधगादिगा चरणे ॥

गोविंद० गाहा—**गोविंदो** नाम भिक्खू । सो य एगेण आयरिएण वादे जितो अट्ठारसवारा । ततो तेण चिंतितं—सिद्धतसरूवं जाव एतेसिं नो लब्भति तावेते जेतु ण सक्केति । ताहे सो नाणहरणट्ठा तस्सेवाऽऽयरियस्स सगासे निक्खतो । तस्स य सामायियादि पढतस्स सुद्ध सम्मत्त । ततो गुरुं वदित्ता भणाति—देहि मे वते । आयरिओ भणाति—णणु दत्ताणि ते वताणि । तेण सब्भावो कहिओ । ताहे गुरुणा दत्ताणि से वताणि । **पच्छा तेण एगिंदियजीवसाहणं गोविंदनिज्जुत्ती** कया ॥ एस णाणतेणो ॥

निशीथचूर्णि उद्देश ११ द्वितीय खड पत्र—८–९.—पाटण सघवीना पाडानी ताडपत्रीय प्रति ॥

ભાવાર્થ—ગોવિંદનામે બૌદ્ધ ભિક્ષુ હતો. તે એક જૈનાચાર્ય સાથે અઢાર વખત વાદમાં હાર્યો તેણે વિચાર્યું કે—જ્યાંસુધી આમના સિદ્ધાંતના રહસ્યને જાણ્યુ નથી ત્યાંસુધી આમને જીતી શકાશે નહિ તે ભિક્ષુએ જ્ઞાનની ચોરી કરવા માટે તે જ આચાર્ય પાસે દીક્ષા લીધી. સામાયિકાદિ સૂત્રોનો અભ્યાસ કરતાં તેને શુદ્ધ સમ્યક્ત્વ પ્રાપ્ત થયુ તેણે ગુરુને કહ્યુ કે—મને વ્રતોનો સ્વીકાર કરાવો આચાર્યે કહ્યુ કે—ભાઈ! તને વ્રતોનો સ્વીકાર કરાવ્યો જ છે તેણે પોતાનો આશય જણાવ્યો. ગુરુએ તેને પુન. વ્રતો આપ્યા **તેણે એકેંદ્રિય જીવોને સાબિત કરનાર ગોવિંદનિર્યુક્તિની રચના કરી.**"

ગોવિંદનિર્યુક્તિને નિશીથચૂર્ણિ આદિમાં દર્શનપ્રભાવકશાસ્ત્ર તરીકે જણાવવામા આવેલ છે—

णाणद्द० गाथा—आयारादी णाण, **गोविंदणिज्जत्तिमादी दंसणं**, जत्थ विसए चरित्तं ण सुज्झति ततो निग्गमण चरित्तट्ठा ॥ निशीथचूर्णि उ० ११ द्वितीयखड पत्र १९०.—पाटण संघना भडारनी ताडपत्रीय प्रति ॥

सगुरु–कुल–सदेसे वा, णाणे गहिए सई य सामत्थे ।
वच्चइ उ अन्नदेसे, दसणजुत्ताइ अत्थो वा ॥ २८८० ॥

चूर्णि —सगुरु० गाहा । अप्पणो आयरियस्स जत्तिओ आगमो तम्मि सव्वम्मि गहिए स्वदेशे योऽन्येषामाचार्याणामागमस्तस्मिन्नपि गृहीते दसणजुत्तादि अत्थो त्ति **.गोविंदनिर्युक्त्याद्यर्थ**हेतोरन्यदेश व्रजति ॥ कल्पचूर्णि पत्र ११६.—पाटण सघना भंडारनी ताडपत्रीय प्रति ॥

'दसणजुत्ताइ अत्थोवत्ति दर्शनविशुद्धिकारणीया **गोविन्दनिर्युक्तिः**, आदिशब्दात् सम्मतितत्त्वार्थप्रभृतीनि च शास्त्राणि तदर्थं. तत्प्रयोजन. प्रमाणशास्त्रकुशलानामाचार्याणा समीपे गच्छेत् ॥ कल्पटीकापत्र ८१६.

ગોવિંદનિર્યુક્તિપ્રણેતા ગોવિંદાચાર્ય અમારી સમજ પ્રમાણે બીજા કોઈ નહિ પણ જેમને નંદીસૂત્રમાં અનુયોગધર તરીકે વર્ણવવામાં આવ્યા છે અને જેઓ માથુરી યુગપ્રધાનપટ્ટાવલીમા અટ્ઠાવીશમા યુગપ્રધાન

હોવા સાથે જેઓ માથુરી વાચનાના પ્રવર્તક સ્થવિર આર્ય સ્કંદિલથી ચોથા યુગપ્રધાન છે તે જ હોવા જોઈએ એઓશ્રી વિક્રમના પાંચમા સૈકાના પૂર્વાર્ધમાં વિદ્યમાન હતા. એમણે રચેલ ગોવિંદનિર્યુક્તિને લક્ષીને જ પાક્ષિક સૂત્ર તથા નંદીસૂત્રમાં નિર્યુક્તિનો ઉલ્લેખ કરાયો છે એમ માનવું અમને વધારે સંગત લાગે છે અમારું આ વક્તવ્ય જો વાસ્તવિક હોય તો પાક્ષિકસૂત્ર અને નંદીસૂત્રમાં થયેલ નિર્યુક્તિના ઉલ્લેખને લગતા પ્રશ્નનું સમાધાન સ્વયમેવ થઈ જાય છે

અંતમાં અમે અમારો પ્રસ્તુત લેખ સમાપ્ત કરવા પહેલાં ટૂંકમાં એટલું જ જણાવીએ છીએ કે છેદસૂત્રકાર અને નિર્યુક્તિકાર સ્થવિરો ભિન્ન હોવા માટેના તેમજ ભદ્રબાહુસ્વામી અનેક થવા માટેના સ્પષ્ટ ઉલ્લેખો ભલે ન મળતા હો, તે છતાં આજે આપણા સામે જે પ્રાચીન પ્રમાણો અને ઉલ્લેખો વિદ્યમાન છે તે ઉપરથી એટલું ચોક્કસ જણાય છે કે—છેદસૂત્રકાર સ્થવિર અને નિર્યુક્તિકાર સ્થવિર એક નથી પણ જુદા જુદા જ છે આ વાત નિર્ણીત છતાં છેદસૂત્રકાર અને નિર્યુક્તિકાર એ બંનેયના એકકર્તૃત્વની ભ્રાન્તિ સમાનનામમાંથી જન્મી હોય અને એવો સંભવ પણ વધારે છે એટલે આજે અનેકાનેક વિદ્વાનો આ અનુમાન અને માન્યતા તરફ સહેજે જ દોરાય છે કે—છેદસૂત્રકાર પણ ભદ્રબાહુસ્વામી છે અને નિર્યુક્તિકાર પણ ભદ્રબાહુસ્વામી છે છેદસૂત્રકાર ભદ્રબાહુ ચતુર્દશપૂર્વધર છે અને નિર્યુક્તિકાર ભદ્રબાહુ નૈમિત્તિક આચાર્ય છે અને અમે પણ અમારા પ્રસ્તુત લેખમાં આ જ માન્યતાને સપ્રમાણ પુરવાર કરવા સવિશેષ પ્રયત્ન કર્યો છે



ઇતિહાસના વિદ્વાનોએ કેવળ સત્ય હકીકતની જ દરકાર રાખવી એ અને બીજી કોઈ સ્નેહના રાગદ્વેષ કે ઝીણી ક્ષુદ્રતાને એમના પવિત્ર કાર્યમાં સ્થાન નથી.

ઇતિહાસના સંશોધનમાં ઇતિહાસનાં સાધનોની શોધ મુખ્ય છે પણ એટલું જ આપણું કામ નથી. ઇતિહાસનાં સાધનોની મદદથી ઇતિહાસનો અર્થ કરવો વસ્તુ ઉપજાવવું એ ખરું કામ છે —ખાં બહાદુર શકાત અહમદખાન—

(સાહિત્યવિચારમાંથી)

# અધ્યાત્મી શ્રીઆનંદઘન અને શ્રીયશોવિજય

લેખક—મોહનલાલ દલીચંદ દેશાઈ, B A, LL. B, Advocate.,

**આનંદઘનકો** આનદ, **સુજશ** હી ગાવત, રહત **આનંદ** સુમતિ સંગ—
સુમતિ સખિકે સંગ નિતનિત દોરત, કબહુ ન હોતહી દૂર
જશવિજય કહે સુનો હો **આનંદઘન** !, હમ તુમ મિલે હજૂર.

—यशोविजयनी आनदघन-अष्टपदी पद १ ने २.

બંને હતા સસારથી વિરક્ત સાધુઓ–એક ફક્કડ–'અવધૂ'–અવધૂત એટલે મસ્ત, આત્મલક્ષી, આત્માની ધૂનવાળા, અથવા આત્મધૂત એટલે આધ્યાત્મિક દૃષ્ટિએ સયમી ત્યાગી, ઉગ્ર આત્મલક્ષી અધ્યાત્મી 'મર્મી' (mystic), જ્યારે બીજા મહાન તાર્કિક 'ન્યાયવિશારદ' અને 'ન્યાયાચાર્ય' એ પદોથી વિભૂષિત પડિત. બને હતા કવિઓ. એક તીવ્ર સિદ્ધાંતબોધ, ઊંડી માર્મિક શાસ્ત્રદૃષ્ટિ અને અનુભવયોગથી ભરેલાં જિનસ્તવનો તથા ભક્તિ-વૈરાગ્યપ્રેરિત રહસ્યપૂર્ણ ગીતો–પદોમાં પોતાના અંતર નિગઢ ભાવોને (mysticism ને) 'વેદ ન જાનુ કિતાબ ન જાનુ, જાનુ ન લચ્છન છદા, તર્કવાદ વિવાદ ન જાનુ, ન જાનું કવિ-ફદા ('પદ ૨૬ મુ') એમ નમ્રપણે કહેતા જાણતા છતાં પ્રેરણામય ઉલ્લાસથી ભરેલી સમર્થ ભાવવાહી વાણીમા લોકભાષાદ્વારા વ્યક્ત કરનાર અધ્યાત્મી કવિ, અને બીજા ન્યાય, અધ્યાત્મ, યોગ, કથા આદિ વિષયોને સંસ્કૃત, પ્રાકૃત અને લોક-ભાષાદ્વારા પદ્યમાં ગૂથનાર તથા 'વાણી વાચક જશ તણી, કોઈ નયે ન અધૂરીરે (**શ્રી**પાલરાસ ૪–૧૨ ની છેલ્લી પક્તિ) એવો હિંમતથી દાવો કરતા વિદ્વાન કવિ. બનેના નિંદક છિદ્રાન્વેષી અને વગોવનારા તેમના સમયમાં અનેક હતા–બન્નેને યથાસ્થિત પ્રીછનારા 'પરીખ' ભાગ્યેજ હતા. સતજનોની દશા તેમના સમયમાં પ્રાયઃ એવી હોય છે, છતાં તેઓ તો 'આત્મજ્ઞાની, સમદર્શી ને વિચરે ઉદયપ્રયોગ' એ પ્રમાણે રહી 'પોતાની અપૂર્વ વાણી' કથ્યે જાય છે. આ બંને મહાપુરુષોનુ સુખદ મિલન થયેલુ, પરિણામે જે નર્યા પડિત અને પ્રતિભાશાલી વિદ્વાન અધ્યાત્મરસિક હતા તે વધુ આત્મસ્થિત અધ્યાત્મી બન્યા.

**આન**દઘન એ તખલ્લુસ છે. તેમનુ મૂળ નામ **લાભા**નદ હતુ. એનું પ્રમાણ **જ્ઞાન**વિમલસૂરિએ એમનાં બાવીસ સ્તવનોનો બાલાવબોધ કર્યો તેમાં તે સ્તવનો '**લાભા**નદજીકૃત' છે તે સ્પષ્ટ જણાવ્યુ છે. અને દેવચદ્રજીના **વિચારરત્ન**સારમા 'પ્રવચન અજન જો સદ્ગુરુ કરે, દેખે પરમ નિધાન' એ **આન**દઘનના ધર્મનાથ જિનસ્તવનનુ ચરણ ટાંકી એવુ શ્રી**લાભા**નદજીએ કહ્યું છે એમ તે ગ્રથમાં છે; વિશેષમાં એકજ સ્થળે–પોતાના બાવનમા પદમાં 'નામ આનદઘન લાભ આનદઘન' એ પરથી ખુદ પોતે સૂચિત કર્યું છે તેમનાં ગામ, માતાપિતા, જ્ઞાતિ, ગચ્છ વગેરેના નામ તેમજ જન્મ–દીક્ષા–અવસાન આદિના નિશ્ચિત સવત મળતાં નથી તેમ પોતાની કૃતિની રચનાના સવત પણ પોતે આપેલ નથી એટલે બને તેટલુ બીજા સાધનથી શોધવાનુ રહ્યું. તેમનાં સ્તવનોમાં જે દેશીઓ વાપરી છે તે પરથી કઇક કાલનિર્ણય અનુમનાય· દા૦ ત. બીજા જિન સ્તવનની અને આઠમા સ્તવનની દેશીઓ 'કર્મપરીક્ષા-કરણ કુમર ચલ્યો રે' ને 'કુમરી રોવે આક્રદ કરે મને કોઈ મુકાવે' એ સ. ૧૬૭૨ માં (ખ.) **સમયસુન્દરે મેડ**તામાં રચેલી **પ્રિય**મેલક ચોપઇની ત્રીજી અને બીજી ઢાલ છે, છઠ્ઠા સ્ત૦ ની 'ચાંદલીયા સદેશો કહે માહરા કંતને રે' એ તે (ખ.) **સમયસુન્દ**રના સં ૧૬૭૩ માં **મેડ**તામાંજ રચેલા **નલ**દવદંતીના રાસના ખડ ૩ ની ચોથી ઢાલ છે, ચોથા ને આઠમા સ્ત૦ ની 'આજ નિહેજો રે દીસે નાહલો' ને 'ઇમ ધનો ધણને પરચાવે' એ અનુક્રમે (ખ.) જિનરાજસૂરિના સ.૧૬૭૮ માં

રચેના શાનિભ' રાસની ૧૧ મી અને ૨૧ મી ઢાળ છે ચૌ મા અને બારમા સ્તવની 'વિમનકુન કમનના હસ તું' અને 'તુંગિયા ગિરિ શિખરિ સોહઇ' એ અનુક્રમે (ત૦) ગમ્લચદ્ર કૃત બારભાવનામા પેહેલી ભાવનાની સઝાયની, તથા બલદેવ સઝાયની છે સં ૧૬૪૦ આસપાસ અને 'ગુણહ વિશાના મગનિમ્માના' એ દશમા સ્તવની દેશી તે (ત૦) પ્રીતિવિમલના ગોડીપાર્શ્વનાથસ્તવનની (સ ૧૬૭૧ આસપાસ) છે આ પરથી એ સ્તવનો સ ૧૬૭૮ પછી યા તે આસપાસ રચાયા છે યશોવિજયકે જેમની દીક્ષા સ. ૧૬૮૮ મા ને સ્વર્ગવાસ સ ૧૭૪૩ મા થયેલો નિશ્ચિત છે, તેમનુ મિલન આનદઘનજી સાથે અવશ્ય થયુ હતું તે યશોવિજયે મ ૧૬૯૮ મા કાશી પ્રત્યે વિદ્યાર્થે વિહાર કરી ત્યા ત્રણ અને આગ્રે જઈ ત્યા અભ્યાસાથ ચાર વર્ષ ગાળી ગુજરાત પ્રત્યે વિહાર કરતા અમ લાગ મ ૧૭૧૮ લગભગ આ યા તે દરમ્યાન થયુ હોય એમ અનુમાન થાય છે તેઓશ્રી સ ૧૬૫૦ થી સ ૧૭૧૦ સુધી વિદ્યમાન અવશ્ય હશે

એમ કહેવાય છે કે તેમણે ૨૪ જિન પૈકી ૨૨ જિનનાં સ્તવનો રચ્યા અને તે ૨૨ સ્તવનપર ખુદ યશોવિજયે, સ ૧૭૬૯ મા જ્ઞાનવિમલસૂરિએ અને જ્ઞાનસારે સ. ૧૮૬૬ મા બાલાવબોધ રચ્યા છે યશોવિજયકૃત બાલાવબોધનો તેમની ઘણી કૃતિઓની એક પત્ર પર મળેલી ટીપમા ઉલ્લેખ છે, પણ તે ઉપલબ્ધ નથી જ્ઞાનવિમલે અને જ્ઞાનસારે ખૂટતા છેલ્લા બે સ્તવન પોતે રચી ઉમેરી તેનો બાલાવબોધ પણ પોતે ઉમેરેલ છે, જ્ઞાનવિમલે એમ જણા યુ શ્રી લાભાનદજીકૃત સ્તવન એતના ૨૨ દિસે છે યદ્યપિ (બીજા) હશે તોડી આપણે હાથે નથી આ યા' ને તેમનો બાલાવબોધ સામા ય છે જ્ઞાનસાર પોતે અધ્યાત્મી હતા તેથી તેમણે રચેલો બાલાવબોધ મૂળ નિગૂઢ આશયને સ્પષ્ટ છે છતા પોતે યથાર્થ સ્થિતિ સમજાવે છે કે —

આશય આનદઘન તણો અતિ ગભીર ઉદાર, બાલક બાહુ પસાર જિમ, કહે ઉદધિ-વિસ્તાર
તેમ મનોરથ મુઝ મનેં પિણ બુધિ વિણુ કિમ થાય ગુરુકિરપાથી ગહન નગ પગુર પાર લઘાય
તો આશય અતિ કઠિન કેમેહી ન લખાય, પિણ જેહવી મુઝ ધારણા, અરથ તેહવો થાય,
ધાક ગતિ મતિ આદરશની, જેહવી મતિ મુખ હોય, તેહવા મતિ આદરશમા, આનન અયઉ જોય
કિહ મારી મતિ કિહ અરથ, અતર દિન નિસ હોય, આશય દિન તે અતિ ઉજ્જલ મતિ અમાવાસ મોહિ
બાલક બાહુ પસાર જિમ કહિ હૈ નભ-વિસ્તાર, જ્ઞાનસારે તિમહિ લિખ્યો, અર્થ વિચાર વિચાર
પિણ આતમ-અનુભવ વિના આનદ ઘન પદ-અથ, કરવો તે ગતિ આપને, જેહના અજન વ્યથ.

બાવીસીના અથ પૂરા કરી વળી જ્ઞાનસાર કહે છે કે —

મુઝ પ આન ધનપદ, પ ન અથ આમેજ, નારિનમેં કબહુ ન હુવે, ચદ્રકિરણસો તેજ
પિણ બાવીસે જિન નમી, તવના કરી બાવીસ આગેં તવના ના કરી આનદઘન કવિ ઈશ
પૈં આશય કવિકો કઠિન અતિ ગભીર ઉદાર વજ્ર ઉ ધિ આગશ પર ઉપમેયોપમ ધાર
પર (પખ) વિન ઉડન કહિન તિરન, વિન તેરુ જલરાશિ, તેસેં બુદ્ધિ વિના અરથ કરણેં મહા પ્રયાસ
પેં ઉમગ અતિવ રસતે હુતો વચન મનવૃત્તિ, આશય ગિરિ મુઝ પંગુ મતિ, ન કરે યત્ન પ્રયત્ન
રાજ દુસહ જિનવર કહે આનેં કર્યો પ્રયાસ, કે ગુરુકિરપાને કર્યો સફલ અરથ આયાસ.
ભાષાકી ભાષા કરી, મેરી મતિ અનુસાર વિબુધ અશુદ્ધ લખિ સોધસી, કરસી મુઝ ઉપગાર

અને ગદ્યમા ત્રીજા જિન સ્તવનના બાલાવબોધ અતે કહે છે કે —'આન ધનના વચન છે તો સ્યાદ્વાદ-ટંકશાળી, પણ આશયનુ દુર્લભપણું થોડે અક્ષરે અર્થનુ બાહુલ્ય એહની યોજનાનુ એ પ્રમાણીપણું છે વળી પોતે કહે છે કે 'મેં જ્ઞાનસારે મારી બુદ્ધિ અનુસાર સ ૧૮૨૯ થી વિચારતે વિચારતે સ. ૧૮૬૬ શ્રીકૃષ્ણગઢ મધ્યે ટબો લિખ્યો, પર મેં ઇતરા વરસાં વિચારતા વિચારતા હી ઇસી સિદ્ધિ થઈ' આમ ૩૮ વર્ષના ખૂબ વિચારને અંતે કરેલા બાલાવબોધથી પોતાને સતોષ થયો નહોતો.

આનંદઘનનાં બાવીસ સ્તવનોમાં મૂકેલા વિષયો એક એકથી ચડે છે અને તેમાં કોઈએ નહિ કહેલુ એવુ અપૂર્વ વસ્તું આવે છે. ( ૧ ) નિરુપાધિક પ્રીત ( ૨ ) સત્યમાર્ગની વિરલતા અને 'કાલલબ્ધિ-લઇ પંથ નિહાલશુ રે, એ આશા અવલંબ' એ આશાવાદ ( ૩ ) પ્રભુસેવારહસ્ય, ( ૪ ) દર્શન-દુર્લભતા ( ૫ ) પ્રભુનાં ગુણવાચી નામો ( ૬ ) પરમાત્મામાં આત્માર્પણ ( ૭ ) કર્મવિચ્છેદ-પરમાત્મત્વપ્રાપ્તિ ( ૮ ) પૂર્વ જન્મે ન થયેલ એવા પ્રભુદર્શનની પ્રબલ ઇચ્છા ( ૯ ) પ્રભુપૂજા ( ૧૦ ) પ્રભુમાં ત્રિભંગીઓ ( ૧૧ ) અધ્યાત્મ ( ૧૨ ) પ્રભુનું શુદ્ધ સ્વરૂપ ( ૧૩ ) પ્રભુમૂર્તિ-દર્શનથી વાંછિતસિદ્ધિ ( ૧૪ ) પ્રભુસેવા ખાંડાની ધાર ( ૧૫ ) ધર્મનો મર્મ ( ૧૬ ) સમભાવ-શાન્તિનુ સ્વરૂપ ( ૧૭ ) ચંચલ મન ( ૧૮ ) પ્રભુનો પ્રરૂપેલ ધર્મ ( ૧૯ ) સેવક તરીકે વિનતિ ( ૨૦ ) પ્રભુપ્રાર્થના ( ૨૧ ) ૭ દર્શનનો જૈન દર્શનમાં સમન્વય ( ૨૨ ) રાજુલની વિનતિ.

૨૩ મા ને ૨૪ મા જિનનાં સ્તવનો કેમ સાંપડતાં નથી?-( ૧ ) શું તે મહાપુરુષનો તે રચે તે પહેલા દેહ પડી ગયો હશે? ( ૨ ) તેમના રચેલાં લુપ્ત થયાં હશે? ( ૩ ) ને લોક પાસે મૂકવા યોગ્ય નહિ ગણી જાણી જોઈને મુકાયાં નહિ હોય?-ત્રીજો વિકલ્પ વધુ સભવિત હોય એમ કોઈ તર્ક કરે છે, કારણ કે તે જૈનયુગ માસિકના સં. ૧૯૮૨ ના ભાદ્રપદ આશ્વિનના અંકમાં પૃ. ૬૬ માં મેં પ્રસિદ્ધ કરેલા તેમનાજ રચેલાં હોય તો તેમા ૨૩ મા **પાર્શ્વ**જિનસ્તવનમાં નિશ્ચય માર્ગ છે અને ૨૪ મા **વીર** જિનસ્તવનમાં 'અલખ અગોચર અનુપમ અર્થનો, કોણ કરી જાણે રે ભેદ, સહજ વિશુધ્ધે રે અનુભવ-વયણ જે, શાસ્ત્ર તે સઘલા રે ખેદ; દિશિ દેખાડી રે શાસ્ત્ર સવિ રહે, ન લહે અગોચર વાત, કારજ સાધક બાધક રહિત જે, અનુભવ મિત્ત વિખ્યાત' એમ જણાવી શાસ્ત્ર કરતાં અનુભવની વિશેષતા બતાવી છે, સઘળાં શાસ્ત્રને 'ખેદ' શબ્દ વાપરી તેમને ઉતારી પાડવા જેવુ વચન લોકો માની લે અને તેથી અર્થવિપર્યાસ કરે-એ કારણે તે ગોપ્ય રખાયાં હોય. બીજા ઘણા કવિઓએ જિનસ્તવનો રચ્યાં છે. તે સર્વમાં **આનંદઘનનાં** સર્વોપરિપદ લે છે. કવિ ને મર્મી ( mystic ) તરીકેનુ તેનું સ્થાન સર્વોત્તમ છે. જૈનેતર ગૂજરાતી કવિઓમાં પણ એમનુ પદ કોઈ લઇ શકે તેમ નથી તેઓ સત્યશોધક, આત્મગવેષણા કરનાર અને આત્મજ્ઞાની હતા એ, તેમાંથી વિચારકને સહજ જણાય તેમ છે.

સ્તવનો ઉપરાંત હિંદી ભાષામાં એમણે બહોતેર પદો રચ્યાંજ છે અને તે '**આનદઘન બહોત્તરી**' તરીકે પ્રસિદ્ધ છે. ૭૨ ઉપરાંત બીજાં તેમના નામે ચડ્યાં છે, ને કુલ તેમનાં તરીકે ૧૦૭ પદો છપાયાં છે, તેમાં બીજા કવિઓનાં પણ મિશ્રિત થયા લાગે છે છપાયેલાંમાં દા. ત. પદ ૫૩, ૬૩ તે 'બંસીવાળા' 'વ્રજનાથ' સબધી છે તે આપણા આ **આનંદઘનનાં** લાગતાં નથી, તે જ અગર તેવા નામના કવિઓ અન્ય ધર્મના થયા છે,[1] તેમનાં પદો પણ **આનદઘન બહોત્તરીમાં** નામસામ્યના કારણે અસાવધાની અને અણસમજથી તેના સગ્રહકારે પ્રથમ શ્રી ભીમશી માણેકથી છપાઈ પ્રસિદ્ધ થયેલા સંગ્રહમાં મૂકી દીધેલાં લાગે છે ઉક્ત બહોત્તરીની હસ્તલેખિત પ્રતો મેં અનેક જોઈ છે પણ તે દરેકમાં ૭૨ થી ઓછાં, ક્વચિત્ ૭૨ અને ભાગ્યેજ તેથી વધુ મળે છે ને તે પણ ચારપાંચથી વધુ નહી જ.

આ સબધી જાચ-સંશોધન હજુ સુધી કોઈએ કરવાનો પરિશ્રમ લીધો નથી. તે પદોપર વિદ્વાન વિવેચકોને શંકા તો થઈ જ હશે, પણ તે માટેની હસ્તલિખિત પ્રતો એકત્રિત કરી તે સાધનદ્વારા સમાધાન કે નિર્ણય કરવા પ્રત્યે તેમની ઉદાસીનતા વર્તી છે. મારા અલ્પ સશોધનથી હાલ એટલુ કહી

---

૧ જુઓ 'घनानन्दका एक अध्ययन' એ નામનો લેખ પ્ર૦ नागरी प्रचारिणी पत्रिका વર્ષ ૪૬, અંક ૨, શ્રાવણ હિંદી ૧૯૯૮ પૃ ૧૪૩ તેમા ઘનાનંદ, આનંદઘન, આનંદ એ ત્રણે નામના કેટલાક કવિઓનો અને આપણા આનદઘનનો ઉલ્લેખ કરી તે વિષયે ઘણી માહિતી આપવામા આવી છે.

શકુ કે એક સારી હસ્તપ્રતમા ઉપલબ્ધ થતા ૭૨ પદો પ્રસ્તુત મહાપુરુષના રચેલા હોય એ સંભવિત છે તે બહોતેરીય ગણાવવા ક તા તે સિવાયના જે પાત્રીસ છપાયેલ બહોત્તરીમા વધુ પ્રગટ્યાં છે તેની સખ્યાના આક આપવાથી ટૂ ામા પતશે તે આક એ છે કે –૧૨ ની સાખી ૧૭, ૧૯, ૨૦ ૨૭, ૩૧, ૩૬, ૩૭ ૪૨, ૪૮, ૫૩, ૫૫, ૫૬, ૫૮ થી ૬૧ ૬૩, ૬૪, ૬૫ ની સાખી, ૬૬, ૭૪ થી ૭૬, ૮૦ થી ૮૧ કે જેમા કવિનામ 'આનંદ' આપેલ છે, ૮૨, ૮૪, ૮૪, ૮૬ થી ૧૦૩ અને ૧૦૫ થી ૧૦૭ આ પાત્રીશમા કદાચ બે ચાર નામ આનદઘનજીના સ્વત રચિત હાય, પણ તેથી વિશેષ તેમના નહિ હોય આની પુષ્ટિમા મીરાં, કબીર વગેરે તેમજ ઘનાનંદ આદિ જૈનેતર તેમજ જૈન હિંદી કવિઓના પદસગ્રહ ભેગા કરી ખોજ કરવામા આવે તો આધાર મળી રહે મેં દિગમ્બર જૈન હિંદી કવિઓ નામે બનારસીદાસ ભૂધર અને દ્યાનતરાયના પદોના સગ્રહ તપાસી જોયો તો માલૂમ પડ્યુ કે તેમના કોઈ પદો આનદઘનજીના નામે ચરી ગયા છે અને સાથે પરિવર્તન પણ પામ્યાં છે ત ત બનારસીદાસ કે જેનો જન્મ સ. ૧૬૪૩ મા થયો તેની નાની કૃતિઓનો સગ્રહ–બનારસીવિલાસ સ. ૧૭૦૧ મા થયો હતો, તેઓ આગ્રામા બહુ રહ્યા તેઓ પ્રથમ શ્વેતાંબર સપ્રદાયના અનુયાયી હતા અને પછી દિગમ્બર સપ્રદાયના થયા હતા તેઓ એક પ્રતિભાશાળી કવિ ઉપરાત અધ્યાત્મી અને વેદા તી હતા ક્રિયાકાડ પર ઘણુ મહત્ત્વ આપતા નહિ સમયસાર નાટક એ તેમનો પ્રસિદ્ધ ગ્રથ છે તેમના બનારસીવિલાસમાં છેવટે આપેલા પદોમાનુ પદ કે જે આનંદઘન–બહોત્તરીમા ૧૦૫ મા પ તરીકે ફેરફાર પામી છપાયુ છે તે તેની સાથે સરખાવીએ

| | |
|---|---|
| મૂલન બેટા જાયો રે સાધો, મૂલન૦ | અવધૂ વૈરાગ બેટા જાયા, યાને ખોજ કુટુબ સબ ખાયા અવધૂ |
| જાને ખોજ કુટુબ સબ ખાયો રે સાધો૦ મૂલન૦ | જૈસે મમતા માયા ખાઇ સુખ દુ ખ દોનો ભાઇ |
| જ મત માતા મમતા ખાઇ, મોહ લોભ દોઇ ભાઇ | કામ ક્રોધ દોનોકુ ખાઈ ખાઈ તૃષ્ણા બાઇ– |
| કામ ક્રોધ દોઇ કામ ખાયે ખાઇ તૃષના દાઇ – | દુર્મતિ દાદી મત્સર દાદા મુખ દેખતહી મુઆ |
| પાપી પાપ પરોસી ખાયો અશુભ કરમ દોઇ મામા | મ ગલ પી બધાઇ વાચી, એ જબ બેટા હુવા– |
| માન નગરકો રાજા ખાયો ફૈલ પરો સબ ગામા– | પુણ્ય પાપ પરોશી ખાયે માન લોભ દોઉ મામા |
| દુરમતિ દાદી (મત્સર) દાદો મુખ દેખતહી મૂઓ | મોહનગરકા રાજા ખાયા પીછે હી પ્રેમતે ગામા– |
| મ ગલાચાર વધાયે બાજે જબ યો બાલક હુઓ– | ભાવ નામ ધર્યો બેટાકો, મહિમા વરણ્યો ન જાઇ |
| નામ ધર્યો બાલકકો સૂધો રૂપ વરન કછુ નાહીં | આનદઘન પ્રભુ ભાવ પ્રગટ કરો, ઘટઘટ રહ્યા સમાઇ– |
| નામ ધરતે પાંડે ખાયે કહત બનારસી ભાઇ– | |
| (મૂલન મૂલ નક્ષત્રમાં જન્મેલો એના જન્મથી આખા કુટુબનો નાશ થાય છે તેવો અપશુકનીઓ જીવ હોય તો તેવુ થાય.) | |

ભૂધરદાસ તે આગ્રામા રહેનાર ખડેલવાલ જાતિના ૧૮ મી સદીના અતે વિદ્યમાન હતા તેમણે સ ૧૭૮૩ મા જૈનશતક, સ ૧૭૮૯ મા પાર્શ્વપુરાણ હિંદીમા રચ્યા, ઉપરાત પદો રચ્યા તેમાનુ એક ૧૦મુ પદ આનદઘનજીના પ૦ તરીકે ન ૮૭ જે રીતે ટૂકાઇને છપાયેલ છે તે અત્ર દર્શાવીએ

| | |
|---|---|
| વે કોઈ અજબ તમાસા | (તરફેસવારમાં તખત સિંહાસન નિહાયત સવથા જનમાસા –મનુષ્ય જન્મ ) |
| દેખ્યા બીચ જહા નકે તમાસા સુપનેકા સા— | |
| એકોકે ઘર મગ ન ગાવે, પૂરી મનકી આસા | યા પુદ્ગલકા કયા વિસવાસા હૈ સુપનેકા વાસારે— |
| એક વિયોગ ભરે બહુ રોવે ભરી ભરી નૈન નિરાસા— | ચમત્કાર બિજલી દે જૈસા પાની બીચ પતાસા |
| તેજ તુરગનિપે ચઢિ ચલતે પહિરે મલમલ ખાસા | યા દેહીકા ગર્વ ન કરના જગલ હોયગા વાસા— |
| રક ભયે નાગે અતિ ડોલે ના કોઈ દેય દિલાસા— | જૂઠે તનધન જૂઠે જોબન જૂઠે હૈ ઘરવાસા |
| તરકે રાજ તખત પર બૈઠા યા ખુશ વખ્ત ખુલાસા | આનદઘન કહે સબહી જૂઠે સાચા શિવપુરવાસા— |
| ઠીક દુપહરી મુહૂર્ત આઈ જગલ કીના વાસા | |
| તન ધન અથિર નિહાયત જગમેં, પાની માહિ પતાસા | |
| ભૂધર ઇનકા ગરબ કરે જે ફિટ તિનકા જનમાસા— | |

ધાનતરાય પણ આગ્રાના વાસી હતા. જાતિ અગ્રવાલ, જન્મ સં. ૧૭૩૩, સં. ૧૭૪૧ માં જૈનધર્મ પ્રત્યે શ્રદ્ધાલુ થયા. ધર્મવિલાસ–ધાનતવિલાસ સં. ૧૭૮૦ માં રચી સમાપ્ત કર્યો, તેમાં પોતાની તમામ રચનાઓનો સંગ્રહ છે. તે સારા કવિ હતા. તેમનાં નં. ૭૩ અને ૮૦ એ પદ આનંદઘન–બહોતરીમાં નં ૧૦૭ અને ૪૨ એમ મળી આવે છે. તે સરખાવીએ

| | |
|---|---|
| તુમ જ્ઞાનવિભવ ફૂલી વસન્ત | તુમ જ્ઞાનવિભો ફૂલી વસન્ત— |
| યહ મન મધુકર સુખસોં રમન્ત—ટેક | મનમધુકરહી સુખસોં રમન્ત— |
| દિન બડે ભયે વૈરાગ ભાવ, મિથ્યામત રજની કો ઘટાવ— | દિન બડે ભયે વૈરાગભાવ, મિથ્યામતિ રજની કો ઘટાવ— |
| બહુ ફૂલી ફેલી સુરુચિ વેલિ, જ્ઞાતાજન સમતાસંગ કેલિ | બહુફૂલી ફલી સુરુચિ વેલ, જ્ઞાતાજન સમતાસંગ કેલ |
| ધાનત વાની પિક મધુરરૂપ, સુરનર પશુ આનંદઘનસ્વરૂપ | ધાનત બાની પિક મધુરરૂપ, સુરનર પશુ આનંદઘનસરૂપ |

આમાં ધાનત એ શબ્દથી કવિનું નામ નીકળે છે, પણ તેમાં 'આનંદઘન' શબ્દ પણ આવ્યો એટલે આનંદઘનજીના નામે ચડાવી દીધું જણાય છે. હવે બીજું અતિ પ્રસિદ્ધ પદ લઈએ:—

| | |
|---|---|
| અબ હમ અમર ભયે ન મરેંગે—ટેક | અબ હમ અમર ભયે ન મરેંગે— |
| તન-કારન મિથ્યાત દિયો તજ, ક્યોં કરિ દેહ ધરેંગે— | યા કારન મિથ્યાત દીયો તજ, ક્યું કર દેહ ધરેંગે— |
| ઉપજે મરૈ કાલતૈં પ્રાની, તાતૈં કાલ હરેંગે | રાગ રોસ જગ બંધ કરત હૈં, ઇનકો નાસ કરેંગે |
| રાગ દોષ જગ બંધ કરત હૈં, ઇનકો નાશ કરેંગે— | મર્યો અનંત કાલતેં પ્રાની, સો હમ કાલ હરેંગે— |
| દેહ વિનાશી મૈં અવિનાશી, ભેદજ્ઞાન પકરેંગે | દેહ વિનાસી હું અવિનાસી, અપની ગતિ પકરેંગે |
| નાસી જાસી હમ થિરવાસી, ચોખે હો નિખરેંગે— | નાસી જાસી હમ થિરવાસી, ચોખે હ્વૈ નિખરેંગે— |
| મરે અનન્ત વાર બિન સમઝેં, અબ સબ દુખ વિસરેંગે | મર્યો અનંતવાર બિન સમજ્યો, અબ સુખ દુઃખ વિસરેંગે |
| ધાનત નિપટ નિકટ દો અક્ષર, બિન સુમરેં સુમરેંગે— | આનંદઘન નિપટ નિકટ અક્ષર દો, નહિ સમરે સો મરેંગે– |
| (ચોખે–શુદ્ધ ચિદાનંદ, દો અક્ષર–આત્મા) | |

આમાં 'ધાનત' ને બદલે 'આનંદઘન' મૂકવાથી છંદોભંગ સ્પષ્ટ રીતે થાય છે.

કબીરનું એક પદ એક જૂના હસ્તપત્રમાંથી મેં ઉતાર્યું છે તેની સાથે આનંદઘન બહોત્તરીનું ૧૦૬ મું પદ આબાદ મળે છે:—

| કબીરનું પદ રાગ સારંગ | આનંદઘનનું ગણાતું ૧૦૬ મું પદ રાગ નટ |
|---|---|
| ભમરા! કિન ગુન ભયોરે ઉદાસી | કિન ગુન ભયો રે ઉદાસી, ભમરા! કિન. |
| તન તેરો કારો મુખ તેરો પીરો સબહું ફુલનકો સુવાસી— | પંખ તેરી કારી મુખ તેરા પીરા, સબ ફુલનકો વાસી—ભમરા |
| ક્યા કલિ બેકલી સુવાસફૂલી લીની, સો કલી ગઈરે નિરાસી— | સબ કલિયનકો રસ તુમ લીના, સો ક્યૂં જાય નિરાસી— |
| કહેત કબીરા સુનો ભાઈ સાધો!, જઈ કરવત લ્યો કાસી— | આનંદઘન પ્રભુ તુમારે મિલનકું, જાય કરવત લ્યૂ કાસી— |

આમ શોધ કરતાં જરૂર કાંઈને કાંઈ મળે છે અને મળી આવશે, 'અવળીવાણી'નાં બે પદ 'આનંદઘન બહોત્તરી' માં નં ૯૮ ને ૯૯ છે તે પણ બીજા સ્થળેથી સાંપડશે. આનંદઘનજીએ પદો શુદ્ધ હિન્દી–વ્રજભાષામાં રચ્યાં છે પણ ગુજરાતી લહીઆ અને પ્રકાશકોએ તેમને લખવા છપાવવાથી તેમાં ગુજરાતીપણું આવી ગયું છે અને હિન્દી નહિ સમજવાથી ઘણી અશુદ્ધિઓ રહી ગઈ છે. આથી તે પદોનું શુદ્ધ સંસ્કરણ કોઈ હિન્દી મર્મજ્ઞ વિદ્વાન્ પાસે કરાવી તે પ્રકટ કરવાની ખાસ જરૂર છે

બીજા કવિઓનાં પદો ઘુસવાથી અને તે જૈન મર્મી આનંદઘનનાં ગણાઈ જવાથી તેમના સંબંધી તે પરકીય પદો ઉપરથી જે વિધાનો કરવામાં આવે તે મિથ્યારોપિત નીવડે–તેથી તેમને ખરેખર અન્યાય થાય દા. ત. આચાર્ય ક્ષિતિમોહન સેને 'જૈનમરમી આનંદઘન' એ નામનો હિંદીમાં મર્મગ્રાહી લેખ*

* ઇંદોર હિંદી સાહિત્ય સમ્મેલનની સંમેલન-પત્રિકામાં પ્રથમ છપાયો હતો અને પછી હિંદી માસિક 'વીણા' સને ૧૯૩૮ ના નવેમ્બરના અંકમાં પ્રકાશિત થયો હતો. વળી અંગ્રેજી 'વિશ્વભારતી' ત્રૈમાસિક પત્રિકામાં પણ તેમણે આનંદઘન સંબંધી ઘણું લખ્યું. લેખકને આ લેખો વાંચવા મળી શક્યા નથી.

લખ્યો હું ધારું છું કે તેમના તે લેખના મૂળભગની (બંગ સંવત ૧૩૮૮ ના કાર્તિક માસના 'પ્રવાસી' નામના સુપ્રસિદ્ધ માસિકના અંકમાંના) લેખ પરથી તા મુરીને ૧ અને ૮ નવેંબર ૧૯૩૧ ના 'જૈન'ના અનુક્રમે બે મનનીય અગ્રલેખો લખ્યા છે તેમાં જણાવ્યું છે કે "ઘોર અંધારી રાતે નિર્જન અટવીમાં આથડતા મુસાફર કરતા પણ સત્યશોધની વિહ્વળતા અનેકગણી તીવ્ર અને જાજ્વલ્યમાન હોય છે પ્રકાશ! વધુ પ્રકાશ!' એ મૌન અટ્ટહાસ્ય ગજવતો તે ઠેકઠેકાણે ભમે છે ક્યાંક ઘડીક બેસે છે અને કંઈ વળી—ન વળી ત્યાં તો ઊઠીને આગળ ચાલે છે શ્રી આનંદઘનજી મહારાજની સત્યશોધકતા પણ લગભગ આવી જ હતી અને શ્રી ક્ષિતિમોહને જે સમીક્ષા કરી છે તેમાં પણ સત્ય-જિજ્ઞાસુ આત્માની ઉત્કટ વેદના કેવી હોય તેની આપણને ઝાંખી થાય છે તેઓ માને છે કે યોગાદિની પ્રક્રિયામાં પણ આ સત્યના આરાધકનું મન ન માન્યું 'બસીનાથ અને વજનાથ' તરફ તેમની દૃષ્ટિ ગઇ, પદ ૫૩ ૬૩ અને ૯૪માં એનું આછું ગુંજન સંભળાય છે —'સાધુ નિ લગા હૈ બગીવારાસું' અને 'નજનાથસેં સુનાથ મિન હાથોહાથ મિ ગયો' એટલુંજ નહિ, પણ અંતરની દ્વિધાને ઉખેડી નાખતા હોય તેમ તે ઉચ્ચારે છે—' ઔરોં। ઉપાસક હું કૈસે કોઇ ઉધારુ, દુવિધા યહ રાખો મન, યા વરી વિચારુ'—આ ઉદ્ગારો ગમે એને ઉદ્દેશીને બહાર આવ્યા હોય, પણ આત્માને મનાવનાના વ્યર્થ પ્રયત્ન હોય એમ નથી લાગતું? ખરું જોતા તો એમના અંતરાત્માનો ઝોક વીતરાગ તરફજ વળતો હતો પણ એ વિરોની સ્પષ્ટ ઉપલબ્ધિ એમને થાય એ વખતે ન થઈ હોય 'શ્યામ'ની ભક્તિ પણ આખરે વિપ્લવ જગાડે છે ચિત્તને જેવી જોઇએ તેવી શાન્તિ નથી મળતી ટટળીને વ્યથિત હૃદયે ગાય છે —'શ્યામ!, મને નિરાધાર કેમ મૂકી, ગઇ નહી ક્રોનશુ બોલું સદ્ આનંદન રૂઠી, શ્યામ! મને નિરાધાર કેમ મૂકી (પદ ૮૪ મું)—આ પદનો અર્થ કરતા શ્રી ક્ષિતિમોહન જાણે રાધિકા, કૃષ્ણવિરહે અંગે આ પદ ગાતી હોય એમ ઘટાવે છે આધ્યાત્મિક અર્થમાં સુમતિ ચેત નને વિનવતી હોય એવો અર્થપણ ઘટાવી શકાય, પરંતુ એ ઉપર-ઉપરની ચર્ચા જવા દઇએ તો શ્રી આનંદઘન જેવા સાધકની દ ભંગી દશા સમજવામાં એ પદ ઘણી સહાય કરે એ નિર્વિવાદ છે એમના જમાનાના પક્ષાગ્રહથી છૂટવા એ મથે છે, કોઇનો રોષ પણ વહોરી લે છે, નજર ક્યાંઈ ઠરતી નથી કારણ કે પ્રાણ જેવી વસ્તુ એમને ક્યાંઇ દેખાતી નથી

'એમના સમયની પરિસ્થિતિ જોતા, એક તરફથી યશોવિજયજી મહારાજની વિદ્વત્તાનો પ્રખર પ્રકાશ ભલભલા પંડિતોને નિસ્તેજ બનાવી રહ્યો છે, બીજી તરફ પંન્યાસ સત્યવિજયજીનો ક્રિયોદ્ધાર પોતાનો પ્રતાપ પાથરે છે અને એ જ વખતે ગચ્છનાયક- વિજયસિંહ (? વિજયદેવ) સૂરિની આણ વર્ત્ત છે સૌ 'લાભાનંદ' અર્થાત્ આનંદઘનને ચાહે છે, છતાં એ અધ્યાત્મયોગી જાણે પાંજરામાં પૂરાણો હોય એમ મુંઝાય છે શ્રી ક્ષિતિમોહન સેન કહે છે —'આનંદઘન મનની વ્યાકુળતા ટાળવા બહાર પડ્યા વિવિધ સાધનાની અંદર થઇને તેમણે માર્ગ માપવા માંડ્યો એમની મુઝવણ જોઇને—લાગ મળ્યો છે એમ સમજીને કેટલાય સંપ્રદાયવાળાઓ તેમને પોતાની તરફ તાણવા લાગ્યા જબરદસ્તી પણ વાપરી જોઈ આનંદઘન પણ શું કરે? તેઓ નિરૂપાય હતા—અશક્ત હતા એમણે સંપ્રદાયના બધા જુલમો સહી લીધા એક પક્ષવાળા આવે, ધમકીને પોતાનો કબ્જો ખરો કરાવી જાય વળી બીજો પક્ષ આવે, તે પણ બળ બતાવી જાય! આ સ્થિતિ તેમને અસહ્ય થઈ પડી જાણે કે કોઈ એક કુળવધૂ વખાની મારી બહાર રઝળતી હોય અને સ્વાર્થીઓ વખત વરતીને તેની ઉપર પોતાનો દોર ચલાવે એવી દશા આનંદઘનજી અનુભવી રહ્યા આ દુઃખની મર્મભેદી કહાણી ઘણી ખૂબીથી એમણે પોતાના પદમાં ઉતારી છે × × × 'માયડી! મુને નિરપખ કિણહી ન મૂકી નિરપખ રહેવા ઘણું હી ઝૂરી, ધીમે નિજમત મૂકી (ઝૂકી) માયડી!॰ (જુઓ પદ ૪૮ મું) ગુજરાતી વાચકોને સારુ આ આખા પદનો અર્થ આપવાની જરૂર નથી શ્રીયુત સેન મહાશય આને પોતાના સમસ્ત જીવનના દુઃખની ચમત્કારિક કહાણી' કહે છે ખરું જોતા

એ પદમાં એક નિરાધાર સત્યશોધકનું આક્રંદ અને તેની સાથે નિર્ભયતાનું કરુણ સુકુમાર સગીત ભર્યું છે. આનંદઘનજીની સાધના જો સીધી–સહજ ગતિએ ચાલી હોત તો કદાચ વિશ્વ આ માર્મિક વેદનાના સુર ન સાંભળત. અંતે એ વિકટ માર્ગ પણ કપાય છે અને અંધારી અટવીમાં આથડતો પ્રવાસી, ઉષાનો ઉદય નિહાળી ઉલ્લાસ અનુભવે તેમ આ સત્યશોધકના 'ઘટમંદિરમાં દીપક પ્રકટે છે, સહજ જ્યોતિ રેલાય છે, અજ્ઞાનતાની નિંદ તૂટે છે અને અનુભવપ્રીત જાગે છે,' એમ જાણે કોઇ જોગી જગતના ચોકમાં ઊભા રહી આલમને ઉદ્‌બોધતો હોય તેમ આનંદઘનજી ઉચ્ચારે છેઃ– '**રામ કહો રહેમાન કહો કોઉ, કાન કહો મહાદેવ રી; પારસનાથ કહો કોઉ બ્રહ્મા, સકલ બ્રહ્મ સ્વયમેવ રી**' જુઓ પદ ૬૭ મું. શ્રીયુત ક્ષિતિમોહન સેન, આ બધા ઉદ્‌ગારો સાથે કબીર, દાદૂ અને રેજબજીની વાણીની તુલના કરે છે અને સાધકોના આધ્યાત્મિક અનુભવ, દેશકાળના ભેદ વગર કેવા એકરૂપ બને છે તેનો થોડો ખ્યાલ આપે છે. એ પછી પણ મધ્યયુગમાં જે વખતે નિરર્થક આચાર અને વિધિ–નિષેધની ઘડભાંજમાં લગભગ બધા સંપ્રદાયો ડૂબ્યા હતા, તે વખતે જૈન સમાજ ક્યા હતો અને આનંદઘનજી જેવા પુરુષો, એમની કોટીના બીજા પુરુષોથી જુદા કેમ ઝળકી ઊઠ્યા એ રહસ્ય ઉપર પણ શ્રીયુત ક્ષિતિમોહન સેન થોડો પ્રકાશ નાખે છે અને અમે માનીએ છીએ કે એ પ્રકાશ આજે પણ આપણને થોડે ઘણે અંશે ઉપયોગી થઈ પડશે"

ઉપર ટાંકેલાં પદ ૫૩, ૬૩ અને ૯૪ જો શ્રી આનદઘનજીનાં હોય, તો તેના મદાર પર ઊભી કરેલા સિદ્ધાંત (theories) અને વિચારશ્રેણીની ઈમારત શ્રીક્ષિતિ બાબુની તર્કશુદ્ધ છે. પરન્તુ ખરું જોતાં તે પદો જ તે અધ્યાત્મયોગીનાં નથી લાગતાં તેથી તેમ હોય તો તે ઇમારત પડી ભાંગે છે. શ્રી સુશીલે તેપર વિચાર કરી એક જૈન તરીકે સમન્વયપૂર્વક વિચારશ્રેણીને છણીને જૈન દૃષ્ટિબિંદુ પણ પ્રાયઃ ક્ષતિ ન આવે એ રીતે રજૂ કર્યું છે. સમસ્ત રીતે એક અભ્યાસી તરીકે વિચારતાં મને સ્પષ્ટ લાગે છે કે આનદઘનજી સત્યશોધક–સત્યના આશક હોઈ તેમણે 'પ્રકાશ–મહાપ્રકાશ' મેળવી લીધો હતો નિરાશા, નિરાધારતા, નિવારી દીધી હતી; વીતરાગ જિન અને તેનાં દર્શન–આગમો પ્રત્યે અવિચલ સજ્ઞાન શ્રદ્ધા અને વિશ્વાસ હતાં–છયે દર્શનો અનેકાન્ત જૈન દર્શનનાં સાપેક્ષ અંગ છે એ ભાર દઇને તેમણે શ્રીનમિનાથ સ્તવનમાં બતાવ્યુ છે (ઉક્ત સેન મહાશયે આનંદઘન–બાવીશીનો મર્મસ્પર્શી અભ્યાસ કર્યો જણાતો નથી), એમનાં જિન-સ્તવનો અને પદોમાં એ અટલ શ્રદ્ધા તેમજ અધ્યાત્મ–યોગ ઓતપ્રોત દેખાય છે, એમના અંતરાત્માનો સંપૂર્ણ ઝોક વીતરાગ જ પ્રત્યે વળ્યો હતો એટલું જ નહિ પણ તેની સ્પષ્ટ ઉપલબ્ધિ પણ થઇ હતી, એટલે યોગાદિ પ્રક્રિયામાં તેમનુ મન ન માન્યું ને 'બસીવાલા'—શ્રીકૃષ્ણ પ્રત્યે દૃષ્ટિ કરી, પછી એ 'શ્યામ'ની ભક્તિએ પણ વિપ્લવ જગાડયો, જુદી જુદી સાધનાવાળા તેના પર અસર કરવા લાગ્યા અને તે બાબતની 'ચમત્કારિક કહાણી' ૪૮ મા પદમાં બતાવી,–એ સર્વ વાત નિરાધાર બને છે. તેમને તો અચ્છી રીતે વિદિત હતુ કે 'મત મત ભેદે રે જો જઈ પૂછીએ, સહુ થાપે અહમેવ' (૪ થુ સ્ત.), છતાં મસ્ત બની પોતાનો માર્ગ પોતે કાપ્યે જતા હતા 'ધીઠાઈ કરી મારગ સચરું, સેગૂ કોઈ ન સાથ' શ્રદ્ધા તો અચલ ને અચલિત હતી 'શુદ્ધ શ્રદ્ધાન વિણ સર્વ કિરિયા કરે, છાર પર લીંપણું તેહ જાણો' (૧૪ મું સ્ત) ગુરુ કેવા જોઇએ અને તેની જરૂર છે એ સંબંધી કહે છે કે 'આગમધર ગુરુ સમકિતી, કિરિયા સંવર સારરે, સપ્રદાયી અવચક સદા, શુચિ અનુભવાધાર રે; શુદ્ધ આલંબન આદરે તજી અવર જંજાલ રે, તામસી વૃત્તિ સવિ પરિહરી, ભજે સાત્વિકી શાલ રે,' (૧૬ મું સ્ત) તથા જુઓ પદ ૬૮ મુ અને 'શ્રુત અનુસાર વિચારી બોલું, સુગુરુ તથાવિધ ન મિલે રે' (૨૧ મુ સ્ત), છતાં જે પવિત્ર અનુભવનો આધાર ગુરુપર પોતે રાખે છે, જે 'અનુભવના વિશ્રામ કે-વિરામ' ગુરુને પોતે માને છે તે અનુભવ—શુદ્ધ આત્માનુભવ–આત્મપ્રતીતિ પોતાને થયેલ છે–આત્માની ભેટ થઈ છે, અને 'અવિષમપણે જ્યાં આત્મધ્યાન વર્ત્તે છે

એવા' પોતાને તે અહો અહો હું મુજને કહું, નમો મુજ નમો મુજ રે અમિત ફલ દાન દાતારની જેહની ભેટ થઈ તુજ રે' (૧૬ મુ સ્ત ) એમ કહી નમન કરે છે જુઓ 'સુહાગણ જાગી અનુભવ પ્રીત' (પ૦ ૪ થુ ) મેરે ઘટ જ્ઞાન ભાનુ ભયો ભોર (પ૦ ૧૫ મુ), અવધુ! અનુભવ કલિકા જાગી (પ ૨૩ મુ) વગેરે અને પ૦ ૭૮ મા કહેલું છે કે ' જગત ગુરુ મેરા મૈં જગતકા ચેરા, મિટ ગયા વાદવિવાદકા ઘેરા ×× ગુરુને ધરમ મરમ મૈં પાયા, અકથ કહાની આનંદઘન ભાયા '

તેઓ યોગી હતા-( જુઓ પ૦ ૬ ઠુ ) વળી, સર્વ ધર્મ પ્રત્યે નિષ્પક્ષભાવે સમભાવ રાખતા, એ તેમનું ૬૧ મુ પ૦ 'રામ કહો રહેમાન કહો' એ સ્પષ્ટ કરે છે ભારતીય સમાજ ભેદબહુલ છે ત્યા વિધવિધ ભાષા, ધર્મ, જાતિઓ છે, એ કારણે ભારતના મર્મની વાણી જ ઐક્યની વાણી છે એ કારણે ભારતના જે યથાર્થ શ્રેષ્ઠ મહાપુરુષ થયા છે તેમણે મનુષ્યના આત્મા-આત્મામા સેતુ-નિર્માણ કરવાનું ઇચ્છ્યુ છે, બાહ્યાચારોએ ભારતમાં વિવિધ પ્રકારના ભેદને મજબૂત કરી રાખ્યા છે, તેથી ભારતની શ્રેષ્ઠ સાધના એ છે કે બાહ્યાચારોનો વ્યતિક્રમ કરી અંતરના સત્યનો સ્વીકાર કરવો પરંપરાક્રમથી ભારતના મહાપુરુષોનો આશ્રય લઈને આ જ સાધનાની ધારા ચિરકાળથી ચાલી આવી છે'-એ સ્વ૦ રવિબાબુનુ મંતવ્ય આનંદઘનજીને યથાર્થ લાગુ પડે છે તેઓ 'ગચ્છ' ના લોકો સત્તાની દરકાર ન કરતા ધર્મ સમાજમા વિપરીત સ્થિતિ વર્તે છે એમ સ્પષ્ટપણે સૂચવતા —દા ત 'ગચ્છના ભેદ બહુ નયણ નિહાળતા, તત્ત્વની વાત કરતાં ન લાજે ઉદર ભરણાદિ નિજકાજ કરતા થકા, મોહ નડિયા કલિકાળ રાજે' (૧૪ મુ સ્ત ) 'પુરુષ પરંપર અનુભવ જોવતા રે, અંધોઅંધ પુલાય વસ્તુ વિચારે રે જો આગમે કરી રે, ચરણધરણ નહીં ઠાય અભિમતે વસ્તુ વસ્તુગતે કહે રે તે વિરલા જગ જોય (બીજુ સ્ત )' મત મત ભેદે રે જો જઈ પુછીએ, સહુ થાપે અહમેવ ( ૮ મુ સ્ત ) દુષ્ટજન સગતિ પરિહરી, ભજે સુગુરુ સંતાન રે, જોગ સામર્થ્ય ચિત્તભાવ જે, ધરે મુગતિ નિદાન રે, (૧૬ મુ સ્ત ) એમ અનેક વાદ-મત-વિભ્રમ, સંકટ પડિયો ન લહે ચિત્ત સમાધિ માટે પુછુ, તમ (પ્રભુ) વિણ તત્ત્વ કોઈ ન કહે' (સ્ત ૨૦ મુ) વગેરે. આથી તેઓ લોકપ્રિય કે ગચ્છપ્રિય કે સાધુપ્રિય નહિ થયા, એટલુ જ નહિ પણ પોતાનો નિર્ધારેલો માર્ગ અપૂર્વ ને અટૂલો હોઈ લૌકિક અને સાંપ્રદાયિક માર્ગને ઘણા કાળથી વરેલા બીજાઓથી વગોવાયા. લોકોમા તેમને 'લગડભૂતો' નામ અપાયુ શ્રીમહાવીર પ્રભુનો સત્ય ઉપાસક પોતાને પડતા ઉપસર્ગોને આનંદ-પ્રસન્નતાથી નિર્વેદ કે ખેદ વગર સમભાવે સહે, તેને પોતાના મનપર કોઈપણ જાતની વિષમ અસર કરવા ન દે અને પોતાની આત્મમસ્તીમા ગુલતાન-તલ્લીન રહી આત્મજ્ઞાન અને ચિત્તસમાધિથી ધ્યેયપ્રત્યે પ્રતિક્ષણ દૃષ્ટિ રાખી તે વીરત્વથી સાધવા સમસ્ત પ્રકારે સાવધાન અને પ્રયત્નશીલ રહે આત્મજ્ઞ હોય તે જ શોકની પાર જઈ શકે છે-तरति शोकमात्मवित्-આત્મવિદ્યા જ ખરું સુખ અને સાચી શાંતિ આપી શકે છે

એ એકાન્તવિહારી હતા પાછલી અવસ્થામા ગુજરાતને તજીને મારવાડના મીરાબાઈના પીયર ગામ મેડતામાં રહેતા એમ કહેવાય છે તેમના સબંધમા સતોવિદે ઘણો છે તેમ અનેક કથાઓ અને વાતો પ્રચલિત થઈ છે એ સર્વમા ઉતરવું એ વિસ્તારભયને લીધે અત્ર યોગ્ય નથી તેમાંથી મુખ્ય સ્વર તે સતની મહત્તાનો જ નીકળે છે

મહાત્મા ગાંધીજી કહે છે કે 'મીરાના ઉદ્ગારમા કૃત્રિમતાનું નામ સુદ્ધા નથી મીરા ગીત ગાઈ ગઈ છે તેનાથી ગાયાવિના રહેવાયુ નહિ માટે સીધુ હૃદયમાંથી નીકળ્યુ છે કુદરતી ઝરણાની પેઠે જાણે ફૂટી નીકળ્યુ ન હોય પદનો મોહ અથવા લોકોની વાહવાહ મેળવવાનો કંઈ એ પદનો હેતુ થોડો જ હતો? જેમ ઘણા ચારણ ભાટણીઓના, ગીતનો હોય છે આ જ એની ખૂબી છે જે કદી વાસી થવાની નથી' (પ્રબુદ્ધ જૈન ૧-૧૧-૪૧ પૃ ૧૨૪) મીરાના પદોની એ વાત આનંદઘનના પદોને બરાબર લાગુ પડે છે

એટલુ નિશ્ચિત છે કે મીરાંબાઈ, નરસિંહ, તેમજ કબીર, દાદુ, સુરદાસ વગેરે જૈનેતર સંતોનાં પદોનુ સાહિત્ય અમર છે, તે પ્રમાણે આનંદઘનનાં સ્તવનો અને પદોનું સાહિત્ય માત્ર જૈનસાહિત્યમાં જ નહિ, પણ સમસ્ત ભારત–સાહિત્યમાં સારુ સ્થાન લે તેમ છે. તે સમજવા માટે જૈનધર્મની પરિભાષા તો અલબત થોડી ઘણી જાણવી પડશે.

ધર્મસમાજની વિષમસ્થિતિની વચમાં રહીને–શ્રી. સુશીલ શ્રીક્ષિતિ બાબુના લેખ ઉપરથી કહે છે તેમ–'જે વખતે વાગ્વૈભવ અને વિધિ–નિષેધની ઘડભાંજમાં જ વિદ્વાનો અને સંપ્રદાયના મહારથીઓનો ઘણો ખરો સમય ખર્ચાઈ જતો હતો (શ્રીયશોવિજયે પૂર્વાર્ધ જીવનમાં કર્યું તેમ), તે વખતે અધ્યાત્મ-યોગી આનંદઘનજીની સાધનાએ મધ્યયુગમાં એક જુદી ભાત પાડી પ્રખર પંડિતો અને વાદવિવાદમાં વાચસ્પતિ જેવા ગણતા પુરુષોની વચ્ચે તેમણે પોતાની સાધના ચાલુ રાખી. તેમણે આ પ્રેરણા શી રીતે મેળવી અને દેખીતી નિરાશા વચ્ચે પણ તેઓ કેમ અડગ રહી શક્યા એ એક વિચારવા જેવો વિષય છે.' શ્રીયુત ક્ષિતિ બાબુનુ એ કહેવું લક્ષમાં રાખવાનું છે કે 'બહારના બધા પ્રભાવથી પોતાને સર્વથા અલગ અને વિશુદ્ધ રાખવામાં જૈનો ખૂબ જ સાવચેત રહે છે, એટલું છતાં આનંદઘનજીના આધ્યાત્મિક તરંગોએ પેલી કૃત્રિમ દિવાલોની પરવા ન કરી. જૈનસમાજે અતિ સાવધાનપ્રિયતામાંથી ઉપજાવેલાં અસંખ્ય અર્થહીન વજ્રબંધનો પણ એ વિદ્રોહના હેતુરૂપ હોય. જૈનધર્મે પ્રકટાવેલી (અધ્યાત્મ જ્ઞાનની) મશાલોનાં તેજ ધીમે ધીમે બુઝાતાં હતાં–નવું દીવેલ પૂરનાર પુરુષ ક્યાંઈ દેખાતો ન હતો અને વધુ આશ્ચર્યની વાત તો એ છે કે મશાલ બુઝાવા છતા મશાલના હાથા એ જાણ્યે સળગતી મશાલ હોય એમ માની તેઓ માર્ગ કાપ્યે જતા. આનંદઘનજીએ એમાં થોડુ જીવન પૂર્યું. જગતે જૈનધર્મનો પ્રકાશ એકવાર ફરીથી નીરખ્યો. પણ એની અવધ મર્યાદિત હતી. વિદ્રોહની પ્રતિક્રિયા તો ક્યારનીયે શરૂ થઈ ચુકી હતી' એટલું છતાં તે વિદ્વાને પ્રકારાંતરે સૂચવ્યું છે કે જૈન સંઘના ખમીરમાં વિપ્લવવાદ ભર્યો છે. આત્મકલ્યાણ કે જનકલ્યાણની કામના-વાળો કોઈપણ જૈન વહેલો યા મ્હોડો બળવાખોર બન્યા વિના ન રહે. શ્રી મહાવીર પ્રભુ પણ મોટી ક્રાંતિ કરનાર હતા. આ દૃષ્ટિએ આનંદઘનજી અને તેમના સરખા અધ્યાત્મયોગીઓનું સ્થાન ઘણું ઉચ્ચ છે એવા પુરુષો જ બુઝાતી મશાલોમાં નવુ તેજ પૂરે છે અને જૈનશાસનની ઉપકારકતા સિદ્ધ કરે છે.

શ્રીયશોવિજય શ્રીઆનંદઘનજીને મળ્યા હતા તે વાત પર આવીએ તે પહેલાં જેના સંબંધી મેં ઘણુંયે એકત્ર કરી લખી રાખ્યુ છે અને જેના સંબંધી મારી સંપાદિત કરેલ 'સુજસવેલી ભાસ'માં તેમજ પં. સુખ-લાલ આદિ અનેક વિદ્વાનોએ લખ્યું છે અને ઘણું લખશે તેથી વધુ ન કહેતાં તે યશોવિજયના અત્યારે સ્થાના-ભાવને લીધે અતિ ટુંક પરિચયથી સંતોષ લઈશુ. ગાયકવાડ રાજ્યના ગુજરાતના ધીણોજ ગામપાસે લગભગ નૈઋત્ય ખૂણામાં કનોડા નામના ગામમાં વણિક નારાયણના પત્ની સોભાગદેથી પુત્ર નામે જસવતે નાનાભાઈ પદ્મસિંહ સહિત તપાગચ્છના નયવિજય મુનિપાસે સં. ૧૬૮૮ માં પાટણમાં દીક્ષા લીધી, તેમનું નામ યશોવિજય, જ્યારે અનુજનું નામ પદ્મવિજય રખાયુ. સં. ૧૬૯૯ માં અમદાવાદમાં આઠ અવધાન કર્યાં. ત્યાંના શેઠ ધનજી સૂરાની આર્થિક સહાયના વચને ગુરુસહિત કાશીપ્રત્યે વિહાર કરી ત્યાં ત્રણ વર્ષ એક તાર્કિક બ્રાહ્મણ વિદ્વાન પાસે ન્યાયનો અભ્યાસ કરી એક સંન્યાસી વાદીને જીતી ત્યાં 'ન્યાયવિશારદ' પદ મેળવ્યુ, પછી ગુરુસહિત આગ્રા જઈ ત્યાના ન્યાયાચાર્ય પાસે ચાર વર્ષ અભ્યાસ કરી ન્યાયાચાર્ય થયા ગુજરાત પ્રત્યે વિહાર કરી અમદાવાદ સૂબા મહબતખાન પાસે અઢાર અવધાન કર્યાં. ગચ્છનાયકને આ વિદ્વાનને યોગ્ય 'ઉપાધ્યાય' પદવી આપવા વિનતિ થઈ પણ તે અમલમાં ન આવી. પછી વિજયપ્રભ સૂરિ તરફથી સં. ૧૭૧૮ માં ઉપાધ્યાય પદ મળ્યુ સં. ૧૭૪૩ માં ડભોઇમાં સ્વર્ગસ્થ થયા ને દેહસસ્કારસ્થળે સમાધિ-સ્તૂપ કરવામાં આવ્યો. આટલી નિશ્ચિત હકીકત સુજસવેલીના કર્તા સમકાલીન કાંતિવિજયે આપી છે. આ સ્તૂપનાં દર્શન આ કાર્તિક માસમાંજ હું ડભોઈ જઈ કરી આવ્યો ત્યાં પાદુકા અને તે પર સં. ૧૭૪૩ નો

કોતરેલ લેખ છે ને હાલમાં વીસાશ્રીમાળીઓની વાડીમા એક નવી દેહરીમા તે વિરાજમાન છે ને સાથે મોગી રગી। છબી તાજી કલ્પનાપરથી કરાવી રાખેલી છે

તેઓ પ્રખર પ્રકા૰ તાર્કિક હતા ને તેમણે અને૰ ખડનાત્મક કૃતિઓ રચી પ્રતિભા અને નિપુન બુદ્ધિવૈભવથી ચિંતામણી જેવા ગહન ન્યાયગ્રથને અભ્યાસી–અવગાહી પછી દર્શનગ્રંથો અને પૂર્વાચાર્યોના યોગ અધ્યાત્મ આદિ વિષયના પુસ્તકોનું સૂક્ષ્મ અધ્યયન કરી ઘણા ગ્રથોની રચના કરી આના ઉપાધ્યાયના ઉપાધ્યાય એવા ગચ્છનાયક અને આચાર્યપદને શોભાવે એવા, બલ્કે વણિકપુત્ર મહાન જ્યોતિર્ધર હેમચદ્રાચાર્યની કોટિમા આવે એવા આ બીજા વણિકપુત્ર યશોવિજયને 'ઉપાધ્યાય' જેવુ પદ આપવુ એ તપાગચ્છના નાયક શ્રીવિજયદેવ સૂરિને અને તેમના સ. ૧૭૧૮ મા સ્વર્ગવાસ પછી વિજયપ્રભસૂરિને ઠીક ન લાગ્યુ અયના તેજના દ્વેષ ઘણા સહન કરી શકતા નથી, છતાં તેજસ્વી તે તેજસ્વી રહે છે યશોવિજયને શાસ્ત્રાગમના પ્રમાણથી ગચ્છનાયકની ઘણી પ્રવૃત્તિઓ અનિષ્ટ લાગી હતી, તે માટે સામા પગલે પણ સ્પષ્ટ કથન કરવામા× તેમણે હિંમત બતાવી હતી પણ પરપરાગત સાધુસઘ વ્યવસ્થાના બળ અને લોકમા વસેલા ગચ્છનાયક પ્રત્યેના પ્રેમ ન આદરભાવને કારણે આખરે આ તેજસ્વી યશોવિજયને પણ તેજહીન થવુ પડ્યુ વિદ્વત્તાની દૃષ્ટિએ નહિ, પણ પોતા પ્રત્યેની અનન્ય ભક્તિથી પ્રેરાઈ વિજયદેવ સૂરિએ પોતાની પાટ પર બેસવા નિયુક્ત કરેલા અને પછી પટ્ટધર થયેલા વિજયપ્રભસૂરિ સામા ય કોટિના હતા તેમના પ્રત્યે યશોવિજય જેવાને અતિ આદરભાવ ન હોય તે સ્વાભાવિક છે વળી દુર્ભાગ્યે ગચ્છનાયક થવા યોગ્ય અને જેમના પ્રત્યે પોતાનો બહુ પૂજ્યભાવ હતો તે વિજયસિંહસૂરિ સ. ૧૭૦૮ મા સ્વર્ગસ્થ થયા તેમજ બીજી અનેક ગણી વિષમ પરિસ્થિતિ હતી કે જેમા અત્ર સ્થાનાભાવે ઉતરવુ યોગ્ય નથી યશોવિજયજીને નીચેના શબ્દોમા તેમની આત્મપ્રતિષ્ઠા ઘવાય તે રીતે માફી માગવી પડી

ૐ નત્વા સ ૧૭૧૭ વ૰ ભ૦ શ્રી વિજયપ્રભસૂરીશ્વર ચરણાન્ શિશુલેશ પ. નયવિજય ગણિશિષ્ય જસવિજયો વિજ્ઞપયતિ અપર આજ પહિલા જે મઇ અવજ્ઞા કીધી તે માફ હવિ આજપછી શ્રીપૂજ્યજી થકી કસ્ય વિપરીતપણૂ કરુ, તથા શ્રીપૂજ્યજી થકી જે વિપરીત હોઈ તે સાથિ મિલું તો તથા મણિચન્દાદિકનિ તથા તેહોના કહિણથી જે શ્રાવકનિ શ્રીપૂજ્યજી ઉપરિ, ગચ્છવાસી યતિ ઉપરિ, અનાસ્થા આવી છઇ તે અનાસ્થા ટાલવાનો અને તેહોનિ શ્રીપૂજ્યજી ઉપરિ રાગ વૃદ્ધિવતો થાઈ તેમ ઉપાય યથાશક્તિ ન કરુ તો, શ્રીપૂજ્યજીની આજ્ઞારુચિમાહિ ન પ્રવર્તું તો માહરિ માથઇ શ્રી શત્રુંજય તીર્થ લોપ્યાનું, શ્રી જિનશાસન ઉથાપ્યાનું, ચૌદ રાજલોકનઇ વિષઇ વર્તઇ તે પાપ."

—પૂજ્ય પ્રવર્તક શ્રીકાંતિવિજયજી પાસે ૪–૫ ઈંચ લાબા પહોળા, કાગળના કકડા ઉપર લખેલું છે તેની અક્ષરશ નકલ

સ. ૧૭૧૮ મા–ઉપરની માફી પછી પ્રાય એકવર્ષે વિજયપ્રભસૂરિએ યશોવિજયજીને 'ઉપાધ્યાય' પદ આપવાની કૃપા બતાવી

---

× વિષરસમાં ગુરુ ગાજિયા નાચિયા કુગુરુ મદ ભરપૂર રે
ધૂમધામે ધમાધમ ચલી જ્ઞાનમારગ રહ્યો દૂર રે
કામકુભાદિક અધિકનું ધર્મનું કો નવિ મૂલ રે
દોકડે કુગુરુ તે દાખવે શુ થયુ એ જગ સૂલ રે
અર્થની દેશના જે દીએ, ઓળવે ધર્મના ગ્રંથ રે
પરમપદનો પ્રગટ ચોર તે તેહથી કિમ વહે પથ રે ?–સીમધર સ્ત ૧ લી ઢાળ,
જિમ જિમ બહુશ્રુત બહુજન સમ્મત બહુલ શિષ્યનો શેઠો
તિમ તિમ જિનશાસનનો વૈરી જો નવિ અનુભવ નેઠો રે–શ્રીપાલ રાસ ૪ થા ખડઅતે

વિદ્વાન, પંડિત, કવિ ને ગ્રંથકાર યશોવિજય અધ્યાત્મરસિક હતા એ તેમના અનેક ગ્રંથો પરથી સ્પષ્ટ ભાસે છે, તેથી તે અધ્યાત્મ-જ્ઞાની આત્મસ્થિત અધ્યાત્મયોગી આનંદઘનજીને મળવા ઇચ્છે અને મળે એ સ્વાભાવિક છે. વળી આનંદઘનજી-ચાવીશીપર પોતે બાલાવબોધ રચ્યો હતો. તે ચાવીશ સ્તવને લોકપ્રચલિત થયાં હતાં તે તો તેની દેશી પોતાની કૃતિમાં લીધી છે તે પરથી જણાય છે ( દા૦ ત૦ ચાર ઢાલના નિશ્ચયવ્યવહાર ગર્ભિત સીમંધર સ્ત. ઢાલ ત્રીજીની દેશી 'અભિનંદન જિન! દરિશન તરશીયે' એ આનંદઘનના ૪ થા સ્તવનની પ્રથમ પંક્તિ ) પોતે આનંદઘનજીના મિલન પછી કેટલા પ્રસન્ન અને આનંદમય બન્યા હતા તેનું તાદૃશ સ્વરૂપ 'આનંદઘનજીની સ્તુતિરૂપ અષ્ટપદી' એટલે આઠપદ રચેલ છે તેમાં આપ્યું છે. દા૦ ત૦

'મારગ ચલત ચલત ગાત, આનંદઘન પ્યારે. રહત આનંદ ભરપૂર,
જસવિજય કહે સુનો હો આનંદઘન! હમ તુમ મિલે હજૂર. ( ૧ લુ પદ )
કોઉ આનંદઘન છિદ્ર હિ પેખત, જસરાય સંગ ચડી આયા
આનંદઘન આનંદ રસ ઝીલત, દેખત હી જસ ગુણ ગાયા ( ૪ થું પદ )
એરી આજ આનંદ ભયો.
મેરે તેરે મુખ નિરખ નિરખ, રોમ રોમ શીતલ ભયો અંગોઅંગ-એરી. (૭ મુ પદ)
આનંદઘનકે સંગ સુજસ હી મિલે જબ, તબ આનંદ સમ ભયો સુજસ
પારસ સંગ લોહા જ્યુ ફરસત, કંચન હોત હી તાકે કસ (પદ ૮ મુ.) પૃ. ૨૯૫ થી ૨૯૮

આ પરથી ચોકખુ પ્રતીત થાય છે કે યશોવિજયે કરેલા મેળાપથી આધ્યાત્મિક લાભ હૃદયને સંતોષ આપે તેવો પોતાને થયો હતો ને તેનો આનંદ જીવનપર્યંત રહ્યો હતો, તેથી આનંદઘનની સ્મૃતિમાં આનંદઘન, આનંદ, ચિદાનંદ. ચિદાનંદઘન પરમાનંદ, સહજાનંદ, ચિદ્રૂપાનંદ' એવા શબ્દો પોતાની કૃતિઓમાં ખૂબ વાપર્યા છે. દા૦ ત૦ સમતાશતકમાં

અનાસંગ મતિ વિષયમેં, રાગદ્વેષકો છેદ, સહજ ભાવમેં લીનતા, ઉદાસીનતા ભેદ ૬
તાકો કારણ અમમતા, તામેં મન વિસરામ, કરે સાધુ આનંદઘન હોવત આતમરામ ૭
પરમેં રાચે પરરુચિ, નિજરુચિ નિજ ગુણમાહિ, ખેલે પ્રભુ આનંદઘન ધરિ સમતા ગલે બાંહિ. ૭૭

આનંદઘન જેવા પારસમણિ મળવાથી પોતે લોહ તે કંચન થયેલ છે, યા આનંદઘન સમાન થયેલ છે એમ યશોવિજયે કહેલ છે એટલે અધ્યાત્મરસિકમાંથી અનુભવી-અધ્યાત્મજ્ઞાની બનેલ છે આ બંનેને લોકોએ પૂરા પિછાન્યા ન હોતા 'કોઉ આનંદઘન છિદ્રહી પેખત' એવું આનંદઘન માટે યશોવિજયે કહેલ છે, તેમ પોતાને માટે તે યશોવિજય ઘણે સ્થળે નિંદક દુર્જનો સામે પોકાર વ્યક્ત કરે છે. દા. ત

"પ્રભુ! મેરે ઐસી આપ બની, મનકી વ્યથા કુનપેં કહીએ? જાનો આપ ધની પ્રભુ!
ચિત્ત તુ ભઈ દુર્જનકે બચના, જૈસે અર અગની
સજ્જન કોઉ નહિ જાકે આગે, બાત કહુ અપની પ્રભુ! (પૃ. ૧૧૯)
અબ મેરી ઐસી આય બની
કોપાનલ ઉપજાવત દુર્જન, મથન વચન અરની
નામ જ્યુ જલધાર તિહા તુજ, ધાર દુ ખહુનની-અબ૦
મિથ્યામતિ બહુ જન હે જગમેં, પદ ન ધરત ધરની
ઉનતેં અબ તુજ ભક્તિપ્રભાવે, ભય નહિ એક કની-અબ (પૃ ૧૦૦-૧૦૧)
મુજ તુજ-શાસન અનુભવકો રસ, કયુ કરી જાણે લોગ ?
અપરિણીત કન્યા નવિ જાણે, જ્યુ સુખ દયિત-સંયોગ (પૃ ૮૭)
દુર્જનશુ કરી જે હુઓ દૂષણ, હુએ તસ ગોપણ ઇહા
એહવા સાહિબના ગુણ ગાઈ, પવિત્ર કરુ હુ જીહા (પૃ ૭૦)
— જુઓ મારો સંપાદિત .. શ્રી યશોવિજયગણિ-ગુર્જરસાહિત્યસંગ્રહ-૧

આના ખન અને દુર્જન તરફથી થયેના આક્ષેપો વગોણા વગેરે બતાવતાં અનેક અવતરણો યશો વિજયજીની ગુજરાતી તેમજ સસ્કૃત કૃતિઓમાથી મળ છે કે જે હું અન સ્થાનાભાવે Cતારતો નથી ઉપ રના થોડા ઉતારા પરથી જણાશે કે એ નિ તથી પોતાને બહુ લાગી આવતું તેનુ શોધણ-નિરાક ણ-નિવા રણ કરનાની ઈચ્છા રહેતી ક્રોધ ઉપજતો પણ પ્રભુની ભક્તિ અને ગુણગાન કરીને આશ્વાસન લેતા અને હૃદયનો ક્રોધ ને ખેદ નિવારતા શ્રી આનંદઘન એટલા મસ્ત અને ઉચ્ચ કોટિના હતા કે તેમને કોપ થાય નહિ અને નિંદાની કે માનની પરવા હોય નહિ આટલો બનેમા અતર લાગે છે છતા યશોવિજયની આત્મ શા ઉત્તરોત્તર ચડતી ગઇ છે

એમની આત્મસ્થિતિ એમના જ શબ્દમા જોઇએ સમ્યગ્દષ્ટિ-દ્વાત્રિંશ ામા કહેલુ છે કે –

मिथ्यादृष्टिगृहीत हि मिथ्या सम्यगपि श्रुतम् ।
सम्यग्दृष्टिगृहीत तु सम्यग् मिथ्येति न स्थिति ॥

—મિથ્યાદષ્ટિએ ગ્રહણ કરેલુ સમ્યગ્ શ્રુત હોય તો પણ મિથ્યા થાય છે, જ્યારે સમ્યગ્દષ્ટિએ ગ્રહણ કરેલુ મિથ્યાશ્રુત હોય તો પણ સમ્યક્ થાય છે, અને તેવી અમારી સ્થિતિ છે એટલે પોતે મિથ્યાશ્રુતો અનગારેલા તે પોતે સમ્યગ્દષ્ટિ હોઇ પોતાને સમ્યક્પણે થયા છે-પરિણમ્યા છે

શાસ્ત્રના સમ્યક્ પરિચયથી, ધીમાનોના સપ્રદાયને અનુસરી અને પોતાના અનુભવયોગથી રચેના પોતાના અધ્યાત્મસાર નામના સદ્ગ્રથમાં નીચેના (પ્રબધ ૩ શ્લોક ૪૦) પરથી જણાય છે કે તેમને સમભાવ હતો ને તેનુ સુખ પોતે જોએલું હતુ

दूरे स्वर्गसुख मुक्तिपदवी सा दवीयसी ।
मन सनिहित दृष्ट स्पष्ट तु समतासुखम् ॥

—સ્વર્ગનું સુખ તો દૂર છે અને મોક્ષપદવી તો વળી અતિ દૂર છે, પરંતુ મનની સમીપે જ રહેલું સમતાનુ સુખતો (અમે) સ્પષ્ટ રીતે જ જોયેલુ છે

शोकमदमदनमत्सरकलहकदाग्रहविषादवैराणि ।
क्षीयन्ते शान्तहृदामनुभव एवात्र साक्षी न ॥

—શાન્ત હૃદયવાળાના-શમયુક્ત ચિત્તવાળાના શો, મ ામ, મત્સર કલહ કદાગ્રહ, વિષાદ અને વૈર એ (મને) ક્ષીણ થાય છે એ બાબતનો સાક્ષી અહીં અમારો અનુભવ જ છે (પ્રબધ ૭ શ્લોક ૧૮)

ब्रह्मस्थो ब्रह्मज्ञो ब्रह्म प्राप्नोति तत्र किं चित्रम् ।
ब्रह्मविदा वचसाऽपि ब्रह्मविलासान् ननु भवाम ॥

—બ્રહ્મ એટલે પરમાત્મા વિષે (જ્ઞાનના ઉપયોગે) રહેલો બ્રહ્મજ્ઞાની એટલે શુદ્ધ ચૈતન્યને જાણનારો બ્રહ્મને-શુદ્ધ ચૈતન્યને પામે તેમા શુ આશ્ચર્ય? પણ બ્રહ્મજ્ઞાનીના-આત્મજ્ઞાનીના (આનંદઘનજીના) વચનથી પણ અમે બ્રહ્મના વિલાસને-ચિદાનંદને અનુભવીએ છીએ (પ્રબધ ૭ શ્લોક ૧૯)

અનુભવ-આત્મદર્શનનું સ્વરૂપ દાખવી તે પોતાને ગુરુકૃપાથી (આનદઘનની કૃપાથી) પ્રાપ્ત થયો સમ્યક્ત્વ જળહળીત થયુ મોહને અનુભવથી નિર્બળ કર્યો-એ વાત સ ૧૭૩૮ પછી રચેના શ્રીપાળ રાસના ચોથા ખડના છેવટના ભાગમા પોતે જણાવે છે તેમાથી થોડી કડીઓ લઈએ —

માહરે તો ગુરુચરણ પસાયેં, અનુભવ દિલમા પેઠો
ઋદ્ધિ વૃદ્ધિ પ્રગટી ઘટમાહિ, આતમ-રતિ હુઈ બેઠો.

ઉગ્યો સમકિત-રવિ જલહલતો, ભરમ-તિમિર સવિ નાઠો
તગતગતા દુર્નય જે તારા, તેહનો બળ પણ થાઠો × ×
હરખ્યો અનુભવ-જોર હતો જે, મોહમલ્લ જગ-લૂંઠો
પરિપરિ તેહના મર્મ દેખાવી, ભારે કીધો ભૂંઠો.
અનુભવ-ગુણ આવ્યો **નિજ** અંગે, મિટ્યો રૂપ **નિજ** માઠો
સાહિબ સન્મુખ સુનજર કરતાં, કોણ થાયે ઉપરાંઠો ? × ×

શ્રી **આનદઘન** પેઠે **યશોવિજયે** પણ અનેક પદો રચ્યાં છે અને તે '**જશવિલાસ**' એ નામે પ્રકટ થયાં છે. (વિશેષમાં જુઓ મારી સપાદિત ય. કૃત ગૂર્જરકાવ્યસગ્રહના પહેલા ભાગની આવૃત્તિ પૃ. ૧૪૧ થી ૧૭૮, ૨૯૫ થી ૨૯૮.)

જૈનોમાં સતો-સત સાહિત્ય જેવું છે કે નહિ એની પુછપાછ થાય છે. તેનો ઉત્તર છે કે જૈનોમાં અનેક સતો થયા છે અને પોતાની 'વાણી' (મધ્યયુગમાં 'વાણી' શબ્દ સતોની રચનાઓ માટે વપરાતો) હૃદયના સહજ ઉદ્‌ગારરૂપે ગાઈ મૂકી ગયા છે. દા. ત શ્વે૦ સપ્રદાયમાં ઉક્ત શ્રી **આનદઘન**, **યશોવિજય**, **વિનયવિજય** (સ્વ૦ સ. ૧૭૩૮ તેમનો 'વિનયવિલાસ' નામનો પદસંગ્રહ) **જ્ઞાનસાર** (કવિકાલ સ. ૧૮૫૨ થી ૧૮૮૮-તેમનો સુદર પદસગ્રહ છે ને દુર્ભાગ્યે અપ્રકટ છે. તે મેં એકત્રિત કરી રાખ્યો છે ને છપાવનારને વાંકે અમુદ્રિત રહ્યો છે), **ચરિત્રનદિ**-ને કવિતામાં **જ્ઞાનાનદ** (સ. ૧૮૮૯ થી ૧૯૦૯-જુઓ તેમના 'જ્ઞાનવિલાસ' અને 'સયમ તરગ' નામે પ્રકટ થયેલા સગ્રહ) 'કર્પૂરવિજય તે **ચિદાનંદ** (૨૦ મી સદીના આરભે, '**ચિદાનદ બહોતરી**' વગેરે તેનો સગ્રહ છપાયેલ છે), **ખેડાજી** અને **રાયચદ** કવિ (૨૦ મી સદીના મધ્યમાં; તેમનો સગ્રહ છપાયો છે). દિગમ્બર સંપ્રદાયમાં **બનારસીદાસ**, **ભૂધરદાસ**, **ધાનતરાય**, **દોલતરામ**, **ભાગચદ** આદિ થયા છે કે જેમનાં પદો '**બનારસીવિલાસ**'માં અને 'જૈન પદ સગ્રહ'ના પાચ ભાગમાં ત્રીશેક વર્ષ પહેલાં સાક્ષર **નાથુરામ** પ્રેમીજીથી સંપાદિત થઇને જૈન ગ્રંથ રત્નાકર કાર્યાલય તરફથી છપાયેલ હતાં. તેનો ઉઠાવ આવાં પવિત્ર અને ઊચી કક્ષાનાં પુસ્તકો પ્રત્યેની જૈનોની ઉપેક્ષા અને જડતાના કારણે વિશેષ ન થઈ શકયો તેથી તેની બીજી આવૃત્તિ થઈ શકી નથી.

આ સર્વેનાં પદોની રસમય ચુંટણી કરી-કરાવી એક સામાજિક ગ્રન્થાવૃત્તિ કોઈ પ્રકાશક બહાર પાડે તો જૈનોમાં પણ સાચા સાહિત્યને ગૌરવ આપે એવુ ચિરકાલીન 'સત-વાણી-સાહિત્ય' ભર્યું છે એની પ્રતીતિ જૈનેતર બહુસંખ્યાવાળી પ્રજાને કરાવી શકાશે અત્યારસુધી જૈન કવિઓનું ગીતસાહિત્ય અજૈનોના દૃષ્ટિપથે આવ્યુ નથી, મૂકાયુ નથી એમાં આપણે જૈનો જ નિમિત્તભૂત છીએ. કેટલાક જૈન અને જૈનેતર-બને સમાજમાં થયેલા કવિઓનાં ચુટેલાં પદોને એકત્રિત આપવાનો સપાદક પ૦ **બેચરદાસે** શુભ પ્રયાસ કર્યો છે તે હમણાં 'ધર્મામૃત' નામે ગ્રન્થાકારે બહાર પડ્યો છે એ નોંધવા યોગ્ય બીના છે. આવા સંગ્રહથી તુલનાત્મક દૃષ્ટિથી એકબીજાની સમાનતા જોવાની-સર્વપ્રત્યે આદરમાન ઉત્પન્ન કરવાની અને સંત કવિઓના અનુભવથી ભરેલાં વચનોમાં કેટલું બધુ સામ્ય ભરેલુ છે તે પારખવાની તક મળે છે. ઊચાં પદોને, આપણાં આવાં સુંદર ગીતોને આપણા શિક્ષણમાં સસ્કૃતિમાં આજ સુધી કેટલુ ઓછુ સ્થાન મળ્યુ છે? તેના ઉત્તરમાં મહાત્મા **ગાંધી** કહે છે કે-"એ વાત સાચી છે, અને એ કંઇ ઓછા દુઃખની વાત નથી. હવે જાગવાનો સમય આવ્યો છે. કારણ જો લોકોના અનાદર અને ઔદાસિન્યના પરિણામે આ ગીતો મરવા પામે તો તે ભારે દુઃખની વાત થઈ પડશે આ વાત મેં વારવાર કહી છે." (પ્રબુદ્ધ જૈન ૧-૧૧-૪૧ પૃ. ૧૨૪)

અધ્યાત્મ-ગીતો સમજીએ તે પહેલાં આધ્યાત્મિકનો સ્પષ્ટ અને વિશેષ અર્થ આપણી જૈન પરિભાષાના 'સમ્યગ્ જ્ઞાન' અને 'સમ્યક્ ચારિત્ર' એ રીતે ગ્રહણ કરીશું તો સમજાશે કે

'વીતરાગત્વમા પરિણામ પામનાર આત્મનક્ષી જ્ઞાન તે સમ્યગ્ જ્ઞાન  આજકાલ વપરાતા 'વિદ્યા' શબ્દનો અર્થ કોઈપણ વિષયનું માત્ર શાસ્ત્રીય જ્ઞાન છે જેમકે રસાયણવિદ્યા વગેરે એ રીતે સમ્યક્ ચારિત્ર એટલે આત્મશુદ્ધિ અને ક્રિયાકાંડ એટલે દેખીતા બાહ્યલક્ષી વિધિવિધાનો 'વિદ્યા' એ પોતે 'સમ્યગજ્ઞાન' નથી પણ સમ્યગ્ જ્ઞાન હોય તો એ વિદ્યા આધ્યાત્મિક કહેવાય  એ જ રીતે બાહ્ય 'ક્રિયાકલાપ' કે બાહ્ય 'આચાર' એ પોતે સમ્યક્ ચારિત્ર નથી, પણ જો તે 'સમ્યક્ ચારિત્ર'ની ભાવનામાંથી, ફુલમાંથી સુવાસની પેઠે પ્રયત્ન વિના જ જ મેળ હોય તો તે આધ્યાત્મિક છે' (શ્રી જિનવિજય)

આનંદઘનજી સાધ્ય સિદ્ધ કરવામા અપ્રમત્ત પ્રયત્નશીલ રહેતા થકા આત્મસિદ્ધિ પ્રાપ્ત કરવામાં ઘણે અંશે સફળ થયેલા સાધક અને કવિ હતા  સાથે શુદ્ધ મર્મી હતા  જેવી તેમની વાણી ઉદાર છે, તેવીજ તેમા ગભીરતા છે અને તેવુજ તેનું સૌંદર્ય તથા તેની રસસમૃદ્ધિ છે  યશોવિજયજી પણ સાધક અને કવિ હતા  પણ પ્રમાણમા ફેર, આનંદઘનજીમા જેટલી ને જેવી ઉદારતા અને ગંભિરતા પોતાના શુદ્ધ મર્મીપણા (mysticism) ને લઈ સતત વહેતી રહી હતી, તેટલી અને તેવી યશોવિજયજીમાં સતત દશ્યમાન ન થાય તો તે તેમનામા તેના પ્રમાણમા મર્મીપણું ન હોવાને કારણે સમજવું

અતે શ્રીઆનદઘન અને શ્રીયશોવિજય બંનેના એક બે કાવ્ય-ટુકડાનું સ્મરણ કરી તેમની અધ્યાત્મકૃતિઓના શુદ્ધ સસ્કરણ ભાવાર્થ-ટીકા અને માર્મિક વિવેચન સહિત પ્રકટ કરવા કરાવવાની જરૂર છે એ પર સમાજનુ ધ્યાન ખેંચી અત્યારે અત્ર વિરામ લેવો યોગ્ય છે

'અધ્યાત્મી જે વસ્તુ વિચારે   ×   ×
વસ્તુગતે જે વસ્તુપ્રકાશે, આનદઘન-મત-વાસી રે (આ૦ નું ૧૧ મા જિનનું સ્ત )
'આતમજ્ઞાની શ્રમણ કહાવે,   ×   ×
વસ્તુગતે જે વસ્તુ પ્રકાશે  આનંદઘન-પદ-સગી રે (આ૦ નું ૧૨ મા જિનનું સ્ત.)
આતમ અનુભવ રસભરી  યામ ઔર ન માવે
આનદઘન અવિચલ કલા  વિરલા કોઇ પાવે (આ૦ નુ બીજુ પદ)
ચેતન! જ્ઞાનકી દૃષ્ટિ નિહાળો
જ્ઞાનદૃષ્ટિમા દોષ ન એતે, કરો જ્ઞાન-અજુઆળો
ચિદાનદ ઘન સુજસવચનરસ, સજ્જન હૃદય પખાળો-ચેત! (ય૦ નું એક પ )



# ભારતીય સંસ્કૃતિના ઘડતરમાં જૈન ધર્મનો ફાળો

લેખક ખુશાલદાસ જગજીવનદાસ

દરેક દેશ કે પ્રજાને પોતપોતાની સસ્કૃતિ હોય છે અને એ સસ્કૃતિને ઘડવામાં ત્યાંની પ્રત્યેક વ્યક્તિનો, ભૌગોલિક પરિસ્થિતિનો, ઇતરદેશીય આક્રમણોનો, તેમની સાથેના વ્યાપારિક સબંધોનો ઇત્યાદિનો ઓછોવત્તો હિસ્સો હોય છે. તે બધામાં ધર્મોનો સૌથી વિશેષ મહત્વનો હિસ્સો હોય છે.

આર્યાવર્તને આંગણે જે સસ્કૃતિ ફળી ફાલી છે, તેના ઘડતરમાં અનેક પ્રજા અને ધર્મોએ યથામતિ પોતપોતાની કળા અને કુશળતા અજમાવી છે. વેદવ્યાસ, વાલ્મિકી, હેમચદ્ર કે રવીંદ્ર જેવા ઋષિજનોએ તેને પોતાની કલ્પનાપીંછી દ્વારા વિવિધ રગે રગીને સુશોભિત કરી છે. રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર કે મોહનદાસ જેવા મહાત્માઓએ પોતપોતાની વિશિષ્ટ શક્તિદ્વારા તેને સર્વાંગ સુંદર બનાવેલ છે, પાણિનિ પતંજલિ, કણાદ, કપિલ, યાજ્ઞવલ્ક્ય, મનુ કે ભદ્રબાહુ જેવાઓએ સસ્કૃતિના વૃક્ષને જલસિંચન કર્યું છે, સિદ્ધસેન, સમતભદ્ર, શંકરાચાર્ય, કુમારિલ, નાગાર્જુન કે હરિભદ્ર જેવાઓએ તેને પોતાની વિલક્ષણ તાર્કિક બુદ્ધિની એરણ પર ચડાવીને કસી જોઈ છે, અશોક, સપ્રતિ, ખારવેલ, વિક્રમાદિત્ય, હર્ષવર્ધન કે કુમારપાળ જેવા ચક્રવર્તીસમા રાજાઓએ તેને ફેલાવી છે; તુલસીદાસ કે તુકારામ, કબીર કે મીરા આનંદઘન કે યશોવિજય, રાજચંદ્ર કે રામકૃષ્ણ જેવા સત હૃદયોએ તેને સંસ્કારીને સમૃદ્ધ કરેલ છે દ્રાવિડીપ્રજા, આર્યપ્રજા, હુણ, શક કે મુસ્લિમ ટોળાઓએ તેને પોતપોતાની અસરદ્વારા ઓપ આપેલ છે તથા તેને પોતાની બનાવવા કોશીષ પણ કરેલ છે; આર્યાવર્તના આદિ કવિથી તે કવિસમ્રાટ કાલિદાસ અને આજ સુધીના કવિઓએ તેને મુક્તકંઠે ગાઈ છે, એટલુ જ નહિ પણ નિત્યનૂતન કલ્પનાઓ દ્વારા તેને શણગારતા રહ્યા છે. એ રીતે પોતાનુ અર્ધ્ય તેને ચરણે ધરેલ છે આમ સસ્કૃતિના ઘડતરમાં, તેના પોષણમાં, વિકાસમાં, વિસ્તારમાં તથા તેને સદૈવ લાવણ્યમયી રાખવામાં આર્યાવર્તના પ્રત્યેક પ્રાણનો હિસ્સો જણાઈ આવે છે.

**આર્ય આદર્શ—**

સંસ્કૃતિની વિશેષતા જ એ છે કે તે સર્વ શિષ્ટ અને સસ્કારી વિચારોને અપનાવી પોતાના કરી લે છે અને પોતાની ગોદમાં સૂનાર સૌને તેવા બનાવવાની કોશીષ કરે છે; વિવિધ વૃત્તિ અને વ્યવસાયના માણસોને પણ તે એક સૂત્રમાં નાથે છે; સૌને માટે તે આદર્શરૂપ રહે છે. એ આદર્શને જાણવો હોય તો આપણે જીવનના વિવિધ ક્ષેત્રે વિચરી રહેલા ભારતીય આત્માઓના આદર્શને જોવો અને જાણવો પડશે

ભારતવર્ષપર પર નજર ફેકતા જ આપણને જણાય છે કે પોતાની વિત્તૈષણાને તૃપ્ત કરવા મથતો વેપારી અર્થના ત્યાગમાં જ સતોષ માને છે. યુદ્ધઘેલો યોદ્ધો અન્યના સરક્ષણમાં જ પોતાને કૃતકૃત્ય માને છે. કવિ કે કલાવિદ્ પોતાના શ્રેષ્ઠ પાત્રોની શ્રેષ્ઠતા તેમની સદાચાર, સયમ, ત્યાગ, તપસ્યા, દયા, દાન, ન્યાય, નીતિ કે પરોપકાર જેવી વૃત્તિની વિશિષ્ટતામાં જ જુએ છે, કુટુબવત્સલ ગૃહપતિ આખરે કુટુબના ત્યાગમાં જ આત્મશ્રેય દેખે છે. સર્વસ્વનો ત્યાગ કરનાર સતપુરુષો આત્મધર્મની ઓળખને જ શ્રેષ્ઠ ગણે છે. આ બધા ઉપરથી એમ કહી શકાય કે સત્ય, સદાચાર, સંયમ, ત્યાગ, પરોપકાર, પ્રેમ અને પરીષહદ્વારા આત્મધર્મનો સાક્ષાત્કાર કરી શાશ્વત સુખ મેળવવુ એ જ આર્ય આદર્શ છે એ આદર્શને દરેક માણસ પોતાના ક્ષેત્રમાં નજર સમક્ષ રાખે છે અને પોતાનો

જીવનક્રમ ઘડે છે વિવિધરૂપે દેખાતા જીવનના વિધવિધ ક્રમોમાં રહેલી આ એકાગ્રતા જ આર્યસંસ્કૃતિ છે

## લેખનો ઉદ્દેશ્ય—

આ નાના લેખમાં જૈન ધર્મ તેના પ્રવર્તક, પ્રચારક અને સંરક્ષક મહાપુરુષોએ આજની આર્યાવર્તની સંસ્કૃતિ ઘડવામાં પોતાનો જે ફાળો આપ્યો છે, તેનો સંક્ષેપમાં નિર્દેશ કરવો એ જ ઉદ્દિષ્ટ છે

આદિ તીર્થંકર ઋષભદેવથી ત્રેવીશમા તીર્થંકર પાર્શ્વનાથ પહેલાના સમયને આપણે અનૈતિહાસિક માની લઈએ તો પણ પાર્શ્વનાથ અને મહાવીરનાં અનુપમ ચરિત્રો, એમનો આદર્શ ઉપદેશ અને એમના અનુયાયીઓના ધાર્મિક જીવન આપણને ખાત્રી કરાવે છે કે તે મહાપુરુષોએ માનવી જીવનનું ધ્યેય નક્કી કરીને અને ધ્યેયસિદ્ધિના ઉપાયોને વ્યવસ્થિત રીતે સુધારી તેમાં ઉમેરો કરીને આર્યસંસ્કૃતિને વિશુદ્ધ અને વિસ્તૃત બનાવી છે

## મહાવીરના સમયની પરિસ્થિતિ—

એ તો સર્વવિદિત છે કે બુદ્ધ અને મહાવીર સમકાલીન હતા, તે સમયે વૈદિકધર્મ પ્રચલિત હતો એ બન્ને મહાપુરુષોના ઉપદેશભર્યા આગમોમાં અને પિટકગ્રંથોમાં તત્કાલીન પરિસ્થિતિનો પરિચય આપતા અનેક પ્રસંગો નોંધાયા છે તે પરથી તેમજ વૈદિક વાઙ્મય ઉપરથી આપણે વૈદિક માન્યતાઓનો અને તે વખતની પરિસ્થિતિનો અભ્યાસ કરી શકીએ છીએ

યજ્ઞયાગ અને વર્ણાશ્રમ વ્યવસ્થા વૈદિક ધર્મની વિશેષતા છે કોઈપણ ધર્મનો ઉદય તેની પ્રજાના ઐહિક અને આત્મિક સુખશાંતિના વિકાસ અર્થે જ થાય છે યજ્ઞયાગ કે વર્ણાશ્રમ વ્યવસ્થા આર્યજનતાના અભ્યુદય અર્થે જ હતા, પણ ભગવાન મહાવીર અને બુદ્ધના સમયે ધર્મના તે સુંદર તત્ત્વો સડી ગયા હતા જૈન અને બૌદ્ધ મૂળ ધર્મગ્રંથોમાં આવતા યજ્ઞયાગના ચિત્ર કંપાવનારાં વર્ણનો ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે દેશમાં ધનદોલતની અને સુખશાંતિની વૃદ્ધિ અર્થે થતા યજ્ઞો પ્રજાની સર્વશ્રેષ્ઠ સંપત્તિરૂપ પશુઓની 'સ્વાહા' બોલાવતા પ્રજાના હજારો પશુઓનો થતો વધ સુખશાંતિ અપાવાને બદલે સંતાપ અને વિનાશ જ અર્પી જતો પ્રજા પાસેથી પરાણે લેવાતા પશુઓ અને નજરાણાઓએ તેનામાં ભયની અને તિરસ્કારની લાગણી પૂરતા પ્રમાણમાં પ્રવર્તાવી હતી

પરંતુ માત્ર યજ્ઞયાગ સંબંધે અસંતોષ કે તિરસ્કાર ન હતો વર્ણાશ્રમ વ્યવસ્થામાં પણ જન્મગત ઊંચનીચના ભેદભાવોએ એટલું જ તીવ્રરૂપ લીધેલું હતું બ્રાહ્મણો પોતાને જ સર્વત્ર શ્રેષ્ઠ સમજતા હતા હલકા કુળના લોકોને અસ્પૃશ્ય અને ત્યાજ્ય ગણતા સ્પર્શની બાબતમાં તેમનો સામાજિક બહિષ્કાર હતો તેમની પાસેથી ગુલામોની માફક કામ લેવાતું જ્યારે તેમને વળતર અતિ અલ્પ અપાતું તેમને ધર્મશાસ્ત્રો ભણવાનો કે ત્યાગી બનવાનો અધિકાર નહિ સમાજમાં ભળવાની કે સમાજની સેવા મેળવવાની તેમણે કલ્પના સરખી પણ કરાય નહિ વર્ણ વ્યવસ્થા સંબંધે આવી માન્યતા કે ભાવના માનવ આત્માની એકતાની દૃષ્ટિએ કે તેના હૃદય તથા બુદ્ધિની સમાનતાની દૃષ્ટિએ અમાન્ય અને ત્યાજ્ય જ મનાય

આશ્રમ વ્યવસ્થા ગમે તેટલી સારી હશે પણ મહાવીર વખતે તે વિકૃતિને વરી ચૂકી હતી બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ વાનપ્રસ્થાશ્રમ અને સંન્યસ્તાશ્રમ—એ ચાર આશ્રમોમાંથી પ્રત્યેક માણસે—ખાસ કરીને ઉચ્ચ ગણાતી બ્રાહ્મણ જાતિએ—પસાર થવું જ પડતું બ્રહ્મચારી રહેવા ઇચ્છતા કોઈને બ્રહ્મચર્યનો ત્યાગ ન કરવો હોય તો તે સાધારણતયા તેમ કરી શકતો નહિ તેની સામે વેદો, ઉપનિષદો કે સ્મૃતિગ્રંથો આવીને લાલબત્તી ધરી દેતા કે પુત્ર વિના મરણ પામનારની સદ્ગતિ થતી નથી, પણ અવગતિ થાય છે જો વંશવૃક્ષનો વિચ્છેદ કરવામાં આવે તો પિતૃઓનું તર્પણ કોણ કરશે? ઇત્યાદિ

આ તો દેશના દૈનિક જીવનમાં દેખાતી અસંગતતાનો વિચાર થયો. પરંતુ ગૃહોનો ત્યાગ કરી, જંગલમાં જઈ દેહદમન કરનારા જટાધારી સાધુઓનો મોટો ભાગ જન્મ, જરા અને મરણનો પરિતાપ ટાળવા રૂપ આર્યઆદર્શને ભૂલ્યો હતો. માત્ર સ્વર્ગ, કે ચક્રવર્તીપણુ, અમુક સિદ્ધિઓ કે અમુક અભિલાષાઓ જ આદર્શરૂપે દેખાતાં. તેમને માટે તે તપતા અને તેમને મેળવતા પણ. એથી જ કેટલાય ત્યાગીઓ તામસી વૃત્તિના જણાતા. તપશ્ચરણવિધિમાં અંતરાય પાડનાર પશુ, પક્ષીઓ કે માનવીઓ તેમની તેજઃશક્તિનો ભોગ થયાનુ આપણે સાંભળ્યુ છે. આત્મજ્ઞાનના સાધનભૂત યોગવિદ્યામાં પણ હઠયોગ પ્રધાનતા ભોગવતો હતો અને હઠયોગથી સધાતી સિદ્ધિઓમાં તેઓ અટવાઈ જતા હતા. આમ સાત્ત્વિક વૃત્તિના સવર્ધન માટે સાદુ અને સયમી જીવન સ્વીકારનાર સાધુઓ વાસ્તવિક રીતે તામસી કે રાજસી વૃત્તિમાં જ વીટળાઈ રહેતા આ ઉપરાત દીર્ઘનિકાયાદિ બૌદ્ધ ગ્રથોમાં અને સૂર્યગડાગાદિ જૈનગ્રથોમાં ભિન્ન ભિન્ન મતવાળાઓનાં વર્ણનો ખૂબ મળે છે. તે ઉપરથી જણાય છે કે તે દરેકનો અભિપ્રાય અલગ અલગ રહેતો. 'नासौ मुनिर्यस्य मत न भिन्नम्' આવી રીતે સૌ પોતપોતાની ચોકાબાજીમાં ફસાએલા નજરે પડતા હતા ટૂંકમાં સમાજજીવનના અને ધર્મજીવનના નાના મોટા પ્રત્યેક અંગમાં વિકૃતિનો વિલાસ વર્તી રહ્યો હતો

ભગવાન પાર્શ્વનાથ અને મહાવીરે આ વિકૃતિ સામે વિરોધ નોંધાવ્યો. એ વિરોધ દર્શાવતાં તેમણે જે જે સનાતન સત્યો જગતસમક્ષ રજૂ કર્યા, તે સત્યો જ ભારતવર્ષને, ભારતીય સસ્કૃતિને જૈન ધર્મની, તેના પ્રવર્તકોની અને પોષકોની ભેટ છે. એમાનાં કેટલાકનું અતિ સક્ષિપ્ત નિરૂપણ નીચે પ્રમાણે છે—

### ૧. અહિંસાના પરિપૂર્ણપાલનનો આદર્શ—

અહિંસાના પરિપૂર્ણ પાલન માટે જૈન ધર્મે અસાધારણ આગ્રહ સેવ્યો છે. તે માને છે કે દરેક પ્રાણ, ભૂત, જીવ કે સત્વનો આત્મા સમાન છે, દરેકને જિજીવિષા સરખી છે, સૌને સુખ પ્રિય છે અને દુ ખ અપ્રિય છે તેથી આ મહા નિયમ જેટલો સામાન્ય અને સર્વવ્યાપી છે તેટલું જ સર્વવ્યાપી અહિસાનુ પાલન હોવુ જોઈએ. તેના પાલનમાં કોઈપણ પ્રકારનો અપવાદ ધર્મરૂપ નથી અહિંસા એ જ ધર્મ અને ધર્મ એ જ અહિંસા. સયમ અને તપ તેને સર્વાંગ સંપૂર્ણ બનાવવા માટે જ છે. સૂયગડાંગસૂત્રમાં કહ્યું છે 'જ્ઞાનમાત્રનો સાર અહિંસાનું આચરણ છે.' દશવૈકાલિકમાં ગાયુ છે 'અહિસા, સયમ અને તપ એ જ ધર્મ છે' એકેંદ્રિયથી લઈને પચેંદ્રિય સુધીના સર્વ જીવોનુ વ્યવસ્થિત અને સૂક્ષ્મ વિભાજન અન્યત્ર કયાય દેખવામા આવ્યુ નથી સાધુઓની કાયિક, વાચિક કે માનસિક કોઈપણ નાનીમોટી પ્રવૃત્તિને અહિંસાની એરણે ચડાવી જોવાની અને તે સબધી સતત જાગૃતિ રાખવાની આગમોમાં ઠેકઠેકાણે આજ્ઞા કરવામાં આવી છે. આજ સુધીનો જૈન ધર્મનો અને ભારતનો ઇતિહાસ કહે છે કે જ્યાં જ્યાં જૈનો ફેલાયા, ત્યા ત્યા તેમણે અહિંસાના આચરણ ઉપર અસાધારણ ભાર મૂકેલ છે, ત્યાં સુધી કે તે તે પ્રદેશના લોકોને માંસભક્ષણ કે યજ્ઞયાગ જેવા હિંસક ધાર્મિક ક્રિયાકાંડોને સદાને માટે છોડવા પડ્યા છે. ખરેખર ભારતવર્ષનો સાંસ્કૃતિક આદર્શ એક હોવાને કારણે જે જે ઉત્તમ હોય તેને તે તરત નિઃસકોચ અપનાવી લે છે અને એ જ એની વિશેષતા છે.

### ૨. વિરોધી પ્રત્યે પણ સમભાવ કે કરુણાભાવ—

અહિંસાના પરિપૂર્ણ પાલનના આગ્રહમાંથી જ 'शठ प्रति शाठ्य कुर्यात्' જેવી રાજસી વૃત્તિને સ્થાને 'शठ प्रत्यपि सत्य कुर्यात् वा शिव कुर्यात्' નો સાત્વિક આદર્શ આગળ આવ્યો વિરોધી પ્રત્યે પણ સમભાવ! કલ્યાણની કે કરુણાની બુદ્ધિ! પાર્શ્વ અને મહાવીરના દૃષ્ટાંતો તેની સાબિતી માટે જ્વલત દૃષ્ટાંત છે કામઠ તાપસે આપેલ પરીષહો પાર્શ્વનાથે વેર લેવાની ભાવના વિના જ સમભાવપૂર્વક સહ્યા 'કોઈપણ દૈવી, માનુષી કે પાશવી પરીષહો વા દુઃખો આવી પડે, તો

તે સર્વેને બચવાનો લેવાની ઈચ્છા વિના, કે તેમને દૂર કરવા બીજાની મદદ લીધા વિના સમભાવપૂર્વક સહન કરીશ' એવી ભીષણ પ્રતિજ્ઞાનું અક્ષરશઃ પાલન કરનાર વર્ધમાન જ અહિંસાનો સંપૂર્ણ આદર્શ રજૂ કરી શકે. કારણ કે અહિંસક આત્માની વૃત્તિમાં સમભાવ અને પ્રેમ-નિયમ પ્રેમ-પ્રધાન સ્થાન ભોગવે છે. તે એમ માને છે કે આત્મશાંતિ અને વિશ્વશાંતિ માટે અહિંસાનો અમલ જો ઉત્તમ ઉપાય હોય, તો પોતા પ્રત્યે અન્યના અહિંસક વર્તનની અપેક્ષા અસ્થાને છે. આત્મગુણના વિકાસ માટે આંધળું અનુકરણ કેમ કરાય? ભૂલનેવાની ભૂલ સુધારવા આપણે ભૂલ કેમ કરાય? તેની નજર સમક્ષ ફક્ત એટલું જ હોય કે હિંસા આત્માનું અને પરનું અહિત કરનારું તત્ત્વ છે.

## ૩. સંયમ તથા તપનો આદર્શ—

સંયમ અને તપ રાગદ્વેષ ઉપરના વિજય માટે છે. આત્માની ઓળખ માટે છે. વિવેકજ્ઞાન પ્રગટાવવા માટે છે એ હકીકત પાર્શ્વે અને મહાવીરે પોતાના આચરણ દ્વારા પ્રત્યક્ષ કરાવી. તેમણે બાહ્યતપ સામે પોકાર ઉઠાવ્યો. હઠયોગની પ્રક્રિયાને અપસાર ગણી નહીં, અને તપનું તેમજ યોગનું કે ધ્યાનનું વાસ્તવિક સ્વરૂપ શું છે તે સમજાવ્યું. તપના અર્થને અને હેતુને વધારે વિકસાવ્યા અને ઉદાત્ત બનાવ્યા. તેમણે એ સ્પષ્ટ સમજાવ્યું કે આત્મજ્ઞાનની ઓળખ વિનાનું તપ માત્ર દેહદમન છે. તે ઐહિક સુખપ્રાપ્તિ કે વિશિષ્ટ સિદ્ધિની પ્રાપ્તિ માટે છે એમ સમજવું એ ભ્રમ છે. માત્ર આત્મસાક્ષાત્કાર જ તેનો હેતુ હોઈ શકે. પાર્શ્વનાથને પરીષહો આપનાર કમઠ તાપસનું વર્ણન કદાચ રૂપકાત્મક હોય. તો પણ બાહ્યતપ સામેના પાર્શ્વના વિરોધની તે સાક્ષી પૂરે છે. આત્માને ઓળખ્યા વિનાના કાયક્લેશની નિસ્સારતા બતાવવા માટે એ જ્વલંત દૃષ્ટાંત છે. દરેક પ્રવૃત્તિ વખતે વિવેક જાગ્રત રાખવાનો અને અહિંસા પ્રત્યે વિશેષ આદર કેળવવાનો મુખ્ય બોધપાઠ છે. માટે જ મહાવીરે કહ્યું પ્રત્યેક ધર્મકાર્ય યોગ છે. તેની સાધના માટે વિશિષ્ટ પ્રક્રિયામાંથી પસાર થવાની જરાય જરૂર નથી.

## ૪ સર્વ જીવોની સમાનતા-કર્મસિદ્ધાંતની વૈજ્ઞાનિકતા—

એકેન્દ્રિયથી માંડી પંચેન્દ્રિય સુધીના જે કોઈ જીવ આ જગત ઉપર જોવામાં આવે છે, તે સર્વે સમાન છે. તેમનું આત્મસ્વરૂપ એક છે, વિવિધતા દેખાય છે તે તો કર્માધીન છે. જે જીવ આજે એકેન્દ્રિય કે બેઇન્દ્રિયવાળો છે તે પહેલા પંચેન્દ્રિય વાળો હતો અને હવે પછી પણ થઈ શકશે, તથા જે આજે પંચેન્દ્રિયવાળા છે તે પહેલા એકેન્દ્રિય વાળો હતો અને હવે પછી પણ થઈ શકશે. માટે આજના પંચેન્દ્રિય જીવે એકેન્દ્રિયને પણ પોતાના સમાન સમજવા જોઈએ તો પંચેન્દ્રિયની તો વાત જ શી કે જે વર્તમાનમાં વિકાસની દૃષ્ટિએ સમાન કક્ષાવાળા છે?

મહાવીરના આ કર્મસિદ્ધાંતે ચાર વર્ણોમાં વિદ્યમાન જન્મગત ઊંચનીચભાવનાનો પ્રબળ વિરોધ કર્યો. તેમણે એ જાહેર કર્યું કે ચંડાળકર્મ કરનારો બ્રાહ્મણ ચંડાળ જ કહેવાય. બ્રાહ્મણ નહિ. સાત્ત્વિક વૃત્તિવાળો, ધર્મકર્મ કરનારો શૂદ્ર બ્રાહ્મણ કહેવાય, શૂદ્ર નહિ. જો બ્રાહ્મણને અને ચંડાળને ઇન્દ્રિયો સરખી છે, ભૂખ તરસની સંવેદના સરખી છે. ક્રોધાદિકષાયોને વશ થવાની પામરતા કે નહિ વશ થવાની વીરતા સરખી છે. તો તે લોકો ધર્મકર્મથી સમગ્ર જીવનથી કે સમાજ તરફના સદ્વ્યવહારથી શા માટે વંચિત રહેવા જોઈએ? ગામ અને કાળા વચ્ચેના ઊંચનીચભાવની આજે આપણે જે રીતે નિંદા અને વિરોધ કરીએ છીએ તે રીતે પ્રભુ મહાવીરે ચાર વર્ણો અને બીજી જાતિઓ વચ્ચેના ઊંચનીચભાવ સામે પોકાર ઉઠાવ્યો હતો. માણસને યોગ્યતાનુસાર સારો કે નરસો, બ્રાહ્મણ કે ચંડાળ ભલે કે ભોગી કહી શકાય પણ જન્મથી તેમ કહેવો એ તો આત્માને નહિ ઓળખનાર અજ્ઞાની અને અભિમાની આત્મા જ કહી શકે, આત્મજ્ઞાનનો ઇચ્છુક કદી નહિ.

### ૫. નિવૃત્તિનો આદર્શ—

સર્વસ્વનો ત્યાગ એ સંપૂર્ણ અહિંસકનું અનિવાર્ય આચરણ છે. જ્યાં પરિગ્રહ છે ત્યાં પ્રમાદ છે, હિંસા છે, પાપ છે. મુમુક્ષુમાં મમત્વપ્રેમ એ પરસ્પર વિરોધી છે. તેથી જૈન ધર્મે ધર્માર્થી કે આત્માર્થી માટે સર્વસ્વનો ત્યાગ એક અનિવાર્ય શરત તરીકે રજૂ કર્યો. પરંતુ એ ત્યાગ સંપૂર્ણ બ્રહ્મચર્ય વિના ન જ સંભવે તેથી સંપૂર્ણ બ્રહ્મચર્યનું પાલન પણ તેમને માટે અનિવાર્ય બન્યું.

આ તરફથી વેદવિશારદ બ્રાહ્મણોને તે ખટક્યું તેઓ ગૃહસ્થાશ્રમી પણ હતા અને પરિગ્રહી પણ. તેમને આશ્રમવ્યવસ્થા સામે ઉપરનો આદર્શ એક ફટકા સમાન લાગ્યો; પણ મહાવીરના વિવેકે તો જાહેર કર્યું કે જો બ્રહ્મચર્યાશ્રમ શ્રેષ્ઠ હોય અને છે જ તો પછી માણસ શરૂઆતથી જ એટલેકે બ્રહ્મચર્યાશ્રમથી જ જીવનપર્યંત બ્રહ્મચારી અને ત્યાગી રહે તો શું ખોટું ? તેથી તો તેના આત્માનું અને સમાજનું ઉભયનું કલ્યાણ જ છે. જેની ઓછામાં ઓછી હાજતો હોય છે તે જ આત્મહિત અને પરિણામે જગતહિત વધારેમાં વધારે સાધી શકે છે. વચલા કે પછીના આશ્રમોની અનિવાર્યતાનો ત્યાગ કરીને અને માત્ર પહેલા આશ્રમમાં રહેનારાની ઉત્તમતાનો પ્રચાર કરીને તેમણે શ્રમણસંસ્કૃતિની વિશેષતા જનતા સમક્ષ રજૂ કરી. તેમણે જાહેર કર્યું કે કામગુણો સંસારનાં મૂળ છે કુટુંબકબિલામાં કે બીજે ક્યાંય આસક્ત રહેનારા માણસથી આત્મસાક્ષાત્કાર અનેક ગાઉ આઘો રહે છે.

### ૬. અનેકાંતદૃષ્ટિ—

જૈન ધર્મની મહત્ત્વની વિશેષતા અનેકાંતદૃષ્ટિના તેના સ્વીકાર અને નિરૂપણમાં છે. કોઈ પણ એક વસ્તુને એક જ બાજુથી કે એક જ અપેક્ષાથી ન નિહાળતાં તેની બધી બાજુએથી જોવી વિચારવી અને પછી તે વસ્તુના સ્વરૂપનો નિર્ણય કરવો એ અનેકાંતદૃષ્ટિ છે. એનું બીજું નામ છે સ્યાદ્વાદ. અનેકાંતવાદનું અપર નામ વિવેકવાદ કહી શકાય. એ એક મહાશક્તિ છે, જેના આશ્રય લેનારને તે સ્થિર ગવેષક બનાવે છે, અત્યંત જાગ્રત અને વિવેકશીલ રહેવા પ્રેરે છે એની મદદથી ચાલનાર માણસ આચારક્ષેત્રે કે વિચારક્ષેત્રે, દાર્શનિકોની વચ્ચે કે આધ્યાત્મિકોની વચ્ચે, પ્રવૃત્તિમાં કે નિવૃત્તિમાં સાધુ અવસ્થામાં કે ગૃહસ્થાશ્રમમાં જ્યાં ક્યાંય હોય ત્યાં પોતાનો વિવેક વાપરીને આત્મકલ્યાણને ઓળખી કાઢે છે, તેને માટે તે દીપક સમાન છે. દરેક વિચારને કે વર્તનને ચકાસવા માટે એ એક કસોટી સમાન છે. કેટલાક લોકો એને 'સંશયવાદ' કહીને નિંદે છે, પણ તેમ કરનારા માત્ર તેમનું અજ્ઞાન જાહેરમાં મૂકવા સિવાય બીજું કશું વિશેષ નથી કરતા. એ તો અનેકાંશુ આદિત્ય છે. તેની સામે ધૂળ ઉડાડનારા, વાસ્તવિક રીતે પોતા પ્રત્યે જ ઉડાડે છે. ટૂંકામાં એ તો સંતોની સતદૃષ્ટિ છે, જ્ઞાનીઓની જ્ઞાનદૃષ્ટિ છે, સાચા કર્મયોગીઓની કર્મદૃષ્ટિ છે.

છેવટે આ વિચારણા ઉપરથી એટલું સમજી શકાયું હશે કે જૈન ધર્મે ભારતીય સંસ્કૃતિને માનવી સંસ્કૃતિ બનાવવા કેટલી કીમતી ભેટ આપેલ છે. પરંતુ એ ભેટ ભારતવર્ષને ચરણે જતાં હવે તે જૈની નથી રહી પણ ભારતીય બની ગઈ છે. આજનો આપણો ભારતવર્ષનો ધાર્મિક આદર્શ પુરુષ અહિંસાના પરિપૂર્ણ અમલમાં જ સત્યનો સાક્ષાત્કાર જુએ છે. હિંદુધર્મને પૂર્ણ બનાવવા માટે વર્ણાશ્રમવ્યવસ્થાની અંદર રહેલા જે દોષોને કાઢવા તેઓ કહી રહ્યા છે અને પ્રયત્નો કરી રહ્યા છે, તે જ દોષોને દૂર કરવાનું કામ મહાવીરે કરેલું હતું વળી તેઓ જે વિવેક, સમભાવ અને સ્થિરતાથી વસ્તુતત્ત્વને નિહાળે છે, તે ઉપરથી જણાય છે કે તેઓ અનેકાંતદૃષ્ટિનું જ અનુશીલન કરે છે તેથી કહેવું જોઇએ કે જૈન ધર્મની વિશેષતાઓ હવે ભારતવર્ષની સાંસ્કૃતિક વિશેષતાઓ બની ગઈ છે



# આપણી—અજોડ સંસ્થા

## લેખક મોહનલાલ દીપચંદ ચોકસી

રમણીય જહાજ અને એમા સફર કરનાર આનંદી ચહેરાના મુસાફરો માંડ કિનારાની મોજ ચાખી સાગરના ઊંડા પાણીમા પ્રવેશ્યા ત્યા તો એમએક આકાશ વાદળાથી ઘેરાવા માંડ્યુ। શ્યામ અભ્રાના જબરા ધસારા હેઠળ અશુમાલિના સ્ફુર્તિ ભર્યા ને ઉષ્મા પ્રગટાવતાં કિરણો અદ્રશ્ય થયા। સાગરના પાણી હીલોળે ચઢ્યા। ભયંકર મોજાઓ નાવ સાથે અથડાવા માડ્યા। એથી વિશાળ એવુ એ જહાજ રબ્બરના દડાની માફક ઉછળવા લાગ્યુ। પ્રચંડ વાયુનું તોફાન શરૂ થયુ। સાથોસાથ વિજળીના કડાકા અને મેઘરાજાનો ગર્જારવ પણ આરંભાયો। ચારે દિશાએથી આફતના પૂર ઉભરાયા નિરખી, ઘડીભર સુકાની પણ કિંકર્તવ્યમૂઢ બની ગયો। વિધિની અકળ કળાના વિચારમા લીન થયો। 'સુકાની સુકાની, સાવધ થા'ના અવાજો ઉઠવા લાગ્યા વિપત્તિનો વેગ વધવા માડ્યો હતો મુસીબતોનો પાર ન હોતો રહ્યો નિરાશા તો સામે ડાચુ ફાડી ઉભી હતી એ સમય જેના હાથમા સુકાન હતું તેને માટે ન હોતો વિચાર વશ બની લમણે હાથ દેવાનો કે ન હોતો ધૈર્ય ગુમાવી નબળાઈ દાખવવાનો સુકાનીનો ચહેરો નિસ્તેજ જણાય તો ખેલ ખલાસ હતો મુસાફરોના જીવા દોરીનો અત એ વિપજ્ઞ ઘડીમા છુપાયો હતો

'God helps them, who help themselves' એ સૂત્રનો અધિકારી લઈ નાવિકે હૈયુ કઠણ કર્યું અનુપમ હામ ભીડી નાવનું સચાલન ચાલુ રાખ્યુ ઝંઝાવાતના કપરા નાદ કે વરસાદની સખત ઝડીઓની જરાપણ પરવા ન કરી જાણે એ ભયંકર સંકટ સામે આખો બંધ કરી, કોઈપણ હિસાબે નાવને સહીસલામત રીતે નિશ્ચિત સ્થળે લઈ જવાના નિશ્ચય પર ચિત્ત સ્થિર કરી ભરદરિયે નાવ હંકાર્યે રાખ્યુ

'कार्यं साधयामि वा देहं पातयामि' એવો જાણે દૃઢ નિર્ધાર। આ ચિત્ર સાથે વિદ્યાલયની પૂરી થતી પચ્ચીશીને સરખાવવાનુ મન સહેજે થાય તેમ છે જૈન સમાજ જેવા શ્રદ્ધાપ્રધાન સમૂહમા 'શ્રી મહાવીર જૈન વિદ્યાલય' જેવા પવિત્ર નામાભિધાનવાળી સસ્થા અને શિક્ષણ જેવુ ઉચ્ચ ધ્યેય છતા એ સામે એક માત્ર જેવો તેવો ખળભળાટ ન હોતો જાગ્યો. સુંદર એવાં નામ ને કામ ચર્ચાનો વિષય બન્યા હતા। એ દેકારાભર્યા જૂની સ્મૃતિ આજે પણ ગ્લાનિ પ્રગટાવે છે। એક રીતના ગાજી રહેલા ઉહાપોહની આધિ દીર્ઘદષ્ટિથી ન અવરોધાઈ હતે તો કેવુ દુઃખદ પરિણામ આવતે એ વિચારતાં આજે પણ ક્ષોભ થાય છે એ કપરી વેળાયે સસ્થાના સ્થાપકે ધીરજ ધરી મામ ન લીધુ હતે—અરે સુકાનીઓએ લાંબી નજર દોડાવી ધગતા પગલા ન ભર્યા હતે—તો આજે રજત-મહોત્સવ ઉજવવાનો પ્રસંગ લાધી શકત ખરો? વાતાવરણ એટલી હદે કલુષિત કરી મેલવામા આવેલ કે જાણે સસ્થાનું મકાન એટલે અધર્મનું ધામ અને નાસ્તિકતા શીખવવાનું કેન્દ્ર અને ઘોર પાપનો પંથ। ગણ્યા ગાઠ્યા વિદ્યાર્થીની સ્ખલના કે એમાદ બેનો અવિનય એટલે સારીયે સસ્થા અધર્મ ને પાપથી ભરેલી। અને સારાયે વિદ્યાર્થીવર્ગ 'ગમારાનો પાક'।

આ જાતના વિપરીત પ્રચારે સસ્થા સામે ભયકર રોષ પ્રગટાવ્યો। દાતાઓમાં ગભરાટ પેદા કર્યો। સસ્થાના ચાહકોમા વણમાગ્યો વિસવાદ નોતર્યો। આ સમય સદી માં ટટાર થતી—બાલ્યભાવ ત્યજી માતર-જ્ઞાનસ્થામા પ્રવેશ પામતી—સસ્થા એકાએક ભીસમાં આવી પડી અને હતી ન હતી થવાના રોગ ગણી શકાય। એક પલકારામાં વર્ષોની મહેનત પર પાણી ફરી વળવાની ઘડીઓ ગણાવા લાગી।।

સમાજના સદ્‌ભાગ્યે અસુયા પ્રગટાવેલી હુતાશના ભભૂકી છતાં ભરખી શકી નહીં. ‘ રામ રાખે એને કોણ ચાખે ? ’ એ ઉક્તિ સાચી પડી ‘ अघटितानि घटयति, सुघटितानि जर्जरी कुरुते ’ એવો જેનો સ્વભાવ છે–એ વિલક્ષણ વિધિએ જુદી રીતેજ કાંટો ફેરવ્યો. વાદળાં વીખરાયાં અને સંસ્થા વધુ ઝળકી ઊઠી જરાપણ ઉત્તેજના ધારણ કર્યા વગર, દિગંતે ઊડતી હવાઈઓ સામે સંચાલકોએ પરિસ્થિતિનું સાચું ભાન કરાવે તેવા દલીલ પુરસ્સરના રદિયારૂપ વાગ્ધિાંટણા ચાલુ રાખ્યા. न्यायात् पथ प्रविचलन्ति पदं न धीरा એ નીતિકારના વચનનું અવલંબન અહીં સમભાવ–સમતા અને એકાગ્રતાથી સંસ્થાનું ચક્ર ચલાવ્યે રાખ્યું. ‘ ધીરજનાં ફળ મીઠાં છે ’ એ કહેવત ફળી. એકાએક ઉદયની ઉગ પ્રગટી. અણધાર્યે ખૂણેથી સંસ્થાને સારી રકમની ભેટ ધરનારા, પોષણના કાર્યને વેગ આપનારા મળી આવ્યા ચર્ચાના ચર્વણમાં કચરો સાફ થઈ ગયો અને જનતાને સાચી પરિસ્થિતિનાં નિર્મળ દર્શન લાધ્યા આકર્ષણ વધી પડ્યું મુંબઈ ઇલાકામાં આ સંસ્થા પ્રગતિશીલ અને અજોડ ગણાવા લાગી સંચાલકોને એ માટે સાચે જ ધન્યવાદ ઘટે

વર્તમાનકાળ એ લીલીસૂકીમાં વાગોળવાની ના પાડે છે એનો નાદ યુગબળને પિછાનવાનો છે જ્યાં વિશ્વના ચક્રો વિદ્યુતવેગે ફરી રહ્યાં હોય, ત્યાં ગોકળગાયની ગતિ શા કામની ? મોહમયીમાં જ્યાં ચોતરફ પ્રગતિના ને પ્રફુલ્લ દશાના ગુંજારવ થઈ રહ્યા હોય ત્યાં સંસ્થાની આજની કાર્યવાહી ઠીંગુ સમી જ જણાય વિદ્યાલય નામ યથાર્થ કરવા સારુ તો હજુ ઘણું કરવાનું બાકી છે. કાર્યવાહકોના શબ્દોમાં કહીએ તો—

હજુ નથી થયું–વિશ્વવિદ્યાલય તેમજ નથી થયું—

પુરાતત્વમંદિર, સાહિત્યમંદિર, સભાપણગૃહ, વિશિષ્ટ પુસ્તકાલય કે ઇતિહાસરચનાગૃહ . . .

આ સંસ્થા તો હજુ માત્ર નવયુગનો સળવળાટ છે એમાં બાલ્યકાળની ઉદાત્ત આશા છે. એમાં સ્વપ્ન સૃષ્ટિનાં સર્જનો છે.

જરૂર છે–ખૂબ સમૃદ્ધ બનાવવાની–અખંડ પોષણ આપવાની અને ધન સમૃદ્ધિથી ભરી દેવાની . .

ભણેલાની ટીકા કરવાને બદલે સુધારો, ઘરના છોકરાની જેમ તેનું જતન કરો

એમ કરતાં જરૂર જણાય ત્યાં તેને ટપકારો, સહાનુભૂતિ–સૌહાર્દ અને પ્રેમને જગાવો

સમાજને સાચે માર્ગે લઈ જવાનું આ કેંદ્ર છે.

એને અપનાવવામાં આપણી સંતતિનું સંરક્ષણ છે

ટૂંકમાં કહીએ તો—

‘ અમે ’ અને ‘ તમે ’ એવી વાત જવા દો

‘ આપણે–સર્વે ’ એવી વાતને વિચારો.

આ પ્રકારના નિખાલસ ઉદ્‌ગારો સાંભળ્યા પછી અને પ્રતિવર્ષે પ્રગટ થતા રિપોર્ટમાં વિગતવાર હેવાલ જોયા પછી–આપણી ફરજ શું હોઈ શકે ? દૂર ઊભા રહી તટસ્થભાવે નિરખવાની કે એમાં આવી જઈ, ઉમંગપૂર્વક ખાંધ દેવાની ?

પ્રશ્નનો ઉત્તર સરળ છે અને તે એ જ કે સંસ્થા માટે યથાશક્તિ અર્ઘ્ય ધરવાનો રજત મહોત્સવ-ટાણે કનક મહોત્સવની આશા સત્વર ફળે એમ કહેવું એ અયુક્ત નથી જ પણ ફળવાનો આધાર જૈનસમાજના હાર્દિક સહકારપર અવલંબે છે શ્રીમંતની લક્ષ્મી–ધીમંતની પ્રજ્ઞા અને સેવાભાવીની શુશ્રૂષારૂપ ત્રિવેણીના સંગમ વિના એ બર આવે તેમ નથી. આમ જનસમૂહ ઉપેક્ષાવૃત્તિ ત્યજી દઈ, સંસ્થાની

કાયવાહીમા ઓતપ્રોત થાય તો કાર્યવાહકોના અભિલાષ અધૂરા રહેવા ન પામે. સ્થાપક સૂરિજીનુ ધ્યેય પણ સિદ્ધ થાય

સસ્થામા અભ્યાસ કરતા વિદ્યાર્થીબધુઓમાં ત્રુટિઓ છે અને ભણીને વ્યવસાયમા પડેલા ભાઈઓની ઉપેક્ષા છે એ ધ્યાન બાહર નથી જ તેમ સ્થાપનકાળના મૂળ સત્રો સામે સમિતિના ખૂણેથી વાગનાર ઘાતો વટોળ પણ ધ્યાન બાહર નથી જ એ સાભળીને સસ્થાના પોષક ને વાહક વર્ગમા કેટલુ દુ ખ જ થયે છે એ કથવાનો આ સમય ન ગણાય હવેની આ પળે એટલો ઈશારો કરીએ કે બધારણ અને શિસ્તપાલન એ અતિ મહત્ત્વની વસ્તુઓ છે પ્રમાણિકતા ને સભ્યતા એના પાલનમા છે એ વેળા ઇરાદાપૂર્વક સ્ખલન કરવુ કે દભનું સેવન કરવુ એ ઇષ્ટ ન લેખાય જે કાર્યો દ્વારા સસ્થાની અપકીર્તિ થાય કે સમાજનુ વાતાવરણ ડહોળાય, તે કરવાનો આગ્રહ રાખવો એ શોભારૂપ ન જ લેખાય સુજ્ઞેષુ કિ બહુના ?

જૈન સમાજમા પૈસાની ઉણપ છે એમ કહેવુ એ સાચી સ્થિતિનો અપલાપ કરવા જેવુ છે શ્રીમંતો ધન ખરચતા જ નથી એ કથન તો પ્રત્યક્ષ વાતનો વિરોધ કરવા રૂપ છે ટૂકમા કહીએ તો જૈન સમાજમા ધનિકો છે અને ધન ખરચાય છે પણ સારુ તો પછી વિદ્યાલય જેવી સસ્થાની ટેલ અણપૂરી શાથી રહે ? કાં તો એમા માર્ગદર્શનની ઉણપ કે દાતાસમીપ પહોચવાની અશક્તિ જ સભવે

શ્રી મહાવીર જૈન વિદ્યાલયમા ખરચાતી પ્રત્યેક પાઈ એ જૈનધર્મ અને જૈન સમાજના ગૌરવની વૃદ્ધિ માટે જ છે એટલું પુરવાર કરી આપીએ એટલે આ ત્રુટિનો પ્રશ્ન ઉકલી જાય આમ જનસમૂહના અતરમા સસ્થા પ્રતિ વધ્યા કે સંગીનતાના શ્રીગણેશ મડાયા સમજવા

દાતા સમીપ પહોચવામા ક્ષોભ કેવો ? સસ્થા માટે ઝોળી ફેરવનાર તો બડભાગી ગણાય છે સચાલકોએ અને વિદ્યાર્થીવર્ગે આમ જનસમૂહમા વધુને વધુ પ્રમાણમા ઓતપ્રોત થવાની જરૂર છે એ માટે વિચાર પૂર્વક પ્રસગો યોજવા ઘટે છે એવા ટાણે સસ્થામા વિકસી રહેલી નવનવી કાયવાહીઓનો ખ્યાલ આપી શકાય છે શિક્ષણલાભ બદનાએલા જીવનરાહના દર્શન કરાવી શકાય છે એ દિશામા પ્રયાણ કરવાની તક હાથ ધરવામા આવશે અને ચીવટાઈથી એને વળગી રહેવાશે તો વિજય અચૂક છે

'जलबिंदुनिपातेन क्रमश पूर्यते घट ' એ તો અનુભવપૂર્ણ વચન છે એનો સધિયારો લઈ મહા રાષ્ટ્રવાસીઓએ કેઇક બાધી-મામુલી ફાળામાથી સખ્યાબધ નમૂનેદાર સસ્થાઓ ઊભી કરી છે જૈન સમાજના સસ્કાર પ્રતિ મીટ માડતા એટલી હદે ઉમર કસનાપણુ નથી જ સામાન્ય રીતે પ્રયાસ કરવા માત્રથી જ ફળ બેસવા માડે છે ફકત જરૂર છે સાચી દિશામા પ્રયત્નની અને અગત્ય છે આ યતાના વિચિત્ર વમળમાથી સસ્થાને અલિપ્ત રાખવાની

નામ ને કામ ઉજવળ છે તો ભવિષ્ય ઉજ્જવળ હોય એમા શી નવાઈ ! જય હો વિદ્યાલયનો



# શ્રી મહાવીર જૈન વિદ્યાલય અને તેના ભવ્ય આદર્શો ને પાર પાડવા સાધનસંપન્ન ભાઈઓની જવાબદારી

લેખક—ન્યાલચંદ લક્ષ્મીચંદ વકીલ, બી એ , એલએલ. બી.

જે અદ્વિતીય સંસ્થા ફૂલીફાલી ને હિંદુસ્તાનની સમસ્ત જૈન પ્રજાના ગૌરવ અને પ્રગતિમાં અસાધારણ વધારો કરી રહી છે અને જૈન પ્રજાની ધાર્મિક અને અન્ય સર્વ પ્રકારની ઉચ્ચ કેળવણીનું કેન્દ્રસ્થાન ધરાવે છે, જેણે છવીસ વર્ષમાં લાખો રૂપીઆનો સદ્વ્યય કરી, આર્ટ, સા, મેડીસીન વિજ્ઞાન, એન્જીનિયરીંગ વગેરે જુદા જુદા ખાતાઓના ૨૪૯ જેટલા પદવીધારકો તથા ૨૬૧ ડીગ્રી લીધા સિવાયના વિદ્યાર્થીઓ બહાર પાડી, ધચે વગમાળા અને પોતાના હસ્તકના અનેક ટ્રસ્ટ ફંડોમાંથી ૧૪૭ જેટલા વિદ્યાર્થીઓને લોન આપી અભ્યાસમાં આગળ વધાર્યા અને તેમ કરી જૈન સમાજને ભારે બોજારૂપ અને વિચારણીય થઈ પડેલ કેળવણી અને બેકારીના પ્રશ્નોને એની સાથે ઘણી રીતે હળવા કર્યા છે, તેનાથી લોન સીસ્ટમના ધોરણે કાર્યવાહી ચલાવવામાં આવતા, વિદ્યાર્થીભાઈઓનાં સ્વમાન અને કુળગૌરવ જળવાઈ રહ્યાં છે, જેના મૂળમાં સંકુચિત દૃષ્ટિના ઉપદેશકોના અનિષ્ટ પ્રચારથી સખ્ત કુઠાર પ્રહારો થયા છતાં પણ જેના સંચાલન અને નિભાવ માટે વિશાળ દૃષ્ટિના—ધર્મ પ્રેમી ઉપદેશકોના સતત પ્રયાસના પરિણામે સાધનસંપન્ન વિદ્યાપ્રેમી ભાઈઓનો દાનપ્રવાહ અસ્ખલિત રીતે ચાલુ રહ્યો છે અને રહેશે એવી સંભાવના છે, તેનાં બંધારણ ધારાધોરણ, વ્યવસ્થિત કાર્યવાહી સંપૂર્ણ વ્યવહારદક્ષતાથી ચલાવવામાં આવતાં હોઈ તે અન્ય સંસ્થાઓ માટે અનુકરણીય આદર્શરૂપ અને આકર્ષક થઈ પડ્યાં છે, તે સંસ્થાની સ્થાપના માટેના પૂજ્ય ઉપદેશકોને તેમજ મૂળ ઉત્પાદકોને તથા આશ્રયદાતાઓને, સતત ઉદ્યમશીલ, સેવાભાવી મંત્રીઓ અને કાર્યવાહકોને, સદર સંસ્થાના આ મહાન્ રજત મહોત્સવ પ્રસંગે, ખરા ઉગારનાં પ્રોત્સાહન અને અભિનંદન, હૃદયના સંપૂર્ણ ઉલ્લાસ અને પ્રેમપૂર્વક પાઠવવાની તક હાથ ધરતાં અપૂર્વ આનંદ અને હર્ષોદ્રેક થાય છે.

જે વિદ્યાભ્યાસંગી ઉત્સાહી ભાઈઓએ, આ સંસ્થાની સ્થાપના થઈ ત્યારથી તે અદ્યાપિ પર્યંત, તેના નિભાવમાં, સંચાલનમા, વ્યવસ્થામાં તેમજ ઝઝાવાતના પ્રસંગે પણ તેને અડગ રીતે ટકાવી રાખવામાં, પોતાના દ્રવ્યનો, મગજશક્તિનો, કાર્યશક્તિનો, બુદ્ધિ-વૈભવનો અને વાક્ચાતુર્યનો, કેવળ સેવાભાવ અને સ્વાર્પણવૃત્તિથી અનહદ ભોગ સતત આપેલ છે અને આપી રહ્યા છે તેમના હર્ષ, ગૌરવ અને આનંદ, આ પ્રસંગે કેવળ કલ્પનાનો જ વિષય થઈ પડે તેમ છે તેઓ સંપૂર્ણ ગર્વ સાથે પોતાની છાતી ફુલાવતા હોય અને હર્ષોન્માદ અનુભવતા હોય તો તે દરેક રીતે ક્ષન્તવ્ય છે સામાન્ય કાર્યની સિદ્ધિમાં કાર્યસાધકોને અપૂર્વ સંતોષ અને તૃપ્તિ અનુભવતા આપણે જોઈએ છીએ તો પછી આવા મહાભારત કાર્યની સિદ્ધિમાં તેમને સંતોષ તૃપ્તિ અને નિર્દોષ આનંદ અનુભવતા જોઈએ તેમાં કંઈ નવાઈ જેવું નથી પરંતુ ખરી નવાઈ જેવું અને તેમને સવિશેષ અભિનંદન આપવા જેવું તો એ છે કે હજુ તો તેઓ તેમના છવીશમા રીપોર્ટનાં છેલ્લા પૃષ્ઠોમાં, અનેક દૃષ્ટિબિંદુથી સંસ્થાના ઉત્તમોત્તમ આદર્શો આગળ કરી, ઘણું ઘણું કરવાનું બાકી છે અને તે માટે પોતાની અતૃપ્તિ જાહેર કરતા, જૈનસમાજ પાસે સંસ્થાને સંપૂર્ણ રીતે અપનાવવાનું ધનસમૃદ્ધિથી બજેટમાં પડતા ખાડા પૂરા કરવાનું, અનેક વિદ્યાર્થીઓને અને તેમના માબાપોને નિરાશ કરવાનો પ્રસંગ ન આવે તેવી સ્થિતિ ઊભી કરવાનું, સાધનના અભાવે એક પણ જૈન ભાઈ ઉચ્ચ કેળવણીથી બેનસીબ ન રહે તેવું સૌભાગ્ય પ્રાપ્ત કરવાનુ, વિશ્વવિદ્યાલય, સાહિત્યમંદિર, પુરાતત્ત્વમંદિર

સભાગૃહ, વિશિષ્ટ પુસ્તકાલય, ઈતિહાસ સંગ્રહ વગેરે ઊભા કરવા માટે કટિબધ્ધ થઈ હરેક પ્રકારની તનની, મનની અને ધનની સહાય્ય આપવાનુ માગી રહ્યા છે તેઓ પોતાના ઊંચા પ્રકારના અભિલાષો અને મનોરથો આગળ કરી સમાજને અપૂર્વ પ્રેરણાનુ પાન કરાવી રહ્યા છે જે કંઈ થોડુ થઈ શક્યુ છે તેનાથી સંતોષ માની અટકી નહીં જતા જૈન સમાજની સમૃધ્ધિને અનુરૂપ જૈન સમાજ પોતાનુ ઔદાર્ય દાખવે અને આપણે સન ના સીધ્ધાંતો ધ્યાનમા રાખી નવયુગને અનુરૂપ પોતાની કાર્યપ્રણાલીને ઊભી કરી નવા પ્રવાહને દેશકાળનો ખ્યાલ કરી, ખરા ઉપાય - માર્ગ ઉત્તરોત્તર શ્રેણીબધ્ધ લાભની પ પગ ઊભા થાય અને ચાલતી રહે તે રીતે, ખભેખભ સમાજના પરમ ઉત્કર્ષ માટે કમર કસી, “दह पातयामि वा काय साधयामि ની ભાવનાથી પ્રેરાઈ તેમની સાથે કામમાં જોડાય અને સાથ મેળવે એવી વિનંતિ ભાવે માગણી કરી રહેલ છે

સંસ્થાના સંચાલકોની આવી માગણી જૈન સમાજ હવે કેવી રીતે—કેટલે અંશે પૂરી પાડવા તૈયાર છે તે જોવાનું રહે છે આ વિષયના અભ્યાસીઓ આજ સુધીનો જૈન સમાજનો ઈતિહાસ કેળવણીની પ્રગતિની બાબતમા ઘણો જ નિરાશાજનક છે ખાસ કરીને આ વિષયમા અન્ય ભારતીય કોમોને મુકાબલે આપણે ઘણા જ મોડા જાગ્યા છીએ અને મોડા જાગીને પણ તેમના પ્રમાણમા આપણે ઘણુ ઓછુ કરી શક્યા છીએ આજથી ચાલીશપીસ્તાલીશ વર્ષ પૂર્વ મુંબઈ—અમદાવાદ જેવા જૈનપુરી ગણાતા મોટા શહેરોમા એક પણ જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક સમાજનું બોર્ડીંગ વિદ્યાલય કે ગુરુકુળ હોતું ત્યારે આપણા સ્વધર્મી બંધુઓ—અન્ય સંસ્થાઓમા આશ્રય લેતો પડતો હતો અને તેમા કેટલીક મુસીબતો વેઠવી પડતી હતી શ્રીયુત દાનવીર શેઠ માણેકચંદ હીરાચંદભાઈએ જ્યારે એકલે હાથે—પોતાના જ પગ ઉપર ઊભા રહી મુંબઈ, અમદાવાદ કોલ્હાપુર, સોલાપુર વગેરે અનેક સ્થળોએ પદરના ખર્ચથી દિગમ્બર જૈન બોર્ડીંગોની સ્થાપના કરી અને તેના નિભાવ માટેના ચાલુ ખર્ચ બંધન પણ પ્રબંધ કર્યો ત્યારે આપણે એક પણ સ્થળે આપણી બોર્ડીંગ ધરાવતા નહોતા. સદ્ભાગ્યે આ સૈકાની શરૂઆતમા મુંબઈમા ડગુમગુ સ્થિતિમા લાલબાગ જૈન બોર્ડીંગની શરૂઆત થઈ અને તે પછી શેઠ ગોકુળભાઈ મુળચંદની જૈન બોર્ડીંગની ભાડાના મકાનમાં શરૂઆત થઈ અને ટૂંક મુદતમા તે માટે ભવ્ય—વિશાળ મકાન તૈયાર થયુ આ અરસામાં અમદાવાદમા શેઠ લલ્લુભાઈ રાયચંદ તરફથી બોર્ડીંગની સ્થાપના થઈ પરંતુ સદર બોર્ડીંગને અમદાવાદમા સેંકડો લખપતી જૈન ભાઈઓ છતા, પોતાના ભાગ માટે બહારના જૈન ભાઈઓની મદદ ઉપર આધાર રાખવો પડતો હતો અને ભાડાના મકાનથી ચલાવી લેવુ પડતું હતું થોડા વરસો બાદ એલીસ બ્રીજની બીજી બાજુ સારા હવાપાણીવાળા સ્થળે સુપ્રસિદ્ધ શેઠ કસ્તુરભાઈ લાલભાઈએ તેને માટે ભવ્ય મકાન બંધાવી આપ્યુ બીજા કેટલાક શહેરોમા પણ બોર્ડીંગો ગુરુકુળો બનાવ્યા અને બાળાશ્રમોની શરૂઆત થઈ તેમા અત્યાર શેઠ ચીમનભાઈ નગીનદાસ છાત્રાલય ખાસ કરીને આપણુ ધ્યાન ખેંચી રહેલ છે પુના, વરકાણા—ઉમેદપુર—પાલીતાણા કે ભાવનગર—જુનાગઢ—લીંમડી—સુરત—પાટણ વગેરે સ્થળોએ આ બાબતમા આગળ ડગ ભર્યા પરંતુ આમાંની ઘણી ખરી સંસ્થાઓને પોતાના નિભાવ માટે કાયમી ફંડના અભાવે ઘણો ખરો આધાર વાર્ષિક મદદ ઉપર રાખવો પડે છે અને કોઈ કોઈ કિસ્સામા તો શરૂઆતમા મોટી રકમોના વચનો આપનારા છતા સદર રકમો પોતાને ચોપડે જમા કરી થોડા વરસો સુધી રકમ તેનુ વ્યાજ આપવાનુ જારી રાખ્યુ અને પાછળથી વ્યાજ આપવાનુ પણ બંધ કરી સંસ્થાને કફોડી સ્થિતિમા મૂકી દેવામાં આવી આવી પરિસ્થિતિ ખરેખર ધૃણાજનક અને દયાપાત્ર છે

જો જૈન સમાજની અનુકરણવૃત્તિની, વ્યાપારવિષયક સાહસવૃત્તિની ધાર્મિક બાબતોમા અઢળક ખર્ચોની લોકો જોઈ સ્તુતિ કરી ગયેલ, તે જૈન સમાજ કેળવણીની સંસ્થાઓને પગભ

કરવાની બાબતમાં ઘણો જ પછાત રહેલ છે જૈન સમાજ ઘણી સારી સખ્યામાં સૂરિ સમ્રાટો—આચાર્ય મહારાજાઓ, વિદ્વાન્ સાધુ મુનિરાજો તેમજ અન્ય ઉપદેશકો ધરાવે છે છતા તેમાના ઘણા ખરાની ઉપદેશપ્રણાલિકા એકજ દિશામાં વહન કરી રહેલ છે અને તેને પરિણામે દાનપ્રવાહ પણ ઘણો ખરો અનુત્પાદક કાર્યોમાં અને ખાલી દેખાવો અને આડબરપૂર્ણ ધામધુમો તરફ ગતિ કરી રહ્યો છે જૂના તીર્થો પૈકી કેટલાક હજુ અધૂરા અને અપૂર્ણ છે અને કેટલાક લાખો રૂપીઆના ખર્ચે જીર્ણોદ્ધાર માગી રહેલ છે તેવા આ નવયુગના જમાનામા હજુ પણ નવા તીર્થો ઉત્પન્ન કરવાની ભાવના સતેજ થતી જણાય અને તે પુરી કરનાર પણ, તેની ખાસ કરીને વિશિષ્ટ જરૂરિયાત નહિ છતા, મળી રહે અને તેની જાળવણી માટે ભવિષ્યની સમાજની જવાબદારીમાં—અયોગ્ય વધારો કરવામાં આવે અને અનિવાર્ય જરૂરિયાતના કાર્યોમાં સમાજની ખર્ચ કરવાની શક્તિ ને ક્ષતિ પ્હોચાડવામાં આવે તેવી સ્થિતિ અનેક દૃષ્ટિબિંદુથી સુજ્ઞજનોની વિચારણા માગી રહેલ છે વળી સગીન, ઉપકારક તેમજ ઉત્તરોત્તર મોક્ષમાર્ગ તરફ લઈ જતી પવિત્ર ધાર્મિક ક્રિયાઓ તરફના પૂરતા સન્માન સાથે જણાવવું જોઇએ કે ઉપધાન, અઠાઇમહોત્સવો વગેરે ધર્મકાર્યોમાં સાધારણ સ્થિતિના અને ગરીબ જૈન ભાઇઓ અને બેહનો સહેલાઇથી જોડાઈ શકે તેવો પ્રબધ કરવાને બદલે, સાદાઈ અને મૂળ વસ્તુ તરફ ધ્યાન નહિ આપતાં મોટી રકમનો નકરો ઠરાવવામાં આવે અને મનસ્વીરીતે પોતાના જ હસ્તકના જુદાજુદા દ્રવ્યભડોળ હસ્તગત કરવામા આવે તેમજ હજારોના ખર્ચે મ્હોટા મ્હોટા વરઘોડા અને ધામધૂમો કરવામાં આવે તેથી શાસનની ઉન્નતિ થતી માની લેવામાં આવે તો તે ખરેખરી ભ્રમણા જ છે. લોકસમુહના માનસના સાચા અભ્યાસી અને અનુભવી કાર્યદક્ષ પુરુષોને તો આવા આડંબર-પૂર્ણ દેખાવોથી એવા જ ખ્યાલ આવે કે તેથી મુઠીભર મુગ્ધ અને ભોળા મનુષ્યો કદાચ જૈન સમાજની વાહવાહ પોકારશે પરંતુ સુજ્ઞ અને વિચારક ભાઇઓ તો તે તરફ ટીકાની ઝડીઓ જ વરસાવતા જણાશે અને પરિણામે લખલૂટ ખર્ચના ભોગે થતા દેખવોથી સમાજને યત્કિંચિત્ લાભ થવાને બદલે ઉલટી હાની થશે.

આ નવયુગના જમાનામા. ઉપર મુજબની શોચનીય દશામાથી આપણે હવે મુક્ત થવાની—જાગ્રત થવાની જરૂર છે અને સ્વધર્મી બધુના ઉદ્ધાર અને ઉત્કર્ષ માટે, તન, મન અને ધનની અનેક પ્રકારની શક્તિઓને નહિ ગોપવતાં કંઈ ને કંઈ કરી છૂટવાની જરૂર છે સમાજને હાલની પરિસ્થિતિમાં ખરેખરી અને અને તાત્કાલિક કઈ વસ્તુની જરૂર છે તેની સર્વગ્રાહી નજરથી અને વિશાળ દૃષ્ટિથી સપૂર્ણ રીતે ઉહાપોહ કરવાની જરૂર છે અને હાલ તુરત કેળવણીના એક જ પ્રશ્નને મુખ્ય પ્રાધાન્ય આપી સાધનસપન્ન ભાઇઓએ પોતાનો પુરુષાર્થ સર્વાંગે ફોરવવાનો છે. હજુ પણ બહુ મોડુ થઇ ગયા પહેલાં—સમાજ સુધારણાની સ્થિતિ અસાધ્ય કોટીમા જઈ પોચે તે પહેલાં આપણે સૌ ભાઈઓએ જાગ્રત થવાની જરૂર છે અને તે માટે જ આ સસ્થાનો રજતોત્સવ આવી પહોંચ્યો છે એમ માની લઈ આવી ઉત્તમોત્તમ—એકની એક સંસ્થાને સપૂર્ણ રીતે પગભર કરવા માટે, તેના વાર્ષિક બજેટમાં ભવિષ્યમાં કદીપણ ખાડો ન પડે, સસ્થાને વિદ્યાર્થીવર્ગની મોટી સંખ્યાને નિરાશ કરવાનો પ્રસગ કદીપણ ઉપસ્થિત ન થાય અને તેના સર્વ આદર્શો પાર પાડવા માટે ધીમી પણ મક્કમ ગતિ કર્યે જાય તે ખાતર, ઉદાર ભાવથી, પોતાની સુકૃતની કમાણીમાથી બને તેટલી મદદ કરવાની જરૂર છે. કેળવણી પામેલ ભાઇઓની કેળવણીના પ્રસાદથી સુખી જીવન ગુજારતા ભાઇઓની જવાબદારી આ વિષયમા કઇક વિશેષ છે અને તેથી પણ અધિક જવાબદારી આ સંસ્થામાથી જ બહાર પડેલા—ધધે વળગેલા અને સારી કમાઈ કરતા જૈનભાઇઓની છે. આ પ્રસગે જણાવવુ જોઈએ કે સંસ્થાની લોન ફિંડ કમીટીના સતત પ્રયાસ છતા પણ સસ્થામાંથી લોન લઇને આગળ વધેલા વિદ્યાર્થીબધુઓ, પોતાના ધધામાં પગભર થયા છતા—યથાશક્તિ મદદ આપવાની વાત એક બાજુ ઉપર રાખીએ તો

પણ વીધેન લોન હપ્તાથી પણ પાછી આપવાના આખાડા કરે—વળી પ્રોમીસરી નોટ ન કરી આપે અને છેવટે તેમની સામે દાવો કરવાનો વખત આવે તે તેમને માટે ઘણુ જ શરમજનક અને તિરસ્કાર પાત્ર ગણાવુ જોઇએ આ રજતોત્સવ પ્રસગ તેમને માટે પણ ઘણો જ પ્રોત્સાહનરૂપ નીવડે એવી આશા રાખવામા આવે છે

सा विद्या या विमुक्तये એ સૂત્રનો ભાવાથ સામા યગીતે કેટનાક સકુચિત દૃષ્ટિનાળાઓ કરે છે તે રીતે નહીં કરતા વિશાળ દૃષ્ટિથી તેને તેના ખરા સ્વરૂપમા સમજવાનુ છે અને જુદા જુદા અનેક ખાતા ઓમા તેમજ વ્યાપાર ઉદ્યોગમા હજુ પણ ન ારે મોટા પ્રમાણુમા જૈન ભાઇઓને પોતાનું ભાગ્ય આજમા વવા માટે તૈયાર કરવાની એક પણ તક જતી નહિ કરતા આવી એક નહીં પણ અનેક સસ્થાઓ સ્થાપવા માટે તૈયાર થવુ જોઇએ આવી ઉદાત્ત ભાવના સફળ કરવા માટે દેશ-કાળને અનુસરી સુવિચારક ઉપદેશ કોએ તેમજ દાનવીર ધમ બનુઓએ આ નવયુગના જમાનામા ઉપદેશપ્રવાહ તેમજ દાનપ્રવાહની દિશાને ખાસ પલટો આપવાની આવશ્યકતા ખડી થાયછે આવા દિશા-પલટાથી આપણે કેળવણી જેવા અગત્યના પ્રશ્નની છણાવટ કરી વ્યવહારુ કાર્યપદ્ધતિમા અને ઉત્તરોત્તર શ્રેણીબદ્ધ લાભ થતો આવે તેવા ઉચ્ચ કેળવણીના ઉત્તેજનના કાયમા આપણા વ્યયભડોળને રોકતા થઇએ તો તેનો પ્રત્યક્ષ લાભ ટૂક મુદ્દતમા જ આપણી નજર સમુખ ખડો થશે અને ભવિષ્યનો જૈન સમાજ પોતાની તમામ પ્રકારની જવાબ દારી સપૂણ રીતે અદા કરવા ભાગ્યશાળી થશે એટલુ જ નહીં પણ કેળવણી ઉપરાત અન્ય ધાર્મિક તેમજ વ્યાવહારિક બાબતોમા પણ પોતાનો C ાર હાથ બતાવવાની અણમોલી શક્તિ પ્રાપ્ત કરશે અને અન્ય ભાઇબધ કોમોની હરોળમા આપણુ સ્થાન કોઈ અનેરુ જ હોઇ શકશે

પ્રાતે આપણી આ અદ્વિતીય સસ્થા પોતાના તમામ આ શો પાર પાડવા માટેનુ યોગ્ય બળ ધનસમૃદ્ધિ બુદ્ધિશકિત અને વિરાટ સામર્થ્ય મેળવના શાસન દેવની કૃપાથી ટૂક મુદતમા જ ભાગ્યશાળી થાય અને સપૂર્ણ તદુરસ્તી જાળવી દીર્ઘાયુષી થાય એવી પ્રાથના સાથે વિરમુ છુ સુજ્ઞેષુ કિ બહુના ?

## રજત મહોત્સવે—આશિર્વચન.

( અનુષ્ટુપ—વૃત્ત )

ઝંઝાવાતો ઝઝુમ્યા ને પ્રહારો અણુચિન્તવ્યા.
વીર યોધ્ધો છતાં આંધિ મુંઝાવે વજ્રદેહિને.
ભૂમિ શુદ્ધિ હજી થાતી-મંડાતા પગથારને.
પુરાયા ના હજી પાયા, ત્યાં વંટોળ વિરોધનો.
મૂકે જ્યાં ઇંટ ચણનારા, દિવ્ય ધામ રમે ઉરે,
અદીઠા હસ્ત ઉખેડે, ત્હોય ચણનારા હસે
ખંત ને સ્વાશ્રયે વિશ્વે શ્રમસાધ્ય સહુ ફળે.
શુભાશિષે શુભેચ્છાએ, મહામન્દિર ઉદ્દભવે.
વળી વંટોળ વિક્ષેપો, જગાવે શુભચિન્તકો (!)
ડગે ડોલે ડરે ના ના શાન્ત વિરલ વિધાયકો.
"જશો ના મન્દિર ત્યાતો-દેવ છે બસ દંભના"
"ધર્મ ખોશો વળો પાછા, છે સુધારક પથ ત્યાં"
છતાં મન્દિરની જ્યોતિ-જરાયે ઝબખવાય ના
પ્રતિષ્ઠા પ્રાણ ચેતનની, વિશ્વ ચૉક વીરાલયે.
પૂજારી કૈંક શ્રધ્ધાળુ-મીટ મન્દિર માંડતા.
પ્રાણના પ્રાણ માનીને-વન્દે પરમ પ્રકાશને.
આજ એ મન્દિરે દિવડા-અનેકાનેક જાગતા.
પ્રભુને ધર્મ માનવતા, પેગામો વિશ્વ આપતા.
સરિતા સસ્કૃતિ વહેતી-રાષ્ટ્રને ઇતિહાસની.
બન્ધુતા ઉન્નતિ, ક્રાન્તિ-સાધ્ય જૈન સમાજની
યુવાનો કૈંક મેધાવી, પંડિતો સુવિચારકો.
વિદેશે મીટ માંડીને, ઘૂમે ધર્મ પ્રચારકો.
**પા સદીની પ્રભાકીર્તિ**-નિર્મળી નભ વિસ્તરી.
ફળી ફાલી ફુલી વિશ્વે-વાટિકા મહાવીરની.
અનેકાનેક અન્તરિયાં મૌક્તિકાશિષ ઉચ્ચરે
ચીરાયુ હો મણિમય હો-વિશ્વ વિદ્યાલય બની.

—પાદરાકર.

## મહાવીર

પૃથ્વીછંદ (સૉનેટ)

ધરા ફળ ફૂલે લચે લલિત દેહ નીલાંબરે!
કથે કથન લોક કે 'પરમ આત્મ કો જન્મશે!'

ઝુલે કનક પારણે મધુર ગાય મા ત્રીશલા
ઢળે ચરણ ઈન્દ્ર જ્યા પુનિત ભાગ્ય શા શોભના!

વહે જીવન લગ્નનુ જનક માત આજ્ઞા શિરે,
છતા અમર ધ્યાનમા અનુપ ધ્યેય ના વિસ્મરે;

તજી સકળ દાનમા વમન એક દિક્ષા સમે,
અહો! પણ ન તે રહ્યુ વન ગયા દિવ્યાંબરે

તપોબળ અમાપ છે નગળ સંયમી શૂરની—
ફળી સતત સાધના અગમ પ્રાપ્તિ કૈવલ્યની

ડુબી અગમ ચિંતને મધ જલે લહે મૌક્તિકો
ધરે જગત સમ્મુખે ગણધરો મહા તત્ત્વ કો

"ન કો અધમ ઉચ્ચ છે, નિયમ કર્મનો જીવને
મળે પરમ સિદ્ધિ, જો મનુજ ઓળખે આત્મને."

—મગનલાલ દલીચંદ દેસાઈ

# મહાવીર અને અહિંસા

જગમાં જ્યારે હીંસા કેરા મહાન રાજ્યો જામ્યાં
લોહી તણી વ્હેતી ગંગાઓ, સાગર જળ રંગાયાં
ધર્મ-અધર્મ ત્યાં કોઈ ન સમજે, ભાઈ ભાઈને કાપે
અહિંસાનો પયગમ્બર પ્રગટ્યો, ભારત પુણ્ય-પ્રતાપે
મહાવીર તું વીર સાચો
તુજ મારગ જગથી ન્યારો!

તુજ સામર્થ્યે મહાન્ ગીરિવર મેરુ શીખર કંપ્યો
તુજ સામર્થ્યે સળગેલો સંસાર શાંતિથી જંપ્યો.
ત્હેં જોયું કે, જગત્‌મહીં સહુ. અજ્ઞાને અથરાતાં
ત્હેં જોયું કે, અંધ બની સહુ પાપમહીં પટકાતાં.
ત્હેં જોયું કે, ધર્મગુરુઓ, હિંસા-ધર્મ પ્રસારે
દેવ-દેવીનાં મંદિરમાં નિર્દોષ પશુ સંહારે!
જીવદયા પ્રતિપાળ તું સાચો
તુજ મારગ છે જગથા ન્યારો

જોઈ જગતનાં દુઃખ અનેરાં, રાજવૈભવ ત્હેં ત્યાગ્યાં
દીક્ષા લેઈ ચાલ્યો વનવન અન્ન અને જળ ત્યાગ્યાં
ઘોર તપસ્યા સાધી જગને, પ્રેમમંત્ર સુણાવ્યો
હિંસા શસ્ત્ર સજેલાં સહુને, અહિંસામંત્ર પઢાવ્યો.
અહિંસા કેરા મારગ ઉપર, બુદ્ધ-ઈશુ પણ ચાલ્યાં
અહિંસા કેરા મારગમાં, ગાંધીએ પગલાં પાડ્યાં
અહિંસા પરમો ધર્મ છે સાચો
તુજ મારગ છે જગથી ન્યારો

આજ અહિંસા સહુ ધર્મોમાં, પરમ ધર્મ પંકાયે
આજ અહિંસા સહુ શસ્ત્રોમાં, કાતીલ શસ્ત્ર મનાયે
આજ અહિંસા આગળ જગનો દારૂગોળો ઠરશે
આજ અહિંસાથી તો જગને સાચી શાંતિ મળશે.
વિશ્વધર્મ છે એક જ સાચો
તુજ મારગ છે જગથી ન્યારો

મહાવીરનો સંદેશ જગતને ખૂણે ખૂણે કહેજો
"અહિંસા કેરી વિજય-પતાકા, ઊંચે ગગને ઉડજો."

—શાંતિલાલ બા. શાહ

## શેની હવે વાર ?

શેની હવે વાર ત્યારે ?
જાગે છે નવાર જ્યારે ?
લઈ લે ઝોળી ને ચાલ બ્હાર ?
તારે શેની હવે વાર ?

મનમાની લેને કેડી,
ખટ મીઠાં ફળ લે વેડી,
ન મળે તેનો ન વ્હેતો ભાર !
તારે શેની હવે વાર ?

ફૂલો દેખી શે મ્હાલુ ?
કંટક દેખી શે રોવુ !
નોખાં ન ગુન ને એના ખાર
તારે શેની હવે વાર ?

ભરાય વા રે'તી ખાલી,
લુગાવી ઝોળી રે મ્હાલી—
રાખીશ ના નિજને યે કહીં ઉધાર !
તારે શેની હવે વાર !

દુનિયા બ્હાર ખડી આખી,
જે'લ રહી તારી નાખી—
પડતો પડ છો પેલે પાર
તારે શેની હવે વાર ?

—સ્નેહરશ્મિ.

# એ શું હશે?

આષાઢ આભ ભરી જીવનમાં ઝુક્યો'તો,
ને ખિન્ન હું ચહુદિશે તલસી રહ્યો'તો
આછોતરી ય કરવા નયનોથી ઝાંખી
પેલી વસન્ત તણી—જેહની અંગુલિએ
સંપુટ આ હૃદયની જગવી સતારી,
ને સ્વપ્નની મદભરી રમણા મચાવી.

હું શિદ્ધિ એ હૃદયની, દિલની ખુમારી
સર્વત્ર ઢૂંઢી અવિરામ યદા રહ્યો'તો;
સૂકાં, અહીંતહીં રહ્યાં ઉડી પાંદડાંમાં
નિસ્તેજ નેત્ર મુજ હું થકવી રહ્યો'તો,
ત્યાં કોકિલા કર્યહિથી કુહુ ઉઠી અચિન્તી,
આષાઢમાં ય ઘડી પાથરતી વસન્ત

એ શું હશે? ઉર વસન્ત વિદાયબોલ?
વા કોલ કો નવલ ભાવિ વસન્ત કેરો?

—મનમુખલાલ ઝવેરી.

## વિરલ વિદ્યાલય

( કવિ ન્હાનાલાલના પરમપ્રેમ પરબ્રહ્મ-ચાલ )

પરમપુણ્ય ધામ ૐ
જીવનના સરકાર, અંતરાત્મતત્વસાર
ધર્મપ્રેમ શુદ્ધાચારના પ્રકાશપારાવાર—પરમ
આત્મજ્ઞાન અજબતાર, ભવોદધિ તારનાર
ઈતિહાસને સમાજ કેરા ગુંજતા મિનાર—પરમ
વિશ્વના નૂતન વિધાન, સંસ્કૃતિના સત્યજ્ઞાન.
ગુરુકુળવાસ ભાન-કેળવણુહાર દ્વાર—પરમ
માનવસેવા સભાર, તપ ત્યાગના સચાર,
વીરઆજ્ઞા શિરોધાર્ય, જૈનત્વના જયકાર-પરમ
શિસ્તને સિદ્ધાંત સાધ્ય, સાધવા પુનિત ધામ
રાષ્ટ્રધર્મ, રસાયણ આશા ને સ્વાર્પણુનાજ—પરમ
પ્રકટાવે નવ પ્રાણ, મર્દ સાચા વીર બાળ
મેધાવી યુવાન ભાણુ, અહિંસાના પ્રતિપાળ—પરમ
જીવન ચૈતન્ય જ્વાલ—માનવતા મણિમાળ
વીરનુ વી લ દ્વાર મહાવીર વિદ્યાલય-પરમ

પાદરાકર.

# શ્રી મહાવીર જૈન વિદ્યાલય



## રજત મહોત્સવ ગ્રંથ



## અંગ્રેજી વિભાગ

# JAINS AND PRACTICAL RESEARCH

*By*

P G SHAH M A B SC
ACCOUNTANT GENERAL, BOMBAY

The authorities of Shri Mahavira Jaina Vidyalaya deserve to be congratulated on the occasion of the celebration of the Silver Jubilee of the Institution The publication of a *souvenir* volume is an innovation worthy of the spirit of sincerity and service behind this institution and gives me great pleasure to join in the effort and to offer my tribute to the workers and to wish them greater success in their efforts

In these days of high political and patriotic talk it is sometimes asserted that sectarian and communal institutions mar the national growth by narrowing the activities and outlook of the workers But such a criticism betrays fundamental ignorance of the springs of action in the human mind and assumes that communal activities must always be against the growth of the nation as a whole If communal activities are inspired by a correct attitude towards the organic nature of all social advancement and if the workers realise that communities cannot progress unless the whole nation advances as a unit there should be no fear of conflict between national and communal interest. On the other hand the burden of planning for the progress of the whole nation is lightened by the communities taking up their own burdens on correct lines relieving both the state and the nation and assuring themselves of the certainty of their own progress along approved lines From this point of view the secular activities of the Jains deserve special commendation and particularly the thoughtful manner in which the educational efforts are being directed It is with the idea of strengthening these efforts and giving them a new orientation that the following suggestions are made Whatever new channels in which these efforts are directed in the matter of libraries of Jaina books Museums of Jaina antiquities establishment of scholarships, hostels, and religious institutions, it is hoped that no efforts would be wasted in the direction of separate Jaina Colleges or Universities Even though plenty of money may be easily available for the latter the experience of Muslim and Hindu Universities has abundantly proved that they cannot remain separate sectarian institutions

# વીરસ્તુતિ

## -નંદીસૂત્ર-

जयइ जगजीवजोणिवियाणओ जगगुरू जगाणंदो
जगणाहो जगबंधू जयइ जगपियामहो भगवं ।
जयइ सुयाण पभवो तित्थयराण अपच्छिमो जयइ
जयइ गुरू लोयाणं जयइ महप्पा महावीरो ॥

જાણે જે જગજીવઉદ્ભવસ્થળો, જે છે જનોનો ગુરુ,
વિશ્વાનંદ, જગેશ, બંધુ સઉનો, જે છે પિતા સર્વનો;
શાસ્ત્રોના રચનાર, અંતિમ બધા તીર્થંકરોમાં પ્રભુ,
એવા વીર સુધીરમાનસ સદા વિશ્વે વિજેતા રહો.

भद्दं सव्वजगुज्जोयगस्स भद्दं जिणस्स वीरस्स ।
भद्दं सुरासुरनमंसियस्स भद्दं धूयरयस्स ॥

જેણે પ્રકાશિત કીધું સઘળા જગતને,
દેવો અને નર બધા પ્રણમેલ જેને,
કર્મો તણો મળ અનંત સમગ્ર ધોયો,
એવા મહાવીર સદા જયવંત હોજો.

## -સૂયગડાંગસૂત્ર-

खेयन्नए से कुसले महेसी
अणंतनाणी य अणंतदंसी ।
जसंसिणो चक्खुपहे ठियस्स
जाणाहि धम्मं च धिइं च पेहि ॥ ३ ॥

નિપુણ, કુશળ અને મહર્ષિ એવા મહાવીર અનંતજ્ઞાની અને અનંતદર્શની છે. આપણી સામે રહેલા એ યશસ્વી મહાવીરના ધર્મ અને ધૈર્યને જાણો અને વિચારો.

सुदंसणस्सेव जसो गिरिस्स
पवुच्चइ महओ पव्वयस्स ।
एओवमे समणे नायपुत्ते
जाइजसोदंसणनाणसीले ॥ १४ ॥

બધા પર્વતોમાં મોટા સુદર્શન મેરુપર્વતનો જેવો મહિમા છે, તેવો મહિમા જ્ઞાતૃપુત્ર શ્રમણ મહાવીરનો જાતિ, યશ, જ્ઞાન, દર્શન અને શીલ પરત્વે છે.

---

ॐ सर्वज्ञाय नम

# શ્રી મહાવીર જૈન વિદ્યાલય

## રજત મહોત્સવ

## સંસ્થાની કાર્યવાહીનો સંક્ષિપ્ત અહેવાલ

સને ૧૯૧૫-૧૯૪૦ સવત ૧૯૭૧-૧૯૯૬ વીરાત્ ૨૪૪૧-૨૪૬૬

**************************

## પૂર્વ ઇતિહાસ નામાભિધાન સ્થાપના

### સસ્થા સ્થાપનાની ભૂમિકા

સવત ૧૯૬૯ ના વૈશાખ માસમા પૂજ્યપાદ મુનિશ્રી વલ્લભવિજયજી (ત્યાર પછી આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિ) મહારાજ મુબઈમા ચાતુર્માસ કરવા સારુ શ્રી સઘના આગ્રહથી ભૂલેશ્વર લાલબાગમા પધાર્યા તે વખતે શ્રી જૈન શ્વેતાબર કોન્ફરન્સનો સૂર્ય મધ્યાન્હ વીતાવી ગયો હતો, એણે સમસ્ત જૈન કોમમા અનેક નવીન આશાઓ ઉત્પન કરી હતી, વિચાર વાતાવરણમા મહાન પરિવર્તન કરી નાખ્યુ હતુ અને સામાજિક ઉન્નતિની ભવ્ય તમના ઉત્પન્ન કરી હતી નવપ્રકાશ માટે જનતા તૈયાર થઈ ગઈ હતી અને યોગ્ય શબ્દોમા મધ્યમસરના દલીલપુરસરના વિચારો ઝીલવાને માટે આતુર બની ગઈ હતી

આવી પરિસ્થિતિમા શ્રી વિજયાનદસૂરિ મહારાજના પ્રખર વિચારોને ઝીલનાર, એને અમલમા મૂકવા માટે બનતા પ્રયાસ કરનાર અને દેશપરદેશની અનેક સસ્થાનો અભ્યાસ કરનાર, વર્તમાન યુગની નાડ પારખનાર અને સમયધર્મના અવિચલિત સિદ્ધાતને હસ્તગત કરી વ્યવહાર નિશ્ચયનો સમન્વય કરનાર પૂજ્ય મુનિમહારાજશ્રીનુ મુબઈમા આગમન થયુ તેમણે ચાતુર્માસમા 'સાત ક્ષેત્ર' પર ખુબ વિચારણાઓ કરી અને ખાસ કરીને શ્રાવક શ્રાવિકા ક્ષેત્રની પ્રગતિપર સમસ્ત ક્ષેત્રોનો આધાર રહેલો છે તે વાતને પુષ્ટિ આપતા તેમણે આર્યસમાજ વિગેરે સસ્થાઓ ઉત્તરમા કેવા કાર્યો કરી રહી છે તેની અનેક હકીકતો જુદા જુદા સ્વરૂપમા રજૂ કરી અને કેળવણી વગર સામાજિક ઉન્નતિ માટે વધારે સારો બીજો કોઈ માગ નથી એમ જણાવતા, જૈન સમાજના આર્થિક, નૈતિક, સામાજિક અને સામુદાયિક પ્રશ્નોનો નિકાલ કેળવણીના પ્રશ્નના નિકાલ સાથે ખુબ અવલબી રહ્યો છે એ વાત અનેક સ્વરૂપે રજૂ કરતા, જૈન જનતામા વિચાર આદોલનોનો પ્રવાહ શરૂ થયો.

ત્યાર પછી તેમણે ગુરુકુળની યોજના રજૂ કરી શ્રી સઘના વિચારક અને ધનવાન આગેવાનોએ આ ચર્ચાને ખૂબ અપનાવી, તે પર વિચારવિનિમય કર્યા, અનેક યોજનાઓ પર વિચારણા થઈ અને એવી કોઈ વિશિષ્ટ યોજના બર લાવવા બીજુ ચાતુર્માસ મુબઈમા કરવા વિજ્ઞપ્તિ થતા તેનો સ્વીકાર થયો મુબઈ શહેરના સ્થાનિક સયોગો, બહારગામથી વિદ્યાભ્યાસ

માટે મુંબઈ આવનારની અગવડો અને બીજી આનુષંગિક હકીકતો પર વિચારણાને પરિણામે મુંબઈમાં એક વિદ્યાલય સ્થાપવાની યોજનાનો સાર્વત્રિક સ્વીકાર થયો. મહારાજશ્રીએ આ યોજના પર વિચાર કર્યો, શ્રી સંઘે એ યોજના તરફ પસંદગી બતાવી, ધનવાનોએ એને ટેકો આપ્યો, કેળવાએલા વર્ગે એમાં કાર્યદ્વારા સાથ આપવાનો ઉમંગ બતાવ્યો અને મધ્યમ જનતાએ એના વિકાસ માટે બનતો ફાળો અને તનમનધનનો ભોગ આપવા અભિલાષા દર્શાવી. આ સર્વ ચર્ચાને પરિણામે સં. ૧૯૭૦ ના ફાગણ સુદ ૫ ને રોજ મહારાજશ્રીની હાજરીમાં **શ્રી મહાવીર જૈન વિદ્યાલય**ની સ્થાપના કરવાનો મુંબઈના શ્રીસંઘે એકમતે નિર્ણય કર્યો. અને નવીન પદ્ધતિની ઊંચી કેળવણી લઈને ધર્મના દૃઢ સંસ્કાર સાથે સમાજનું હિત હૃદયમાં રાખીને કાર્ય કરનારા યુવકોનો મોટો સમૂહ ઉત્પન્ન કરવાનો આદર્શ સ્વીકારી તેનુ કામ હાથ ધરવા અને તે માટે યોજનાઓ ઘડવા તથા જરૂરી ફાળો ઉઘરાવવા વ્યવસ્થા કરવામાં આવી. આ રીતે સં. ૧૯૭૦ ના ફાગણ સુદ ૫ ને રોજ સંસ્થા સ્થાપવાનો નિર્ણય કરવામાં આવ્યો અને ભૂમિકા તૈયાર થઈ.

## નામાભિધાન.

અનેક નામો સંસ્થા માટે સૂચવવામાં આવ્યાં. અન્તે આપણા આસન્નઉપકારી શ્રી વીર-પરમાત્માના નામને સંસ્થા સાથે જોડવાની યોજના સર્વને ફાવતી લાગી અને એ નામાભિધાનનો નિર્ણય પણ સદર તારીખે કરવામાં આવ્યો. વિશાળ નામ રાખવામાં સમસ્ત જૈન સમાજનુ એના તરફ લક્ષ્ય રહેવાની અભિલાષા સ્પષ્ટ હતી અને તે ભાવના આદર્શ રીતિએ સફળ થઇ છે તે સંસ્થાનો ઇતિહાસ બતાવશે

## કાર્યવિસ્તાર.

નામપ્રમાણે એનો કાર્યવિસ્તાર સમસ્ત જૈનસમાજ પર્યંત રાખવો જોઇએ, છતાં ફંડની મર્યાદા, નવીન ક્ષેત્રને અપનાવવાની જૈન સમાજની તે વખતની પરિસ્થિતિ અને ખાસ કરીને ઝવેરાતના ધંધાની તે વખતે થયેલી મંદતાને કારણે કાર્યવિસ્તાર જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સમાજ સુધીનો રાખ્યો, તે માત્ર આપણી કોમને પહોંચી વળવાની મર્યાદાને લઈને હતું. એમાં કોઈ તરફ અભાવ કે અરુચિ કારણરૂપે નહોતાં અને તે હકીકત સંસ્થાના પ્રથમ વાર્ષિક નિવેદનમાં સ્પષ્ટ કરી છે એ હકીકત તરફ ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે. સંસ્થા શરૂ કરી ત્યારે એનો વિસ્તાર કેટલો થશે તેનો ખ્યાલ નહોતો, તે વખત નવીન અભ્યાસ માટે જોઇતી મદદ ચાલુ મળ્યા કરશે એ માટે સંદેહ હતો અને નવીન વિચારોનો જે પ્રવાહ અત્યારે ચાલે છે અને વિચારસ્વચ્છતા ચોતરફ દેખાય છે તે તે વખતે બહુ અલ્પ પ્રમાણમાં હતા.

## ફંડ.

સં. ૧૯૭૦ ની સાલ મુંબઈ શહેર માટે ભારે આકરી હતી. મહાવિગ્રહ શરૂ થઈ ગયો હતો, લોકોમાં અસ્થિરતા હતી, વ્યાપાર ધંધાની પાયમાલી હતી અને નવા મોટા કરો તૂટી પડ-વાની ચિંતા હતી. એવા વખતમાં સંસ્થા માટે મોટી રકમ ફંડ તરીકે એકઠી થવાનો સંભવ ઓછો હતો. એટલે નાના પાયા ઉપર દર વર્ષે ઓછામાં ઓછા રૂ૰ ૫૧) એકાવન દશવર્ષ સુધી આપનારને સંસ્થાના આજીવન સભ્ય તરીકે સ્વીકારવાની યોજના કરવામાં આવી અને તેની સાથે નાની

રજત મહોત્સવ મેળાવડાના પ્રમુખ



સર મણિલાલ બાલાભાઈ નાણાવટી
એમ. એ. એલએલ. બી.
રિઝર્વ બૅંક ઑફ ઇન્ડિયાના ડેપ્યુટિ ગવર્નર

મોટી જે રકમ ભેટ મળે તેને ચાલુ ખાતામાં સ્વીકારવાનું ઠરાવવામાં આવ્યું. આ કાર્ય પાર પાડવા માટે નવ[1] સભ્યોની એક હંગામી સમિતિ નીમવામાં આવી અને તેના મંત્રી તરીકે શ્રીયુત મુળચંદ હીરજીભાઈએ કામ કર્યું. આ પ્રાથમિક પરિસ્થિતિમાં સંસ્થાને મોટો ટેકો આપનાર શેઠ હેમચંદ અમરચંદ, શેઠ દેવકરણ મુળજી અને શેઠ મોતીલાલ મુળજીભાઈ હતા અને કેળવાયલા વર્ગમાંથી શ્રીયુત મકનજીભાઈ મ્હેતા, બાર એટ લૉ, મોહનલાલ દલીચંદ દેસાઈ, સારાભાઈ મગનભાઈ મોદી, મોતીચંદ કાપડીઆ વગેરે હતા.

આ સમિતિએ પૈસા કેટલા એકઠા કરી શકાશે તે માટે વચન મેળવવા માંડ્યા અને આઠ માસના પ્રયાસને પરિણામે વસૂલ થઈ શકે તેવી વાર્ષિક રૂા. ૮૮૯ ની રકમ દશ વર્ષ માટે મળવાના વચન મેળવ્યાં.

## વચનને ભરોસે.

આવી રીતે દશ વર્ષ સુધી લગભગ નવ હજારની રકમ દર વર્ષ મળ્યા કરશે અને નાની મોટી સહાય મળ્યા કરશે એ વિશ્વાસે તા. ૨૭ સપ્ટેંબર ૧૯૧૪ ને રોજ લાલબાગમાં મળેલ સામાન્ય સભાએ અખતરા રૂપે ત્યાર પછીના જુન માસમાં સંસ્થા ચાલુ કરવાનો ઠરાવ કર્યો અને શ્રી વલ્લભસૂરિ મહારાજ સંસ્થા સ્થાપનાની પાકી ભલામણ વિદ્યાપ્રેમિક ધનવાનોને અને કેળવાયેલાઓને કરી ચાતુર્માસ પૂરૂ થયે વિહાર કરી ગયા. તેઓશ્રીએ તે વખતે જે બીજની વાવણી કરવા ઉપદેશ આપ્યો અને તેઓને જે વિશ્વાસ કાર્યવાહકોમાં હતો તે વિદ્યાપ્રેમીઓએ સાચો કરી બતાવ્યો.

## વ્યવસ્થાપક સમિતિની સ્થાપના.

તા. ૯ માર્ચ ૧૯૧૫ ને રોજ પન્દર સભ્યોની વ્યવસ્થાપક સમિતિની સ્થાપના કરવામાં આવી. શરૂઆતની વ્યવસ્થાપક સમિતિ શરૂઆતના ઘણા વર્ષ સુધી એની એજ ચાલુ રહી હોઈ, તેનાં નામ અત્ર રજુ કરવા પ્રાસંગિક ગણાશે.

| | | | |
|---|---|---|---|
| ૧ | શ્રીયુત | મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ. | ઓન૦ સેક્રેટરી |
| ૨. | શ્રીયુત | શેઠ દેવકરણભાઈ મુળજી | ખજાનચી. |
| ૩ | ,, | ,, મુળચંદ હીરજી | આસી સેક્રેટરી |
| ૪ | ,, | ,, હેમચંદ અમરચંદ | સભ્ય |
| ૫ | ,, | ,, મોતીલાલ મુળજી | ,, |
| ૬ | ,, | મકનજીભાઈ જુઠાભાઈ મ્હેતા | ,, |
| ૭ | ,, | મોહનલાલ દલીચંદ દેસાઈ | ,, |
| ૮ | ,, | ડૉ. નાનચંદ કસ્તુરચંદ મોદી | ,, |

૧. નવ સભ્યોનાં નામો (૧) શેઠ લલ્લુભાઈ [illegible] (૨) શેઠ કુંવરજી [illegible] (૩) શ્રી [illegible] (૪) શેઠ [illegible] (૫) શ્રી [illegible] (૬) [illegible] (૭) શેઠ [illegible] (૮) શ્રી [illegible] (૯) શેઠ [illegible] અને શેઠ [illegible] સભ્યોને નીમવામાં આવ્યા.

૯. શ્રીયુત શેઠ ચુનીલાલ વીરચંદ સભ્ય
૧૦. " " મણીલાલ સુરજમલ ઝવેરી "
૧૧. " " ફકીરચંદ નગીનચંદ ઝવેરી "
૧૨. " " લલ્લુભાઈ દીપચંદ ઝવેરી "
૧૩. " " અમરચંદ ઘેલાભાઈ ગાંધી "
૧૪. " " નરોત્તમદાસ ભાણજી કાપડીઆ "
૧૫. " " સારાભાઈ મગનભાઈ મોદી "

ધારાધોરણ અને બંધારણ.

સદર વ્યવસ્થાપક સમિતિને ધારાધોરણ તૈયાર કરવાનું કામ ખાસ આવશ્યક લાગ્યું. સમિતિએ બંધારણ અને ધારાધોરણનો ખરડો તૈયાર કર્યો. ૭ મીટિંગમાં તે પર પુષ્કળ ચર્ચા પછી સુધારા વધારા કર્યા અને સંસ્થાનું બંધારણ, ઉદ્દેશ, નિયમો અને પૈસાની હેરવણી ફેરવણી વિગેરે અગત્યની બાબતનો ૧૦૨ કલમનો ખરડો તૈયાર કર્યો સમિતિએ એટલી વિસ્તૃત ચર્ચા કરી અને તે માટે વારંવાર વિચારવિનિમય કરી સુંદર ભૂમિકા તૈયાર કરી અને તે આખું બંધારણ અને વહીવટી ધારાધોરણ બહુ થોડા ફેરફાર સાથે લગભગ અસલ સ્થિતિમાં આજપર્યંત ચાલુ રહ્યા છે. એ વખતનો ધનવાન અને કેળવાયેલ સભ્યોનો સહકાર અને અરસ્પરસના પ્રેમ અને વિશ્વાસ ખરેખર અનુકરણીય હોઈ પરિણામ ઉપજાવનાર નીવડ્યા. એ વખતે ટ્રસ્ટડીડ તૈયાર કરવાનું હતું નહિ, કારણકે વગર પૈસે ટસ્ટ ડીડ થાય નહિ, પણ ઉદ્દેશની સ્પષ્ટતા, વહીવટની સરળતા, વિદ્યાર્થીની જરૂરીઆતો અને ભેટ કે લવાજમની રકમના વિનિયોગની રચના એવી સ્પષ્ટ કરવામાં આવી કે એ બંધારણ આખું અનુકરણીય માલૂમ પડ્યું છે.

બંધારણમાં નવીનતા.

આ બંધારણમાં સંસ્થાના ઉદ્દેશ, સામાન્ય સમિતિ, વ્યવસ્થાપક સમિતિની કાર્યમર્યાદા અને વિદ્યાર્થીસંબંધી નિયમો તથા પૈસાની વ્યવસ્થિત ગોઠવણ, ટ્રસ્ટના ધોરણ પર નામાની રીત ઉપરાંત વિદ્યાર્થી પાસેથી લોનની કબૂલાત લેવાનું ધોરણ સ્વીકારવામાં આવ્યું. વિદ્યાર્થી માટે સંસ્થામાં વસવાટ દરમ્યાન જે ખર્ચ થાય તેની લોન લખાવી લેવી અને વિદ્યાર્થી કમાવા માંડે ત્યારે તે રકમ વગર વ્યાજે અમુક શરતે પાછી આપતો જાય એ નવીનતા દાખલ કરી. એથી વિદ્યાર્થીને સખાવતપર આધાર રાખવાનો ખ્યાલ ન થાય અને પોતાની કુમક પર ઊભા રહેવાની ભાવના તેના મગજપર રહે તેની માનસ વિકાસને અંગે જે અસર થાય છે તેનો ખ્યાલ કરવામાં આવ્યો અને આ આખી યોજના તદ્દન નવીન હોવા સાથે ભવિષ્યમાં સંસ્થાને કેટલી સહાયરૂપ નીકળી પડી તે આગળ જતાં જણાશે. આખા બધારણમાં આ ખાસ નવીનતા હોવાથી તે પર ખૂબ ચર્ચા થઈ અને આખરે સંસ્થામાં દાખલ થનાર લોન વિદ્યાર્થી પાસેથી રકમ પાછી વાળવાની રીતસર કાયદેસરની કબૂલાત લખાવી લેવાનું ઠરાવવામાં આવ્યું. આ આખી યોજના કેટલી ફતેહમંદ વ્યવહારુ અને કાર્યસાધક થઈ છે તે પર આગળ જતાં વિવેચન કરવામાં આવશે. અત્ર ઉલ્લેખનીય વાત એ છે કે આ યોજના સંસ્થા શરૂ કરવા પહેલાં વિચારવામાં આવી હતી અને સંસ્થાના મૂળ બંધારણમાં દાખલ થયેલી હતી. આ સિવાય

વિદ્યાર્થીની ધાર્મિક ભાવના સતત જાગૃત રહે તે માટે તેમને રાત્રિભોજન ન કરવાના, દર રોજ દેવપૂજન કરવાના અને ધાર્મિક અભ્યાસ કરવાના નિયમ પ્રથમથી દાખલ કરવામા આવ્યા હતા. શરૂઆતમા લોનની વાર્ષિક રકમ રૂા ૩૬૦) રાખવામા આવી હતી. કૉલેજમા ફીનો મોટો વધારો થતા ફીની રકમ અને પુસ્તકખર્ચ થાય તે અને તે ઉપરાંત ભોજનાદિ માટે વાર્ષિક રૂા. ૨૦૦) અને પછી રૂા ૧૭૫)ની રકમ મુકરર કરવામા આવી હતી સંસ્થાનો મુખ્ય ઝોક મધ્યમ વર્ગ પર હોઇ સંસ્થામા દશ વર્ષ સુધી દર વર્ષે રૂા ૫૧) આપનારને આજીવન સભ્ય ગણવાનો નિયમ સ્વીકારવામા આવ્યો હતો અને એ રીતે મધ્યમ વર્ગના જૈન બંધુઓ આ સંસ્થાના કાર્યમા રસ લઈ શકે અને પોતાની વતી વ્યવસ્થાપક સમિતિમા પદર સભ્યો ચૂંટી મોકલે એવી યોજના રાખવામા આવી હતી આ રીતે મધ્યમ વર્ગ પર આધાર રાખનારી અને જાહેર મત ઉપર ઝઝૂમનારી આ સંસ્થાનુ આખુ બંધારણ જનમતના વિશિષ્ટ ધોરણ પર રચાયુ અને તેને સામાન્ય સમિતિએ તા. ૨૬-૫-૧૯૧૫ ને રોજ મંજૂર કર્યું જનતાના ધ્યાનમા રહે કે આ આખી ચર્ચા દરમ્યાન સંસ્થાના હાથમા એક પાઈ નહોતી, એને રહેવાનુ સ્થળ નહોતુ, એની સેવામા એક સિપાઈ ન હતો કે ધારાધોરણને સાફ દસ્કતે લખી આપે તેવો એક મહેતો કે નોકર પણ નહોતો.

તારાબાગ-લવલેન

આવા સંયોગોમા તા ૧૮ જૂન ૧૯૧૫ને રોજ ભાયખાલા લવલેન–તારાબાગમા જગ્યા ભાડે લઈ પ્રાચીન વિધિએ સંસ્થાની શરૂઆત કરવામા આવી. આ જગ્યા ભાડે લીધી હતી. ત્યા શેઠ મોતીશાનું ભાયખાલાનુ જૈનમંદિર પાસે હોવાથી અને મેડિકલ કૉલેજ નજીક હોવાથી એ સ્થાન પસંદ કરવામા આવ્યુ કુંભસ્થાપન, નવ મંગળ વિગેરે વિધિ કરવામા આવી અને ૧૫ વિદ્યાર્થીથી શરૂઆત કરવામા આવી આવી રીતે તદ્દન નાના પાયા પર સંસ્થાની શરૂઆત કરી દીધી અને અનેક આશાઓ સેવતી આ નવીન સંસ્થાનો ઉદ્ભવ થયો. તેનો ઉઘાડ ઘણો વિકટ હતો, સંસ્થાનું સ્થાન આપણા સામાન્ય વસવાટથી બહુ દૂર હતુ અને કોઈ પ્રકારના ભોગ વગર સંસ્થા શરૂ કરી દેવાની છૂટ લેવામા આવી હતી

કાર્યવાહી અને વિકાસ

તે વખતે ધનિક વર્ગમા શેઠ દેવકરણભાઈ મુળજી અને શેઠ મોતીલાલ મુળજીભાઈનો જબરો ટેકો હતો, સંસ્થાની યોજનાને મજબૂત ટેકો આપનાર માંગરોળનાસી શેઠ હેમચંદ અમરચંદ તરત જ તો આ સંસ્થાની શરૂઆત થયા પહેલા ચાલી ગયા, પણ તેમના સુપુત્રોએ પિતાએ વાવેલ બીજને જલસિંચન કર્યું આ ધનવાન વર્ગ સાથે ફરજ બજાવનાર વર્ગનો સારો સહકાર રહ્યો અને નાના પાયા પર શરૂ કરેલ સંસ્થાના કાર્યવાહકોનો ઉત્સાહ સતત જાગૃત રહ્યો અને એને પોષણ મળે તેવા ઉત્તરોત્તર પ્રસંગો બનતા ગયા.

કાર્યવાહીના તે વખતના ઉત્સાહને અગે એક બાબત જરૂર જણાવવા યોગ્ય છે પ્રથમ વર્ષમા વ્યવસ્થાપક સમિતિની ૩૦ (ત્રીશ) સભાઓ મળી. એક વર્ષમા ૩૦ સભા થાય અને તેમાની દરેક સભામા પૂરતી હાજરી રહે એ કેટલું સંસ્થાને મંગળકારક છે તેની બીના છે પાસ પોરણ, અરજીનું ફૉર્મ, લોન બોન્ડના નિયમ, આન્તર શિસ્તના નિયમો, અભ્યાસના નિયમો વગેરે અનેક બાબતો કરવાની હતી અને તેને માટે વારવાર સભાઓ ભરવામા આવની હતી.

## નવીન પદ્ધતિએ સસ્થાની શરૂઆત.

સંસ્થાના તારાબાગના મકાનનુ વાસ્તુ ઉપર પ્રમાણે તા. ૧૮-૬-૧૯૧૫ ને રોજ કર્યું. ત્યાર બાદ બરાબર એક માસે તા. ૧૮-૭-૧૯૧૫ ને શુભ દિવસે નવીન પદ્ધતિ પ્રમાણે મેળાવડો કરી શેઠશ્રી સર વસનજી ત્રીકમજીને શુભ હસ્તે સંસ્થાનું ઉદ્દઘાટન કરવાનો મેળાવડો કરવામાં આવ્યો. તે પ્રસંગે સરસ ભાષણો થયાં, કેળવણીની બાબતમાં જૈન કોમ કેટલી પછાત છે તેપર વિવેચનો થયાં અને વક્તાઓએ અને પ્રમુખશ્રીએ સંસ્થાને શુભ આશીર્વાદ આપ્યા. તે પ્રસંગે શેઠ સર વસનજીએ સંસ્થા પોતાનું મકાન કરે તે પ્રસંગે રૂા ૧૧૦૦૦ ની રકમ તેમના તરફથી આપવાનું લેખિત વચન આપ્યું. સંસ્થાના ત્યાર પછીના વિકાસને અગે અત્યારે એ રકમ સામાન્ય લાગે, પણ વગર મૂડીની તે વખતની સંસ્થાને અને તેના કાર્યવાહકોને એ રકમ ઘણી આવકારદાયક અને ઉત્તેજન આપનાર નીવડી હતી. જો કે ત્યાર પછી સદર શેઠશ્રી વ્યાપાર ધંધાની અગવડે સદર રકમ આપી ન શક્યા, પણ તેમણે આપેલ પ્રેરણા તો સદૈવ જાગ્રત રહી અને ખૂબ કાર્યસાધક નીવડી.

## સુપરિન્ટેન્ડેન્ટ.

સંસ્થાની શરૂઆતમાં શ્રી છોટાલાલ વમળચંદ શ્રોફ, બી. એ જેવા માનદ સુપરિન્ટેન્ડેન્ટ મળી ગયા. એ ધનવાન સેવાભાવીએ સંસ્થાની શરૂઆતના ત્રણ વર્ષ સુધી સંસ્થા સાથે જોડાયલા રહી, સંસ્થાના 'આતર વહીવટની અને ખાસ કરીને વિદ્યાર્થીના શિસ્તની બાબતમાં અતિ સુંદર દોરવણી કરી. તેમનો વિદ્યાર્થી તરફનો પ્રેમ, કામ લેવાની સરળતા, શિસ્તનું નિયમન અને કેળવણી તરફ અગાધ લાગણી ખૂબ સ્મરણીય રહ્યા અને સંસ્થાએ આંતર વ્યવસ્થાને અંગે જે નામના ત્યાર પછી મેળવી તેમાં તેમણે મોટો ફાળો આપ્યો. તેઓએ વગર વેતને કામ કરી શરૂઆતમાં સંસ્થા ઉપર જરા પણ બોજો પડવા ન દીધો એ તેમની લાગણી ખૂબ ધ્યાન ખેંચે તેવી હોઈ વક્તવ્યને પાત્ર બને છે અને સંસ્થાની તે વખતની ડગમગ સ્થિતિમા સ્થિતિસ્થાપત્ય કરનાર અનેક વ્યક્તિઓની શુભ ગણનામાં તેમને ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરાવે છે.

## વાંડેકર બીલ્ડીંગ-લેમીંગ્ટન રોડ.

પણ લવલેન-તારાબાગવાળું મકાન વિસ્તૃત હોવા છતાં વિદ્યાર્થીની નજરે સગવડવાળું ન નીવડ્યું. વસવાટ દૂર અને લતો અપરિચિત હોવાને કારણે અને લગભગ સર્વ કોલેજો ત્યાંથી દૂર હોવાને કારણે વ્યવસ્થાપક સમિતિએ જગ્યા શોધવા માંડી. અંતે સભ્યોનું ધ્યાન લેમીંગ્ટન રોડ પર આવેલા વાડેકર બીલ્ડીંગ પર પડ્યું. તેનો બીજો માળ ભાડે રાખી લીધો અને ત્યા પ્રથમ વર્ષમાંજ નવેંબર ૧૯૧૫ માં કાર્તક શુદ ૬ સં ૧૯૭૨ ને રોજ સંસ્થાને ફેરવવામાં આવી.

આ નવા મકાનમા હવા પ્રકાશ પૂરતાં હતાં, પણ તારાબાગની પેઠે નજીકમાં દેરાસર ન હતું, એટલે ત્યા જવાની સાથેજ મંદિરની ગોઠવણ કરવાની જરૂર પડી. મહારાજ શ્રી વલ્લભવિજયજીના ઉપદેશથી સુંદર ધાતુના પ્રતિમાજી સુરતથી વગર નકરે મળી ગયા અને સંસ્થાનું મકાન ફેરવ્યું તે જ દિવસે (સં. ૧૯૭૨ કા. સુ ૬) પૂજ્યશ્રી લલિતવિજયજીની હાજરીમાં ગૃહમંદિરમા પ્રવેશ કરાવવામાં આવ્યો. આ સ્થાન જાહેર ભાષણનાં સ્થાનોની નજીક હોવાને કારણે,



વિદ્યાલય ભવન

મકાનમા જ દેરાસરની સગવડ હોવાને કારણે અને જૈનોનો વસવાટ ગિરગામ ચોપાટી બાજૂએ વધતો જતો હોવાને કારણ વધારે લોકપ્રિય થઈ પણ માસિક ભાડુ રૂા ૧૯૫) ઠરાવ્યુ અને ૧૮ વિદ્યાર્થીઓ સાથે આ રીતે પ્રથમ વર્ષમા ઠામપાટલો કરવામા આવ્યો

## ભવનનો ઇતિહાસ

મકાનનો પ્રશ્ન

સસ્થાના મકાનની વાત ચાલે છે તો મકાન સબધી વાત આદિથી અત સુધી જણાવી દેવી ઠીક થઈ પડશે કોઈપણ સસ્થાની સ્થિરતા એના સ્થાયી મકાન પર છે એમ આ સસ્થાના કાર્યવાહકોનો વિચાર હોનાથી સસ્થાના બીજા વર્ષમા શ્રીમાન વિજયવલ્લભસૂરિની મુબઈમા હાજરીની તક લઈ મકાનફડ માટે શરૂઆત કરી અને તે વખતના શ્રી વ લભવિજયજીના સદુપદેશથી તે વખતે સારુ ફડ થયુ સસ્થાના ત્રીજા વર્ષમા રૂા ૯૯૪૭૪-૪-૦ અને ચોથા વર્ષમા રૂા. ૨૪૧૫૭ વસુલ થયા, એટલે ચોથા વર્ષની આખરે (૧૯૧૮-૧૯) સસ્થા પાસે મકાન ખાતાના ફડના રૂા. ૧૨૩૬૩૧-૪-૦ની રકમ થઈ આ સવા લાખ જેટલી રકમ થતા ગોવાળિઆ ટૅક રોડ હાલ જ્યા સસ્થાનુ મકાન છે ત્યા ચાર મકાનો શેઠ જહાગીર બનાજી પાસેથી રૂા ૧૪૮૦૦૦ ની કિંમતે વેચાતા લીધા

આવી રીતે ગજા ઉપરવટનુ કામ શરૂ કર્યું અને તેજ અરસામા મી પટેલવાળુ ન. ૫નુ મકાન રૂા. ૪૨૦૦૦ ની કિંમતે ખરીદ કર્યું આ રીતે મકાનો ખરીદાયા, પણ બાધવા માટે પૈસા ન મળે અને અસલના ચાર મકાનો નવા કરાવ્યા સિવાય ચાલે તેમ ન હોતુ છતા ચોથા વર્ષમા આ ખરીદેલા મકાનમા સસ્થા ફેરવી લાવ્યા અને તે વખતે મકાન ભાડા પર જે અકુશનો કાયદો હતો તેનો અનુભવ કર્યો

દરમ્યાન છઠ્ઠા વર્ષમા (૧૯૨૦-૨૧) મા ન ૫ના મકાનની બાજુમા ન. ૬ વાળુ મકાન ખરીદ્યુ અને તેની ખરીદીના રૂા ૩૧૦૦૦ આપ્યા અને આ બે મકાનના રીપેર ખર્ચમા રૂા. ૧૧૭૮૩-૮-૯ થયા આ રીતે મકાન ફડ ખાતે ત્યા સુધીમા રૂા ૧૩૭૯૮૬-૪-૦ વસુલ થયા હતા, ત્યારે મકાન ખરીદીમા રૂા ૨૩૭૭૯૩-૮-૯ ખરચ્યા સસ્થાના ગજા ઉપરવટનુ આ કામ હતુ, પણ જૈન કોમની ઉદારતા ઉપર ભરોસો રાખી કાર્યવાહકોએ જોખમ ખેડ્યુ અને ન ૫નુ મકાન ખાલી કરાવી ત્યા વિદ્યાર્થીઓને લાવી રાખ્યા

આ રીતે વાડેકર બીલ્ડીંગમાથી પ્રથમ ગોવાળિઆ ટૅક રોડના બનાજી બીલ્ડીંગમા અને ત્યાર બાદ પટેલ બીલ્ડીંગ ન ૫ મા રહેવા આવ્યા દરમ્યાન જ્યા જ્યા સસ્થા ફેરવવામા આવી ત્યા ત્યા દેવપૂજન માટે ગૃહચૈત્ય તો જરૂર રાખવામા આવતુ હતુ, તે પ્રમાણે આ ન ૫ વાળા મકાનને ઉપરને માળે એક વિશાળ ઓરડામા દેરાસરની વ્યવસ્થા કરવામા આવી.

પણ આખો વખત સસ્થા માટે મકાન કરવાની તીવ્ર ઇચ્છા વધતીજ ચાલી, એટલે ૧૯૨૧ ૨૨ દરમ્યાન સાતમા વર્ષમા સસ્થાના બનાજીવાળા ત્રણ મકાનો ઉતારી નાખ્યા અને ત્યા તા. ૧૩-૧૨-૧૯૨૨ ને રોજ શેઠ દેવકરણ મુળજીભાઈના વરદ હસ્તે બડા આડબરથી નવા મકાનનું ખાતમુહૂર્ત કરવામા આવ્યું તે વખતે ભવ્ય મેળાવડો થયો, વિદ્યાર્થીઓએ રજનનો સુંદર કાર્યક્રમ રજૂ કર્યો અને ખાસ નોંધવા જેવી બાબત એ છે કે એક માગરોળવાસી બધુ શેઠ ગોવિંદજી માધવજી કરમચદે ૨૯ તોલાની સોનાની લગડી સસ્થાના પાયામા નાખવાની શરતે લગભગ

પાંચ વર્ષ પહેલાં સંસ્થાની શરૂઆતમાં આપી હતી, તેની વૈજ્ઞાનિક પદ્ધતિએ તેજમતુરી કરાવી એને પાયામાં નાખી. આ રીતે સોનાને પાયે સંસ્થાનું ખાત કર્યું અને તે વખતે જે ઉત્સાહ જોવામાં આવ્યો હતો તેને અનુરૂપ મકાન બાંધવાની શરૂઆત કરવામાં આવી.

પણ નાણાની જે રેલમછેલ મહાવિગ્રહ પૂરો થયા પછી મુંબઈમાં ચાલી હતી તે જુવાળ ઊતરી ગયો, વેપારીઓ મોટી નુકસાનીમાં આવી ગયા, મકાન ફંડનાં મોટાં સ્વપ્નાં દિગંતમાં અથડાઈ ભૂક્કા બોલી ગયા અને થોડી બચત રકમ હતી તે તો પાયામાં ખલાસ થઈ ગઈ. આથી સર્વ ગણતરીઓ ઊંધીવળી ગઈ. મોટર શોરૂમના રૂા. ૧૨૦૦) માસિક ભાડું આપવાનું લખાણ કરી આપનાર ધંધામાંથી ખલાસ થઈ ગયા અને મહાસુશ્રીબતે ધીમુંધીમું મકાન બાંધવાનું કામ ચલાવવા માંડ્યું. શેઠ દેવકરણભાઈ મુળજીએ રૂા ૨૫૦૦૦), શેઠ મોતીલાલ મુળજીભાઈએ રૂા. ૧૨૫૦૦) અને શેઠ હીરાલાલ બકોરદાસે રૂા. ૧૨૫૦૦) ધીર્યા, પણ એથી મકાનના પહેલા મજલા સુધી કામ આવ્યું

દરમ્યાન પૂજ્ય વિજયવલ્લભસૂરિની પ્રેરણાથી મુનિરાજશ્રી લલિતવિજયજી મુંબઈ પધાર્યા, તેમણે મારવાડીભાઇઓને પ્રેરણા કરી મકાન ફંડમાં રૂા ૬૦૦૦૦) મારવાડી તથા અન્ય ભાઈઓ પાસેથી ઉઘરાવી આપ્યા અને તે ઉપરાંત લગભગ રૂા. ૬૦૦૦૦) નું દેવું કરી મકાન બંધાવ્યું

સંસ્થા માટેના મકાન બાંધણીમાં લગભગ રૂપીયા બે લાખનો ખર્ચ થયો દુકાનોના ભાડાની ગણતરી કરી હતી તે સાચી ન નીવડી. આ મકાનમાં લેકચર હોલ (મધ્યગૃહ) નું માપ ૪૨૬૦ ચોરસ ફૂટનુ છે. એટલે એમાં ૪૭૩ ચોરસ વાર જગ્યા રોકાય છે. એમાં ૧૨૦૦ ભાઈ બહેનોનો મેળાવડો થઈ શકે તેટલી વચ્ચેની ખાલી જગ્યા છે. આ રીતે દેવું કરીને મકાન બાંધ્યું. તેના ઉદ્ઘાટનની ક્રિયા સર પ્રભાશંકર દલપતરામ પટણી (મુખ્ય દિવાન, ભાવનગર સ્ટેટ) ના શુભ હસ્તે તા. ૩ જી ઓકટોબર ૧૯૨૫ ને રોજ થઈ. તે પ્રસંગે સુંદર કાર્યક્રમ અને સંભાષણો થયાં અને સંસ્થા તરફથી દશ વર્ષની કાર્યવાહીનો મુખતેસર અહેવાલ જનતાની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવ્યો.

આ રીતે દશ વર્ષની આખરે જૈન કોમની ઉદારતાથી સંસ્થા સુંદર મકાનવાળી થઈ, એમાં સો વિદ્યાર્થીઓ પૂરતી સગવડ સાથે રહી શકે તેવી વ્યવસ્થા થઈ, વિદ્યાર્થીઓ માટે પલંગ, ટેબલ, ખુરશી વિગેરે જરૂરી ઉપસ્કર તૈયાર કરવામાં આવ્યા અને એક સુંદર દેરાસર મકાન સાથે પણ મકાનથી અલગ બંધાવવામા આવ્યુ અને તેને ભોંય પર તેમજ આજુબાજૂએ સંગેમરમર આરસથી શોભતું કરવામાં આવ્યું. આ દેરાસરમાં હાલ તુરત તો ગૃહમંદિરમાં ધાતુનાં બિંબ હતા તે જ પધરાવવામાં આવ્યાં. સંસ્થાના મકાનનો પાયો નાખી તેને પૂરું કરવામાં લગભગ ત્રણ વર્ષ થયા તેનું મુખ્ય કારણ પૈસાની જે રેલમછેલ મહાવિગ્રહ પછી થઈ હતી તે અટકી ગઈ તે હતું, છતાં કાર્યવાહકોની ચીવટથી અને જૈન જનતાના સહકારથી દેવું કરીને પણ આખરે મકાનનું કામ પાર પડ્યું તેથી વિદ્યારસિક સર્વ સજ્જનોને ખૂબ આનંદ થયો.

સંસ્થા માટે ખરીદેલાં બાકીના બે મકાનો અને બનાજીવાળું નં. ૪ નું મકાન ભાડાની આવક માટે અલગ રાખવામાં આવ્યા અને તેની ઉત્પન્ન સંસ્થાની આવકમાં દર વર્ષે લઈ જવાનો ઠરાવ કરવામાં આવ્યો.

## ~ પેટ્રન ~



શેઠ દેવકરણ મુળજી

## ટ્રસ્ટીઓ.

સસ્થાના ઉપરના મકાનો ખરીદાયા કે તુરત જ સસ્થાના છઠ્ઠા વર્ષમા તા ૧૦ નવેંબર ૧૯૨૧ ને રોજ સસ્થાનુ ટ્રસ્ટડીડ કરી લેવામા આવ્યુ, તેને રજીસ્ટર કરવામા આવ્યુ અને તેમા સસ્થાના બધારણને સ્થાન આપવામા આવ્યુ સસ્થાના પ્રથમ ટ્રસ્ટીઓ (૧) શેઠ દેવકરણ મુળજી સઘવી, (૨) શેઠ મોતીલાલ મુળજી, (૩) શેઠ ફકીરચદ નગીનચદ કપૂરચદ ઝવેરી, (૪) શેઠ ગોવીંદજીભાઈ ખુશાલ (વેરાવળવાળા) અને (૫) શ્રી મોતીચદ ગિરધર લાલ કાપડીઆની પસદગી સામાન્ય સમિતિએ કરી અને દર પાચ વર્ષે ટ્રસ્ટીની પસદગી ચુટણીના ધોરણે સામાન્ય સમિતિ કરે એવો ઠરાવ કરવામા આવ્યો

સસ્થાની જામીનગીરીઓ ટ્રસ્ટીઓના નામ પર રહે છે, ટ્રસ્ટીઓ ઉત્પન્ન થતી રકમને વ્યવસ્થા માટે વ્યવસ્થાપક સમિતિને સોપી દે છે અને ધારાધોરણ અનુસાર વખતો વખત આવી પડતી જગ્યા વ્યવસ્થાપક સમિતિ પૂરે છે અને પાંચ વર્ષની આખરે ટ્રસ્ટીઓની સામાન્ય ચુટણી થાય છે

તા ૮ એપ્રીલ ૧૯૪૦ ને રોજ દસ્તાવેજ કરી ટ્રસ્ટીઓની નિમણૂકનો છેલ્લો દાખલો રજીસ્ટર કર્યો છે તે પ્રમાણે પચીશમા વર્ષની આખરે સસ્થાના નીચે પ્રમાણે ટ્રસ્ટીઓ હાલ ચાલુ છે

(૧) શ્રીયુત મોતીચદ ગિરધરલાલ કાપડીઆ
(૨) ,, ચ્રુનીલાલ સારાભાઈ મોદી
(૩) ,, કકલભાઈ ભુદરદાસ વકીલ.
(૪) ,, સાકરચદ મોતીલાલ મુળજી
(૫) ,, અમૃતલાલ કાળીદાસ શેઠ

વચ્ચેના ૧૮ વર્ષમા ટ્રસ્ટીઓની નવી નિમણક અને ફેરબદલી થઈ છે તે વાર્ષિક રિપોર્ટમા બતાવી છે આ સાથે વખતો વખત થયેલ નિમણૂક અને ફેરબદલીની વિગત પરિશિષ્ટમા બતાવી છે એ પ્રત્યેક નામ સસ્થાની અને નાણાની સલામતી માટે પૂરતા હોઈ તે પર ખાસ ધ્યાન ખેંચવાનુ આવશ્યક ધારવામા આવ્યુ છે

## રજીસ્ટર

આ ઉપરાત ૧૮૬૦ ના ૨૧ મા કાયદા પ્રમાણે સસ્થાને 'સોસાયટી' તરીકે સરકારમા તા. ૪ મે ૧૯૩૪ ને રોજ રજીસ્ટર કરાવવામા આવી છે અને સંસ્થાના કાર્યવાહક મડળ (વ્યવસ્થાપક સમિતિ) મા થતા ફેરફારો વખતો વખત રજીસ્ટ્રારને મોકલી આપવામા આવે છે સસ્થા રજીસ્ટ્રેશનનુ સર્ટીફીકેટ (પ્રમાણપત્ર) આ સાથે પરિશિષ્ટમા રજૂ કર્યુ છે

આ સર્વ હકીકત સંસ્થાના મકાનનો ઇતિહાસ બતાવતા રજૂ કરી મકાન બનાવવામા મહેનત ઘણી પડી, ફડ ઉઘરાવવામા અનેક વ્યક્તિઓએ મદદ કરી, દેવુ પણ થયુ, પણ છેવટે સસ્થા ઘરબારવાળી થઈ અને તેમ થયુ ત્યાર પછી મકાનફડ લગભગ બધ થયુ છે પચીશમા

વર્ષની આખરે મકાન ખાતામાં રૂા. ૪૩૦૩૨૫-૧૩-૯ ખેંચાય છે, તેમાં ખુદ સંસ્થાના મકાનને અંગે જમીન અને બાંધકામના ખર્ચના રૂા ૩૧૩૫૮૧-૫-૩ થયા તેનો સમાવેશ થાય છે, જ્યારે મકાન ફંડ ખાતે કુલ રકમ રૂા. ૨૯૨૯૯૮-૧૦-૧૧ જમે થયા છે. પચીશ વર્ષની આખરે સંસ્થાના મકાનો-સ્થાવર મિલ્કતને અંગે આ પરિસ્થિતિ છે. સંસ્થાના મુખ્ય મકાનની નીચે દુકાનોનુ ભાડું ઉપજે છે અને બાકીના ત્રણે વસવાટના મકાનો ભાડે આપવામાં આવ્યા છે.

મ્યુનિસિપલ બીલ આપી દેતાં મકાન ભાડામા સરેરાશ રૂા. ૯૦૦૦) આસપાસનો ભાડાનો વધારો રહે છે. એમાં વિદ્યાલયના મુખ્ય મકાનને અંગે અપાતાં મ્યુનિસિપલ બીલને પણ બાદ કરવામાં આવતાં વધતી બચતની રકમ ગણવામાં આવી છે.

## વિદ્યાર્થી સંબંધી ઇતિહાસ

### વિદ્યાર્થીઓના પ્રકારનો વિકાસક્રમ.

વિદ્યાર્થીઓના પ્રકારમાં વખતો વખત ફેરફાર થતો રહ્યો છે, તેનો આખો વિકાસક્રમ ધ્યાનમાં લઈ લઈ એ. શરૂઆતમાં સંસ્થામાં દાખલ કરવાના વિદ્યાર્થીના બે વિભાગ પાડવામાં આવતા હતા: પેઇંગ અને ફ્રી: પેઇંગ વિદ્યાર્થી સંસ્થાને દરેક ટર્મના રૂા. ૧૮૦ એટલે વર્ષ આખાના રૂપીઆ ૩૬૦ આપે અને ફ્રી વિદ્યાર્થીને નામે રૂા. ૩૬૦ લોનના લખાય. એમને કોલેજ ફી, પુસ્તક, ભોજન, ફરનીચર અને કપડાં સંસ્થા તરફથી પૂરાં પાડવાનો ઠરાવ હતો. અંદરના વહીવટમાં ફ્રી અને પેઇંગ વિદ્યાર્થીને સમાન કક્ષા પર ગણવામાં આવે અને બન્ને વચ્ચે કોઈપિણ પ્રકારનો તફાવત રાખવો નહિ એવો ધારાધોરણમાં ઠરાવ હતો.

ચોથા વર્ષમાં પેઈંગ વિદ્યાર્થીના બે વિભાગ પાડવામાં આવ્યા. પેઈંગ એ. અને પેઈંગ બી. પેઈંગ એ. પાસેથી રૂા. ૩૬૦ વર્ષ આખાના લેવાનુ ધોરણ રાખવામાં આવ્યું અને પેઈંગ બી. વર્ગના વિદ્યાર્થી પાસેથી સંસ્થામાં ભોજન લેવા તથા બીજી સર્વ સગવડો પૂરી પાડવા બદલ વર્ષ એકના રૂા. ૨૦૦ લેવા અને ફી, પુસ્તક તથા કપડાંનુ ખર્ચ તેમને માથે રાખવું, આવી ગોઠવણ અમલમાં આવી આ ગોઠવણ વ્યવસ્થાની સગવડ માટે વ્યવસ્થાપક સમિતિએ કરી હતી, પણ ધારાધોરણ તો અસલ પ્રમાણે ચાલુ હતા.

દરમ્યાન કોલેજોમાં ફી વધતી ચાલી. મેડિકલ વિદ્યાર્થીઓને રૂા. ૩૬૦ વર્ષ એકના લઈ દાખલ તો કર્યા અને શરૂઆતના ઘણાં વર્ષ એમ ચલાવ્યું, પણ તેમનો ખર્ચ ઘણો વધારે આવવા લાગ્યો. સંસ્થાના તેરમા વર્ષ (૧૯૨૭-૨૮)માં ઠરાવ કર્યો કે સંસ્થામાં ત્યાર પછીના વર્ષમાં જોડાનાર નવા વિદ્યાર્થીપાસે પેઈંગ તરીકે લેવાની અને લોન વિદ્યાર્થીને ખાતે માંડવાની વાર્ષિક રકમમાં નીચે પ્રમાણે ફેરફાર કરવો. આ ઠરાવ તા. ૯-૧૧-૧૯૨૭ ને રોજ સામાન્ય સમિતિએ કર્યો.

આર્ટસ લાઇનિ વાર્ષિક રૂા. ૩૬૦
સાયન્સ લાઇન વાર્ષિક રૂા. ૩૬૦
કોમર્સ લાઇન વાર્ષિક રૂા. ૪૦૦
નેશનલ મેડિકલ કોલેજ વાર્ષિક રૂા. ૪૦૦
મેડિકલ લાઇન વાર્ષિક રૂા. ૪૮૦

અને બહારગામમાં રહી અભ્યાસ કરનાર વિદ્યાર્થીને જે રકમ આપવામાં આવે તે આખી રકમ તેને ખાતે લોન તરીકે લખવાનો પણ તે જ વખતે ઠરાવ થયો.

~ પેટ્રન ~



શેઠ હેમચંદ અમરચંદ

આ તેરમા વર્ષના ઠરાવ પછી વિદ્યાર્થીઓની ડોનેજ ફી ઘણી વધતી ચાલી, મેડિકલ લાઈનમા દરવર્ષે ત્રણ ટર્મ (સત્ર) થયા અને ખાતે મડાતી અથવા રોકડ લેવાતી રકમ કરતા ઘણો વધારે ખર્ચ થવા માડયો એટલે સસ્થાના સોળમા વર્ષ (૧૯૩૦-૩૧) મા આ આખા ધોરણમા મોટો ફેરફાર કર્યો વિદ્યાર્થીના ચાર પ્રકાર પાડવામા આવ્યા લોન, હાફ્પેઈંગ, પેઈંગ અને ટ્રસ્ટ સર્વ વિદ્યાર્થીઓને ભોજન, ઉપસ્કર, (ફ્રનીચર,) દિવાબત્તી, રહેવા તથા સુવા માટે બિછાના વિગેરે સસ્થા તરફથી એકસરખા પૂરા પાડવાનો ઠરાવ ચાલુ રહ્યો તદ્દન નબળી સ્થિતિવાળા વિદ્યાર્થીને લોન વિદ્યાર્થી તરીકે દાખલ કરવાનો ઠરાવ થયો સસ્થાના ધારાધોરણમાથી 'ફ્રી' શબ્દ રદ્દ કરવામા આવ્યો કારણ કે દલીલ એમ થઈ કે આગળ જતા જ્યારે ધીરવામા આવતી રકમ પાછી લેવાની છે તો પછી વિદ્યાર્થીના મગજપર ફ્રી એવા શબ્દનો બોજો પણ શા માટે આવવા દેવો જોઈએ આ માનસિક વિદ્યાનો પ્રશ્ન હોઈ તે પર ખૂબ ચર્ચા થઈ અને અંતે 'ફ્રી શબ્દ મૂકી દેવામા આવ્યો અને બધારણ તથા ધારાધોરણમા એને બદલે 'લોન' શબ્દ વાપરવાનો ઠરાવ થયો

જે વિદ્યાર્થીની મધ્યમ સ્થિતિ હોય તેને 'હાફ્પેઈંગ' તરીકે દાખલ કરવા, તેને નામે લોન તરીકે અરધી રકમ ઉધારવી અને અરધી તેની પાસેથી રોકડી લેવી

લોન વિદ્યાર્થીઓએ કરારનામુ કરી આપવાની વાર્ષિક રકમ નીચે પ્રમાણે મુકરર કરવામા આવી

| | | | |
|---|---|---|---|
| આર્ટ્સ<br>બી જે ટી<br>વેટરનરી<br>સાયન્સ | રૂ ૩૬૦ | એલ સી પી એસ. | રૂ ૪૦૦ |
| | | કૉમર્સ | રૂ. ૪૫૦ |
| | | એમ બી.બી એસ | રૂ. ૪૮૦ |

સને ૧૯૩૦ ૩૧ ના સોળમા વર્ષમા પેઇંગ વિદ્યાર્થીના બે પ્રકાર બધારણમા દાખલ કર્યા પેઇંગ-એ અને પેઈંગ-બી પેઈંગ-એ વિદ્યાર્થીએ ઉપર પ્રમાણેની રકમ આખી રોકડી આપવી અને તેમને લોન વિદ્યાર્થી પેઠે સર્વ સગવડ સંસ્થા તરફથી મળે પેઈંગ-બી વિદ્યાર્થીને ભોજન, ઉપસ્કર અને દિવાબત્તી તથા રહેવા બદલ દરવર્ષ રૂ. ૨૦૦] આપવાના અને કોલેજ ફી, પુસ્તક ખર્ચ, પરીક્ષા ફી અને સ્ટેશનરીનો સર્વ ખર્ચ તે પોતાના પદરથી કરે એવી ગોઠવણ કરવામા આવી

આ ઉપરાત ત્યા સુધીમા ટ્રસ્ટ વિદ્યાર્થીઓનો વર્ગ થયો હતો. તેમને સર્વ સામાન્ય અને વિશેષ સગવડ આપવાનો ઠરાવ થયો, માત્ર તેમની પાસે પાછી વાળવાની રકમ માટેનુ કરારનામુ કરાવવુ કે નહિ અને કરાવવુ તો કેટલી રકમનુ કરાવવુ તેનો આધાર પ્રત્યેક ટ્રસ્ટની શરતો પર રાખવાનુ ઠરાવવામા આવ્યુ અને સસ્થામા રહી કોલેજમા ન જતા વિશિષ્ટ અભ્યાસ કરનારને રૂા. ૨૦૦ રોકડા અથવા આખી કે અરધી રકમનુ કરારનામુ કરવાનો ઠરાવ થયો.

આ રીતે સસ્થામા રહેવાનો ખર્ચ રૂા ૨૦૦] વાર્ષિક ઠરાવવામા આવ્યો. એમા ભાડુ, ભોજન, વહીવટી ખર્ચ ધાર્મિક શિક્ષણ આદિ સર્વ બાબતોનો સમાવેશ થઈ જાય છે તે પર ધ્યાન ખેંચવામા આવે છે મુંબઈની કોઈ પણ હોસ્ટેલમા રહેવા જાય તો ભાડાના વાર્ષિક રૂા ૭૨ અને ભોજનના દશ માસના રૂા. ૨૫૦-૩૦૦ થાય છે તેની સાથે આ ખર્ચ સરખાવવા યોગ્ય છે

આ રીતે ફેરફાર થયા પછી અંતે ઓગણીશમા વર્ષમાં તા. ૨૭-૫-૧૯૩૪ ને રોજ સામાન્ય સમિતિએ આ રકમના ફેરફારો રદ્દ કરી એકસરખું ધોરણ કર્યું. તે પચીશમા વર્ષની આખર સુધી બરાબર ચાલે છે તેથી તેને વિગતવાર જોઈ લઈએ. એ વિકાસક્રમનો ચોથો અને છેલ્લો ભાગ બતાવે છે.

વિદ્યાર્થીના ચાર વર્ગ કાયમ રહ્યા: લોન, પેઈંગ, હાફ્પેઈંગ, અને ટ્રસ્ટ વિદ્યાર્થીઓ. સામાન્ય સગવડો: ભોજન, ઉપસ્કર, દિવાબત્તી અને બિછાના વિગેરે સગવડ કાયમ રહી. વિશેષ સગવડમાં કૉલેજ ફી, પાઠ્યપુસ્તક, સ્ટેશનરી અને પરીક્ષાની ફી કાયમ રહ્યા. સામાન્ય સગવડ માટે વાર્ષિક રકમ રૂા. ૨૦૦) ઉપરથી ઘટાડીને રૂા. ૧૭૫) કરવામાં આવી અને અન્ય સગવડોને અંગે જે ખર્ચ થાય તે આખી રકમ લોન વિદ્યાર્થીને ખાતે લખવાનો અને પેઈંગ પાસેથી આખી રકમ લેવાનો અને હાફ્પેઈંગને ખાતે બન્ને રકમમાંથી અરધી રોકડી વસૂલ કરવાનો અને અરધી તેના લોન ખાતે માંડવાનો ઠરાવ થયો. આ રીતે જુદી જુદી લાઈનની ગૂંચવણો દૂર કરી નાખવામાં આવી. ફીના જુદી જુદી કૉલેજના હિસાબ રાખવાની કડાકૂટ દૂર કરી અને બહાર ભોજન લેવું પડે તેના તેમજ પુસ્તક ખર્ચ તથા પરીક્ષા ફીની જે રકમ અપાય તે વિદ્યાર્થીને ખાતે ઉધરે અથવા આખી કે અરધી રોકડી લેવાય તેવું ઠરાવવામાં આવ્યું.

આ રીતે વિદ્યાર્થીના પ્રકારમાં વધતા ઓછા સુધારાવધારા વખતો વખત થતા રહ્યા અને ઉપરના સાદા સીધા અને સરલ ઠરાવનો અમલ ઓગણીશમા વર્ષથી ચાલુ કર્યો તે પચીશ વર્ષની આખર પછી ચાલુ અમલમાં છે. ટ્રસ્ટ વિદ્યાર્થીની બાબત ખાસ ધ્યાન ખેંચનારી છે તેની વિગત સંસ્થા સંબંધી ટ્રસ્ટોની વિગત આગળ જતાં આવશે ત્યાંથી ધ્યાન પર લેવા જેવી છે. એમાં દરેક ટ્રસ્ટની શરતો પ્રમાણે તેનો અમલ થાય છે, પણ એમાં એક મુદ્દો સર્વ ટ્રસ્ટોને લાગુ પડે તેવો છે અને તે એ છે કે કોઇ પણ ટ્રસ્ટ વિદ્યાર્થી વાર્ષિક પરીક્ષામાં નાપાસ થાય તો તેને ટ્રસ્ટ વિદ્યાર્થી તરીકે ચાલુ રાખવામાં આવતો નથી. કોઈ અકસ્માત કારણે તે નાપાસ થયેલ હોય તો વ્યવસ્થાપક સમિતિ તેને 'લોન' વિદ્યાર્થી તરીકે ચાલુ રાખે એમ બન્યુ છે, પણ ટ્રસ્ટ વિદ્યાર્થી તરીકે એ ચાલુ રહી શકતો નથી. આનું કારણ એ છે કે ટ્રસ્ટ વિદ્યાર્થીને કોઈ રકમ પાછી વાળવાની હોતી નથી અને તેથી તેણે વધારે સાવધાન રહેવું જ જોઇએ, છતાં તે તેમ ન કરે તો ટ્રસ્ટ વિદ્યાર્થી તરીકે તે બંધ થાય તે વાત સુયોગ્ય અને સમીચીન જણાય છે.

## વિદ્યાર્થી સંખ્યા.

વિદ્યાર્થીની સંખ્યાની બાબતમાં ધીમો પણ મક્કમ સુધારો પ્રગતિ માર્ગે થતો રહ્યો છે.

૧૯૧૫માં સંસ્થા શરૂ કરી ત્યારે ૧૫ વિદ્યાર્થીને દાખલ કર્યા હતા અને પ્રથમ વર્ષની આખરે ૧૮ થયા હતા. તે સંખ્યા પચીશમા વર્ષની આખરે ૧૧૮ સુધી જવા પામી છે. એટલે દરવર્ષે આ સંખ્યામાં ધીમો પણ મક્કમ વધારો થતો રહ્યો છે.

દરેક વર્ષની શરૂઆતમાં લોન, હાફ પેઈંગ, ટ્રસ્ટ અને પેઈંગ વિદ્યાર્થીની સંખ્યા કેટલી રહી તેનું પત્રક પરિશિષ્ટમાં બતાવ્યું છે. શરૂઆતમાં ટ્રસ્ટ વિદ્યાર્થીઓ કે હાફ પેઈંગની સંખ્યા

જોવામા નહિ આવે, તેનુ કારણ એ છે કે શરૂઆતમા સસ્થા પાસે ટ્રસ્ટો હતા નહિ અને ટ્રસ્ટ વગર ટ્રસ્ટ વિદ્યાર્થી હોય નહિ એ ટ્રસ્ટો જેમ જેમ મળતા ગયા, તેમ તેમ ટ્રસ્ટ વિદ્યાર્થી થતા ગયા એ ટ્રસ્ટના ઇતિહાસથી જોવામા આવશે દશમા વર્ષ (૧૯૨૪ ૨૫) મા સસ્થામા રહી અભ્યાસ કરનારની સખ્યા ૪૮ની ઉપરના પત્રકમા જોવામા આવશે તેમા ૩૭ લોન (તે વખતે તેને ફ્રી વિદ્યાર્થી કહેતા હતા) અને ૧૧ પેઇંગ હતા એ આકડા ઉપરથી જણાય છે કે વિદ્યાર્થી સંખ્યામા વધારો દશમા વર્ષ પછી મક્કમ થતો ગયો છે સસ્થાના ધારાધોરણમા શરૂઆતથી એક નિયમ રાખવામા આવ્યો છે કે 'વ્યવસ્થાપક સમિતિ પેઇંગ વિદ્યાર્થીની સખ્યા એવી રીતે મુકરર કરશે કે તે વધારેમા વધારે લોન વિદ્યાર્થીઓ કરતા એક તૃતીયાશ ભાગથી વધારે નહિ હોય' આનો અર્થ એ થયો કે ત્રણ લોન વિદ્યાર્થી સસ્થામા દાખલ કરવામા આવે ત્યારે એક પેઇંગ વિદ્યાર્થી રાખી શકાય

આ પ્રમાણ બહુ વિચાર કરીને શરૂઆતથી જ સ્વીકારવામા આવ્યુ છે સસ્થાના ચોથા વર્ષમા આ પ્રમાણ પર અપવાદ કરવાની સત્તા વ્યવસ્થાપક સમિતિને આપવાની બાબત જનરલ સભામા વિચાર માટે રજૂ કરવામા આવી હતી કારણ કે તે વખતે પેઇંગ વિદ્યાર્થીઓ સસ્થામા મોટી સખ્યામા આવવા ઇચ્છા ધરાવતા હતા અને દર વર્ષે ઉપરનુ પ્રમાણ જાળવવામા ભારે મુશ્કેલી પડતી હતી અરજીઓ પસાર કરવામા આવે અને વિદ્યાર્થી મુબઈ આવે નહિ, મુબઈ આવે અને તેને કોલેજમા દાખલ કરે નહિ, એડમીશન મળે નહિ, હવાની પ્રતિકૂળતા કે શારીરિક અસ્વસ્થતાથી મુબઈ આવી પાચ સાત દિવસમા પાછા ચાલ્યા જાય—આવા અનેક કારણથી ત્રણ લોન વિદ્યાર્થીએ એક પેઇંગ વિદ્યાર્થી રાખવાનુ બનતુ નહોતુ અથવા અણધારી રીતે એ ઠરાવનો અમલ થઈ શકતો નહોતો

મુબઈના લાલબાગમા સઘની મોટી મેદની જામી હતી. તે વખતે પેઇંગ અને લોન વિદ્યાર્થીના ઉપર જણાવેલા પ્રમાણોમા ફેરફાર કરવાની સત્તા વ્યવસ્થાપક સમિતિને આપવાની જરૂરીઆત પર મત્રીએ વિવેચન કર્યું, યુનિવર્સિટીની પરીક્ષાના પરિણામોની તારીખો અને દાખલ કરવાની તારીખમા રહેતુ બહુજ થોડુ અતર અને અરજી પસાર થયેલા વિદ્યાર્થીને કોલેજમા દાખલ ન કરવામા આવે વિગેરે અનેક અગવડોને કારણે પેઇંગ અને લોન વિદ્યાર્થીના પ્રમાણમા ફેરફાર કરવાની વ્યવસ્થાપક સમિતિને સત્તા આપવાના અનેક કારણો મત્રીએ રજૂ કર્યાં, તે પર કેટલાક વિવેચનો થયા અને દરખાસ્ત પસાર થવાની લગભગ અણી ઉપર હતી

તે વખતે શેઠ મોતીલાલ મુળજી ખડા થઇ ગયા તેમણે અસરકારક ભાષણ કર્યું તેમના કહેવાનો સાર એ હતો કે આપણે આ વિદ્યાલય ખાસ મધ્યમ વર્ગ અને ગરીબ સાધર્મી ભાઇઓના હિત માટે કાઢ્યુ છે, ધનવાન પેઇંગ વિદ્યાર્થી તો ગમે ત્યા સગવડ કરી લઈ ભણશે, પણ ખૂબ વિચાર કરી પેઇંગ અને લોન વિદ્યાર્થીના પ્રમાણનુ જે ધોરણ આપણે સ્વીકાર્યું છે તેમા જરા પણ ફેરફાર કરવાની જરૂર નથી એમણે પોતાની દલીલના ટેકામા કેટલાક દાખલાઓ આપ્યા અને સર્વના આશ્ચર્ય વચ્ચે વ્યવસ્થાપક સમિતિએ ભલામણ કરેલી અને મત્રીએ રજૂ કરેલી પેઇંગ અને લોન વિદ્યાર્થીના પ્રમાણમા અપવાદ કરવાની વ્યવસ્થાપક સમિતિને છૂટ

આપવાની દરખાસ્ત સર્વાનુમતે રદ્દ થઈ ગઈ. આ દાખલો અત્રે રજૂ કરવાનું બી પણ કારણ છે. અતિ મહત્ત્વના પ્રશ્નોમાં મુરબ્બી ધનવાન વર્ગ પણ ખૂબ રસ લેતો હતો અને તેમણે સંસ્થાના વિકાસમાં પોતાની ધનની સહાય ઉપરાંત સક્રિય સલાહ અને માર્ગદર્શક ચર્ચાથી ઘણો મોટો ફાળો આપ્યો છે અને સંસ્થાના દફ્તરમાં તે માટેની એક કરતાં વધારે નોંધો માલૂમ પડી આવે છે.

ઉપરના ધોરણે સંસ્થામાં વિદ્યાર્થીને દાખલ કરવાનો નિયમ ચાલુ રહ્યો છે. સત્તરમા વર્ષે હાફ્‌પેઈંગ વિદ્યાર્થી દાખલ કરવાનો ઉપર જણાવ્યો છે તે ઠરાવ કરવામાં આવ્યો ત્યારે લોન અને પેઈંગ વિદ્યાર્થીના પ્રમાણની ગણનામાં હાફ્‌પેઈંગની ગણનામાં સંખ્યાનો અરધો ભાગ પેઈંગની ગણનામાં મૂકવો અને અરધો ભાગ લોન વિદ્યાર્થીની ગણનામાં મૂકવો એમ ઠરાવ થયો.[1]

વિદ્યાર્થીને સંસ્થામાં દાખલ કરતી વખતે તેમના વય, કૌટુંબિક સ્થિતિ અને યુનિવર્સિટીનાં પરિણામ વિગેરે અનેક બાબતપર ધ્યાન આપવામાં આવે છે અને તે ઉત્તરોત્તર પરીક્ષામાં પાસ થઈ ૨૩ વર્ષની ગ્રેજ્યુએટ થઈ શકે તેમ હોય, ઈજિનેરી ગ્રેજ્યુએટ ૨૪ વર્ષની વયે થઈ શકે તેમ હોય અને દાક્તરી ગ્રેજ્યુએટ ૨૫ વર્ષની વયે થઈ શકે તેમ હોય તેને દાખલ કરવાનો ઠરાવ છે. મેટ્રીક્યુલેશનની પરીક્ષા પછી વધારે ઓછાં વર્ષો જૂદી જૂદી લાઈનમાં ગ્રેજ્યુએટ થતાં થાય છે તેને લઈ ને આ વર્ષોની ગણનામાં વધારે ઓછી વયનો સ્વીકાર કરવામાં આવ્યો છે. આ બાબત મુદ્દામ કારણસર અપવાદ કરવામાં આવે તો તેનાં કારણોની નોંધ સંસ્થાને દફ્તરે રાખવાનો ઠરાવ છે.[2]

વિદ્યાર્થી સંખ્યાને અંગે અહીં જણાવવાની જરૂર છે કે શરૂઆતના દશ વર્ષમાં તો સંસ્થામાં વધારેમાં વધારે ૪૮ વિદ્યાર્થીઓ રાખવામાં આવતા હતા, તેમાં ત્રીજા વર્ષથી જ ઈજિનેરી લાઈનમાં બે ત્રણ અથવા ચાર વિદ્યાર્થીને પુના અભ્યાસ માટે મોકલવામાં આવતા હતા, એટલે સંસ્થામાં વધારેમાં વધારે સંખ્યા ૪૪ ની રહી થઈ.

પણ દશમા વર્ષના ઓકટોબર માસમાં સંસ્થાનું નવું મકાન તૈયાર થયું, તેમાં લગભગ ૧૦૦ વિદ્યાર્થી રહી શકે તેટલી સગવડ થઈ, જૂના મકાનનાં મેલેરિયાના સંસ્મરણો ઓછાં થતાં ગયાં એટલે ત્યાર પછી સંખ્યામાં દર વર્ષે ક્રમસર વધારો થતો ચાલ્યો. અને સત્તરમા વર્ષમાં તેની સંખ્યા ૧૧૩ ની કરવામાં આવી. તે પૈકી મુંબઈમાં ૧૦૪ અને કરાંચી બનારસ તથા પુનામાં ૯ રહ્યા ત્યાર પછીના વર્ષોમાં આ સંખ્યા લગભગ કાયમ રહી છે. આ આંકડાઓ ઉપરથી સંસ્થાનો નાનો વિસ્તાર ઉત્તરોત્તર કેટલો પ્રગત થયો છે તેનો ખ્યાલ આવશે

દરેક વર્ષે યુનિવર્સિટીની પરીક્ષાઓ લેવામાં આવે છે. કેટલાક વિદ્યાર્થી જુનિયર વર્ગમાં હોય તેને પરીક્ષા હોતી નથી. પરિશિષ્ટ પરથી પચ્ચીશે વર્ષમાં કુલ વિદ્યાર્થીઓ પૈકી કેટલાને

---

૧ જુઓ બધારણની સુધારેલી કલમ ૮૮

૨ જુઓ કલમ ૬૫

પરીક્ષા નહોતી, હતી તેમા કેટલા બેઠા, તેના પરિણામ કેવા આવ્યા તેના કોઠા આપવામા આવ્યા છે તેનો બારીકીથી અભ્યાસ કરતા જોવામા આવશે કે છેલ્લા પાચ વર્ષોમા પરીક્ષાના પરિણામો ઉત્તરોત્તર સારા આવવા લાગ્યા છે એનુ કારણ એ છે કે શરૂઆતમા વિદ્યાર્થીની અરજીઓ મધ્યમ નખ્યામા આવતી હતી, પણ સસ્થાની ખ્યાતિ જેમ વધતી ગઈ, તેમ અરજીઓની સખ્યા ઘણી વધતી ચાલી એટલે છેલ્લા પાચ વર્ષોમા અરજી દાખલ કરવાના ધોરણમા ફેરફાર કરવામા આવ્યો આવેલ અરજીઓ પર રિપોર્ટ કરવા વ્યવસ્થાપક સમિતિના સભ્યોમાથી એક નાની પેટા સમિતિ નીમવાની પ્રથા શરૂ કરી તે સમિતિ અરજીઓના વિભાગ પાડી તે પર નિવેદન કરે

આ રિપોર્ટપર આખી વ્યવસ્થાપક સમિતિ એક દિવસ ચર્ચા કરે અને પ્રથમ વર્ગના તથા ઉંચા બીજા વર્ગના તો તુરત દાખલ કરે ત્યારબાદ ગરીબાઈ, સસ્થાઓ અને આનુષગિક બાબતો પર વિચાર કરે. એટલે દાખલ કરવાનુ ધોરણ ઘણુ કડક થઈ જવાને પરિણામે છેલ્લા વર્ષોમા બીજા વર્ગ ઉપરના થરને જ સસ્થામા અવકાશ મળે છે એમા ટ્રસ્ટની ચોક્કસ શરતોને લઇને ફરજિયાત દાખલ કરવા પડતા વિદ્યાર્થીની હકીકત બાદ કરીએ તો છેલ્લા પાચ વર્ષમા મોટે ભાગે બીજા વર્ગની અદરનો કોઈક જ વિદ્યાર્થી દાખલ થવા પામ્યો છે આને લઈને પરિણામ ઉત્તરોત્તર સારા આવતા જાય છે અને એ જ ધોરણે કામ ચાલે તો ભવિષ્યમા સો એ સો ટકા પરિણામ બતાવવાની શક્યતા રહે છે

દરેક વર્ષે અરજીઓ ઘણી મોટી સખ્યામા આવે છે આવતી અરજીઓની સખ્યા દર વર્ષે વધતી જાય છે ઘણી અરજીને નામજુર કરવી પડે છે, તેમને પોતાને, તેમના સગાસ્નેહીઓને અને તેમની ભલામણ કરનારને એથી કેટલી નારાજી થતી હશે એનો ખ્યાલ કરતા ત્રાસ થાય છે અને તેનો ઉપાય બતાવવાની હકીકતને સસ્થાના આ પચીશ વર્ષના ઇતિહાસમા સ્થાન ન હોઈ શકે, તેથી તે વાત જૈન કોમના સુજ્ઞ વિચારકોના ધ્યાનપર લાવવાની ફરજની અત્ર નોધ લેવાનો પ્રસગ હાથ ધરવામા આવે છે

પચીશમા વર્ષની શરૂઆતમા સસ્થામા ૧૧૮ વિદ્યાર્થી લાભ લેતા હતા એ વર્ષમા ૯૭ વિદ્યાર્થીઓએ યુનિવર્સિટીની પરીક્ષા આપી તેમા ૮૧ પસાર થયા, એટલે પરિણામ લગભગ ૮૪ ટકા આવ્યુ આવી રીતે પચીશ વર્ષમા વિદ્યાલયમા વિદ્યાર્થી સખ્યામા ઉત્તરોત્તર વધારો થતો રહ્યો છે

## ગ્રેજ્યુએટ

સસ્થામાથી દર વર્ષે કેટલા ગ્રેજ્યુએટ થયા, તે પૈકી કેટલા પેઇંગ, હાફપેઇંગ, લોન કે ટ્રસ્ટ વિદ્યાર્થી હતા તેના કોઠા પરિશિષ્ટમા આપ્યા છે તે ઉપરથી જોવામા આવશે કે સસ્થામા રહી ૫૧ પેઇંગ વિદ્યાર્થી અને ૧૦ હાફ પેઇંગ વિદ્યાર્થી ગ્રેજ્યુએટ થયા છે જ્યારે ૧૮૦ લોન અને ૮ ટ્રસ્ટ વિદ્યાર્થી પસાર થયા છે અકસ્માત હો કે ગમે તેમ હો, પણ એ સખ્યામા પણ એક અને ત્રણનુ પ્રમાણ જળવાયુ છે

આવી રીતે સસ્થાની શરૂઆતથી પચીશ વર્ષની આખર સુધીમા ૨૪૯ ગ્રેજ્યુએટ સસ્થામા રહી અભ્યાસ કરી ગ્રેજ્યુએટ થયા. વિદ્યાલયનો એક નિયમ એવો છે કે કોઈપણ

સંસ્થાના સંબંધમાં આવ્યા પછી પોતાનું નામ બગાડે તેવા વિદ્યાર્થીનો અથવા તે દ્વારા સંસ્થાનુ નામ બગાડે તેવો એક પણ મોટો બનાવ નોંધાયો નથી તે બીજો ગૌરવનો વિષય છે. સંસ્થા અને વિદ્યાર્થીઓ વચ્ચેનો અને સંસ્થાનો તેમની દ્વારા જગત સાથેનો સંબંધ વિકાસ પામતો રહ્યો છે તે આનંદનો વિષય છે.

સંસ્થામાં દાખલ થવા માટે પચીશ વર્ષમાં ૧૪૮૩ અરજીઓ થઈ છે તે પૈકી ૫૧૦ વિદ્યાર્થીઓએ ઓછોવત્તો સંસ્થામાં લાભ લીધો છે એ ઉપરાંત સંસ્થામાં દાખલ થવાની અરજી કર્યા પછી જેમને મુંબઈની કોલેજમાં સ્થાન ન મળવાને કારણે અથવા હવા તબિયતની પ્રતિકૂળતાથી તુરતજ મુંબઈ છોડી જવું પડ્યું હોય તેવાની સંખ્યા લગભગ ૧૦૦ ની ગણીએ તો અરજીની મોટી સંખ્યા બાકી રહે છે તેમને તો પ્રથમથી જ સંસ્થામાં સ્થાન આપી શકાયું નથી. દાખલા તરીકે છેલ્લા પચીશમાં વર્ષમાં દાખલ થવા માટે ૧૧૩ અરજીઓ આ હતી તે પૈકી માત્ર ૩૮ વિદ્યાર્થીને સંસ્થામાં સ્થાન અપાઈ શક્યું હતું. આથી કેટલા વિદ્યાર્થીઓને દર વર્ષે નાસીપાસ કરવા પડે છે તેનો સહજ ખ્યાલ આવશે.

અને ધ્યાનમાં રાખવાનું એ છે કે આ બાકીના અરજી કરનારા પણ મેટ્રીક્યુલેશન પસાર થયેલા વિદ્યાર્થી જ છે એટલે એમની અભ્યાસ કરવાની યોગ્યતા સંબંધમાં વાંધો ન હોય. પણ ફંડ અને સ્થાનની મર્યાદાને કારણે અનેક સારી અરજીઓને જતી કરવી પડી છે તે તરફ લાગતાવળગતાઓનું ધ્યાન ખેંચવામાં આવે છે.

વિદ્યાર્થીઓ પૈકી કેટલાક રાષ્ટ્ર સેવાના કાર્યમાં જોડાયા છે, કેટલાક સારી સ્કૂલો તથા હાઇ-સ્કૂલના શિક્ષકો થયા છે. આ રીતે સાહિત્ય અને સામાજિક ક્ષેત્રમાં ઉન્નતિ કરવાનો સંસ્થાનો ઉદ્દેશ મક્કમપણે પાર પડ્યો છે. સંસ્થાનો ઉદ્દેશ જૈન કોમ અને ધર્મની ઉન્નતિ કરવાનો છે. કોમ એટલે અત્ર સમાજ સમજવો. બાકી વસ્તુતઃ જૈન એ કોમ નથી. જે પ્રભુના શાસનમાં માને, જે શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ, શુદ્ધ ધર્મનો સ્વીકાર કરે, જેનું સાધ્ય મોક્ષ હોય તે જૈન. એ સમાજમાં રહેનાર જૈન કહેવાય. એમાં કોમ શબ્દનો પ્રયોગ થયો છે તે માત્ર અકસ્માત છે. આવા જૈનો જનસમાજમાં યોગ્ય સ્થાન મેળવે અને તેમને કાંઇ નહીં તો પોતાની વૃત્તિ માટે કોઇની પાસે હાથ લંબાવવો ન પડે અને તેમાંથી બને તેટલા આગલી હરોળમાં રહી સમાજના વિકાસમાં સહાય કરે એ આ સંસ્થાનો ઉદ્દેશ છે એ કેટલે અંશે પાર પડ્યો છે તેના પર ફેંસલો કરવાનું કામ જનતાનું છે પણ તે માટેની સમુચ્ચય હકીકત અત્ર રજૂ કરવાથી તે માટેનાં સાધનો જરૂર પ્રાપ્ત થશે.

આ અતિ ધ્યાન ખેંચનારા વિષયપર પચ્ચીશીના અહેવાલ છેડે ધ્યાન ખેંચવાનું હોઈ, હાલ તો તેમાંના પ્રાસંગિક આંકડાપર લક્ષ્ય દોરવામાં આવે છે. જૈન જનતામાં કેળવણીની ભૂખ કેવી જાગી છે, અરજીઓ નામંજૂર થતાં વિદ્યાર્થીની કેવી માનસિક સ્થિતિ થાય છે અને નામંજૂર કરનાર સમિતિને કેટલો ખેદ થાય છે તે પર પ્રેરણારૂપે અને સાધનો પૂરાં પાડવાની વિજ્ઞપ્તિ રૂપે આ બાજૂપરની વાતપર સહજ નુક્તેચીની કરવામાં આવી છે. આવેલી અરજીઓ અને નામંજૂર થયેલી અરજીના આંકડા ઘણા અર્થસૂચક છે.

પ્રાંતવાર અને કોમવાર આંકડાઓ દરેક વર્ષના રિપોર્ટમાં આપવામાં આવ્યા છે તે પરથી જણાય છે કે જૈન વસ્તીવાળા દરેક પ્રાંત અને દરેક કોમને તેમની વસ્તીના પ્રમાણમાં સ્થાન

—પેટ્રન—



શેઠ મોતીલાલ મુળજી

મળ્યુ છે એમા નોંધવા જેવી ઘણી બાબતો છે મારવાડ અને મેવાડ, રતલામ અને મીનામઉ જેવા દૂરના સ્થાનોને પણ પ્રમાણમા પૂરતી જગ્યા મળી છે, અને પટેલ તથા ભાવસાર, નીમા અને લાડવા શ્રીમાળી જૈનોને સ્થાન જરૂર મળ્યા છે, એમા મહારાષ્ટ્ર, નિઝામસ્ટેટ અને વરાડને પણ સ્થાન મળ્યુ છે અને અત્યાર સુધીમા ૧૪ ઉપરાંત કચ્છી ભાઈઓ સસ્થાનો લાભ લઈ ચૂક્યા છે એટલે આ સસ્થા શ્વેતાબર મૂર્તિપૂજક જૈનોની પૂરતી સખ્યાને દેશના જુદાજુદા ભાગથી આકર્ષી શકી છે અને અભ્યાસને અતે અનેક વિભાગને કેળવણી અને જ્ઞાનની સોરભ પ્રસરાવવા એના પુત્રોને હિંદ તથા આફ્રિકા, બર્મા અને જાપાન સુધી મોકલી શકી છે

આ હકીકત પર ખાસ ધ્યાન ખેંચવાની જરૂર છે સસ્થાનો વહીવટ અમુક પ્રદેશ કે જ્ઞાતિને માટે થતો નથી, પણ તેનો લાભ દરેક પ્રાત, જ્ઞાતિ અને વિભાગને આપવામા આવ્યો છે અને તેના સબધમા દાખલ કરતી વખતે તે સ્થાન કે જ્ઞાતિ કે કોમ તરફથી સસ્થાને મદદ મળી છે કે નહિ તેનો વિચાર કે ચર્ચા કદી કરવામા આવી નથી

## પરદેશમા વિશિષ્ટ અભ્યાસ સહાય

આ સસ્થાના ઉદ્દેશમા એક ઉદ્દેશ 'સસ્થાના ફડ અનુસાર ઉચ્ચ અભ્યાસ માટે વિદ્યાર્થીઓને પરદેશ મોકલવા પ્રબધ કરવો' એ છે સંસ્થાની ઇચ્છા તો શરૂઆતથી આ કાર્ય તરફ સવિશેષ લક્ષ્ય આપવાની હતી, પણ 'ફડ અનુસાર' શબ્દો દરેક વખતે આડા આવ્યા છે અને અનેક પૃચ્છાઓ અને અરજીઓને નકારવી પડી છે છતા એ સબધમા થોડું થોડુ કાર્ય થઈ શક્યુ છે તે નીચેના ઇતિહાસ પરથી જોવામા આવશે.

જૈન સમાજ વ્યાપારી છે એના બાળકો ધધાદારી કેળવણી ગમે તેટલી લે, એના બાળકો દાક્તર, વકીલ, ઇજનેર થાય કે બીજા ધધા (professions) મા લાગી જાય, છતા એનું મુખ્ય ધ્યેય તો વ્યાપારનુ જ રહેવાનુ એટલે ઉચ્ચ શિક્ષણ જો વ્યાપારવૃદ્ધિને પોષણ આપે તેવુ આપવામા આવે તો અભ્યાસ કરનારને લાભ થાય અને વ્યાપાર વૃદ્ધિની સામાજિક જરૂરિયાત પૂરી પડે આ દિશાએ ઘણુ કાર્ય કરવા જેવું છે, થઈ શકે તેવુ છે અને કરવાથી સમાજનું વ્યાપારમા જે સ્થાન હતુ તે બની રહે અને તેમા વધારો થાય એવી સ્થિતિ દેખાય છે આ સસ્થાની ધનસબધી સ્થિતિ તગ રહેવાને કારણે તેમા બહુ વધારો થઈ શક્યો નથી, અથવા ઉજ્જ્વલ જેવુ પરિણામ બતાવવાની પરિસ્થિતિ રહી શકી નથી, પણ જે સામાન્ય કાર્ય થઈ શક્યુ છે તે પણ નોધવા લાયક છે આ વીસમી સદી ઔદ્યોગિક યુગના દ્વાર ઉઘાડે છે અને તેને માટે વિલાયતમા પોલીટેકનીક સસ્થાઓ સ્થાપવામા આવી છે ત્યા એક વિષયનુ પૂર્ણ જ્ઞાન આપવામા આવે છે દા. ત. ગ્લાસ બનાવવાનું, વીજળીની બત્તીના બલ્બ બનાવવાનું, શરીરમા લગાડવાની સળીઓનું, ધાતુના પદાર્થો બનાવવાનુ વિગેરે અનેક બાબતો શીખવવામા આવે છે અને તેનો અભ્યાસક્રમ નવથી બાર માસનો હોય છે

આ સસ્થામા હિન્દવાસી ઘણા ગયા છે અને અભ્યાસ કરીને આવ્યા છે, પણ પાછા આવ્યા પછી દરેક ઉદ્યોગ મોટી રકમનુ રોકાણ માગે છે અને તે જો ન મળી આવે તો અભ્યાસ નકામો અથવા બિનઉપયોગી થાય છે જૈનોમા એ સ્થિતિ નથી, કારણ વેપાર ખેડનાર એ

પ્રજા છે અને પરિણામે નફો દેખાતો હોય અને કામ કરનાર પ્રમાણિક હોય તો ધનના ઢગલા થાય તેવું છે. બેકારીનિવારણની આ યોજના વ્યવસ્થાપક સમિતિના ધ્યાનમાં જ હતી, પણ ફંડને અભાવે તેને અંગે ઘણું ઓછું કામ થઈ શક્યું છે.

આ વિષયની ઉપયુક્તતા પર સંસ્થાના પાંચમા વર્ષના રિપોર્ટ (૧૯૧૯-૨૦) માં વિવેચન કરવામાં આવ્યું તે વાંચીને બાબુસાહેબ જીવનલાલ પન્નાલાલે 'શ્રી મહાવીર લોન ફંડ' ઉઘાડવા માટે ત્રણ વર્ષ રૂા. ૭૫૦૦) આપવા વચન આપ્યું (૧૯૨૦-૨૧). તેમની ઈચ્છાથી આ ફંડને 'શ્રી મહાવીર લોન ફંડ' નામ આપવામાં આવ્યું. તેની વિગત ટ્રસ્ટોનાં વર્ણનમાં જોવામાં આવશે. ઈંગ્લંડ અમેરિકા આદિ દૂર દેશમાં જનારને તે રકમ ધીરવી અને તે પર વ્યાજ ન લેવું અને રીતસર એગ્રીમેન્ટ કરાવી લેવું. આ રીતે તેમણે રૂા. ૭૫૦૦) ટ્રસ્ટ કરીને આપ્યા તે રકમ પ્રથમ વર્ષમા વધારી રૂા. ૩૦૦૦ ની કરી અને તે રીતે સંસ્થાને આ ફંડમાં રૂા. ૯૦૦૦) મળ્યા. શેઠ મણીભાઈ ગોકળભાઈ મૂલચંદે તેમાં રૂા. ૨૦૦૦) નો વધારો કર્યો. આ રીતે સંસ્થાના આ ફંડમાં અગીઆરમા વર્ષની આખરે રૂા ૧૧૦૦૦) થયા. ત્યાં એ ફંડ અટકી ગયુ. એની ઉપયોગિતાનો સ્વીકાર સાર્વત્રિક થયેલો હોઈ તેમાં વધારો થવો જોઈતો હતો ચોપડામાં એ ખાતે ઉધાર રકમ આવી નથી, પણ જેને સહાય કરી તે એ રકમમાંથી કરી છે, એટલે અત્યારે સંસ્થાના વહીવટમાં એ રકમ જમે દેખાય તેની સામે નામવાર ખેંચાતી રકમ સમજી લેવાની છે.

હવે આ પરદેશમાં અભ્યાસને અંગે સંસ્થાએ શું કર્યું છે તેની વિગત સંક્ષેપમાં જરૂર કરીએ.—

## ૧. શ્રી પ્યારેલાલ જૈન.

સંસ્થાના ત્રીજા વર્ષમાં હુશીઆરપુર (પંજાબ) ના વતની લાલા પ્યારેલાલ જૈને ઈંગ્લંડ જઈ જંગલખાતા (ફોરેસ્ટ્રી) ના અભ્યાસ માટે દશ હજારની લોનની માગણી કરી. બજેટમાં એને માટે ગોઠવણ ન હોવાથી ચતુર્થ વાર્ષિક સાધારણ સભા તા. ૧૭-૮-૧૯૧૯ માં સંમતિ માટે એને રજૂ કરવામાં આવી. સંસ્થાની નજરે મારવાડ ગુજરાત પંજાબ કે કાઠિયાવાડ સર્વ સરખાં હતાં અને ભાઈ પ્યારેલાલે સારાં પ્રમાણપત્રો રજૂ કર્યાં હતાં તેથી તેને દશ હજારની રકમ જરૂરી એગ્રીમેન્ટ કરી વીમા માટેની ગોઠવણ રાખી વગર વ્યાજે ધીરવાની પરવાનગી આપી. આ રકમની જે વખતે સહાય્ય કરી તે વખતે સંસ્થાને ઘર નહોતું, વિદ્યાર્થી સંખ્યા ૩૮ થી આગળ વધી ન હોતી અને મહાવીર લોન ફંડ હયાતીમાં આવ્યું નહોતું. સંસ્થા તો જૈન કોમના વિશ્વાસે આવા અનેક જોખમો શરૂઆતથી ખેડતી આવી છે અને તેને એકમાં ફતેહ મળે એટલે એણે આગળ પગલાં ભર્યાં છે. આ ઠરાવ કર્યા પછી તુરતમાં પ્યારેલાલ ઈંગ્લંડ ગયા, ત્યાં તેમને રકમ ઓછી પડી, સમિતિએ તેમને માટે રૂા. ૫૦૦૦ ની વધારે રકમ મંજૂર કરી. તેમના વીમાની રકમ પણ બે વખત ભરવી પડી. તેમની પાસે રૂા. ૧૬૧૪૫-૧૨-૮ ની રકમ લેણી પડી. દિલગીરીની વાત એ થઇ કે ભાઈ પ્યારેલાલ ઈંગ્લંડમા ચાર વર્ષ રહ્યા પછી તેની તબિયત બગડી ગઈ, તેને અભ્યાસ છોડી હિંદ પાછું આવવું પડ્યું અને તેણે લીધેલ મહેનત અને કરેલ ખર્ચ નિષ્ફળ થયા. એને પોતાને પણ આઘાત થયો. એને ધીરેલ રકમ પાછી આપવામા

સ્ખલના કરી અને જરૂરી પત્ર વ્યવહાર પછી વ્યવસ્થાપક સમિતિને તેના પર ધીરેલ રકમ પાછી આપવાનો દાવો કરવાની ફરજ પડી અન્તે એ દાવાનો નિકાલ ઘરમેળે થયો. શ્રી પ્યારેલાલે ત્રણ વર્ષમા રૂ ૭૪૪૫-૧૨-૯ રકમ રોકડી આપવાની અને બાકીની રૂા ૮૭૦૦) ની રકમ તેની લાઇફ પોલિસિ પર લેણી નાખવાનુ કબૂલ કર્યું અને તે પ્રમાણે તા ૧૨-૬-૧૯૩૯ને રોજ મમતિથી હુકમનામુ લેવામા આવ્યુ પચીશમા વર્ષની આખરે તેની પાસે રૂા ૧૪૩૦૦) ની રકમ લેણી રહી છે આ રીતે પરદેશ અભ્યાસ માટે આપવાની લોન સબધમા પ્રથમ કડવો અનુભવ થયો બીજા અનુભવો સારા થયા છે તે સબધી હવે હકીકત રજૂ કરવામા આવે છે

૨ શ્રી નગીનદાસ જગજીવનદાસ શાહ

સસ્થાના પાચમા વર્ષ (૧૯૧૯-૨૦) મા આ વિદ્યાર્થી બી એ, મા ઓનર્સ સાથે બીજા વર્ગમા પસાર થતા તેણે અર્થશાસ્ત્ર (ઇકોનોમીક્સ) ના વિશેષ અભ્યાસ માટે લડન અભ્યાસ કરવા સારુ બહારથી રૂપીઆ ૧૧૦૦૦) ની સહાય મેળવી. તેને ખૂટતી રકમ માટે રૂા ૫૦૦૦) પાચ હજાર સુધી લોન રૂપે આપવાનો ઠરાવ સસ્થાએ કર્યો ત્યારપછીના વર્ષમા એ રકમ તેમને કકડે કકડે મોકલવામા આવી લડનમા તેમને એમ એસમી, અને પછી ટેરીફના વિષય ઉપર સુદર નિબધ (thesis) લખવા માટે પી એચ્ડીની ડીગ્રી મળી તેમની ઝળહળતી કારકિર્દીપર શિખર ચઢાવવા જ્યારે તેમના માનમા મેલાવડો કરવામા આવ્યો ત્યારે તે પ્રસગે તેમનો સદર નિબધ સસ્થાને ખરચે છપાવવાનુ નક્કી કરવામા આવ્યુ અને ગ્રથ સસ્થા તરફથી બહાર પાડવામા આવ્યો અગીઆરમા વર્ષ (૧૯૨૫-૨૬) ના બીજા સત્રમા તેઓ લડનથી મુંબઈ આવ્યા મુબઈ આવતાજ તેને પહેલા બનારસ હિંદુ યુનિવર્સિટીમા અને તે પછી મુબઈની સીડનહામ કૉલેજ ઓફ કોમર્સમા પ્રોફેસરનો માનવત હોદ્દો મળ્યો. છતા એ સસ્થા તરફનુ ઋણ ભૂલ્યા નહિ જે સંસ્થાએ એને બી એ ગ્રેજ્યુએટ બનાવ્યા હતા અને ઉચ્ચ અભ્યાસ કરવામા લોન રૂપે સહાયકારી હતી, તેના એ માનવત સુપરિન્ટેન્ડેન્ટ અગીઆરમા વર્ષના બીજા ટર્મથી થયા અને તે હોદ્દાપર તેઓ પોતાના અવસાન સુધી ચાલુ રહ્યા એમના સમયમા વિદ્યાલયના વિદ્યાર્થીઓમા કોઈ જાતનો કચવાટ ભૂતકાળમા હતો તે પણ દૂર થઈ ગયો અને તેમણે સુપરિન્ટેન્ડેન્ટનુ સ્થાન બહુ યોગ્યતાથી, ધગશથી અને કુનેહથી ચલાવ્યુ પદરમા વર્ષસુધી (૧૯૨૯-૩૦) તેમણે માનાધિકારી તરીકે આ પદ શોભાવ્યુ પછવાડેના ભાગમા એ માદા પડી ગયા અને અતે ક્ષીણ થતા કુદરતને આધીન થયા તેમનું રાજીનામુ સ્વીકારતા વ્યવસ્થાપક સમિતિએ અતિ વિશિષ્ટ શબ્દોમા તેમની સેવાની નોધ લીધી છે તેઓ સસ્થાના સુપરિન્ટેન્ડેન્ટ તરીકે માનાધિકારીજ હતા અને ત્યારથી અને ત્યારપછી સસ્થાનું દફતરી તેમજ વહીવટી કામ એટલુ વધી ગયુ કે ફુલટાઇમ સુપરિન્ટેન્ડેન્ટની જરૂર પડી આ હકીકત સુપરિન્ટેન્ડેન્ટ વાળા ઇતિહાસ વિભાગમા જોવામા આવશે. તેમને પરદેશ અભ્યાસ કરવા માટે ધીરેલી રકમ તેમના વીમાની પોલિસિમાથી વસુલ થઈ ગઈ છે આ સુયોગ્ય પાત્રને કરેલ મદદ ઊગી તો નીકળી પણ ફાલીફૂલી નહિ એમા દૈવનેજ દોષ દેવાનો રહે છે

૩. શ્રી ચદુલાલ નાનચદ શાહ

સસ્થાના છઠ્ઠા વર્ષ (૧૯૨૦-૨૧) મા શ્રી ચદુલાલ નાનચદ શાહ (સરભોણ-સુરત ૭૭-લો.) એપ્લાઇડ કેમીસ્ટ્રીના અભ્યાસ માટે અમેરિકા જવાની ઇચ્છા બતાવતા તેના અભ્યાસ તવા

શરીરની તપાસ કરાવીને તેને ખૂટતી રૂા. ૫૦૦૦) ની રકમ લોન રૂપે ધીરવા ઠરાવ કરવામાં આવ્યો. આ યુવાન ભાઈ અમેરિકા ગયા, ત્યાં ચાર વર્ષ ભણી બી. એસસી.,ની ડીગ્રી મેળવવા ભાગ્યશાળી થયા, ત્યાં એને પ્રોફેસર તરીકે જગ્યા મળી. પણ રોગનો ભોગ થતાં ત્યાંજ અવસાન પામ્યા અને આ રીતે ઝમકતી કારકિર્દીનો અંત આવ્યો. આવી રીતે ત્રીજા દાખલામાં પણ એકંદરે સંતોષને સ્થાન ન મળ્યું. ડીગ્રી મેળવી એનો લાભ લેવા જીવન ન લંબાય તો લાગતા વળગતા અને સહાય કરનારને ખેદ જરૂર થાય જ. એમને ધીરેલ પાંચ હજાર રૂપીઆની રકમ તેમના વીમામાંથી ત્યાર પછી વસૂલ થઈ ગઈ છે.

## ૪. શ્રી. જેઠાલાલ માનસીંગ દામાણી.

સંસ્થાના આઠમા વર્ષ (૧૯૨૨-૨૩) માં ભાઈ જેઠાલાલ માનસીંગ દામાણી (રાજકોટ) એમ. બી. બી એસ., થયા અને વિશેષ અભ્યાસ માટે લંડન જવાની ઇચ્છા બતાવતાં શ્રી મહાવીર લોન ફંડના સ્થાપક બાબુસાહેબ જીવણલાલજીની ઇચ્છાને અનુસરીને શ્રી. દામાણીને રૂા. ૫૦૦૦) ની ઘટતી રકમ લોન રૂપે આપવાનો ઠરાવ કરવામાં આવ્યો અને તે રકમ કકડે કકડે તેમને રોકડી આપી અને પાછળથી મોકલી આપી. ડો. દામાણી, એફ. આર. સી એસ, (એડિનબરો) થયા, તેમજ ગળાં નાક કાનની વ્યાધિનો તેમણે ખાસ અભ્યાસ કર્યો અને હાલ મુંબઈમાં પોતાનો ધંધો સારી રીતે ચલાવે છે. તેમને ધીરેલ રકમ તેમણે કેટલાંક વર્ષ પછી પાછી આપવા માંડી છે. પચીશમા વર્ષની આખરે તેની પાસે રૂા. ૧૪૦૦) બાકી લેણા રહ્યા છે તે રકમ ત્યારપછી ધીમેધીમે વસૂલ થતી જાય છે. અકસ્માતની વાત મનપર લાવીએ તો ફતેહચંદ વિશિષ્ટ અભ્યાસનો આ પ્રથમ દીર્ઘકાલીન વિપાક કહેવાય અને સેવા અને અભ્યાસની નજરે તો ડો. નગીનદાસ તથા ભાઈ ચંદુલાલના દાખલા પણ એજ કક્ષામાં આવે.

## ૫. શ્રી. જસવંતસિંહજી લોઢા (ઇંદોર) બી. કોમ., એલએલ બી

આ સંસ્થાની બહારના વિદ્યાર્થીએ હાયર ચાર્ટર્ડ એકાઉન્ટન્સીના અભ્યાસ માટે ખૂટતી રકમ રૂા. ૩૦૦૦ ની માગણી કરી. તેને ત્રણ વર્ષે થઈને રૂા. ૩૦૦૦) આપવાનો ઠરાવ સંસ્થાના એકવીશમા વર્ષ (૧૯૩૫-૩૬) માં કર્યો તેને ત્રણ વિભાગમાં લોન રૂપે સદર રકમ આપી દેવામાં આવી. પણ તેને લંડનમાં ધાર્યા કરતાં વધારે વખત થયો, એટલે ખાસ ઠરાવ કરી શ્રી મહાવીર લોન ફંડમાંથી ચોથી રકમ એક હજારની આપવામાં આવી અને લડાઈને અંગે એ ઘુચવાઈ જતાં એને તારથી વધુ રકમ રૂા. ૬૫૧) મોકલી આપ્યા. પચીશમા વર્ષની આખરે તેની પાસે લોનરૂપે રૂા. ૪૬૫૧) ની રકમ લેણી પડે છે. ત્યારપછી શ્રીયુત લોઢા ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ થયા અને હિંદુસ્તાન પાછા આવી ગયા છે. એમની ધીરેલ રકમ સફળ થઈ છે. તેમની વીમાની પોલિસિ ઉતરાવેલ છે. તેઓ પોતાના ધંધામાં સારી ફતેહ મેળવશે એવી પૂર્ણ આશા તેઓની અભ્યાસમાં પ્રગતિને અંગે દેખાય છે.

આ રીતે પરદેશમાં અભ્યાસ કરનારને પૂરવણી રૂપે સંસ્થાએ મદદ કરી છે. કેટલીક વખત પૂરતો જવાબ મળ્યો નથી, પણ ઘણી વાર મદદની લોન યોગ્ય સહાયક નીવડી છે.

~ પેટ્રન ~



શેઠ વાડીલાલ સારાભાઈ

અને પરિણામે ફળવતી થઈ છે સર્વથી વધારે ઝગહળતી કારકિર્દી પ્રો નગીનદાસ જ શાહની ગણાય અને એની સસ્થા તરફની લાગણી અતિ આકર્ષક ગણાય આ ઉપરાત સંસ્થામા રહી અભ્યાસ કરી ગ્રેજ્યુએટ થયેલા અગર અધુરા અભ્યાસે મુક્ત થએલ કેટલાક વિદ્યાર્થીઓ ઉત્તર પદવી પરદેશથી લઈ આવી અત્યારે સારા સ્થાને આવ્યા છે તેની વિગત પરિશિષ્ટમા રજૂ છે

## મુબઈ બહાર અભ્યાસ

પુના, કરાચી, બનારસ

એન્જીનિયરીંગ લાઈનની તથા ખેતીવાડી લાઇનની કોલેજ મુબઈમા નથી, તેથી સસ્થાની શરૂઆતથી ઇજનેરી તથા ખેતીવાડીના અભ્યાસ માટે સસ્થાએ વિદ્યાર્થીઓને પુના મોકલવા માડ્યા શરૂઆતમા તેમને પણ રૂા ૩૬૦] ના વિભાગમા ગણવામા આવતા હતા, ત્યાર પછી તે રકમ રૂા ૪૦૦ ની કરવામા આવી ધીમે ધીમે પુના એન્જીનિયરીંગ કોલેજમા પ્રવેશ બહુ સખ્ત થવા માડ્યો એટલે કોઈ કોઈ વિદ્યાર્થીને કરાચી એન્જીનિયરીંગ કોલેજમા મોકલવાની શરૂઆત કરી ત્યા પ્રો જુન્નરકર જે શરૂઆતમા પ્રોફેસર હતા, અને પછી પ્રીન્સિપાલ થયા તેમણે સસ્થાના વિદ્યાર્થીઓને ખૂબ મદદ કરી દરેક વિદ્યાર્થીની જરૂરિયાત વિચારી વાર્ષિક રકમ મુકરર કરવાનો અને જે રકમ આપવામા આવે તે તેને ખાતે ઉધારવાનો ઠરાવ કરવામા આવ્યો

દરમ્યાન બનારસ હિંદુ યુનિવર્સિટી એ એન્જીનિયરીંગ કોલેજ બહુ સારી તૈયાર કરી ત્યા સિવિલ એન્જીનિઅરીંગ ઉપરાત મીકેનીકલ એન્જીનિયરીંગ અને ઇલેકટ્રીકલ એન્જીનિયરીંગનો અભ્યાસ પણ ચાલતો હતો તે ઉપરાત ત્યા માઇનીંગ ( ખાણુ-ખનીજ વિદ્યા ) અને મેટલર્જી ( ધાતુ વિદ્યા ) જે બન્ને ભૂસ્તર વિદ્યાના વિભાગ છે તેનો પણ અભ્યાસ થતો હોવાથી અને વિજ્ઞાનની નાની નાની ચીજો ( દા ત નીઓનબોર્ડ, દવાબનાવટ વિ ) પણ ત્યા આજૂના અભ્યાસ તરીકે શીખવાતી હોવાથી બનારસ પણ એ અભ્યાસ માટે સસ્થા તરફના વિદ્યાર્થીઓ મોકલવા માડ્યા પ્રો. ગાધી એ આપણા વિદ્યાર્થીઓને દાખલ થવાની બાબતમા તથા અભ્યાસને અગે સલાહ સહાય આપવાના કાર્યમા મદદ કરવાથી આપણા વિદ્યાર્થીઓને ખૂબ ઉત્તેજન મળ્યુ બનારસમા દરેક વિદ્યાર્થીને ફી તથા રહેવા વગેરેનો ખર્ચ ઘણો મોટો આવે છે, તેમા વાર્ષિક રૂા. ૪૦૦–૫૦૦ ખાતે માડીને આપવા માડ્યા. જરૂરિઆત અને સયોગ પ્રમાણે એ રકમમા કોઈ કોઈ વાર વધારો પણ કરવામા આવતો હતો છેલ્લા વર્ષમા વિદ્યાર્થીઓને વહેવારુ ( પ્રેક્ટીકલ ) અનુભવ લેવો પડે છે અને તે માટે જી આઇ પી કે બેગ્ટ કં, કે એવા કોઈ ખાતામા કામ કરવું પડે છે તે વખતે રકમમા વધારો કરી આપવામા આવે છે

બનારસ જવા પહેલા ઘણાખરા વિદ્યાર્થીઓ બે વર્ષ ઇન્ટર સાયન્સના અભ્યાસ સુધી મુબઈમા રહે છે, એટલે એમની અભ્યાસશક્તિ અને લાયકાત કેવી રહે છે તે જાણવાની તક મળે છે ત્યાના અભ્યાસ માટે ઘટતી રકમ મેળવવાની વ્યવસ્થા વિદ્યાર્થી કરી લે છે બનારસમા ઇજનેર થયેલા સર્વ વિદ્યાર્થીઓ પ્રથમ વર્ગમા આવ્યા છે અને તેમનો અભ્યાસ ઘણો સંતોષકારક માલૂમ પડ્યો છે પુનામા પ્રવેશ આકરો છે, ત્યા પ્રથમ વર્ગના વિદ્યાર્થીને જ ઘણે ભાગે લેવામા આવે છે અને કરાચીમા તો સિંધના વતનીનેજ ૯૫ ટકા દાખલ કરે છે, એટલે બનારસ તરફ ગતિ વધારે થવા સભવ છે

પુના, કરાંચી અને બનારસમાં દરેક વર્ષે એન્જીનિયરીંગ લાઇનમાં કેટલા વિદ્યાર્થી રહ્યા, કેટલા ઇજનેર થયા અને પરિણામ કેવાં આવ્યાં તેવી વિગત પરિશિષ્ટપરથી જોવામાં આવશે.

એ ઉપરાંત ખેતીવાડી ( એગ્રિકલ્ચર ) કોલેજ પણ પુનામાંજ છે. તેમાં પણ વિદ્યાર્થીને મોકલી તેમને ખેતીવાડીના ગ્રેજ્યુએટ (બી. એજી.) બનાવ્યા છે. તેની વિગત સદર પરિશિષ્ટની નીચે આપવામાં આવી છે.

અને ઘોડાના ડોક્તર (વેટરનરી) સર્જનની લાઇનમાં પણ આપણે એક વિદ્યાર્થીને મોકલ્યો છે. તેણે પણ ડીગ્રી મેળવી છે અને હાલ તે સારા સ્થાનપર માનવંતો હોદ્દો ધરાવે છે

હજુ વિદ્યાર્થીઓને ગ્રેજ્યુએટ થયા પછી પોસ્ટગ્રેજ્યુએટના અભ્યાસ માટે બેંગલોર મોકલવાની જરૂર છે. ફંડની છૂટ પ્રમાણે આ કાર્ય ભવિષ્યમાં હાથ ધરવા યોગ્ય છે. પચીશ વર્ષમાં એ બાબતમાં કાંઈ થયું નથી એટલુંજ જણાવવું અત્ર તો પ્રસ્તુત છે.

## વિદ્યાર્થીઓનું સંસ્થામાં વર્તન

આ સંબંધમાં પચીશ વર્ષનો મુખ્તેસર હેવાલ આપવો મુશ્કેલ છે. સમુચ્ચયે કેટલીક હકીકત કહી શકાય તેમ છે. સંસ્થાની શરૂઆતમાં શ્રી. છોટાલાલ શ્રોફ સુપરિન્ટેન્ડેન્ટ હતા. એનું શિસ્ત ઘણું સખ્ત હતું અને એણે જે ધોરણ માનદ મંત્રીના સહકારથી નક્કી કર્યાં તે થોડા ફેરફાર સાથે ચાલુ રહ્યા છે. અકંદરે સંસ્થામા શિસ્ત ઠીક જળવાયું છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. શિસ્તની હકીકત પર વિચાર કરતાં એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. આપણી સંસ્થા મહાવિગ્રહ દરમ્યાન સને ૧૯૧૫ માં શરૂ થઈ શિસ્તસંબંધી વિચારમાં લડાઈ પછી ઘણો મોટો ફેરફાર થયો છે. સત્યાગ્રહની ચળવળે એના સંબંધમાં એક પ્રકારની છાપ બેસાડી છે, તો રશિયાના સામ્યવાદી સાહિત્યે એના પ્રવાહ પર જુદા પ્રકારની છાપ પાડી છે. સ્થિતિ એવી થઈ છે કે ઓગણીશમી સદીના ગુરુશિષ્ય વચ્ચેના સંબંધમાં કે કોલેજના અધ્યાપક અને અધ્યેતૃ વચ્ચેના સંબંધમાં કે વિદ્યાર્થી જીવનમાં રહેતા અભ્યાસીઓ અને તેનાપર દેખરેખ રાખનાર સુપરિન્ટેન્ડેન્ટના સંબંધમાં મહાન પરિવર્તન થઈ ગયું છે. એ પરિવર્તન ઠીક થયું છે કે એના પરિણામ સારા આવશે કે વિપરીત એનો નિર્ણય કરવા માટે હજુ થોડો સમય જશે. અત્યારે સ્વાતંત્ર્યના ખ્યાલ જુદા પ્રકારના છે, વ્યક્તિસ્વાતંત્ર્ય અને સમૂહહિત વચ્ચેના સંબંધના ખ્યાલમાં અવ્યવસ્થા થતી દેખાય છે અને વિદ્યાર્થીવર્ગનો માનસિક ઝોક જેમ બને તેમ નિયંત્રણાથી દૂર રહેવું અને મનની મોજ પ્રમાણે વર્તવું એમાં જાણે પોતાનું હિત હોય એવું વાતાવરણ થઈ રહ્યું છે અને થતું જાય છે.

આ પ્રમાણે વસ્તુસ્થિતિ છે. પોતાના સ્વાતંત્ર્યને વાંધો ન આવવો જોઇએ એ ધારણામાં દરેક વિદ્યાર્થી એ રીતે વર્તે તો આખા સમૂહની શી દશા થાય તેનો ખ્યાલ કરવામાં આવતો નથી મોટી સંસ્થાઓમાં આવી અનવસ્થા કે અવ્યવસ્થા નભે નહિ. દરેક વિદ્યાર્થી પોતાની મરજીમાં આવે તે વખતે જમવાનો આગ્રહ રાખે તો રસોડું કેટલા કલાક ચલાવવું પડે, રસોયાની શી સ્થિતિ થાય અને બીજા ટંકની રસોઈની ગોઠવણ કરવા પહેલાં એને જરા આરામ ન મળે તો એનું કામ અટકી જાય એનો ખ્યાલ કરવામાં આવે તો અમુક સમયે જ

ભોજન લેવાના નિયમની મહત્તા સમજાય તેવીજ રીતે સમૂહ પ્રાર્થના, હાજરી, સ્વચ્છતા વગેરે અનેક બાબતમા વ્યક્તિસ્વાતત્ર્ય પાલવે નહિ આ હકીકત દાખલા તરીકે લખી છે હજુ આ બાબતો અનિર્ણીત સ્થિતિમાજ છે પાશ્ચાત્ય દેશોમાથી આ સ્વતત્રતાની ભાવના આવી છે ત્યા શિસ્તપાલન એક ધર્મ તરીકે સ્વીકારવામા આવે છે ત્યા હારમા ઊભા રહેવુ, પોતાને સોપાયેલુ કાર્ય કરવુ, બીજાના કામમા માથુ મારવુ નહિ વિગેરે નિયમો બરાબર પાળવામા આવે છે અને તેના પાલનમા વ્યક્તિસ્વાતત્ર્યનો નાશ થતો હોય એમ કોઈને લાગતુ નથી સ્વતત્રતામા પરસ્પરાવલબન ભાન બરાબર જમાવવો જોઈએ

આ સર્વ સામાન્ય વાત થઈ વિદ્યાલયમા શિસ્ત ઠીક જળવાયુ છે એકદરે સસ્થાના નામને ખરાબ લાગે એવો શિસ્તભગ થયો નથી એ આનદની વાત છે નાની નાની બાબતો વિદ્યાર્થીઓ અદર અદર સમજી લે છે, તેમને આતરવ્યવસ્થાને અગે લગભગ સ્વરાજ્ય આપ્યુ છે અને સુપરિન્ટેન્ડેન્ટ દરેક સૌહાર્દવાળા મળ્યા છે એટલે વ્યવસ્થાની ગૂચવણ પડી નથી અને દરેક કાર્ય ઘડિયાળની માફક યત્રવત્ ચાલ્યા કરે છે વિદ્યાર્થીનો પરસ્પર સબધ બહુ સારો રહેતો હોય એવુ અનેક પ્રસગે જોવામા આવ્યુ છે કોઈ વિદ્યાર્થીને માદગીને પ્રસગે કે દુ ખદ પ્રસગે સર્વની સહાનુભૂતિ અને સેવાભાવના જોવામા આવે છે

વિદ્યાર્થીના કેટલાક વર્ગ પડી શકે તેવુ જોવામા આવ્યુ છે કેટલાક તો માત્ર ભણવા જ આવે છે, એને ખાવાનુ શુ મળ્યુ, કેટલુ મળ્યું, ક્યારે મળ્યુ તેનો વિચાર કરવાની ફુરસદ કે દરકાર હોતી નથી, એ તો પોતે ભલો કે પોતાના પુસ્તકો ભલા. એ કોલેજના ટાઈમે કોલેજમા જાય, સાજે ફરવા જાય અને બાકીનો વખત પોતાના પુસ્તકોની સાથે નિમકહલાલ રીતે ગેલ કરે. એને તમે ખાધા પછી અરધા કલાકે પૂછો કે આજે શેનુ શાક બનાવ્યુ હતુ તો તેનો તેને ખ્યાલ નહિ હોય કારણકે એનુ ધ્યાન અભ્યાસ પર જ છે બીજો વર્ગ આજે રોટલી ગરમ નહોતી, કાચી હતી, શાકમા મરચા વધારે હતા, મીઠુ નાખવુ રહી ગયુ હતુ એ પર મિનિટો ગાળશે ખાનગી ઘરમા કે પોતાને ઘેર પણ કેટલીક અગવડો અનિવાર્ય છે એનો એને ખ્યાલ નહિ રહે કેટલાક વિદ્યાર્થીને સમૂહમા એકઠા થઈ બળવો ઉઠાવવો એમા પોતાનુ શૌર્ય લાગે છે અને નાની વાતને મોટુ રૂપ આપતા એને અચકાટ થતો નથી બીજા કેટલાક માત્ર સેવાભાવી આવે છે એ કોઈને સગવડ કરી આપવી, પોતે અગવડ ચલાવી લેવુ એમા માનનારા હોય છે કોઈ વખતસર હાજરી આપવામા નાનમ સમજે છે, જ્યારે કોઈ બે મિનિટ પહેલા હાજર રહેવામા ગૌરવ માને છે

આવી રીતે પ્રત્યેક વિદ્યાર્થીના માનસિક વલણમા ઘણો ફેરફાર હોય છે આ સર્વ વાત ધ્યાનમાં રાખતા વિદ્યાલયમા શિસ્તપાલન ઘણુ સારુ રહ્યું છે અને થોડાક અપવાદ સિવાય એ સબધી બાબત વ્યવસ્થાપક સમિતિ સમક્ષ લઈ જવી પડી નથી પૂજાસબધી ફરિયાદો થઈ છે, પણ જ્યારથી તે સબધી નિયમો કર્યા ત્યારથી એનુ પાલન સારુ થાય છે

વિદ્યાલયમા છેલ્લા દશ વર્ષથી દાખલ કરવાનુ ધોરણ ઘણુ કડક કરવામા આવ્યુ છે ઉચ્ચ કક્ષાના વિદ્યાર્થીઓ આવે છે, મોટો ભાગ તો માત્ર ભણવા જ આવે છે અને સસ્થાના

ધારાધોરણને માન આપનારો આવે છે, શિસ્તપાલન લગભગ સ્વાભાવિક થઈ ગયું છે અને માત્ર અભ્યાસી વિદ્યાર્થીઓને તોફાન કરવાનો સમય મળતો નથી કે ઇચ્છા થતી નથી. આ રીતે શિસ્તપાલન ઉત્તરોત્તર પદ્ધતિસરનુ અને નૈસર્ગિક થતું જાય છે. પચીશ વર્ષના અરસામાં નવયુગના વિદ્યાર્થીઓએ એક પણ બળવો કર્યો નથી કે શાસકને ગૂંચવણમાં નાખ્યા નથી એ શિસ્તનો સુંદર દાખલો છે. બાકી તો ઘર હોય તો તેમાં પણ નાની મોટી ફરિયાદ તો જરૂર રહે છે, નજીવી બાબતમાં મતભેદ થઈ જાય છે, પણ અંતે ભાઈ છે કે કાકા છે એમ ગણી નાખતી કરવામા આવે છે. અહીં તો બાર બાપની વેજા છે, પ્રાંતપ્રાંતના વિદ્યાર્થી છે ત્યાં આટલું સૌજન્ય રહે, પ્રેમ રહે, સહકાર રહે અને એક પણ અનીચ્છવાજોગ પ્રસંગ ન બને તે સુયોગ્ય કહેવાય.

વિદ્યાલયના શિસ્તસંબંધમાં જનતામાં ઘણીવાર ગુલબાંગો ઉડાડવામાં આવે છે: કોઈ વાર વિદ્યાર્થી પૂજા કરતા નથી અને કોઈ વાર સંવત્સરીને દિવસે ખાય છે એવી વાતો ફેલાવવામાં આવે છે. આ વાતો ફેલાવવા પહેલાં જાતે તપાસ કરવી, સુપરિન્ટેન્ડેન્ટ કે મંત્રીનુ ધ્યાન ખેચવું અને પછી જ તે વાત પર અભિપ્રાય આપવો ઉચિત ગણાય. વિદ્યાલયના સર્વ વિદ્યાર્થી સંતના દીકરા છે એવો દાવો કરાય નહિ અને કરવામાં આવે તો ટકે પણ નહિ. પણ તેઓ સમાજના પુત્રો છે, તેમને વાત્સલ્યભાવે પણ સમજાવાય અને તેમને દંડ કરીને કે કાઢી મૂકીને પરાઙ્મુખ પણ કરી શકાય, પણ વગર તપાસે કેસ માર્યો જાય અને જનતાની આ સંસ્થા તરફ અભિરુચિ ઓછી થાય તે રીતે કામ લેવાવું જ જોઈએ. કાર્યવાહકો વાત છુપાવવામાં માનતા નથી અને ઢાંકપિછોડો કરવાની નીતિથી દૂર રહે છે, પણ તેમની સમક્ષ આખો કેસ રજૂ થવો જોઈએ અને ત્યારપછી તેના સબંધમાં રીતસર કામ લેવાની પદ્ધતિનો શિષ્ટાચાર જનતાએ સમજવો જોઇએ. આ પ્રમાણે ન થાય તો ઘણી દુ:ખદ સ્થિતિ થાય, સાચી વાત મારી જાય અને સંસ્થા પર લોકરુચિ નબળી પડતી જાય અને જે સંસ્થા લોકરુચિ પર રચાયલી અને નભતી હોય તેનાપર વગર સમજણનો કુઠારાઘાત થાય.

એકંદરે વિદ્યાલયના દરેક ખાતામાં શિસ્ત જળવાય છે. વાચનાલય, ભોજનાલય, સ્વચ્છતા, ન્યુસપેપર વિગેરે સર્વ ખાતાઓ વિદ્યાર્થીઓજ ચલાવે છે. સામાન્ય મંદવાડના પ્રસંગે સીનીયર મેડિકલ વિદ્યાર્થીઓ કામ સંભાળી લે છે અને દવા આપે છે, મેડિકલ ઓફિસર જાતે દેખરેખ રાખે છે, અગત્યના કેસમાં સભ્ય દાકતરોને બોલાવવામાં આવે છે. વર્ષો સુધી ડૉ. નાનચંદભાઈ કસ્તુરચંદ મોદી, એલ. એમ. એન્ડ એસ. એ સેવા કરી છે અને તેમના અવસાન બાદ ડૉ. મોહનલાલ હેમચંદ શાહ, એમ. બી. બી. એસ. જે સંસ્થાના ભૂતપૂર્વ વિદ્યાર્થી છે તેમણે એ સેવા ચાલુ રાખી છે. ખાસ જરૂરી બાબતમાં વિદ્યાર્થીને હોસ્પીટલમા મોકલી આપવામાં આવે છે. ત્યાંપણ આપણા વિદ્યાર્થીઓ પૂરતી સંખ્યામા હાજર રહીને વિદ્યાર્થીબંધુની સેવાસુશ્રૂષા કરી તેની વ્યાધીની પીડા ઓછી કરવામાં બનતી સહાય કરે છે.

વિદ્યાર્થી ઘણાખરા બહાર ગામના હોઈ તેમની તબિયત પાછળ ધ્યાન આપવાની ફરજ વિદ્યાલયને માથે સ્વાભાવિક રીતે આવે છે અને તે કાર્ય ગમે તેટલા ખરચે વિદ્યાલય ઉપાડી લે છે. એવા પ્રસંગે જરૂરી ફ્રૂટ્સ, દૂધ વિગેરે વિના સંકોચે આપવામાં આવે છે અને દવા કે ઉપરની બાબતનો કોઈ પ્રકારનો ચાર્જ વિદ્યાર્થીપાસેથી લેવામાં આવતો નથી

બાકી વિદ્યાલયના શિસ્તનો અભ્યાસ તો રાત્રે આરતી થાય છે ત્યારે અથવા મોટા મેળા વડા પ્રસંગે કે પ્રીતિભોજન પ્રસંગે જોઈ શકાય અથવા તો ધાર્મિક વર્ગોમા તેમને અભ્યાસ કરતા કે પોતપોતાના રૂમમા અભ્યાસ કરતા કે પરસ્પર સગવડ જાળવતા જોવામા આવે ત્યારે તેનો અનુભવ કરી શકાય લગભગ સો વિદ્યાર્થીને એક સાથે એક સ્થાને રાખવા એ આ યુગમા કેટલુ કપરૂ કામ છે એ તો અનુભવ વગર ખબર પડે તેવુ નથી એકદરે આ સર્વ દૃષ્ટિથી જોતા વિદ્યાર્થીનું વર્તન પચીશે વર્ષમા ઘણુ સતોષકારક રહ્યુ ગણાય અને છેલ્લા પાચ વર્ષમા તે વધારેને વધારે આનન્દદાયક થતુ ચાલ્યુ છે એમ વગર સકોચે કહી શકાય

વિદ્યાર્થીઓ અભ્યાસ કરવા માટેજ મુબઈ આવે છે, તેઓની ફરજ અભ્યાસ તરફજ છે એ તેઓ સારી રીતે સમજે છે અને કોઈ વાર કાઈ મસ્તીએ ચઢી જાય તો अय न क्रीडति, वय क्रीडति એ સૂત્ર ધ્યાનમા રાખવાનું રહે છે બાર અગ ઘોડિયામા ભણી જનાર વજ્રસ્વામી ન્હાવા જાય ત્યારે પાણીમા કાછની તરતી મૂકે તે વાતમા ઘણુ રહસ્ય છે અને કાર્યવાહકો તે વાત પણ ધ્યાનમા લે છે, છતા એ મુદ્દાપર નાખતી કરતા નથી પણ વિદ્યાર્થીમાનસ, વિદ્યાર્થીની વય અને નવયુગનુ વાતાવરણ ધ્યાનમા રાખી યોગ્ય પ્રબધ સૂચના અને જરૂર પડે ત્યા ઓછી વધતી સજા પણ કરે છે

સસ્થાના આ પચીશ વર્ષના ઇતિહાસમા શિસ્તભગનો એક પ્રકાર કાર્યવાહકોની જાણપર આવતા બે વિદ્યાર્થીને સસ્થામાથી રદ્દ કરવાની જરૂર પડી હતી અને એક વિદ્યાર્થીની વર્તણુક જૈનને યોગ્ય માલૂમ ન પડતા તેને સસ્થામાથી રદ્દ કરવો પડ્યો હતો આ બે બનાવ બાદ કરીએ તો સસ્થામા શિસ્તભગનો મોટો કે નોધવાલાયક એક પણ બનાવ બન્યો નથી સદર વિદ્યાર્થીના નામો સકારણ આપ્યા નથી બાકી કામ ઘણા હોય ત્યા ખડખડાટ તો અવશ્ય થાય, પણ એ સમષ્ટિ શરીરને અસર કરતા નથી અને કાઈ પણ બનાવ વગરનુ સીધુ, એકધારૂ જીવન અશક્ય હોઈ ઇચ્છીએ તો પણ પ્રાપ્તવ્ય નથી

સસ્થાપર અભિપ્રાય આપવા પહેલા પોતાની બાળવય યાદ કરવી, પોતે કઈ બાબતમા આનદ લેતા હતા એ સભારવુ એટલે ઘડ બેસી જશે વિદ્યાર્થીના બચાવ માટે આ લખ્યુ નથી અને પ્રસગ પડ્યે ખોટો બચાવ કરવાની નીતિ વ્યવસ્થાપક સમિતિએ કદી સ્વીકારી નથી, પણ માનસવિદ્યાની અને વાતાવરણની વાત કાઢી નાખવા જેવી નથી. એકદરે વિદ્યાર્થીઓ સબધમા ફરિયાદ કરવા જેવું બહુ નથી અને તેમના પરિણામોના ટકા એ વાતની સાક્ષી પૂરશે

## લોન સ્કિમ

સસ્થાની શરૂઆતથી ખૂબ ચર્ચાને પરિણામે વિદ્યાર્થીને અગે થતા રોકડ અને વહીવટી તથા ભોજન ખર્ચને અંગે લોનનું ધોરણ સ્વીકારવામા આવ્યુ છે

(૧) આપણા વિદ્યાર્થીઓને સ્વાવલબી બનાવવા ખાતર તથા (૨) તેમના મન પર ધર્માદા કે ચેરિટિના દ્રવ્યનો ઉપયોગ તેમના પર થતો હોવાની વિચારણાને પરિણામે આવતી

હીનવૃત્તિનો ભાવ અટકાવવા માટે શરૂઆતથી વિદ્યાર્થી પાસે રીતસરનું લખાણ લેવાની પ્રથા સ્વીકારવામાં આવી છે. શરૂઆતના ધારાધોરણમાં ૭૭ મી કલમમાં જણાવવામાં આવ્યું હતું કે 'ઉપર પ્રમાણે બોન્ડ કરાવી લેવાનો હેતુ વિદ્યાર્થીને પોતાની જાત ઉપર આધાર રાખવાનું શીખવવાનો, પોતે જાહેર ખાતાની સખાવત પર આધાર રાખનાર છે એવો ખ્યાલ અભ્યાસ દરમ્યાન ન આવવાનો અને આ સંસ્થા પોતાના જોર ઉપર ભવિષ્યમાં નભી શકે એવી રીતે તેને પગભર કરવાનો છે. એ નિયમને અમલમાં મૂકતાં વિદ્યાર્થીની કમાણી, તેને પાળવાના કુટુંબીઓ અને બીજી જરૂરી બાબત પર તે વખતના સેક્રેટરી યોગ્ય ધ્યાન આપશે અને એ નિયમને અમલ બોજા રૂપ ન થઈ પડે તેમજ નરમાશનો ગેરલાભ ન લેવાય એ બાબતપર યોગ્ય લક્ષ્ય રાખી બોન્ડની રકમ વસુલ કરવામાં આવશે.'

આ ખુલાસો કરનાર કલમની આવશ્યકતા ત્યાર પછી ન રહેતાં ઓગણીશમા વર્ષમાં જ્યારે આખા બંધારણને પુનઃ વિચારવામાં આવ્યું ત્યારે આ કલમની આવશ્યકતા ન જણાવાથી તે કલમ બાકાત કરવામાં આવી છે, પણ તે કલમમાં બતાવેલ ધોરણનો મુદ્દો અત્યાર સુધી બરાબર લક્ષ્યમાં રાખવામાં આવ્યો છે. ઉપર લોન પદ્ધતિ દાખલ કરવાના બે મુદ્દા જણાવ્યા તે ઉપરાંત (૩) સંસ્થાને કાયમ કરવામાં એ રીતે મોટો લાભ થશે એ વાત પણ પ્રથમથી ધ્યાનમાં રાખવામાં આવી હતી તે વાત પણ અત્ર જણાવવી ઉચિત છે.

લોનની રકમની આવક શરૂઆતનાં વર્ષોમાં તો ઘણી નાની થઈ તે આ સાથે બતાવેલ પરિશિષ્ટ પરથી જોવામાં આવશે. પ્રથમના ૭ વર્ષ સુધીમાં તે રકમ રૂા ૧૦૬૪-૯-૦ થઈ, એટલે દર વર્ષે એ રકમ પોણાબસોની સરેરાશ થઈ અને દશમા વર્ષની આખરે એ રકમ વધીને કુલ રૂા. ૭૧૫૫-૯-૦ થઈ એટલે એ રીતે પ્રથમના દશ વર્ષમાં સરેરાશ એ રકમ ૭૧૫ ની આસપાસ થઈ. પણ ધીમે ધીમે એ રકમમાં વધારો થતો ગયો છે. છેલ્લા પચીશમા વર્ષમાં એક જ વર્ષમાં એ રકમ રૂા. ૧૩,૫૭૦-૪-૩ થઈ. આ રીતે સંસ્થાના ખર્ચમાં એ રકમનો મોટો ટેકો થઈ પડ્યો.

ગ્રેજ્યુએટ થયેલા અધુરા અભ્યાસે સંસ્થા છોડી ગયેલા અને સંસ્થામાં ચાલુ અભ્યાસ કરનાર પાસે પચીશમાં વર્ષની આખરે રૂા. ૫,૩૬,૯૨૫-૮-૫ લેણા પડ્યા. એટલે ઉપર જે વિદ્યાર્થી સંખ્યા બતાવી તેમના ખર્ચને અંગે એટલી રકમ અને તે ઉપરાંત પેઈંગ વિદ્યાર્થી પાસેથી આવેલી રકમ ખરચાઈ.

અગાઉના ચોવીશ વર્ષોમાં લોન રિફંડ ખાતે રૂા. ૧,૧૯,૫૨૦-૧૦-૦ વસૂલ થયા હતા તેમાં પચીશમા વર્ષની ઉપર જણાવેલી રકમ રૂા. ૧૩,૫૭૦-૪-૩ વધારતાં પચીશ વર્ષની આખરે લોન રિફંડની વસૂલાત રૂા ૧,૩૩,૦૯૦-૧૪-૩ થયા.

એ રીતે પચીશ વર્ષની સરેરાશ કાઢતાં લોન રિફંડ દર વર્ષે સરેરાશ આવક રૂા ૫૩૨૪ ની થઈ. હવે પછીના વર્ષોમાં એ રકમની સરેરાશ અઢારથી વીસ હજાર થવાનો સંભવ ધારી શકાય. એમા વધારો થવાનાં કેટલાંક કારણો છે.

પચીશમા વર્ષની આખરે લોન ખાતે વસૂલ ન થયેલી રકમ રૂા ૪,૦૩,૮૩૪-૧૦-૨ થાય છે અને તેની વિગત પચીશમા વાર્ષિક નિવેદનમા આપી છે

લેણી પડતી રકમ વસૂલ કરવા માટેનું કાર્ય છેલ્લા પાચ વર્ષથી લોન રિફંડ પેટા સમિતિને સોપવામા આવ્યુ છે  તેમની જાતિ દેખરેખ અને અગત સમજાવટને કારણે વાર્ષિક વસૂલા તમા સારો વધારો થવા પામ્યો છે

આ વસૂલાતથી દાન આપનારને હજારોગણો લાભ થાય છે  વસૂલ આવતી રકમ બીજા વિદ્યાર્થીના કેળવણીનિમિત્ત ખર્ચમા વપરાય છે અને તે રકમ વસૂલ આપે ત્યારે તેમનો ઉપયોગ ફરીવાર કેળવણી આપવાના કામમા થાય છે આ રીતે ‘ એકગણુ દાન આપનારને સહસ્રગણુ પુણ્ય ’ મળે છે, વિદ્યાર્થીના મનપરથી જાહેર સખાવત પર નિર્વાહનો બોજો ઓછો થાય છે, માતૃદેવી સસ્થાની આરાધના થાય છે, કરેલા ગુણનો બદલો અપાય છે અને સસ્થાના મોટા ખર્ચમા લગભગ ત્રીજાથી ચોથા ભાગ જેટલી રાહત મળે છે  આ નાનીસૂની વાત નથી અને અત્યારે કેટલીક સસ્થાઓ આ લોનપદ્ધતિનુ અનુકરણ કરવા તૈયારી કરી રહી છે  અને તેને લગતુ ધારાધોરણો, કબૂલાતના ફોર્મો વગેરે જરૂરી સાહિત્ય અભ્યાસ અને અનુકરણ માટે મગાવે છે

લોનની વસૂલાતને અગે પચીસ વર્ષમા એક પણ દાવો માડવામા આવ્યો નથી  વિદ્યાર્થીઓ પોતાની ફરજ સમજે અને છતે સાધને સસ્થાનુ ઋણ અદા ન કરે એ યોગ્ય ન કહેવાય, તેથી આ બાબતમા મૃળ મુદ્દા અને પેટ્રનપર સમિતિએ લક્ષ્ય રાખ્યુ છે અને ત્યાર પછી બહુ જૂજ વ્યક્તિના સબધમા આગળ પગલા ભરવા પડ્યા છે તો તેમા પણ નાખતી કે પતાવટ કરવાની પદ્ધતિ છોડી નથી

વિદ્યાલયમા દાખલ કરેલ લોનપદ્ધતિ એ રીતે સફળ થઈ છે એમ પચીશ વર્ષની આખરે કહી શકાય તેમ છે  તેને અગે માત્ર વિદ્યાર્થીઓને એકજ વાત કહેવાની રહે છે અને તે એ છે કે તેમણે ધ્યાનમા રાખવુ જોઈએ કે તેમને જીવનના એવા સમયે વિદ્યાલયે સહાય કરી છે કે જે વખતે માત્ર ક્રેડિટ ( શાખ ઉધાર ) ઉપર કોઈ સાધુસ તેમને મદદ ન કરે  બીજી વાત એ છે કે તેઓ જે રકમ પાછી વાળે તેનો ઉપયોગ કેળવણીમાજ થવાનો છે અને કાયદાની વાત બાજૂ ઉપર નાખતા તેમણે દેવી નીકળતી રકમ તો નૈતિક દૃષ્ટિએ પાછી વાળવી જ જોઈએ  અને તે ઉપરાંત દરેક લાભ લેનાર વિદ્યાર્થીએ ઓછામા ઓછા પાચ વિદ્યાર્થીને ગ્રેજ્યુએટ બનાવવા જોઈએ  આ રીતેજ દેવુ ફેડવાય અને ઋણમુક્ત થવાય  એને બદલે કેટલાક વિદ્યાર્થી રકમ બને તેટલી મોડી આપવા બહાના કરે છે, કેટલાક બીજાની વ્યાજ આપવી પડે તેવી રકમ પ્રથમ આપે છે અને વિદ્યાલય વ્યાજ લગાડતુ નથી તેનો બદલો ખોટી રીતે ઉતરેલો આપે છે  આટલેથી પતતુ નથી, પણ કેટલાક વિદ્યાર્થીઓ પ્રો. નોટ રિન્યુ ( ચાલુ ) કરવાના અખાડા કરે છે, કોર્ટ પત્રના જવાબ આપવામા અખાડા કરે છે, કેટલાક આકરા અવગા અથવા બગડેલા જવાબ આપે છે  આ સર્વ વાત અનિચ્છનીય  ઉપરાંત સસ્થાના લાભનો આ રીતનો બદલો અપાય એ કોઈપણ રીતે યોગ્ય લાગે નહિ અને કેળવણીને છાજે નહિ

આ લોન ફિરંડને લગતા પત્રવ્યવહારને અગે કેટલાક પત્રો તો ખાસ પ્રગટ કરવા જેવા જણાય છે  ઋણનું ઋણ ફેડવાની જવાબદારી સ્વીકારવા ઉપરાંત આજન્મ એના ઉપકારનો

બદલો નહિ વળે એવું બતાવનારા અને સંસ્થા માટે અત્યંત ગૌરવ બતાવનારા અનેક પત્રો આવે છે અને તે વિદ્યાલયને દફતરે મોજૂદ છે. વિદ્યાલય તરફ તિરસ્કાર બતાવનાર તો એક જ વિદ્યાર્થી નીકળ્યો છે, દશ વીશ ટકા ઉડાવનારા નીકળ્યા છે, બાકી ઘણો મોટો ભાગ વિદ્યાલય તરફ ખૂબ સદ્‌ભાવ બતાવનાર, બનતી રીતે ઋણ ફેડણાર, ન બને તો પોતાની અશક્તિ કે અલ્પ શક્તિ માટે અંત.કરણનો ખેદ બતાવનાર અને સંસ્થા માટે અતિ ઉન્નત વિશિષ્ટ ભાષામાં ગૌરવ બતાવનાર નીકળ્યા છે.

તળાટીએ જમવાનો લાભ લેનાર કોઈ ઘોઘા જેવા પણ હોય, કોઈ સાધારણ માણસ હોય, કોઈ યાત્રા કર્યા વગર પણ ખાવા ખાતર ત્યાં આવનાર હોય અને કેટલાક ખરા યાત્રાર્થી, આત્માર્થી અને તીર્થભાવી પણ હોય. આપણો પ્રયાસ હીરા પ્રાપ્ત કરવાની ખાણ ખોદવાનો છે, તેમાં ખોદકામ કરતાં પથરા પણ સાંપડવાના તો ખરા, પણ થોડા વીલંદી હીરા નીકળે અને એકાદ કોહીનૂર કે કુલીઅન નીકળી આવે તો પણ આપણો પ્રયાસ તો સફળ જ છે અને તે દૃષ્ટિએ જોતાં અને અત્યાર સુધીનું રિફંડનું ઉત્તરોત્તર વધતું જતું પરિણામ જોતાં એકંદરે પરિણામ ખૂબ સતોષ થાય તેવુ બતાવાઈ શકાય છે એમાં શંકા નથી. અવારનવાર અનિચ્છનીય પરિણામ આવે તે બનવાજોગ છે, પણ એકંદરે વિદ્યાલયનો કોઈપણ ગ્રેજ્યુએટ વિદ્યાલયને ખરાબ લાગે કે બટ્ટો લાગે તેવો નીકળ્યો નથી એ હકીકત પ્રેરક હોઈ સંતોષકારક છે અને શરૂઆતના પચીશ વર્ષમા આટલાં સારાં રત્નો પકાવી શકાયાં તો બીજા પચીશ વર્ષમા કેવુ પરિણામ લાવી શકાશે તે કલ્પના કરવાનું કામ વિચારકોની માનસિક સૃષ્ટિ પર છોડવામાં આવે છે.

લોન રિફંડની પદ્ધતિ અન્ય આવા પ્રકારની સંસ્થાઓને અનુકરણીય લાગી છે એ જ એની ફતેહનો પુરાવો છે, એના વિસ્તારમાં ઉત્તરોત્તર સીધો વધારો થતો આવ્યો છે એ એની લોકપ્રિયતા બતાવે છે અને કેટલાક વિદ્યાર્થીઓ અગવડે પણ પોતાના ઋણપ્રદાનની ફરજ ચૂકતા નથી એ આખી યોજનાને ગૌરવ અપાવે છે.

## વ્યવસ્થાપક સમિતિ.

આ સંસ્થા વ્યવસ્થાપક સમિતિના સંબંધમાં બહુ નસીબવંતી નીવડી છે તે નીચેની હકીકત પરથી જણાશે. સંસ્થાની સામાન્ય સમિતિના કુલ સભ્યોને મતપત્રક ( વોટીંગ પેપર ) વાર્ષિક સામાન્ય સમિતિ મળવાની તારિખ પહેલાં મોકલી આપવામાં આવે છે સભ્યો પોતાનામાંથી પંદર સભ્યોને વ્યવસ્થાપક સમિતિ તરીકે એક વર્ષ માટે કાર્ય કરવા નીમે છે. સંસ્થાનું વર્ષ મે માસની આખરે પૂરું થાય છે. હિસાબ અન્વેષણ પામી પ્રસિદ્ધ કરતાં બે ત્રણ માસ થાય છે. લગભગ ઓગસ્ટ કે સપ્ટેંબર માસમાં વાર્ષિક સામાન્ય સભા મળે છે તે વખતે ભરાઈ આવેલાં મતપત્રકોનું પરિણામ અન્વેષકો ( સ્કુટિનિયર્સ ) રજૂ કરે છે.

શરૂઆતમાં એક મંત્રી અને કોશાધ્યક્ષની નિમણુક આ રીતે કરવામાં આવતી હતી. તેમનો સમાવેશ પણ પંદરની સંખ્યામાં થાય છે. શરૂઆતના પંદર વર્ષ સુધી એક મંત્રીએ ચલાવ્યું ત્યારબાદ સોળમા વર્ષથી (૧૫-૧૧-૧૯૩૧ થી) બે મંત્રીની નિમણુક કરવામાં આવી અને ત્યાર પછીના દશ વર્ષમાં બે મંત્રીની નીમણુક ચુંટણીથી કરવામાં આવે છે. એટલે

છેલ્લા દશ વર્ષમા બે મત્રી અને એક કોશાધ્યક્ષ તથા બાર સભ્યો મળીને પદરની પસદગી ચુટણીના ધોરણપર થાય છે

કેટલીક વાર ચુટણીમા ભારે રસાકસી થાય છે અને પરિણામની આકાક્ષાથી રાહ જોવાના પણ પ્રસગો બનવા પામ્યા છે આ ધોરણ પચ્ચીશે વર્ષમા ચાલુ રહ્યું છે આ પદર સભ્યો બે સભ્યોને કો ઓપ્ટ કરે છે, એટલે સત્તર સભ્યોની વ્યવસ્થાપક સમિતિ બને છે

એ ઉપરાત સવત ૧૯૮૭ ( સસ્થાના સત્તરમા વર્ષ ) સુધી સસ્થામા દરવર્ષે ( ૨૫૦ × ૧૦ ) રૂપીઆ આપવાનુ વચન આપનારને અને સસ્થાના પેટ્રનોને વ્યવસ્થાપક સમિતિમા ભાગ લેવાનો અને વોટ ( મત ) આપવાનો અધિકાર આપવામા આવ્યો હતો. સત્તરમા વર્ષ સુધી એ રીતે જેમણે અધિકાર પ્રાપ્ત કર્યો હોય તે કાયમ રાખી ત્યારપછીના વર્ષો માટે વગર શરતે દશ હજાર રૂપીઆની એકી સાથે કે છૂટક છૂટક સહાય કરનાર કે તેનુ વચન આપનારનો તે હક્ક ચાલુ રાખ્યો છે આવા હક્કની રૂએ વ્યવસ્થાપક સમિતિમા ભાગ લેનાર સભ્યોની સખ્યા પચીશમા વર્ષની આખરે ૩૫ હતી તેમને વ્યવસ્થાપક સમિતિની દરેક સભાની ખબર ટપાલ દ્વારા આપવામા આવે છે

આટલી મોટી સખ્યાના હક્કદાર સભ્યો પૈકી માત્ર ત્રણ કે ચાર સભ્યોજ મોટે ભાગે પોતાના હક્કનો ઉપયોગ કરે છે એ ઘણી અસતોષની વાત છે વ્યવસ્થાપક સમિતિ ઉપર સસ્થાના આતર વહીવટનો આધાર રહે છે, અતિ સૂક્ષ્મ બાબતો લબાણ ચર્ચા પછી નિર્ણય પામે છે અને સસ્થાની ઝીણામા ઝીણી બાબતની વિગતો પર ચીવટથી ધ્યાન આપવાના, અવકાશ આપવાના અને ઝોક આપવાના અનેક પ્રસગો એને સુપ્રાપ્ય છે અને બધારણ પ્રમાણે સસ્થાની વ્યવસ્થાપક સમિતિ પરજ સસ્થાની ફતેહ માટેની જવાબદારી રહે છે આની વ્યવસ્થાપક સમિતિમા ભાગ લેવામા પ્રમાદ થવો ન ઘટે

છતા સતોષની વાત એટલી છે કે સત્તર સભ્યો ( પદર ચુટાયલા અને બે કો ઓપ્ટ થયેલા ) તથા ત્રણ ચાર સતત રસ લતા સભ્યો એટલી ચીવટથી કામ કરે છે કે ઘણી વખત ચર્ચા લબાણ સમય લે છે, અને તે ચર્ચા કે નિર્ણયમા સર્વ સભ્યો ખૂબ રસથી ભાગ લે છે

પ્રથમ વર્ષમા વ્યવસ્થાપક સમિતિની ૩૦ સભા થઈ, ત્યાર પછીના વર્ષોમા કેટલી સભાઓ દર વર્ષે થઈ તેનુ પત્રક આ સાથે પરિશિષ્ટમા જોડ્યુ છે, તેની સાથે દરેક મિટિંગમા હાજરી કેટલી થઈ તેની કુલ વિગત આપી છે સરેરાશ દર વર્ષમા ૧૫ સભા થઈ છે

દરેક વર્ષની કમિટીએ ખૂબ ચીવટ રાખીને, વખતનો પૂરતો ભોગ આપીને અને સસ્થાના દરેક વિભાગપર પૂરતુ લક્ષ્ય આપીને કામ કર્યું છે એ દર વર્ષે પ્રગટ કરવામા આવતા વાર્ષિક નિવેદનો ( રિપોર્ટ ) પરથી જોઈ શકાશે

આ પ્રમાણે દર વર્ષની વ્યવસ્થાપક સમિતિ અલગ અલગ ગણતા પચીશ સમિતિઓ થઈ, છતા એમા એક પ્રકારનુ સાતત્ય જરૂર જળવાઈ રહ્યુ છે આપ વ્યવસ્થાપક સમિતિના લીસ્ટનો અભ્યાસ કરશો તો તેમા એક જાતની સમસૂત્રતા જોવામા આવશે કોઈ વર્ષે એમા એવો મોટો ફેરફાર થઈ ગયો નથી કે જેથી એનુ સાતત્ય વિઘ્નમા પડ્યુ હોય એમ ન બની આવે એટલે

હક્કદાર સભ્યોને તેમાં ભાગ લેવાની યોજના શરૂઆતથી જ રાખવામાં આવી હતી, પણ એ પ્રકારના સભ્યોના ઓછા સહકારે પણ સાતત્ય બરાબર જળવાયું છે એ મોટા ગૌરવનો વિષય છે

એક હકીકત અત્ર નોંધવા જેવી છે અને તે સાતત્ય જળવાયા છતાં પરિસ્થિતિ પર અનોખો પ્રકાશ પાડે તેવી વાત છે. શ્રીયુત મોહનલાલ દલીચંદ દેસાઈ, અને શ્રીયુત મોતીચંદ કાપડીઆ સંસ્થાની શરૂઆતથી પચીશ વર્ષની આખર સુધી ચાલુ સભ્ય પચ્ચીશે વર્ષમાં રહ્યા છે તે છે. તે ઉપરાંત મૂળ સ્થાપકોમાંથી જેમ જેમ અશક્તિ કે અવસાનને કારણે સભ્યો જતા ગયા તેમ તેમ તેમના સ્થાનકે એવી નિમણુકો થતી આવી છે કે સંસ્થાના મૂળ બંધારણને, બરાબર સમજી, એના સાધ્યને ચોક્કસ લક્ષ્યમાં રાખી અને માત્ર સેવાભાવથી નિસ્પૃહ વૃત્તિએ કામ કરનાર કર્મચારીઓ સંસ્થાને સાંપડ્યા છે અને તેમણે શ્રી મહાવીરનો ધ્વજ સતત ફરકતો રાખ્યો છે એટલુંજ નહિ, પણ એને વધારેને વધારે ઊંચો અને દેદીપ્યમાન કર્યો છે, એના ઈન્દ્રધ્વજમાં દરેક વર્ષે નવી નવી ધ્વજાઓ અને તે ઉપર કલગી અને ફૂમતાં ઉમેર્યાં છે અને તેના પ્રકાશના તેજમાં ઉત્તરોત્તર વધારો કર્યો છે.

વ્યવસ્થાપક સમિતિમાંથી અનેક પેટા-સમિતિઓ નીમાય છે, એમાંથી વિશિષ્ટ સમિતિઓ નીમાય છે, એમાંથી નિરીક્ષણ સમિતિઓ નીમાય છે, એમાંથી બંધારણ, પુસ્તકાલય, ધાર્મિક શિક્ષણ વિગેરે સમિતિઓ નીમાય છે એ સર્વમાં આ વ્યવસ્થાપક સમિતિના સભ્યો ઉત્સાહથી કામ કરે છે અને સંસ્થાની વ્યવસ્થાપક સમિતિ તરફ પોતાનાં કાર્યનું નિવેદન (રિપોર્ટ) મોકલી આપે છે.

અને સંસ્થાના આંતર વહીવટના ઠરાવો સર્વાનુમતે હમેશા થયા હોય એવું પણ નથી પ્રત્યેક મેમ્બરને ચર્ચા કરવાની પૂરતી તક આપવાનો નિયમ આ સંસ્થાએ પ્રથમથી જ સ્વીકાર્યો છે અને કોઈવાર મતભેદ પડે તો બહુમતે કામ પણ થયું છે એકંદરે ૯૮ ટકા ઠરાવો તો સર્વાનુમતે જ થયા છે. પણ બે ટકાના મતભેદના ઠરાવોએ પણ આ સંસ્થાના સભ્યોમાં મનભેદ જરા પણ કર્યો નથી, એ જનમતવાદ (ડેમોક્રસી) ની ફતેહ અને સભ્યોની સેવાભાવના તરફ ધ્યાન ખેંચે તેવી બાબત પૂરી પાડે છે.

શરૂઆતનાં વર્ષોમાં વિદ્યાર્થીઓ વ્યવસ્થાપક સમિતિપર પ્રતિનિધિત્વ હોવાની માગણી કરતા હતા. શિસ્તની બાબતમાં અનિચ્છનીય પરિસ્થિતિ ઊભી થવાના ખ્યાલથી અને સંસ્થાના બંધારણમાં એવી કોઈ જાતની ગોઠવણ ન હોવાથી તેઓની એ માગણીનો સ્વીકાર કરવામાં આવ્યો નહોતો, પણ તે વખતે તેમને જણાવવામાં આવતું હતું કે સંસ્થાનો વહીવટ અંતે વિદ્યાર્થીઓએજ કરવાનો છે એ વાત તેમને ઉડાવનારી લાગતી હતી, પણ ધીમે ધીમે સાચી થતી જાય છે અત્યારે પચીશમા વર્ષની આખરે સંસ્થાની વ્યવસ્થાપક સમિતિપર નીચેના સભ્યો છે, તેઓ ભૂતકાળમાં સંસ્થાના વિદ્યાર્થી હતા. તેઓ પૈકી એક શ્રીયુત ચદુલાલ સારાભાઈ મોદી સંસ્થાના માનદમંત્રી અને ટ્રસ્ટી છે. તે ઉપરાંત શ્રીયુત પ્રસન્નમુખ સુરચંદભાઈ બદામી, બાર-એટ-લૉ, શ્રીયુત હીરાલાલ મંછાચંદ શાહ સોલિસિટર, ડૉ. મોહનલાલ હેમચદ શાહ, એમ. બી. બી એસ., શ્રીયુત ચીમનલાલ મોતીલાલ પરીખ, બી. કૉમ. (સેક્રેટરી-ઈસ્ટ ઈંડીયા કોટન એસોસીએશન) અને શ્રીયુત ચંદુલાલ વર્ધમાન શાહ સભ્યો છે. એટલે વિદ્યાર્થીની

અગવડના તેઓ અભ્યાસી હોવા ઉપરાત વિદ્યાર્થીવર્ગના આદર્શ અને ભાવના તરફ સ્વાભાવિક રીતે વધારે સહાનુભૂતિપૂર્વક જોનાર છે આ રીતે સસ્થાનો વહીવટ વિદ્યાલયના વિદ્યાર્થીઓ ચલાવે અને તેની આવક માટે જરૂરી મહેનત કરે એ દિવસોની જે રાહ સમાજ જોઈ રહી હતી તેના સ્વપ્નો સિદ્ધ થતા જાય છે અને વ્યવસ્થાપક સમિતિપર જ્યારથી ભૂતપૂર્વ વિદ્યાર્થીઓની સખ્યા શરૂ થઈ અને ઉત્તરોત્તર તેમા વધારો થતો ગયો તેમ તેમ વિદ્યાર્થીની શિસ્તપાલન પરત્વે સમિતિની કડકાઈ સબધી ફરિયાદ ઘણી ઘટી ગઈ છે વ્યવસ્થાપક સમિતિના ઇતિહાસમા આ નોધવા લાયક બનાવ બન્યો છે અને થોડા વર્ષોમા આખી સમિતિ સેનાભાવી વિદ્યાર્થીઓથી ભરાઈ જાય એવી (ભાવનાની) સફળતાના આદ્ય ચિહ્નો તરીકે ગણવામા જરા પણ વાધો ન આવે એવી એ પરિસ્થિતિ હોઈ સસ્થાના ઇતિહાસમા સ્થાન પામે છે

## ધાર્મિક શિક્ષણ

સસ્થામા જુદી જુદી કોલેજોમા અભ્યાસ કરનાર વિદ્યાર્થીને સગવડ કરી આપવાની હોઈ તેમના વ્યાવહારિક શિક્ષણ માટે પ્રબધ કરવાનો નહોતો, પણ સસ્થામા રહેતા વિદ્યાર્થીઓ ધર્મ સસ્કારી રહે તે માટે જુદા જુદા પ્રબધો કરવાના હતા તેમાનો એક પ્રબધ તેમને માટે ધાર્મિક શિક્ષણની ગોઠવણ કરવાનો હતો

આ ગોઠવણ કરવા પહેલા શિક્ષણ કેવા પ્રકારનું આપવુ તે પર વ્યવસ્થાપક સમિતિમા ખૂબ ચર્ચા થઈ, તે વિષયના નિષ્ણાત મુનિરાજો તથા જૈન વિદ્વાનો સાથે ચર્ચા કરવામા આવી તે વખતે ગુજરાત કાઠિયાવાડમા અનેક પાઠશાળા ચાલતી હતી, તેના અભ્યાસનો ક્રમ અને પરિણામો પર ચર્ચા કરવામા આવી, તેના બારિક નિરીક્ષણના પરિણામો તપાસવામા આવ્યા ઘણીખરી પાઠશાળાની પદ્ધતિ નવકારથી માડીને પચ પ્રતિક્રમણ મુખપાઠ કરાવવાની જોવામા આવી નાની વયના વિદ્યાર્થીઓને માટે એ પદ્ધતિ યોગ્ય ગણાય એવો એક મત હતો, પણ અર્થ હેતુના જ્ઞાન વગર એ પદ્ધતિમા યત્રવત્ ગતિ જોવામા આવી કોઈ વિશિષ્ટ પાઠશાળામા જીવવિચાર, નવતત્ત્વ, દડકનો અભ્યાસ જોવામા આવ્યો, પણ એમા પણ ગતિ, ભેદ, વિગેરેની ગણના કે શરીર, આયુષ્ય, પ્રાણની ગણના માત્ર મુખપાઠરૂપે જોવામા આવી, પણ એ અભ્યાસની અસર જીવન પર રહે, એ અભ્યાસને પરિણામે ચારિત્રબધારણ પર કોઈપણ અસર થતી હોય એવુ જોવામા ન આવતા કોઈ નવીન લાઇનદોરી કરવા માટે ચર્ચા ચાલી

જૈન ધર્મના પુસ્તકોશાસ્ત્રોના ચાર વિભાગમા દ્રવ્યાનુયોગ ખાસ મહત્ત્વનો છે જૈન ધર્મને અનોખુ સ્વરૂપ આપનાર દ્રવ્યાનુયોગ છે એમા એનો તત્ત્વવિભાગ ખાસ લક્ષ ખેંચવા યોગ્ય છે દ્રવ્યાનુયોગ સાથે ચરણકરણાનુયોગને સાધી દેવામા આવે તો સોનુ અને સુગધ સાથે મળે એ રૂપમા ચર્ચા થઈ આ ચર્ચામા ચાલુ પાઠશાળાના અભ્યાસ તરફ જરા પણ વિરોધદષ્ટિ ન હોતી, પણ અવલોકન કરી વિશેષ લાભની શક્યતા પર ગોઠવણ કરવાની દષ્ટિ હતી. આ ચર્ચાને પરિણામે સસ્થામા રહેતા દરેક વિદ્યાર્થીને દરરોજ એક કલાક તત્ત્વનું જ્ઞાન આપવુ અને તે માટે સર્વ જૈનોને સમત શ્રી ઉમાસ્વાતિ મહારાજનો તત્ત્વાર્થાધિગમ ગ્રથ પસદ કરવામા આવ્યો. જો નવતત્ત્વ, સાત નય, સપ્તભગી, કર્મનો સિદ્ધાત, એના ભેદ ઉપભેદ, એના બધ, ઉદય, ઉદીરણા, સત્તાના પ્રસગો, ચાર નિક્ષેપ, નિગોદનો સિદ્ધાત, મોક્ષનું સ્વરૂપ, સાત અથવા નવ તત્ત્વોનુ સ્વરૂપ, કાળગણના, જીવ અને અજીવના ભેદ, પુણ્યપાપના પ્રસગો અને ફળો તથા

આશ્રવ, સંવર અને નિર્જરાના મૂળ ભેદ અને ઉપયુક્તતાને અંગે સમજણપૂર્વકનું જ્ઞાન આપવામાં આવે અને અન્ય દર્શનકારોથી જૈન દર્શનને અલગ પાડનાર સિદ્ધાન્તોને સ્પષ્ટ કરી પૃથક્કરણ-પૂર્વક સમજાવવામાં આવે તો વિદ્યાર્થી ધર્મબોધમાં નિષ્ણાતો ન થાય, પણ એની પાસે એટલી સાધનસામગ્રી બીજ રૂપે આવે કે જો તેની પશ્ચાદ્ વયમાં અભ્યાસ રૂચિ થાય કે વધે તો એને મૂળગત સિદ્ધાંતના જ્ઞાન માટે ફાંફાં મારવા ન પડે. આની સાથે ચરણકરણાનુયોગનુ વૈજ્ઞાનિક પદ્ધતિએ જ્ઞાન થાય તે માટે પણ વ્યવસ્થા કરવાનું સમુચિત ધારવામાં આવ્યું, અને તેટલા માટે પાંચ દિવસ તત્ત્વનું જ્ઞાન આપવું અને છઠ્ઠે દિવસે શનિવારે સર્વ વર્ગો સાથે બેસે અને ત્યાં કોઈ વર્ષ 'આનંદઘનજીની ચોવીશી,' કોઈ વર્ષ શ્રીમાન હેમચંદ્રાચાર્યનું 'યોગશાસ્ત્ર,' કોઈ વર્ષ શ્રીમદ્યશોવિજયજીનો 'જ્ઞાનસાર'–એવા કોઇ પુસ્તકમાંથી એક ગાથા લઈ તે પર વિવેચન એવી રીતે કરવું કે જેમાં ચરણકરણાનુયોગની વાત પ્રસંગોપાત થઈ શકે.

આવી રીતે કેટલુંક સીધી રીતે અને કેટલુંક આડકતરી રીતે વિદ્યાર્થી માનસપર શાસ્ત્ર-જ્ઞાન ઠસાવવામાં આવે, એને જ્ઞાનના ભેદો, કર્મોનો પ્રભાવ, માર્ગાનુસારીના ગુણો, દ્રવ્યશ્રાવક અને ભાવશ્રાવકના ગુણો, સમ્યકત્વના પ્રકાર, એનાં લક્ષણ, એના ૬૭ ભેદ, દ્રવ્ય સાધુ, ભાવ સાધુનાં લક્ષણો, મોક્ષમાર્ગના ગુણસ્થાનના સોપાન, અઢાર પાપસ્થાનક વગેરે બાબતો સમજાવ-વામાં આવે, શ્રાવકના બાર વ્રત અને સાધુના પાંચ મહાવ્રતના સંકેતો સમજાવવામાં આવે, અને એ સર્વની અંદર રહેલા એક અખંડ અવ્યાબાધિત પ્રવાહનું રહસ્ય સમજાવવામાં આવે તો વિદ્યાર્થી ધર્મસન્મુખ થાય અને બાકીનો અભ્યાસ રૂચિ પ્રમાણે વિદ્યાર્થીકાળમાં અને ત્યાર પછી કરી લે. જૈનધર્મમાં નિષ્ણાત થવાનો આ રસ્તો સમુચિત જણાયો.

એકલી ગોખણપટ્ટી જેમ પૂરતી ઉપયોગી ન લાગી તેમજ ક્રિયારુચિ વગરનો માત્ર તત્ત્વ-બોધ બહુ કારગત નહિ નીવડે એવો નિર્ણય થતાં ઉપરની યોજના મુજબ ધાર્મિક અભ્યાસ ચાલુ કરવા શરૂઆતથી ગોઠવણ કરવામાં આવી.

શરૂઆતમા પંડિત વ્રજલાલજી મળી ગયા. એ બાળબ્રહ્મચારી અને જન્મે બ્રાહ્મણ હોવા છતાં જૈન દર્શન તરફ પૂર્ણ રુચિવાળા અને ષડ્દર્શનવેત્તા હોઈ આપણી ધારેલ ઇચ્છા પાર પાડશે એવી પૂજ્યશ્રી વિજયવલ્લભસૂરીશ્વરજીની તેમને માટે ભલામણ થતાં તેઓને શરૂઆ-તથી સંસ્થાના ધાર્મિક અધ્યાપકને સ્થાને નિયુકત કરવામા આવ્યા તેમણે પહેલા નવ વર્ષ સુધી એટલો સુંદર રીતે તત્ત્વનો તેમજ ક્રિયામાર્ગનો અભ્યાસ કરાવ્યો કે તે વખતના વિદ્યાર્થીઓ અત્યારે પણ મુકતકંઠે ધાર્મિક અભ્યાસ કરાવનારના વખાણ કરે છે. પ્રથમનાં પાંચ છ વર્ષમા ધાર્મિક વર્ગ માટે કોઈ ફરિયાદ પણ નથી થઈ અને કોઈ વિદ્યાર્થીને એ વર્ગમા બેસવામાં તકલીફ પણ લાગી નથી અને પ્રાયઃ દરેક વિદ્યાર્થીએ રસપૂર્વક ધાર્મિક અભ્યાસ કર્યો છે એ શરૂઆતના પાંચ વર્ષના પરીક્ષકોએ પણ વિદ્યાર્થીની જ્ઞાનપ્રૌઢતાના વખાણ કર્યા છે અને તેની વિગત સંસ્થાના વાર્ષિક રિપોર્ટમાં પ્રકટ કરવામાં આવી છે. વિદ્યાલયની શરૂઆતના બીજા વર્ષમાં (૧૯૧૬-૧૭) પરીક્ષક તરીકે **શ્રીયુત સુરચંદ્રભાઈ પુ. બદામી,** બી. એ., એલ-એલ. બી સબજજ હતા તેઓ પોતાનો અભિપ્રાય રિપોર્ટ રૂપે સેક્રેટરી તરફ મોકલતાં તા. ૨૮-૧-૧૯૧૭ ને રોજ જણાવે છે કે "પરીક્ષાનાં પરિણામ બહુ સંતોષકારક છે. બહુ થોડા અપવાદ બાદ કરતાં જે જવાબો આપવામાં આવ્યા છે તે પરથી જણાય છે કે અભ્યાસનો

~ પેટ્રન ~



શેઠ મેઘજીભાઈ સોજપાળ

વિષય બહુ સુનબદ્ધ રીતે શીખાય છે અને શીખવવામા આવે છે અને અભ્યાસ કરનાર અને કરાવનારના માનમા વૃદ્ધિ કરે છે" આવીજ રીતે સાતમા વર્ષ (૧૯૨૧-૨૨) ઓન. સુપરિન્ટેન્ડેન્ટ શ્રીયુત ગોવીંદજી ઉજમશી પોતાના રિપોર્ટમા (તા ૨૪-૯-૨૨) જણાવે છે કે "જ્યારથી સસ્થાની શરૂઆત થઈ ત્યારથી શ્રીયુત વૃજલાલ જગનાથ પડિતને ધાર્મિક શિક્ષક તરીકે રોકવામા આવ્યા છે તેમની શીખવવાની ઢબ એવા પ્રકારની છે કે જેથી વિદ્યાર્થીઓને ધાર્મિક વિષય બોજા રૂપે નહિ લાગતા રસમય લાગે છે એ તેના અત્યાર સુધીના સુદર પરિણામથી જણાયુ હશે" આવી જ રીતે આઠમા વર્ષ (૧૯૨૨-૨૩) ના પરીક્ષક શ્રીયુત ચુનીલાલ મુળચદ કાપડીઆ, એમ એ એલએલ બી, પોતાના રિપોર્ટમા (તા ૨૦-૮-૧૯૨૨) મા જણાવે છે કે "જે પદ્ધતિથી વિદ્યાર્થીવર્ગે પ્રત્યુત્તર આપ્યા છે તે ઉપરથી એમ તો સહજ અનુભવાય છે કે ધાર્મિક વિષયમા વિદ્યાર્થી વર્ગે સતોષકારક રીતે સારી પ્રગતિ કીધી છે"

આ રીતે શરૂઆતના દશ વર્ષમા ધાર્મિક અભ્યાસ પરત્વે સારી પ્રવૃત્તિ રહી અને પ્રગતિ સાધવામા આવી દશમા વર્ષથી પડિત વૃજલાલજીને સગીત તરફ અભિરુચિ જાગૃત થઈ, કાઇક વય પણ વધી, શરૂઆતનો ઉત્સાહ મદ થતો ચાલ્યો, તો પણ તેમણે બીજા પાચ વર્ષ કાર્ય તો ચલાવ્યુ, પણ જે મોજ પ્રથમના નવ દશ વર્ષમા આવી હતી તે ટકી નહિ એ શરૂઆતના વર્ષોમા તો એકાદ કલાક ધાર્મિક વર્ગમા બેસવામા કે પડિતજીને અભ્યાસ કરાવતા કે પ્રવચન કરતા સાભળવા એ એક લ્હાવો લાગતો હતો અને વિદ્યાર્થિવર્ગનો સતોષ અને રુચિ પણ સદોદિત દેખાતા હતા

સોળમે વર્ષે પડિત દરબારીલાલજીએ અભ્યાસનુ કામ હાથ ધર્યું ત્યારપછી તુરતજ અભ્યાસક્રમમા મોટો ફેરફાર કરવામા આવ્યો આપણા વિદ્યાર્થીઓ કોલેજના અભ્યાસ સાથે ન્યાયતીર્થ, વ્યાકરણતીર્થ, કાવ્યતીર્થ થાય તે માટે વતો ખર્ચ આપવાની શેઠ મેઘજીભાઈ સોજપાળે ઈચ્છા વ્યક્ત કરી આમ થાય તો આપણને જૈન પડિતો મોટી સખ્યામા મળે અને તે પડિતો પોતાનુ ગુજરાન અગ્રેજી અભ્યાસના જોરથી ચલાવે તો આપણને સેવાભાવી વિદ્વાનો સાપડે, અને છતા તેમને જૈન કોમની ઉદારતા પર આધાર રાખવો ન પડે. શેઠ મેઘજીભાઈએ તેટલા માટે દશ વર્ષ સુધીની ધાર્મિક યોજના રજુ કરી એ યોજના પ્રમાણે ન્યાય પ્રથમા, ન્યાય મધ્યમા અને ન્યાય તીર્થના બે ભાગ પાડી, ચાર વર્ષનો કોર્સ કર્યો તે પ્રમાણે વ્યાકરણ પ્રથમા, વ્યાકરણ મધ્યમા અને વ્યાકરણતીર્થનો બે વર્ષનો મળી કુલ ચાર વર્ષનો અભ્યાસક્રમ ઠરાવ્યો અને અર્ધમાગધીના ચાર વર્ષનો કોર્સ ઠરાવ્યો અને આ અર્ધમાગધી સાથે ચાર વર્ષમા આખા તત્ત્વાર્થાધિગમનો અભ્યાસ ગોઠવ્યો (પ્રથમ વર્ષમા પ્રથમ અધ્યાય, બીજા વર્ષમા બીજો તથા પાચમો અધ્યાય, ત્રીજા વર્ષમા છઠ્ઠા તથા સાતમો અધ્યાય, અને ચોથા છેલ્લા વર્ષમા આઠમો, નવમો અને દશમો અધ્યાય)

આ સર્વ પ્રકારના વિદ્યાભ્યાસીને દરવર્ષે શિષ્યવૃત્તિ આ નવા ખાતામાથી રોકડી આપવાનુ ઠરાવ્યું કોલેજના અભ્યાસી ઉપરાત બહારના વિદ્યાર્થીને આ અભ્યાસ માટે દાખલ કરવાનું અરજીપત્રક તૈયાર કર્યું અને શેઠ મેઘજીભાઈએ એ ખાતા માટે ઉદાર સહાય આપવાનું વચન આપ્યુ પડિત દરબારીલાલજી ઉપરાત વ્યાકરણના અભ્યાસ માટે પડિત નાનાને આ નવા ખાતાને અગે ખાસ રોકવામા આવ્યા આ ખાતામા એ ત્રીશમા વર્ષમાં રૂા ૬૩૦-૧૩-૦ નો

ખર્ચ થયો આ રીતે ધાર્મિક શિક્ષણની સંયુક્ત યોજનાની શરૂઆત ઓગણીશમા વર્ષે કરવામાં આવી. (૧૯૩૩-૩૪) વીશમા બીજા વર્ષમાં રૂા. ૫૫૨૧-૧૪-૯ નું ખર્ચ થયું. સંસ્થાના એકવીશમા અને યોજનાના ત્રીજા વર્ષમા રૂા. ૫૦૪૫-૧૫-૮ નું ખર્ચ થયું ચોથા વર્ષમાં રૂા. ૩૫૨૯-૦-૬ નુ ખર્ચ થયું અને ચોથા વર્ષની આખરે આ યોજના બંધ કરવામાં આવી. એના પ્રથમ વર્ષમાં વિદ્યાર્થીનો ઉત્સાહ હતો તે આગળ રહ્યો નહિ, પરિણામ સંકુચિત આવવા માંડ્યા અને તીર્થની પરીક્ષા સુધી ધાર્યા કરતા ઘણી ઓછી સંખ્યા પહોંચતાં એ સંયુક્ત યોજના બંધ કરવામાં આવી.

ત્રેવીશમા વર્ષથી પંડિત ભગવાનદાસ હરખચંદને રોકી તેમની મારફત નવતત્વ, પ્રાકૃત વ્યાકરણ (પ્રથમા શ્રેણી), તત્ત્વાર્થાધિગમ અધ્યાય ૧-૨ (દ્વિતીય શ્રેણી), અને સન્મતિ તર્ક (પંચમ શ્રેણી) નો અભ્યાસ શરૂ કર્યો અને પાછો લગભગ અસલ પદ્ધતિપર અભ્યાસ આવી ગયો અને ચોવીશમા વર્ષમાં શ્રેણીઓમાં ફેરફાર કરી એજ પંડિતે અભ્યાસ કરાવ્યો.

પચીશમા વર્ષમાં પંડિત ભગવાનદાસ તબિયતને કારણે નિવૃત્ત થયા. પચીશમા વર્ષથી પંડિત ખુશાલદાસ જગજીવનદાસ કરગથલા એ કાર્ય ચલાવે છે. વિદ્યાલયની વાર્ષિક ધાર્મિક પરીક્ષામાં દર વર્ષે કેટલા વિદ્યાર્થીઓ બેઠા, કેટલા પસાર થયા અને તે પ્રત્યેક વર્ષના પરીક્ષકો કોણ હતા અને પરિણામ કેટલા ટકા આવ્યું તેનું તપસીલવારપત્રક પરિશિષ્ટમાં સંખ્યા પૂરતું જોવામાં આવશે.

## ધર્મભાવના વૃદ્ધિના પ્રસંગો.

અભ્યાસમાં તત્ત્વાર્થાધિગમને મુખ્ય સ્થાન ચાલુ છે. સાથે તત્ત્વજ્ઞાન અને ક્રિયારુચિને પોષણ થાય તેવી યોજનાઓ ચાલુ રહે છે. ધાર્મિક અભ્યાસ સતત ચાલુ રહે તેમજ વિદ્યાર્થીમા સ્વતઃ જ્ઞાન મેળવવાની અભિલાષા જાગૃત થાય તેટલા માટે પચીશમા વર્ષની આખરે રજામાં વિદ્યાર્થીઓને 'જિનવાણી' (હરિસત્યભટ્ટાચાર્યકૃત અને શ્રી. સુશીલે અનુવાદિત) પુસ્તક વાંચવા આપ્યું હતું. તેની પરીક્ષા નવીન વર્ષ શરૂ થતા ઉઘડતા સત્રમાં લેવામાં આવવાની જાહેરાત કરી હતી અને પસાર થનારને રૂા. ૫૦, ૩૦, ૨૦, ૧૫, ૧૦, અને પાંચના પાંચ મળી રૂપીઆ ૧૫૦ રોકડા ઇનામના જાહેર મેળાવડામાં આપવામાં આવ્યા. આ પ્રયોગ પચીશમા વર્ષને અંતે તદ્દન નવીન કરવામાં આવ્યો. તેની સફળતાને અનુલક્ષી તે ભવિષ્યમાં ચાલુ રહે તેવો પૂરતો સંભવ છે.

આ ઉપરાંત ધર્મભાવના જાગૃત રાખવા માટે દરવર્ષે પ્રીતિભોજનના પ્રસંગો યોજાય છે. એક રવિવાર પસંદ કરવામાં આવે છે. તે દિવસે સવારે ૮-૩૦ કલાકે સ્નાત્ર વિદ્યાર્થીઓ ભણાવે છે. ત્યાર બાદ સર્વ વિદ્યાર્થીઓની વચ્ચે અને વ્યવસ્થાપક સમિતિના સભ્યો તથા અન્ય આમંત્રિત ગૃહસ્થોની હાજરીમાં એક સુંદર 'પૂજા' સંગીતના સાજ સાથે ભણાવવામાં આવે છે પૂજાનો ભાવાર્થ મંત્રી સમજાવે છે. ત્યારબાદ અવિધિસરનો મેળાવડો થાય છે, તેમાં કેટલીક વાર બહારના વકતાઓ અને સભ્યો વિવેચન કરે છે, કોઈવાર અંદર અંદર વાતચીત કરવાના પ્રસંગ હાથ ધરવામાં આવે છે. બરાબર મધ્યાહ્ન સમયે સર્વ વિદ્યાર્થી અને સભ્યો સાથે પ્રીતિભોજન આરોગે છે. આવા પ્રસંગથી વિદ્યાર્થી અને સભ્યો એક બીજાની ઘણા નજીક આવે છે અને સહભોજનથી સ્વામીવાત્સલ્ય થાય છે; તેથી પ્રેમ અને

સંખ્યા અલ્પ હતી, પણ એ વખતે જે ધોરણ બંધાય તે કાયમી અસર કરે તેવું હતું ઉપરાંત સંસ્થાના દફ્તરો કેવા રાખવા, શું શું છપાવવું, કયા ધોરણે કામ લેવું, મંત્રના રિપોર્ટો કેવી રીતે તૈયાર કરવા, કોઠારમાં જમે ઉધારના દફ્તરો કેવી રીતે અને રાખવા, માલની આવક ખર્ચના રિપોર્ટ વ્ય.સ તરફ કેવા આકારમાં રજૂ કરવા, દરરોજ ખોરાક શું આપવો, ખર્ચ નિયમિત કેવી રીતે રાખવો, વિદ્યાર્થીને પૂરતું પૌષ્ટિક તત્ત્વ મળે અને છતાં ખર્ચ હદમાં કેવી રીતે રહે, સાંજના જમણમાં દરરોજ ફેરફારો કેવી રીતના કરવા, હાજરીપત્રકો કેવા આકારમાં રાખવા, દેરાસરની પવિત્રતા કેવી રીતે જાળવવી વિગેરે અનેક વિગતોની રૂપરેખાઓ દોરવાની હતી. એ વખતથી સંસ્થાનું પુસ્તકાલય પણ શરૂ કરી દીધું હતું તેના પત્રકો તૈયાર કરવા વિગેરે ઘણી વિગતો કરવાની હતી તેમણે તે કાર્ય ઘણી સફળતાથી કર્યું વિદ્યાલયે શરૂઆતમાંજ જનતાનો ચાહ મેળવ્યો અને જનતાની કલ્પના પર ભારે અસર કરી તેમાં તેમણે મોટો ફાળો આપ્યો છે શરૂઆતમાં મેળાવડા પણ વારંવાર કરવામાં આવતા હતા અને જનતાની ચક્ષુ સન્મુખ સંસ્થાને રાખવા માટે અનેક પ્રસંગો યોજવામાં આવતા હતા, તેમાં તેમણે સારો સહકાર આપ્યો અને વગર બદલે સંસ્થાની અત્યુત્તમ સેવા કરી ત્યારપછી સંસ્થાના વિદ્યાર્થીમાંથી જે ગ્રેજ્યુએટ થાય તેને એક કે બે વર્ષ વગર વેતનને સંસ્થાના સુપરિન્ટેન્ડેન્ટ તરીકે કામ સોંપવામાં આવ્યું અને દરેક સુપરિન્ટેન્ડેન્ટે એ કાર્ય પોતાની આવડત અને શક્તિ પ્રમાણે સારી રીતે કર્યું

આ માનવંત (વગર વેતનના) હોદ્દાનું સેવાકાર્ય શ્રીયુત છોટાલાલ શ્રોફે શરૂ કર્યું અને તેના ઉપર છેલ્લું શિખર શ્રીયુત પ્રો. ડૉ. નગીનદાસ જગજીવનદાસ શાહે ચડાવ્યું એમણે સંસ્થાનો આખો ટોન (બાહ્ય આંતર સ્વરૂપ) ફેરવી નાખ્યો, વિદ્યાર્થીઓનો ભારે ચાહ મેળવ્યો અને સંસ્થાના ગૌરવમાં મોટો વધારો કર્યો એ વિદ્યાર્થી પણ હતા, દૂર દેશની આવી સંસ્થાનો વહીવટ પણ જોઈ આવ્યા હતા અને મુંબઈમાં પ્રોફેસરનો હોદ્દો ભોગવતા હોઈ વિદ્યાર્થીના સમાગમમાં અનેક રીતે આવતા હતા. એમણે સંસ્થાના નિયામકનું કાર્ય ૧૯૨૫ થી ૧૯૩૦ સુધી બહુ સારી રીતે બજાવી સંસ્થાના કાર્યવાહકોની તથા વિદ્યાર્થીઓની ચાહના મેળવી તેમના અગાઉ સંસ્થાના દશમા વર્ષમાં ડૉ. નગીનદાસ દોલતરામ શાહ અને અગીઆરમા વર્ષમાં શ્રીયુત વલ્લભદાસ માણેકલાલ પરીખની પગારદાર નીમણૂક કરવામાં આવી હતી સંસ્થાનો વહીવટ ઘણો વધી ગયો એટલે પૂરતા વખતની સેવા વગર આ કાર્ય બને તેવું ન લાગતા સોળમા વર્ષમાં શ્રીયુત હરિલાલ શિવલાલ શાહ, બી. એ. એસ. ટી. સી. જેઓ હાલ ધોરાજી હાઈસ્કૂલના હેડમાસ્તર છે તેમને પગારથી એ કાર્ય પર નીમ્યા તેવીશમા વર્ષથી એટલે જુલાઈ ૧૯૩૭ થી હાલના સુપરિન્ટેન્ડેન્ટ શ્રીયુત કાન્તિલાલ દાદાભાઈ કોરા, એમ એ ને નીમ્યા અને તેઓ હાલ ચાલુ છે એમણે કાર્યવાહકો તેમજ વિદ્યાર્થીનો સારો ચાહ મેળવ્યો છે એમના સમયમાં સંસ્થાનું દફતરી કામ ઘણું વધતું ચાલ્યું છે અને તેઓ વ્યવસ્થા ખર્ચ વિદ્યાર્થીની અંદર અંદર વર્તવાની રીત આદિ અનેક બાબતોપર ધ્યાન આપે છે તેઓની સેવાની ગણના વ્યવસ્થાપક સમિતિ બહુ સારી રીતે કરે છે સંસ્થાની શરૂઆતથી પચીશમા વર્ષ સુધી દરવર્ષે કયા કયા સુપરિન્ટેન્ડેન્ટ હતા તેની વિગત પરિશિષ્ટમાં આપી છે સંસ્થાની આંતર વ્યવસ્થાનો આધાર સુપરિન્ટેન્ડેન્ટની ચાલાકી અને બાહોશી પર રહે છે સેક્રેટરી તો સંસ્થામાં અવારનવાર હાજરી આપે છે અને વ્યવ

ભાઈ પ્રવીણચંદ્રે મૂળનાયકજી શ્રીવાસુપૂજ્ય સ્વામીની સ્થાપના કરી, તે મૂળનાયકજીની ડાબી બાજુએ થી સુમતિનાથજીની અને જમણી બાજૂએ શ્રીમહાવીર સ્વામીની સ્થાપના કરી, સંસ્થાના ચાલુ ફંડમાં સારી રકમની ભેટ કરી અને આચાર્યશ્રીની હાજરીને પરિણામે અને જનતાના ઉત્સાહથી પાંચ દિવસના ઉત્સવમાં નવગૃહ દશદિક્‌પાળ અષ્ટમગળનાં પૂજન થયાં, રાગ રાગિણી સાથે પૂજાઓ ભણાઈ, રાત્રીએ ભાવના થઈ, શાંતિસ્નાત્ર ભણાવ્યું અને એ આખા કાર્યક્રમમાં જનતાએ ખૂબ ઉત્સાહથી ભાગ લીધો અને સંસ્થાના વિદ્યાર્થીઓએ તેમાં રસપૂર્વક ભાગ-લઈને ક્રિયાઅનુષ્ઠાનને દીપાવ્યાં

આ મહોત્સવ પ્રસંગે વિદ્યાર્થીઓ ક્રિયાકાંડમાં પણ હર્ષથી ભાગ લે છે અને સંઘભોજનમાં સેવા બરદાસ પ્રેમપૂર્વક કરી બતાવે છે તેનુ નિદર્શન થયું આચાર્યશ્રી પોતે શિષ્યો સાથે સંસ્થાના મકાનમાં પાંચ દિવસ રહ્યા અને વિદ્યાર્થીઓએ તેમની હાજરીનો લાભ લઈ તેમનાં પ્રવચનો સાંભળ્યાં અને અચ્છી રીતે શંકાસમાધાન કર્યાં.

## સુપરિન્ટેન્ડેન્ટ

સંસ્થામાં રહી અભ્યાસ કરતા વિદ્યાર્થીઓના આંતર શિસ્ત અને સંસ્થાની વ્યવસ્થાની ફતેહનો આધાર સુપરિન્ટેન્ડેન્ટ પર છે. એને વિદ્યાર્થીઓને સ્થાનો આપવા, કોણે કયા રૂમમાં કોની સાથે રહેવું, રસોઈ બરાબર વખતસર તૈયાર કરાવવી, સારી રીતે રંધાવી તૈયાર કરવી, સંસ્થામાં સ્વચ્છતા રખાવવી, વિદ્યાર્થીમા તકરાર કે મતભેદ થાય તેનો નિકાલ કરવો, વિદ્યાર્થીની ફી આપવી, હાજરી લેવી, દેરાસરપર દેખરેખ રાખવી, વિદ્યાર્થીઓના મેળાવડા કરવા, વિદ્યાર્થી-જીવન ઉચ્ચતર થાય તે માટે ચર્ચા કરવી, વિદ્યાર્થીપ્રતિનિધિ સભાના પ્રમુખ તરીકે કામ કરવુ, સંસ્થામાં આવતા દાણા, દૂધ, ઘીની સ્વચ્છતા અને પૌષ્ટિકતાની દેખરેખ રાખવી, વિદ્યાર્થીની અગવડો સેક્રેટરીને જણાવવી, સેક્રેટરી અને વિદ્યાર્થી વચ્ચે રહી કામ કરવું, સંસ્થાના હિસાબ પર દેખરેખ રાખવી, હજારો વાઉચરો પર સહી કરવી, સહી કરવા પહેલાં તેની બાબતમાં અનેક પ્રકારની પૃચ્છા કરવી, વાર્ષિક ધાર્મિક પરીક્ષાનો પ્રબંધ કરવો, વિદ્યાર્થીના ટર્મના રજીસ્ટર રાખવા, વિદ્યાર્થી લોનના હિસાબ રાખવા, લોનની રકમ બરાબર વસુલ થાય તે માટે કાળજી રાખી પત્રવ્યવહાર કરવો, વાર્ષિક હિસાબ ઓડિટ કરાવવો, હિસાબ તૈયાર કરવો, વ્યવસ્થાપક સમિતિની મીટિંગમાં હાજરી આપવી, વાર્ષિક રિપોર્ટ તૈયાર કરવો અથવા કરવામાં મદદ કરવી વિગેરે અનેક જટિલ બાબતો કરવાની હોય છે. સંસ્થાની ફતેહનો મોટો આધાર સુપરિન્ટેન્ડેન્ટ પર રહે છે એનું કામ એટલું કપરૂં હોય છે કે એ નબળો હોય તો કોલેજના મજબૂત વિદ્યાર્થી એને પી જાય છે, એ બળવાન અને પોતાનું વ્યકિતત્વ જોસથી સ્થાપનાર હોય તો નવયુગનો વિદ્યાર્થી એની સામો બળવો ઉઠાવે છે અને એ કાચોપોચો હોય તો એને વિદ્યાર્થી ગાંઠતા નથી.

આ સંસ્થા સુપરિન્ટેન્ડેન્ટની બાબતમાં એકંદરે ખૂબ ભાગ્યશાળી નીવડી છે. સંસ્થાની શરૂઆતનાં ત્રણ વર્ષમાં શ્રીયુત છોટાલાલ વમળચંદ શ્રોફ, બી એ. સંસ્થાના માનાધિકારી સુપરિન્ટેન્ડેન્ટ રહ્યા. એમણે સેક્રેટરીના સહયોગથી આંતર વ્યવસ્થાના નિયમો ઘડ્યા, સંસ્થાને રૂપ આપ્યું, અનેક ચીજો વસાવી અને શિસ્તનું ધોરણ મુકરર કર્યું. એમના વખતમાં વિદ્યાર્થી-

સંખ્યા અલ્પ હતી, પણ એ વખતે જે ધોરણ બંધાય તે કાયમી અમર કરે તેવું હતું ઉપરાંત સંસ્થાના દફતરો કેવા રાખવા, શું શું છપાવવું, કયા ધોરણે કામ લેવું, મંત્રના રિપોર્ટો કેવી રીતે તૈયાર કરવા, કોઠારમાં જમે ઉધારના દફતરો કેવી રીતે અને રાખવા, માલની આવક ખર્ચના રિપોર્ટ વ્ય.મ તરફ કેવા આકારમાં રજૂ કરવા દરરોજ ખોરાક શું આપવો, ખર્ચ નિયમિત કેવી રીતે રાખવો, વિદ્યાર્થીને પૂરતું પૌષ્ટિક તત્ત્વ મળે અને છતા ખર્ચ હદમાં કેવી રીતે રહે, સાંજના જમણમાં દરરોજ ફેરફારો કેવી રીતના કરવા, હાજરીપત્રકો કેવા આકારમાં રાખવા, દેરાસરની પવિત્રતા કેવી રીતે જાળવવી વિગેરે અનેક વિગતોની રૂપરેખાઓ દોરવાની હતી. એ વખતથી સંસ્થાનુ પુસ્તકાલય પણ શરૂ કરી દીધું હતું તેના પત્રકો તૈયાર કરવા વિગેરે ઘણી વિગતો કરવાની હતી તેમણે તે કાર્ય ઘણી સફળતાથી કર્યું વિદ્યાલયે શરૂઆતમાંજ જનતાનો ચાહ મેળવ્યો અને જનતાની કલ્પના પર ભારે અસર કરી તેમાં તેમણે મોટો ફાળો આપ્યો છે શરૂઆતમાં મેળાવડા પણ વારવાર કરવામાં આવતા હતા અને જનતાની ચક્ષુ સન્મુખ સંસ્થાને રાખવા માટે અનેક પ્રસંગો યોજવામાં આવતા હતા, તેમાં તેમણે સારો સહકાર આપ્યો અને વગર બદલે સંસ્થાની અત્યુત્તમ સેવા કરી ત્યારપછી સંસ્થાના વિદ્યાર્થીમાંથી જે ગ્રેજ્યુએટ થાય તેને એક કે બે વર્ષ વગર વેતને સંસ્થાના સુપરિન્ટેન્ડેન્ટ તરીકે કામ સોંપવામાં આવ્યું અને દરેક સુપરિન્ટેન્ડેન્ટે એ કાર્ય પોતાની આવડત અને શક્તિ પ્રમાણે સારી રીતે કર્યું

આ માનદ (વગર વેતનના) હોદ્દાનુ સેવાકાર્ય શ્રીયુત છોટાલાલ શ્રોફે શરૂ કર્યું અને તેના ઉપર છેલ્લું શિખર શ્રીયુત પ્રો ડૉ નગીન દાસ જગજીવન દાસ શાહે ચઢાવ્યુ એમણે સંસ્થાનો આખો રંગ (બાહ્ય આંતર સ્વરૂપ) ફેરવી નાખ્યો, વિદ્યાર્થીઓનો ભારે ચાહ મેળવ્યો અને સંસ્થાના ગૌરવમાં મોટો વધારો કર્યો. એ વિદ્યાર્થી પણ હતા, દૂર દેશની આવી સંસ્થાનો વહીવટ પણ જોઈ આવ્યા હતા અને મુંબઈમાં પ્રોફેસરનો હોદ્દો ભોગવતા રોઈ વિદ્યાર્થીના સમાગમમાં અનેક રીતે આવતા હતા એમણે સંસ્થાના નિયામકનું કાર્ય ૧૯૨૫ થી ૧૯૩૦ સુધી બહુ સારી રીતે બજાવી સંસ્થાના કાર્યવાહકોની તથા વિદ્યાર્થીઓની ચાહના મેળવી તેમના અગાઉ સંસ્થાના દશમા વર્ષમાં ડૉ નગીન દાસ દોલતરામ શાહ અને અગીઆરમા વર્ષમા શ્રીયુત વલ્લભદાસ માણેકલાલ પરીખની પગારદાર નીમણુક કરવામાં આવી હતી સંસ્થાનો વહીવટ ઘણો વધી ગયો એટલે પૂરતા વખતની સેવા વગર આ કાર્ય બને તેવું ન લાગતા સોળમા વર્ષમાં શ્રીયુત હરિલાલ ગિરધરલાલ શાહ, બી એ. એસ ટી. સી જેઓ હાલ ધોરાજી હાઈસ્કૂલના હેડમાસ્તર છે તેમને પગારથી એ કાર્ય પર નીમ્યા તેવીશમા વર્ષથી એટલે જુલાઈ ૧૯૩૭ થી હાલના સુપરિન્ટેન્ડેન્ટ શ્રીયુત કાન્તિલાલ ડાહ્યાભાઈ કોરા, એમ એ.ને નીમ્યા અને તેઓ હાલ ચાલુ છે એમણે કાર્યવાહકો તેમજ વિદ્યાર્થીનો સારો ચાહ મેળવ્યો છે એમના સમયમાં સંસ્થાનું દફતરી કામ ઘણું વધતું ચાલ્યું છે અને તેઓ વ્યવસ્થા ખર્ચ વિદ્યાર્થીની અંતર અને બાહ્ય વર્તવાની રીત આદિ અનેક બાબતોપર ધ્યાન આપે છે તેઓની સેવાની ગણના વ્યવસ્થાપક સમિતિ બહુ સારી રીતે કરે છે સંસ્થાની શરૂઆતથી પચીશમા વર્ષ સુધી દરવર્ષે કયા કયા સુપરિન્ટેન્ડેન્ટ હતા તેની વિગત પરિશિષ્ટમાં આપી છે સંસ્થાની આંતર વ્યવસ્થાનો આધાર સુપરિન્ટેન્ડેન્ટની ચાલાકી અને બાહોશી પર રહે છે સેક્રેટરી તો સંસ્થામાં અવારનવાર હાજરી આપે છે અને વ્યવ

સ્થાપક સમિતિના ઠરાવોનો અમલ કરાવે છે પણ સતત ચોવીશે કલાકની જવાબદારી તો સુપરિન્ટેન્ડેન્ટ પર જ રહે છે. સંસ્થાને સેવાભાવી સેવકો મળી ગયા છે એ આનંદદાયક અને અભિનંદન લેવા લાયક હકીકત છે. પચીશ વર્ષ દરમ્યાન સંસ્થાની ફતેહ ઉત્તરોત્તર વધતી ગઈ છે અને તેની આંતરિક અને બાહ્ય કીર્તિમાં વધારો સતત થયા કર્યો છે તેમા સુપરિન્ટેન્ડેન્ટોનો નાનોસૂનો ફાળો નથી એ વાતપર ખાસ ભાર મૂકવામાં આવે છે.

જુદા જુદા પ્રદેશના, જુદા જુદા સ્વભાવના, જુદા જુદા વિકાસક્રમમા આવી પહોંચેલા વિદ્યાર્થીઓને સાથે રાખવા, તેમની ઇચ્છાઓને યોગ્ય માન આપવુ અને છતાં એક બીજાના હક્કોને વાંધો ન આવે એ જરા મુશ્કેલ કામ છે, પણ સીફ્ત અને સહકારથી કરવામાં આવે તો સાવ સહેલું છે. એકાદ વખત સુપરિન્ટેન્ડેન્ટ સામે નાનુ છમકલું સંસ્થામાં થયું હતું તે બાદ કરતાં વિદ્યાલયના આખા ઇતિહાસમાં સુપરિન્ટેન્ડેન્ટ માટે સંપૂર્ણ સંતોષ બતાવી તેમની નામવલીના પરિશિષ્ટ તરફ ધ્યાન ખેંચવા વિનંતિ કરવામાં આવે છે.

## વિદ્યાર્થીઓ અને કસરત

### શારીરિક બાબતમાં અનિચ્છનીય બેદરકારી અને પ્રયોગો તથા પ્રયાસોની નિષ્ફળતા

વિદ્યાલયના વિદ્યાર્થીઓને શિક્ષણ તો કોલેજમાં આપવામા આવે છે અને સંસ્થા તો તેમને જરૂરીઆતો પૂરી પાડે છે, તેમને ફી પુસ્તક અને ખાવાની રહેવાની સગવડ કરી આપે છે, તેમને ધાર્મિક શિક્ષણ મળે તે માટે પ્રબંધ કરી આપે છે અને આત્મોન્નતિ માટે મંદિરની ગોઠવણ અને સામગ્રી પૂરાં પાડે છે. પણ તેમના શરીરનો ખાસ વિચાર કરવાની જરૂર વ્યવસ્થાપક સમિતિને વખતો વખત લાગી છે. તેમને સંસ્થામાં રહી રમતગમત કરવા માટે ટેબલટેનીસ (પીંગપોંગ), મગદળ, વેઈટ લીફ્ટીંગ, ચેસ્ટ એક્સપાન્ડર વગેરે સાધનો પૂરાં પાડવામાં આવે છે. રમત માટે ગોવાળિયા ટેકની ખાલી જગ્યા પર એક પ્લોટ મ્યુનિસિપાલિટિ પાસેથી નામને ભાડે લઈ આપે છે અને ક્રીકેટનો સર્વ જરૂરી સામાન પૂરો પાડે છે આ રીતે ગૃહની અંદર અને બહાર પૂરતી સામગ્રી પૂરી પાડવાની ફરજ સમજવામાં આવે છે.

વચ્ચે બે વર્ષ માસિક ચાળીસને ખરચે પ્રો. હરિશ્ચંદ્રને શરીરના પ્રત્યેક અંગની કસરત શીખવવા માટે રાખવામાં આવ્યા હતા. વિદ્યાર્થી તરફથી માગણી થતા પાંચમા નંબરના મકાનની એક ડબલ ખોલીમા અખાડો, તેના ઉપસ્કર, માટી વિગેરે સર્વ સામાન લગભગ ૧૨૦૦ રૂપીઆને ખરચે પૂરાં પાડવામાં આવ્યાં હતાં, પણ આનો પૂરતો લાભ લેવાયો નહિ પ્રો. હરિશ્ચંદ્રની પાસે શરૂઆતના ચાર મહિના તો હાજરી રહી, પણ પછી ધીમે ધીમે હાજરી ઘટવા માંડી અને અંતે તે નહિવત્ થતા એમને રજા આપવાની જરૂર પડી.

એવીજ દશા અખાડાની થઇ. શરૂઆતનો ઉત્સાહ લાંબો વખત ટક્યો નહિ. અખાડાનો ઉપયોગ એક વર્ષની આખરે બંધ થઈ ગયો, પછી અખાડો ભૈયાઓને ભાડે આપવો પડ્યો અને અંતે બે વર્ષની આખરે સંસ્થાને ખરચે અખાડો પૂરાવવો પડ્યો અને ડબલ રૂમ ભાડુતને ભાડે આપવી પડી.

વચ્ચેના સમયમા શારીરિક કસરત ફરજિઆત કરવાના વિચારો વ્યવસ્થાપક સમિતિએ અનેકવાર કર્યા, કસરત જેવી ચીજ તો વિદ્યાર્થીએ જાતેજ કરવી જોઇએ અને આપણે આ સસ્થામા કાઈ નાના બચ્ચાઓ સાથે વર્તનાનુ ન હોઈ એમની મરજી ઉપર કસરતની વાત છોડવી ઉચિત છે એ વાતને પ્રાધાન્ય મળતા ફરજિઆત કસરતની વાત ઊડી ગઈ

એટલે શરીરસબધી જે અવ્યવસ્થા ચાલી છે તે ચાલ્યા જ કરે છે અનેકવાર પ્રવચન કે ભાષણ દ્વારા શરીર મજબૂતીની આવશ્યકતા પર ભાર મૂકવામા આવ્યા, જાતિ અનુભવોના દાખલાઓ આપવામા આવ્યા અને "મેટ્રીક માતા ન મટે, બી એ થયા બે હાલ, એમ એ મરણ પથારીએ, એ વિદ્યાના હાલ" એ જાણીતા અર્થાન્તરન્યાસ પર ધ્યાન ખેંચવામા આવ્યુ, પણ એની હવજેવી અસર થઈ હોય તેવુ જોવામા આવતુ નથી પ્રમાણિકપણે એકરાર કર્યા વગર ચાલે તેવુ નથી કે વ્યવસ્થાપક સમિતિના કસરતને અગેના સર્વ પ્રયાસો લગભગ નિષ્ફળ ગયા છે, ખર્ચનો સકોચ કદી કરવામા આવ્યો નથી અને કેટલાક વિદ્યાર્થીઓ પીંગપોગની રમત રસથી રમે છે પણ એકદરે આ બાબતમા સતોષ બતાવાય તેવી કોઈ પ્રગતિ થઈ નથી

વિદ્યાર્થીની તબિયત પર ધ્યાન આપવા માટે બહારથી દાક્તરો અવારનવાર (મફ્ત) આવે છે અને દવાદારુ કરે છે વિદ્યાલયમા દવાખાનુ રાખવામા આવ્યુ છે, છેલ્લા બે વર્ષથી તો એક એમ બી બી એસ વિદ્યાર્થીને આર એમ ઓ (મેડિકલ ઓફિસર) નીમવાની અને તેણે વખતોવખત વિદ્યાર્થીની સામાન્ય તબિયત પર રિપોર્ટ કરવાની ગોઠવણ કરવામા આવી છે, પણ આ સર્વ બાબત તો વ્યાધિ થતા પછીની સુધારણાને અગે ઉપયોગી ગણાય, શરીર મજબૂત થાય, વ્યાધિ આવતાજ અટકે, વ્યાધિ સામે ટકવાની શક્તિ વધે એવા પ્રયત્નોનો સરખો જવાબ મળ્યો નથી

દર વર્ષ વ્યાયામની હરીફાઈ થાય છે, થોડા દિવસ ખૂબ ઉત્સાહમય વાતાવરણ દેખાય છે, સર્વથી વધારે નિષ્ણાતને સુવર્ણ ચદ્રક મળે છે અને પ્રત્યેક પ્રસગ (એન્ટ્રી) મા કામ કરનારને પારિતોષિકો મળે છે, પણ એ સર્વ ચાર દહાડાનુ ચાદરણુ થાય છે અને તે પૂરૂ થતા તેની પાછળ કદાચ ઘોર અંધારી રાત ન આવતી હોય તો લગભગ તેના જેવુજ થાય છે આ સબધમા વિદ્યાર્થીનો સહકાર તેમના પોતાના હિતની નજરે ઇચ્છીએ, પણ તેનો ઉપાય તેમના હાથમા છે

છતા અહીં કહેવુ જોઇએ કે સસ્થાનુ મકાન નવા ભવનમા ફેરવ્યા પછી સામાન્ય તબિયત સારી રહે છે, મેલેરિયાની ચાલુ ફરિયાદ નાબુદ થઈ ગઈ છે, ભાદરવા આસોમા ૬૦-૭૦ ટકા વિદ્યાર્થીની પથારીઓ જોવાનો અવસર ચાલ્યો ગયો છે અને વિદ્યાર્થીના વજનમા વધારો થતો જણ્યો છે છતા એ સબધમા વિદ્યાર્થીના સહકારથી વધારો સારા પરિણામો ઉપજાવવાની શક્યતા છે તે વાત ઈતિહાસમા નોધવી જરૂરી લાગી છે

## પુસ્તકાલય (લાઇબ્રેરી)

સસ્થાની શરૂઆતથી સસ્થા સાથે ઉત્તમ પુસ્તકાલયની જરૂરિઆત સ્વીકારવામા આવી છે વિદ્યાર્થીઓને બહારનુ જ્ઞાન મેળવવા માટે પુસ્તકાલય અનિવાર્ય છે અને આવી સસ્થા સાથે જેમ વિશાળ પુસ્તકાલય હોય તેમ તેની ઉપયોગિતામા વધારો થાય છે પુસ્તકોની પસદગીમા

બહુ વિવેક રાખવાની જરૂર રહે છે, કારણ કે અત્યારે અંગ્રેજી સાહિત્ય એટલું છપાય છે અને દિન પ્રતિદિન તેમા એટલો વધારો થાય છે કે પરિપૂર્ણ લાઇબ્રેરી કરવી એ તો અશક્ય છે, પણ વિવેકપૂર્વક ઉપયોગી પુસ્તકોની પસંદગી કરવામા આવી હોય તો જ્ઞાનવૃદ્ધિના કાર્યમાં ખૂબ સહાય કરે.

સંસ્થા પાસે તો શરૂઆતથી જ ફંડની મર્યાદા હતી, એટલે એણે નાના પાયાપર પુસ્તક-સંગ્રહ કરવા માંડ્યો અને એક કબાટથી પુસ્તકાલયની શરૂઆત પ્રથમ વર્ષથી જ કરી દીધી.

સંસ્થાને લાઇબ્રેરી ખાતામાં શરૂઆતથી ભેટ મળવા લાગી. એને રકમની ભેટો પણ વારંવાર મળતી રહી અને પુસ્તકોની ભેટ પણ સારી રીતે ચાલુ મળતી રહી. પરિણામે એની પાસે અત્યારે ઘણું સારૂં પુસ્તકાલય તૈયાર થયું છે.

નીચેનું ધોરણ રાખવામાં આવ્યું છે.—

૧ જૈનધર્મના સર્વ ગુજરાતી, સંસ્કૃત, પ્રાકૃત અર્ધમાગધી પુસ્તકોનો સંગ્રહ કરવો. એમાં પસંદગી કરતાં સંગ્રહની વાત રાખવી અને સ્તવન સઝાય કે પૂજાના પુસ્તકો કે દુહા રાસ કે પદનાં પુસ્તકો પણ એકઠાં કરવાં. જૈનધર્મનુ છાપેલ કોઈપણ વિષયનું પુસ્તક આ સંસ્થામાં ઉપલબ્ધ થઈ શકે તેવી ગોઠવણ રાખવી.

૨. સંસ્કૃત ગ્રંથોમાં શાસ્ત્ર, દર્શન અને ક્લાસિકલ (classical) સાહિત્યના પુસ્તકો વસાવવાં. ખાસ કરીને વિદ્યાર્થીને દર્શનનો બોધ થાય તેવા પુસ્તકોનો સંગ્રહ જરૂર કરવો.

૩. અંગ્રેજી પુસ્તકોમાં તત્ત્વજ્ઞાન (ફિલોસોફી), સાહિત્ય, વિજ્ઞાન અને ઇતિહાસ-ભૂગોળ અને ક્લાસિકલ લિટરેચર પર સવિશેષ ધ્યાન આપવું અને નોવેલ તથા ફીક્શન સુપ્રસિદ્ધ લેખકોનાં ખરીદવાં.

૪. ગુજરાતી સાહિત્યમાં સારાં લેખકોની કૃતિઓનો ગદ્ય કે પદ્ય સર્વનો સંગ્રહ કરવો.

૫. એન્ટીક્વિટી (પુરાતત્ત્વ) નાં બની શકે તેટલાં મોંઘી કિંમતનાં પુસ્તકોનો પણ સંગ્રહ કરવો, કારણ કે સંસ્થાની ભાવના શોધખોળખાતું સ્થાપવાની શરૂઆતથી હોઈ તેને યોગ્ય સંગ્રહ જરૂર તૈયાર કરતા રહેવું.

૬. પ્રાચીન હસ્તલિખિત પ્રતોનો સંગ્રહ સારી રીતે કરવો અને તેની વિષયવાર, લેખક વાર અને અકારાનુક્રમથી સૂચિઓ તૈયાર કરાવવી.

આ ધોરણે શરૂઆતથી સગ્રહ કરવામાં આવ્યો છે અને તેમાં દર વર્ષે સારો વધારો થયા કરે છે. શરૂઆતના દશ વર્ષમાં લાઇબ્રેરી ખાતામાં પુસ્તકો ઉપરાંત રોકડ રકમ રૂ. ૨૨૭૭-૪-૦ ની સહાય મળી હતી, અને ખર્ચ રૂ. ૪૮૬૯-૩-૯ થયો હતો. ત્યારપછી પણ રકમની ભેટો મળી છે પચીસમા વર્ષની આખરે લાઇબ્રેરી ખાતે રૂા ૭૬૫૨-૧-૯ લેણી પડે છે તે ભેટની રકમ બાદ કરતાં રહે છે.

સંસ્થાનું પુસ્તકાલય પોણા ઉપરાંત મધ્યગૃહને રોકે છે. એને માટે ખાસ કબાટો કરાવ્યાં છે. પચીશમા વર્ષની આખરે સૂચિઓ વિગતવાર તૈયાર થયેલ છે. પોથીઓના તેવડાં લીસ્ટો

## પેટ્રનો



શેઠ નગીનચંદ કપુરચંદ



શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ



શેઠ ભોજપાળ કાયા



શેઠ કાન્તિલાલ ઈશ્વરલાલ

થઈ ગયા છે પચીશમા વર્ષની આખરે નીચે પ્રમાણે પુસ્તકો (પ્રતો સાથે) ની વિગત આશરે લગભગ કિંમત સાથે નીચે પ્રમાણે છે —

| વિભાગ | પુસ્તક સંખ્યા | કિંમત |
|---|---|---|
| અંગ્રેજી પુસ્તકો | ૨૫૫૨ | ૮૪૪૯-૧૪-૬ |
| ગુજરાતી ,, | ૮૫૬ | ૧૨૦૩—૮-૬ |
| હિંદી અને મરાઠી પુસ્તકો | ૧૯૮ | ૧૭૨—૮-૦ |
| કોલેજ પુસ્તકો | ૨૦૩૩ | ૩૮૨૧—૪-૦ |
| મેડિકલ ,, | ૧૭૬ | ૭૨૫—૦-૦ |
| સંવાદક (રેફરન્સ) | ૪૭૨ | ૩૨૫૨—૫-૬ |
| માસિકો | ૧૧૭ | ૪૧૩—૪-૦ |
| ધાર્મિક વર્ગના પુસ્તકો | ૧૮૭૧ | ૨૬૪૩—૩-૦ |
| જૈન વિભાગ | ૩૪૮૫ | ૧૦૦૧૩—૩-૬ |
| | ૧૧૭૭૦ | ૩૦,૬૯૪—૩-૦ |

આ રીતે પુરાતત્ત્વ, સાહિત્ય, કળા, ધર્મશાસ્ત્ર આદિ વિવિધ સામગ્રી ભરપૂર પુસ્તકાલય તૈયાર થયુ છે તેમા ઘણા પુસ્તકો ભેટ પણ મળ્યા છે એની કિંમત પચીશમા વર્ષના રિપોર્ટ પ્રમાણે રૂા ૩૦૬૯૪-૩-૦ થવા જાય છે પુસ્તકાલયમા પાલી સાહિત્યના પુસ્તકોનો મોટો સગ્રહ છે, તેને રૂા ૩૫૦] ના ખર્ચે એક ગૃહસ્થે ખરીદી વિદ્યાલયને ભેટ આપ્યો હતો, અત્યારે રૂપીઆ બે હજાર આપતા પણ તે સગ્રહ ઉપલબ્ધ થઈ શકે તેમ નથી એ જ પ્રમાણે ઈંડીઅન એન્ટીક્વીટીના પુસ્તકો (પ્રથમના છ સિવાય) વિદ્યાલય માટે ખરીદીને વસાવ્યા છે પુરાતત્વના સાહિત્યનો સારો સગ્રહ છે જૈનધર્મની પ્રતિઓ ૧૦૧૩ સખ્યામા છે અને કેટલીક તો ઘણી પ્રાચીન અને જોવાલાયક છે તેનો ઉપયોગ આપણા સાક્ષર શ્રી મોહનલાલ દલીચદ દેશાઇએ ખૂબ કર્યો છે તેમણે પ્રાચીન જૈન ઇતિહાસ અને જૈન ગૂર્જર કવિઓના અતિ ઉપયોગી પુસ્તકો લખ્યા છે તેમના કામને ઉપયોગી બનાવનાર આ સગ્રહ થઈ પડ્યો છે અને તેટલે અશે પ્રાચીન સશોધન અને પ્રકાશનના કાર્યને આડકતરુ ઉત્તેજન આપવાની તક આ સસ્થાને મળી છે

કાર્યવાહકો આ પુસ્તકાલયને હજુ પણ ખૂબ ઉપયોગી બનાવવાની હોસ ધરાવે છે એ મૂગુ કાર્ય અતિ ઉપયોગી છે અને સાધનો વસાવ્યા હોય તો તેનો ઉપયોગ કરનાર જરૂર મળી આવે છે એવો આપણો અભિપ્રાય હોઇને એ ઉપયોગી કાર્યની ઉપયોગિતા વધારવા જેવી છે ત્રીશ હજારની કિંમતના પુસ્તકો આટલા વર્ષ પછી એકઠા થયા છે તે એટલી ગૌરવવાની હકીકત છે, તેટલીજ જરૂરી પ્રતોનો સગ્રહ મોટા પાયાપર કરવાનો છે અને જૈન ધર્મની તો કોઇ પણ પ્રત અહીં મળવીજ જોઇએ અને એકથી વધારે મળવી જોવી જોઇએ એવી ઘટના કરવાની બાબત લક્ષમા રાખવા યોગ્ય છે પચીશ વર્ષમા ધીમે ધીમે આ કાર્ય થયુ છે તેટલુ આ સસ્થાના ઇતિહાસમા જણાવવુ સ્થાને છે

સસ્થા સાથે શરૂઆતથી વાચનાલય (રીડિંગ રૂમ) રાખવામા આવેલ છે ઉપયોગી અને બોધક સામયિકો, સાપ્તાહિકો, માસિકો વગેરે ત્યા રાખવામા આવે છે અને વિદ્યાર્થીઓ તેનો

પૂરતો લાભ લે છે. આ પત્રો તથા માસિકો વગેરેમાં ઘટતો ફેરફાર વખતો વખત થાય છે. એને અંગે સરેરાશ ૨૦૦ રૂપીઆનુ વાર્ષિક ખર્ચ આવે છે. પચીશમા વર્ષની આખરે રીડિંગરૂમમાં કયા પત્રો આવતાં હતાં તેનું પત્રક પરિશિષ્ટમાં આપ્યું છે. વાચનાલય પર દેખરેખ વિદ્યાર્થીઓ રાખે છે અને સામાન્ય દેખરેખ સુપરિન્ટેન્ડન્ટની રહે છે.

વાચનાલય માટે આનંદની વાત એ છે કે એમાં આવતા પત્રો માસિકો વગેરેની સ્થિતિ જોતાં એનો ખૂબ ઉપયોગ થતો હોય એમ લાગે છે. એને અંગે શોકની વાત એ છે કે કેટલાક માસિકોમાંથી સારાં ચિત્રો ઘણીવાર ઇરાદાપૂર્વક કપાઈ ગયેલાં જોવામાં આવે છે કોલેજમાં અભ્યાસ કરનાર વિદ્યાર્થી પાસેથી આથી વધારે સારૂં વર્તન હોવાની આશા રાખવામાં આવે, જો કે કોઈ વિદ્યાર્થી એ રીતે પત્રને ફાડતો કે બગાડતો જોવામાં આવ્યો નથી, કે તેવી બાબતમાં એક પણ રિપોર્ટ થયો નથી. નવીન સુંદર સામયિક કે માસિક પ્રકટ થાય તેને ફંડના પ્રમાણમાં વાચનાલયમાં સ્થાન આપવામાં આવે છે.

## મહાવીર સ્ટુડન્ટ્સ યુનિયન.

આ મંડળની સ્થાપના સંસ્થાની શરૂઆતથી જ થઈ છે વિદ્યાર્થીઓ અંદર અંદર જુદા જુદા વિભાગના મંત્રીઓની ચૂંટણી કરે છે અને આંતર વહિવટમાં પૂરતી સહાય કરે છે. મંડળના મંત્રીઓ સુશિક્ષિત વિદ્વાનોને ભાષણો માટે અવારનવાર બોલાવે છે અને જુદા જુદા વિષયો ઉપર અંગ્રેજી તેમજ ગુજરાતીમાં ચર્ચા ગોઠવે છે. વિદ્યાર્થીઓ વચ્ચે અરસ-પરસનો સંબંધ ખીલે અને તે લાગણી સદંતર રહે તેને માટે નવા નવા પ્રસંગો ઊભા કરી તેનો છૂટથી લાભ લે છે. પ્રવાસ એ કેળવણી તથા જીવનનું એક ઘડતર ગણાય, એ બીનાએ હજુ આપણું જૂજ અંશે ધ્યાન ખેચ્યું છે. પાશ્ચિમાત્ય દેશોમાં આ વિષય મહત્ત્વનો ગણાય છે પ્રવાસને જરૂરી ઉત્તેજન આપવું ઘટિત છે. સ્થાનિક જોવાલાયક સ્થળોએ વિદ્યાર્થીઓ અવારનવાર જાય છે અને આવા પર્યટનમાં તેમને ઘણો રસ પડે છે અને ઘણું જાણવાનું મળે છે.

સંસ્થા તરફથી યોજવામાં આવતા મેળાવડાઓમાં વિદ્યાર્થીઓનો ઉત્સાહ પ્રશંસાપાત્ર છે. વકતૃત્વશક્તિની ખીલવણી, પરસ્પર સંગતિમાં સ્વશક્તિની કિંમત, જનસ્વભાવનો અભ્યાસ અને સેવાભાવની એમાં જે લ્હાણુ લેવાય છે તે જરૂર સમજવા યોગ્ય છે. વિદ્યાર્થીઓ જાતે આવા પ્રસંગો ઉપસ્થિત કરે એ વધારે આનંદની વાત છે. રાજકીય, સામાજિક, ધાર્મિક વિષયો પર ભાષણશ્રેણીઓ ગોઠવાય છે. દરવર્ષે વકતૃત્વ તેમજ રમતગમતની હરીફાઇઓ ગોઠવવામાં આવે છે.

વિદ્યાર્થીમંડળમાં સદ્‍ગત ડો. નગીનદાસ શાહે નવું ચેતન રેડ્યું હતું અને મંડળની પ્રવૃત્તિઓને વધુ વેગવંત બનાવી સને ૧૯૨૭ થી દર વર્ષે પ્રતિષ્ઠિત ગૃહસ્થને મંડળના પ્રમુખ ચૂંટવાની પ્રથા શરૂ કરી આવા પ્રમુખોની શુભ નામાવળી નીચે મુજબ છે. ૧૯૩૯ માં વિદ્યાર્થી-મંડળને વધુ પ્રગતિમાન બનાવવા બંધારણ ફરીથી ઘડવામાં આવ્યું. હાલ મંડળના પ્રમુખ શ્રીયુત ચીમનલાલ ચકુભાઈ શાહ, એમ. એ., એલએલ. બી., સોલિસિટર છે.



વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીમંડળના હોદ્દેદારો ૧૯૪૧-૪૨

## મંડળના પ્રમુખ

૧૯૨૭-૨૮ શ્રી સારાભાઈ હાજી, બાર એટ લૉ, એમ એલ એ
૧૯૨૮-૨૯ પ્રોફેસર પી એ વાડીઆ, એમ એ
૧૯૨૯-૩૦ શ્રી મકનજી જુઠાભાઈ મ્હેતા, બાર એટ લૉ
૧૯૩૦-૩૧ શ્રી કસ્તુરભાઈ લાલભાઈ શેઠ, એમ એલ એ
૧૯૩૧-૩૨ શ્રી એમ સી ચાગલા, બી. એ (ઓકસફર્ડ) બાર એટ લૉ
૧૯૩૨-૩૩ રેવરન્ડ જોન મેકેન્ઝી, એમ એ
૧૯૩૩-૩૪ ન્યાયમૂર્તિ હર્ષદભાઈ દીવેટીઆ, એમ એ, એલએલ બી.
૧૯૩૪-૩૫ શ્રી કનૈયાલાલ મુનશી, એમ એ, એલએલ બી.
૧૯૩૫-૩૬ શ્રી કે એફ નરીમાન, એમ એલ એ.
૧૯૩૬-૩૭ શ્રી સરોજીની નાયડુ
૧૯૩૭-૩૮ શ્રી વીઠ્ઠલ નારાયણ ચ ાવરકર
૧૯૩૮-૩૯ શ્રી મણીલાલ બાલાભાઈ નાણાવટી, એમ. એ, એલએલ બી

**ઓલ્ડ બોયઝ યુનીયન.**

આ મંડળની સ્થાપના સને ૧૯૨૮ મા નીચેના ઉદ્દેશોથી કરવામા આવી હતી (૧) વિદ્યાલયના જૂના અને ચાલુ વિદ્યાર્થીઓ વચ્ચે પરસ્પર મળવાની તક આપીને ભાઈચારો તથા સામાજિક સબંધ વધારવો (૨) વિદ્યાલયને સબધ ધરાવતી બાબતોમા રસ કેળવવો અને વધારવો તેમજ, (૩) આખી જૈન કોમના ઐક્ય અને ઉન્નતિમા વધારો કરવો તે વખતના મત્રીઓ શ્રીયુત ચીમનલાલ પરીખ અને શ્રીયુત અમૃતલાલ શાહના પ્રયાસથી આ મડળે સભ્યો વધારવાનુ સારૂ કાર્ય કર્યું હતુ અને વિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિ ઉપર આ મડળ તરફથી એક પ્રતિનિધિ રહે તે માટે ખાસ પ્રયત્નો કરવામા આવ્યા હતા હાલ જૂના વિદ્યાર્થીઓમાથી છ ભાઈઓ વ્યવસ્થાપક સમિતિ ઉપર છે કેટલાક વર્ષોથી આ મડળની પ્રવૃત્તિ શિથિલ બની હતી ફરીથી ૧૯૩૯ મા એની પ્રવૃત્તિઓ સજીવન કરતા હાલ આ મડળની વ્યવસ્થાપક સમિતિની ચૂટણી પણ કરવામા આવી છે આ સમિતિ સાત સભ્યોની રાખવામા આવી છે અને પ્રમુખ ડૉ. જયતિલાલ સુન્દરજી બનામી, પીએચ. ડી છે મુબઈમા અને મુબઈ બહાર વસતા વિદ્યાર્થીઓ માટે વાર્ષિક લવાજમ રૂા ૧ રાખવામા આવ્યુ છે આ મડળ આપણા વિદ્યાર્થી બધુઓ માટે Unemployment Bureau, Information Bureau જેવી યોજનાઓ હાથ ધરવાની ઉમેદ રાખે છે

## સાહિત્યપ્રવૃત્તિ

આ સસ્થાનો એક ઉદ્દેશ 'સસ્કૃત, પ્રાકૃત, ગુજરાતી, હિંદી વગેરેનું સાહિત્ય, અભ્યાસ તથા પ્રચારમાટે તૈયાર કરાવવું, પ્રગટ કરવું અને તેનો સગ્રહ કરવો' હોઈ સસ્થા પગભર થતા તેરમા વર્ષમા આ દિશાએ કામ શરૂ કર્યું જૈન સ્કોલર શ્રીયુત રસિકલાલ છોટાલાલ પરીખ, બી. એ

ને સને ૧૯૨૭ માં બે કાર્ય સોંપ્યાં: શ્રી હેમચંદ્રાચાર્યકૃત કાવ્યાનુશાસન ગ્રન્થ જે અલંકાર-શાસ્ત્રમાં અદ્વિતીય સ્થાન ભોગવે છે તેનુ મૂળ શુદ્ધ તૈયાર કરવા, તે પરની અલંકાર ચૂડામણિ અને વિવેક ટીકાઓ મૂળ તૈયાર કરવા, તે પર વિવેચનની નોટ લખવા, ગ્રન્થકર્તાના અલંકાર વષયપર ઉપોદ્‌ઘાત લખવા, તેમને ઠરાવ કરીને કાર્ય સોંપવામાં આવ્યું અને સેવા બદલ તેમને માનવેતન ( ઓનરેરિયમ ) આપવાનો ઠરાવ કર્યો.

આ રીતે યુનિવર્સિટીમાં ચલાવવા યોગ્ય જૈન સાહિત્ય તૈયાર કરાવવાનો આ સંસ્થાનો ઉદ્દેશ પાર પાડવાની શરૂઆતનાં પગરણ માંડ્યાં. તે જ વખતે કવિ ધનપાળનો **તિલકમંજરી** ગ્રન્થ જે સંસ્કૃત ગદ્યસાહિત્યમાં અપૂર્વ સ્થાન ભોગવે છે, જેની સરખામણી બાણભટ્ટની કાદંબરી સાથે થાય છે અને જેનુ શબ્દચાતુર્ય વિદ્વાનોને મુગ્ધ કરે છે. તેને મૂળ નોંધ અને ઉપોદ્‌ઘાત સાથે તૈયાર કરવાનું કાર્ય પણ તે જ વિદ્વાનને સોંપવામાં આવ્યું. આ પછવાડેના ગ્રન્થનું કાર્ય તો શ્રી. પરીખે હાથમાં લઈ શરૂ કર્યું નહિ. તે કાર્ય હજૂ સુધી અનારંભ સ્થિતિમાં રહ્યું છે.

પણ કાવ્યાનુશાસનનું કાર્ય એમણે પૂર્ણ ગંભીરતાથી આદરી દીધું. અનેક પ્રતો એકઠી કરી મૂળ અને ટીકા તૈયાર કર્યાં, જેમ કરવામાં તેમણે પાંચ વર્ષ લીધાં. ત્યારપછી તેના પર તેમના સહયોગી કાર્યકર્તા પ્રો. આથવલેએ મોટી નોટ અંગ્રેજીમાં લખી અને પોતે ઉપોદ્‌ઘાત અને ગ્રંથકાર શ્રીમાન્ હેમચંદ્રાચાર્યના જીવન અને લેખન પ્રવૃત્તિ પર ખાસ લેખ લખ્યો અને આ રીતે એક બાજૂએ મુદ્રણનું કાર્ય ત્યાર પછી બે વર્ષે રસ્તે ચઢ્યું. આટલી ઢીલ થવાનાં બે કારણો હતાં. શ્રીયુત રસિકલાલ પરીખની વિવિધ પ્રવૃત્તિ અને શારીરિક ઉપાધિ. છતાં આ ગ્રન્થ મોડો મોડો પણ અદ્વિતીય તૈયાર થયો. એના મૂળ ગ્રન્થનો એક વિભાગ અલગ છાપવામાં આવ્યો. તેનાપર આઠ જાતની અનુક્રમણિકાઓ તૈયાર કરી છપાવવામાં આવી. આ પ્રથમ ભાગના પૃ. ૬૦૬ થયા. બીજા ભાગમાં ગુજરાતનો હેમચંદ્રાચાર્ય સુધીનો ઇતિહાસ છપાવ્યો અને કાવ્યાનુશાસન ગ્રંથ પર અંગ્રેજી નોંધ વિવેચન વગેરે પ્રો. આથવલેએ તૈયાર કર્યા. બીજા ભાગના આ અંગ્રેજી મુદ્રણના પૃ. ૬૦૬ થયા. ( ઇતિહાસ વિભાગના પૃ. ૩૩૦ અને નોટ્સ વિભાગના પૃ. ૨૭૬ ) આવી રીતે બન્ને ભાગો મળીને કાવ્યાનુશાસન ગ્રન્થની પૂર્ણાહુતિ સને ૧૯૩૭ ના સંસ્થાના ત્રેવીશમા વર્ષમાં થઈ. દશ વર્ષે આ કાર્ય થયું, પણ અતિ સુંદર થયુ, આશા રાખી હતી તે કરતાં પણ સારું થયું અને વિદ્વન્માન્ય થયું. એના પર અલંકારશાસ્ત્રના નિષ્ણાતોએ બહુ ઉંચો અભિપ્રાય બતાવ્યો છે અને એનાં અવલોકનો ( રિવ્યુ ) બહુ પ્રશંસાપાત્ર શબ્દોમાં મળતાં રહ્યાં છે. અલંકારનો ખાસ વિષય છે અને તે સંબંધમાં અભ્યાસી હોય તેજ તેના પર અભિપ્રાય આપી શકે છે. તેવા અભિપ્રાયો જ્યારે અનુકૂળ આવે ત્યારે સંસ્થાને આવાં કાર્યો કરવામાં ઉત્તેજન મળે છે અને આવાં કાર્યો ભવિષ્યમાં હાથ ધરવા પ્રેરણા થાય છે. શ્રીયુત રસિકલાલ પરીખે સામાન્ય માનવેતન લઈ સાહિત્યની ભારે સેવા કરી છે અને સંસ્થાના એક ઉદ્દેશનો એક વિભાગ પાર પાડવામાં પોતાનો ફાળો આપ્યો છે.

આવી રીતે યુનિવર્સિટીમાં પ્રવેશ પામેલ અર્ધમાગધી સાહિત્ય મૂળ ટીકા અને નોટ્સ વિવેચન સાથે તૈયાર કરી કરાવી પ્રકટ કરવાની આ સંસ્થાની ભાવના છે. તેમજ ગુજરાતી રાસ

સાહિત્યની સખ્યા ચારસો ચારસો પૃષ્ઠના લગભગ ૩૦૦ પુસ્તક થાય તેટલો જેનો વિસ્તાર છે તે તૈયાર કરાવી પ્રકટ કરવાની છે તે આ પ્રથમ પચ્ચીશીમા તો ભાવનાના સ્થાનેજ રહ્યુ છે માન વેતન અને મુદ્રણ ખર્ચને અગે આ બન્ને ભાગમા રૂ ૫૦૧૭-૫-૦ નુ ખર્ચ થયુ છે લગભગ લાગત કિંમતે વેચતા એની ૮૦ નકલ પચીશ વર્ષની આખર સુધીમા ખપી છે વિદ્યાવ્યાસગ જનતામા કેટલો છે તેનો ખ્યાલ આપે તેવી આ બાબત છે

શ્રી હેમચદ્રાચાર્યના યોગશાસ્ત્ર ગ્રથના પ્રથમના ચાર અધ્યાય જેમા વ્રત નિયમનો, માર્ગાનુ સારીના ગુણોનો અને શ્રાવક ધર્મનો વિસ્તાર છે તેના મૂળ શ્લોકો અને તેનું ગુજરાતી અવ તરણ શ્રી ખુશાલદાસ જગજીવનદાસ પાસે તૈયાર કરાવી, પચીશમા વર્ષની આખરે છપાવ્યુ તેના મુદ્રણના પૃષ્ઠ ૨૧૨ થયા છે વિદ્યાર્થીના પઠન પાઠન માટે આ ગ્રથ તૈયાર કરવામા આવ્યો છે કુમારપાળ મહારાજા એ ગ્રથના મૂળનુ પઠન દર પ્રભાતે દાતણ કરવા પહેલા કરતા હતા અને કલિકાળ સર્વજ્ઞે એમના ઉપયોગ માટે આ આખો ગ્રન્થ તૈયાર કર્યો હતો

શ્રી હરિભદ્રસૂરિના ૩૨ અષ્ટક મૂળ અને તૈયાર કરેલો ગુજરાતી અનુવાદ પણ એજ ઉદ્દેશથી તૈયાર કરાવી પચીશમા વર્ષની આખરે છપાવવામા-પ્રગટ કરવામા-આવેલ છે એમા ૩૨ અષ્ટકો છે એના પૃષ્ઠ ૧૧૬ થયા છે આ બન્ને ગ્રથની કિંમત ૦-૮-૦ અને ૦-૪-૦ રાખ વામા આવી છે પઠનપાઠન વખતે એ બન્ને ગ્રથનો ખૂબ ઉપયોગ થાય છે પડિતજી એના પર વિવેચન કરે ત્યારે મોટી ટીકાઓ કે મૂ યવાળા ગ્રથો દરેક વિદ્યાર્થીને હાથમા આપી શકાતા નથી તે વખતે આ લઘુ પુસ્તિકા અગત્યની જરૂરિયાત પૂરી પાડે છે

એજ પ્રમાણે શ્રીમદ્યશોવિજય ઉપાધ્યાયનો 'જ્ઞાનસાર' તૈયાર કરી બહાર પાડવાની સસ્થાની મુરાદ હતી, પણ સસ્થાના ભૂતપૂર્વ પડિત ભગવાનદાસ હરખચદે જેવા આકારમા એ ગ્રથ-મૂળ અને અનુવાદ જોઈએ તે છપાવ્યો અને સાથે ઉપાધ્યાયજીનો પોતાનો ગુજરાતી ટબો પણ છાપ્યો એટલે એ ગ્રથને તૈયાર કરી પ્રગટ કરવાનુ કામ બધ રાખ્યુ છે

ઉપરની પદ્ધતિએ શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર મૂળપાઠ અને માત્ર અનુવાદ સાથે તૈયાર કરવાનુ પચીશમા વર્ષની આખરે આદરી દીધુ છે ત્યારપછીના સમયમા એ કાર્ય બહાર પડશે એવી આશા છે

આટલી સાહિત્યસેવા બની છે ઘણી બની શકે તેવો સભવ છે ખાસ કરીને ગુજરાતી અને અર્ધમાગધીના સાહિત્યનુ કામ કરવા જેવુ છે જૈન ગુજરાતી સાહિત્ય ચાલુ પ્રાચીન ગુજ રાતી સાહિત્ય કરતા પચાસ ગણુ અને મુખ્યતયા વ્યવહારુ હોવા છતા એને ધાર્મિક સાહિત્ય ગણી એને મોટો અન્યાય ચાલુ જ છે અને તે દૂર કરવાનો ઉપાય એને પ્રકટ કરી એની મહત્તા બતાવવાનો છે 'આનદ કાવ્યમહોદધિ'ના માત્ર આઠ ભાગ પ્રકટ થયા તે અત્યારે બી. એ અને એમ. એ ના પાઠ્યપુસ્તક થાય છે એટલે આપણા સાહિત્યની અવગણનાને અગે ધોખો કરવા કરતા એ શુ છે અને એનો વિસ્તાર કેટલો મોટો છે એ બતાવવુ એ જ એને યોગ્ય સ્થાન અપાવવાનો સાદો અને સીધો ઉપાય છે

હજારો ગ્રથ છપાવવાની વિશાળ યોજના આવી સસ્થા શરૂઆતમા ન ઉપાડી શકે તે સમ જાય તેવુ છે, પણ હવે જો એને મદદ મળે અને એના ચક્રને તેલ ઉંજવામા આવે તો એ ઘણી

ગતિથી શીઘ્રયાન કે રેલવેને વેગે ઉપડી આગળ વધી શકે તેમ છે તેટલી ટીકા આ સાહિત્યના ઇતિહાસને અંગે વખતસરની, પ્રેરક અને જરૂરી છે.

## આચાર્ય વિજયવલ્લભસૂરિ મહારાજ
## અને
## પૂજ્ય પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજ

મુનિમહારાજ શ્રી વલ્લભવિજયજી (પછી શ્રી વિજયવલ્લભસૂરિજી) આ સંસ્થા સ્થાપન કરવાની રૂપરેખા દોરવા પ્રથમ સં. ૧૯૬૯ માં મુંબઈ પધાર્યા. એ ચાતુર્માસ ચર્ચા કરી રૂપરેખા દોરી અને સં. ૧૯૭૧ ની શરૂઆતમાં વિહાર કરી ગયા. એ બાળબ્રહ્મચારી નવયુગની જરૂરીઆત સમજનાર અન્ય સમાજોના વિકાસમાર્ગના બારીક અભ્યાસીએ પોતાની તીવ્ર નજરથી સામાજિક ઉન્નતિની અનેક નાડો પકડી લીધી છે અને જ્યાં જાય ત્યાં કેળવણીનાં કાર્યને ખૂબ મહત્ત્વ આપતા રહે છે.

સંસ્થાની સ્થાપના પછી તેઓશ્રી તથા પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજ બીજે જ વર્ષે સંવત ૧૯૭૩ માં મુંબઈ ચાતુર્માસ માટે પધાર્યા. તેઓએ સંસ્થાની આંતરિક વ્યવસ્થાનો બારીક અભ્યાસ કર્યો, અનેક સૂચના કરી અને સં. ૧૯૭૩ ની મુંબઈની જાહોજલાલીનો પ્રસંગ હાથ ધરી સંસ્થામાટે સ્થાયી મકાન કરવાનો સદુપદેશ કર્યો. તે વખતના કાર્યવાહકોના સુપ્રયાસથી તા ૧૪-૯-૧૯૧૮ સુધીમાં મકાન ફંડમાં લગભગ રૂ. ૧,૩૦,૦૦૦ ની રકમ ભરાણી અને ત્રીજા વર્ષ (૧૯૧૭-૧૮)ની આખર સુધીમાં તે રકમ પૈકી રૂ. ૯૯,૪૭૪ વસૂલ થઈ ગયા. આ રીતે સંસ્થાની સ્થિતિ કાયમી થવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. બન્ને પૂજ્ય મુનિવરોની હાજરીથી સંસ્થાને ગતિ મળી એ પ્રસંગે મુનિશ્રી સોહનવિજયજી (પછીથી ઉપાધ્યાય) અને મુનિ શ્રી લલિતવિજયજીએ પણ સંસ્થાની પ્રગતિમાટે સારો પ્રયાસ કર્યો મુનિ શ્રી લલિતવિજયજી સંસ્થાના મકાન ઉદ્ઘાટન વખતે હાજર રહ્યા અને સંસ્થાના કાર્યમાં પ્રેરણા કરી. તેઓ તે વખતે મુનિરાજ હતા, પછી આચાર્ય થયા. આચાર્ય વિજયવલ્લભસૂરિજીની ઇચ્છાને માન આપીને તેઓએ પણ સંસ્થામાટે બહુ સેવા ઉપદેશદ્વારા કરી છે અને સંસ્થાના નવમા વર્ષમાં તો પંજાબથી મુંબઈ સુધીનો મોટો વિહાર કર્યો હતો અને સંસ્થાના મકાનની ઉદ્ઘાટન ક્રિયા વખતે મુંબઈમાં હાજર હતા.

પૂજ્યપાદ પ્રવર્તક શ્રી કાંતિવિજયજીનો આ સંસ્થા તરફનો પ્રેમ અનેકવાર વ્યક્ત થયો છે. તેમની વૃદ્ધ ઉમરે તેમનો સંસ્થા માટે ઉત્સાહ વહેવારુ ભાષામાં દાખલા દલીલ સાથે ઉપદેશ અને જનરંજનની અદ્ભુત શૈલી તેમને માટે કોઈ ને પણ માન ઉપજાવે તેવા હતા અને અત્યારે નેવું વર્ષની આસપાસ વય થવા આવ્યું છે છતાં એ જ ઉત્સાહ અને વેગ ચાલુ છે. એમણે એ બન્ને ચાતુર્માસમાં તો સુંદર ઉપદેશ કર્યો અને સંસ્થામાટે પ્રેરણા કરી, પણ તે ઉપરાંત ત્યાર પછી પણ સંસ્થા માટે અનેક સૂચનાઓ તેઓશ્રી વખતોવખત કરતા રહ્યા છે.

આચાર્યશ્રી સંસ્થાના દશમા વર્ષ (૧૯૨૫-૨૬) માં લાહોરમાં આચાર્ય થયા. ત્યાર પછી સં. ૧૯૮૫ સંસ્થાના પંદરમા વર્ષમાં (સને ૧૯૨૮-૨૯) માં આચાર્યની પદવી સાથે મુંબઈ પધાર્યા. તેમણે સંસ્થાના મધ્યગૃહમાં શ્રી આત્મારામજી મહારાજની જયંતિ પ્રસંગે (જેઠ શુદ ૮) જે અદ્ભુત વ્યાખ્યાન કર્યું તે સાંભળવા ત્રણ હજાર મનુષ્યોની મેદની મળી

હતી અને લોકો તેમની વિચારસ્પષ્ટતા અને કહેવાની શૈલીથી મુગ્ધ થઈ ગયા હતા આ વખતે તેઓશ્રી સસ્થાના મકાનમા ત્રણ દિવસ રહ્યા, વિદ્યાર્થીઓને પોતાની હાજરીનો લાભ આપ્યો અને સસ્થાના વહીવટનો જાતે અભ્યાસ કરી કેટલીક ઉપયોગી સૂચના કરી તે પ્રસગે જેઠ શુદ ૧૦ ને રોજ તેમનુ સામૈયુ થયુ તે મુબઈના જૈન ઇતિહાસમા અજોડ કહેવાય છે અને આટલા વર્ષ પછી પણ જેઓને તેનું સ્મરણ છે તે અતિ અનુમોદના અને આનદથી તેને યાદ કરે છે આચાર્યશ્રીના ઉપદેશમા શાતિની છાયા ચાલુ હોય છે, તેમના વિવેચનમા વ્યવહાર અને નિશ્ચયનો સમન્વય દેખાય છે અને તેમની વિચારશ્રેણી પાછળ અનુભવ અને સમતાની છાયા તરવરતી દેખાય છે આ ચાતુર્માસમા અનેક મેળાવડા અને વ્યાખ્યાનો થયા સસ્થાના કાર્યવાહકો તથા વિદ્યાર્થીઓએ તેનો પૂરતો લાભ લીધો તેઓશ્રીની સ્થિરતા તો ગોડીજી મહારાજના ઉપાશ્રયમા (પાયધુની) હતી, પણ સસ્થા પર તેમની અમિદૃષ્ટિ કાયમ હતી સસ્થાના જન્મ પછી તેઓશ્રીની મુબઈની આ બીજી મુલાકાત હતી

ત્રીજી અને આ ઇતિહાસમા છેલ્લી મુલાકાત સસ્થાના મદિરની પ્રતિષ્ઠા પ્રસગે સ. ૧૯૯૧ ના સસ્થાના વીશમા વર્ષમા થઈ તે પ્રસગે તેઓશ્રી માઘ માસમા મુબઈ પધાર્યા, પ્રતિષ્ઠા મહોત્સવમા ભાગ લીધો અને સસ્થામા પાચ દિવસ રહ્યા એ સબધી વિગતવાર અહેવાલ અગાઉના વિભાગમા આવી ગયો છે એ વખતનો મુબઈની જનતાનો ઉત્સાહ ભારે હતો, આકર્ષક હતો અને મનપર છાપ પાડે તેવો હતો

સ. ૧૯૯૨ ના માગશર માસમા તેઓશ્રી મુબઈ છોડી પંજાબ તરફ વિહાર કરી ગયા હાલ પજાબમા વિચરે છે સસ્થાની પ્રાથમિક ચર્ચા માટે એકવાર ઉપરા ઉપરી બે વર્ષ મુબઈમા ચાતુર્માસ કરવા ઉપરાત તેઓ સસ્થાની સ્થાપના પછી આ રીતે ત્રણ વખત મુબઈ પધાર્યા હવે તો વૃદ્ધ વય અને વિહારની મુશ્કેલી જોતા તેઓનું સસ્થામા દર્શન થવું મુશ્કેલ ગણાય તેઓ શુભ આશીર્વાદ મોકલ્યા કરે છે અને સસ્થાને અગે જે પરિસ્થિતિ થાય તેના સમાચારો વાચી કોઈ વાર સૂચના કરે છે તેઓને નવયુગના વિકાસ ઉપર ભરોસો છે, તેઓનો કુદરતી ઝોક કેળવણી અને વિજ્ઞાન તરફ છે અને તેઓની ઉપદેશપદ્ધતિ માર્ગપર લઈ આવનાર, અસરકારક અને માર્મિક હોઈ તેઓ નવા યુગને અને પ્રાચીનોને એક સરખી રીતે રસ્તાપર લાવી શકે છે સસ્થા પર તેમનો ઉપકાર ચાલુ છે અને તેઓશ્રીના નામનિર્દેશ અને ગુણાનુવાદ વગર સસ્થાનો ઇતિહાસ અધુરોજ રહે તેથી આ પ્રકરણમા એ સબધી ખાસ ઉલ્લેખ કર્યો છે

આ ઉપરાત મુનિરાજ શ્રી પુણ્યવિજયજી સસ્થા તરફ ખૂબ મમતા રાખે છે, સૂચના કરે છે અને પ્રેરણા આપે છે સદ્ગત સન્મિત્ર કર્પૂરવિજયજી મહારાજ આ સસ્થાના વિકાસમા ખૂબ શ્રદ્ધા રાખતા હતા અને વારવાર સૂચના કરતા હતા. આ ઉપરાત અનેક સાધુ મુનિરાજોએ આ સસ્થાને અપનાવવામા ઉપદેશદ્વારા ફાળો આપ્યો છે તેની નોધો લેવાની અશક્યતા જાહેર કરી આ આનદપ્રદ ઇતિહાસ પૂરો કરી બીજા વિભાગો તરફ પ્રયાણ કરીએ.

## પ્રકીર્ણ

### સસ્થાનુ દફતર

સંસ્થાનો રેકર્ડ ઘણો વધતો જાય છે અત્યારે તે મોટો રૂમ રોકે છે ઠરાવ પ્રમાણે ત્રણ વર્ષના વાઉચર રાખવાના છે, છતા પચીશે વર્ષના કુલ વાઉચર, રીસીટોના કાઉન્ટર, ચેક બુકોના

કાઉન્ટરો, ચાલુ રસીદોના કાઉન્ટરો, બેન્કની પાસબુકો અને આવેલ પત્રો અને લખેલની કૉપીઓ જાળવી રાખી છે. માત્ર શરૂઆતના પ્રથમ વર્ષના રિપોર્ટની એકજ નકલ સંસ્થાના દફતરે રહી શકી છે. ઠરાવ પ્રમાણે તેની પચીશ રાખવી જોઇએ તે બની શક્યું નથી. સદર નકલ બરાબર જળવાઈ રહે તેટલા માટે તેને તીજોરીમાં રાખવામાં આવી છે. આ ઉપરાંત વિદ્યાર્થીના જનરલ રજીસ્ટર, વર્ષ અને ટર્મવાર રજીસ્ટર, છમાસિક રિપોર્ટ, દરેક વિદ્યાર્થીની નંબરવાર ફાઇલો, મેળ, ખાતાવહી, સરવૈયાં, મેમ્બરોનાં લીસ્ટો વગેરે સર્વ દફતર મોજુદ છે અને એમાંની કોઈ ચીજ કોઈ જોવા માંગે તો સંસ્થામાં રહી તેમને તે વિનાસંકોચે બતાવવામાં આવે છે.

## યુગભાવના

સંસ્થાના વિદ્યાર્થીઓએ જ્યારે જ્યારે નવયુગની ભાવના પોષવા કે રાષ્ટ્રીય ભાવનાને સહાય કરવા પરવાનગી માગી છે ત્યારે ત્યારે તેમને વગર સંકોચે રજા આપવામાં આવી છે. સંસ્થાના પંદરમા વર્ષમાં વિદ્યાર્થીઓ પરવાનગી લઈ દેશની ચળવળમાં જોડાયા હતા અને ત્યાર પછી એ ભાવનાને પોષણ મળે તેવા અનેક પ્રસંગે એમને સહાય કરવામાં આવી છે. દેશનેતાઓનાં ભાષણો, રાષ્ટ્રસેવકોનો સંપર્ક અને વિચારવિનિમયના અનેક પ્રસંગો વખતોવખત યોજવામાં અને પોષવામાં આવ્યા છે. સંસ્થાનો આખો ઝોક રાષ્ટ્રીય ભાવ તરફ બહુ સારી રીતે ચાલુ રહ્યો છે.

## મેડિકલ લાઇન

સંસ્થામાં દાકતરી લાઇનનો અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓને પણ લેવામાં આવે છે તેના સંબંધમાં સંસ્થાના અગિયારમા વર્ષમાં (૧૯૨૫–૨૬) માં ચર્ચા ઉત્પન્ન થઈ. કેટલીક તપાસ કરવા માટે (૧) ડૉ. ટી. ઓ. શાહ, એફ. આર. સી. એસ., (૨) ડૉ. ચીમનલાલ શ્રોફ, ડી. ઓ. એમ. એસ., (૩) ડૉ. નાનચંદભાઈ મોદી, એલ. એમ. એન્ડ એસ. અને (૪) શેઠ મણીલાલ મોતીલાલ મુળજીની તપાસ કરી રિપોર્ટ કરવા સમિતિ નીમી. તા. ૨૦-૧૦-૧૯૨૫ને રોજ વ્યવસ્થાપક સમિતિએ સર્વાનુમતે તે રિપોર્ટપર ઠરાવ કર્યો કે 'રિપોર્ટ ઉપર વિચાર કરતાં શ્રી મહાવીર જૈનવિદ્યાલયના કેટલાક વિદ્યાર્થીઓ દાક્તરી લાઇનનો અભ્યાસ કરે તે બાબતમાં કમિટીને કાંઈપણ ફેરફાર કરવાની જરૂર લાગતી નથી.'

આ ચર્ચા ચાલતી હતી તે વખતે સંસ્થાના મકાન બાંધવાનું કામ ચાલતું હતું. ચર્ચા ઉગ્ર સ્વરૂપ કે ખોટો આકાર ન લે તે જોવાનું કાર્ય વ્યવસ્થાપક સમિતિનું હતું. કાંઇક ચિંતા ઉપજાવે તેવો આ પ્રસંગ વ્યવસ્થાપક સમિતિએ પાર પાડ્યો તેની નોંધ આ ઇતિહાસમાં લીધા વગર રહીએ તો ઇતિહાસ અધૂરો રહી જાય. બાકી તે વખતે સંસ્થાને અંગે કેટલીક અટપટી ટીકાઓ થઈ હતી અને સંસ્થાનું વહાણ ડામાડોળ સ્થિતિમાં આવી ગયું હતું. અંતે સર્વ ઠીક થઇ ગયું અને ચાલુ નિર્ણય કરેલી પરિસ્થિતિને તાબે થવામાં સમાજનું હિત અને શ્રેય છે તે વાત કાયમ રહી અને સંસ્થા તરફ ઉલટી લોકરુચિ વધી એ વાત નોંધ કરવા લાયક છે આ ચર્ચાને અંગે સંસ્થાના રિપોર્ટમાં ઘણી જ ટૂંકી નોંધ લેવામાં આવેલી છે અને દફતરે પણ બહુ અલ્પ હકીકત છે, એ વાત ઘણી અર્થસૂચક છે

## પ્રીતિભોજનો

સંસ્થામાં પ્રીતિભોજનો વારંવાર થયાં છે. એની શરૂઆત ઘણા વર્ષથી થઈ છે. પૂજા, ભાષણ, ચર્ચા અને એક સભ્યના ખરચે વિદ્યાર્થી, વ્યવસ્થાપક સમિતિ અને આમંત્રિત બંધુઓનું સહ ભોજન ખૂબ આનંદ ઉપજાવે છે અને શાસ્તૃ અને શાસક, વિદ્યાર્થી અને વ્યવસ્થાપકોને ગાઢા સંબંધમાં લાવે છે. આ અતિસુંદર યોજના આદરણીય નીકળી છે અને તેનો લાભ હજુ વધારે લેવાશે એવાં સ્પષ્ટ ચિહ્નો દેખાય છે.

## હિસાબપર સામાન્ય નુકતેચીની

કોઈ પણ સંસ્થાની પૈસા સંબંધી સ્થિતિ તપાસવી બહુ જરૂરી વાત છે. પદ્ધતિસર બહાર પાડેલો વાર્ષિક હિસાબ હોય અને તે વર્ષ આખરનું સરવૈયું હોય તો તે ઉપરથી સંસ્થાની ધન સંબંધી સ્થિતિનો બરાબર ખ્યાલ આવી શકે.

અને જે સંસ્થાનો હિસાબ પદ્ધતિસર નિયમ પ્રમાણે ઓડિટ થઈ બહાર પાડવામાં આવતો હોય તેને બહુ રીતસર વર્તવું પડે છે. જવાબદાર ઓડિટરો હિસાબ તપાસવાના છે અને તેમની નિમણુક સામાન્ય સમિતિ કરે છે અને તેઓની કાયદેસર આકરી જવાબદારી છે એ હકીકતથી જ સંસ્થાઓ બહુ નિયમસર વર્તે છે. એના ઠરાવ વિરુદ્ધ વ્યય કરી શકાતો નથી, એની બજેટની રકમમાં ઠરાવેલી રકમથી ચાર આનાનો વધારે ખર્ચ થયો હોય તો પણ તે માટે સંમતિ મેળવવી પડે છે અને નિયમસર રોજમેળ ખાતાવહી અને જમે ઉધારના મૂલ વાઉચરો રાખવા પડે છે એ હકીકત જ સંસ્થાને નિયમવતી અને મર્યાદાની અંદર વર્તતી રાખે છે.

આ સંસ્થા શરૂઆતથી જ ટ્રસ્ટના ધોરણે હિસાબ રાખતી હોઈ, એના વાઉચરો બરાબર રખાતા હોઈ અને એના ઓડિટરો તદ્દન સ્વતંત્ર હોઈ એના હિસાબ માટે સાર્વત્રિક ઊંચો મત ચાલુ રહ્યો છે. શરૂઆતના ચૌદ વર્ષ સુધીનો એનો મેળ શ્રીયુત મુળચંદભાઈ હીરજી રાખતા હતા અને એ એવા સ્પષ્ટવક્તા હતા કે સગા ભાઈની શરમ રાખે નહિ અને એમનું એ વર્તન સુપ્રસિદ્ધ હોઈ એમના વખતમાં રાખેલા હિસાબ માટે તો એમના મેળ અને ખાતાવહી એ જ પ્રમાણપત્ર છે. પણ પછી તો સંસ્થાનું કામ ઘણું વધી ગયું, માસિક મેળની પદ્ધતિ વધતા જતા કામને અનનુરૂપ લાગી. એટલે શ્રી મુળચંદભાઈની માસિક મેળની પદ્ધતિ બંધ કરી, આખા સમયનો મહેતો રાખવાનો ઠરાવ થયો અને દરરોજનો મેળ રાખવાની પ્રથા શરૂ કરી. અત્યાર સુધી ત્યાર પછી એ પદ્ધતિ ચાલે છે.

સંસ્થામાંથી કોઈ પણ રકમનો ખર્ચ થાય કે રોકડ રકમ અપાય, ફી અપાય કે પુસ્તક ખરીદવામાં આવે, દાણા લવાય કે ઘી લવાય તે સર્વના વાઉચર શરૂઆતથી જ રાખવામાં આવે છે અને પરચુરણ ખર્ચના વાઉચર બનાવવામાં આવે છે. દરેક વાઉચર પર મંત્રીની નાની સહી (initial) થાય છે, તેના પર વાઉચર નંબર (સંખ્યા) ચઢતા અનુક્રમે મુનિમ લખે છે અને તે વાઉચર પર સહી કરવા પહેલાં તે પર સુપરિન્ટેન્ડેન્ટની સહી સેક્રેટરી પ્રથમ જુએ છે. સુપરિન્ટેન્ડેન્ટની સહી વગર સેક્રેટરી કોઈ વાઉચર પર સહી કરતા નથી.

વેપારીના આવેલા કે સંસ્થામાં બનાવવામાં આવેલ વાઉચર આ રીતે ત્રણ હાથમાં પસાર થાય છે. ઓડિટર પ્રત્યેક વાઉચર મેળ સાથે ચેક કરી જાય છે. આ રીતની વાઉચર પદ્ધતિનુ ધોરણ સંસ્થામાં શરૂઆતથી જ ચાલે છે. અત્યારે દર વર્ષે લગભગ ૫૦૦૦ વાઉચર થાય છે અને તે સર્વ આ વિધિમાંથી પસાર થાય છે.

એ જ પ્રમાણે સંસ્થાના પેમેન્ટ બની શકે ત્યાં સુધી 'ચેક'થી કરવામાં આવે છે. ચેકના કાઉન્ટર પર મંત્રી અને સુપરિન્ટેન્ડેન્ટની સહી (ઈનીશીઅલ) પ્રથમ કરવામાં આવે છે અને પ્રત્યેક ચેક પર એક મંત્રી અને કોશાધ્યક્ષની સહી કરાવવામાં આવે છે. આ દરેક ચેકના કાઉન્ટર પર ઓડિટર ચેક કરી લીલી પેન્સીલથી નિશાની કરે છે.

આ ઉધાર બાજુના હિસાબની વાત થઈ. જમે બાજુએ સંસ્થામાં કોઈ પણ નાની મોટી રકમનો સ્વીકાર રસીદ વગર થઈ શકતો નથી એવો પ્રબંધ શરૂઆતથી રાખવામાં આવ્યો છે. લવાજમ રસીદબુક ચઢતા નંબરની રહે છે, તેમાં લવાજમનાં બીલપર એક સેક્રેટરી અને ટ્રેઝરર સહી કરે છે અને વસૂલ લેનાર મહેતાજી વસુલ તારીખ ભરી પોતાની સહી કરે છે.

એ જ પ્રમાણે ચાલુ ખાતાની રસીદ બુક ચઢતા નંબર સાથે અલગ રાખવામાં આવે છે અને તેમાં ઉપર પ્રમાણે સહી થાય છે અને વસૂલ ભરાય છે. આ બન્ને પ્રકારની રસીદ બુકોના કાઉન્ટરમાં ઈનીશીઅલ કરવામાં આવે છે અને ત્રણે નાની સહી ઉપરાંત તેને ઓડિટર ચેક કરે છે.

આ ઉપરાંત પરચુરણ ભરણા–લોન રિફંડ, સ્નાત્રપૂજા, કોશન ફી, એપ્લીકેશન મની, છાપાવેચાણ, ભંડાર વસૂલ, વગેરે–માટે રસીદ બુક રાખવામાં આવે છે, તેમાં મહેતાજી તથા સુપરિન્ટેન્ડેન્ટની ટુંકી સહી અને એક સેક્રેટરીની સહી થાય છે અને તે આખી બુકના કાઉન્ટરનું ચેકીંગ ઓડિટર રંગવાળી પેન્સીલથી કરે છે. દરરોજના મેળપર એક મંત્રી અને સુપરિન્ટેન્ડેન્ટ સહી કરે છે અને વર્ષ આખરે ઓડિટ થયેલા હિસાબપર મંત્રીઓ કોશાધ્યક્ષ અને ઓડિટર સહીઓ કરે છે.

સંસ્થાની શરૂઆતથી અત્યાર સુધીના કુલવાઉચરો, ચેકની કાઉન્ટર બુકો, લવાજમ રસીદની કાઉન્ટર બુકો, રસીદના કાઉન્ટરો, બેન્ક પાસબુક, રોજમેળ અને ખાતાવહી સર્વ સંસ્થામાં મોજૂદ છે. હિસાબની ચોખવટને અંગે આટલી હકીકત કહી. એ પદ્ધતિ શરૂઆતથી જ ચાલે છે અને નવયુગની સંસ્થાને અનુકરણીય હોઈ તેનો અત્ર ઉલ્લેખ સકારણ કરવામાં આવ્યો છે.

માસિક કાચો હિસાબ દરમાસે કે બે માસે મંત્રી વ્યવસ્થાપક સમિતિમાં રજૂ કરે છે અને વર્ષને અંતે ઓડિટ થયેલો હિસાબ વ્ય૦ સમિતિમાં પસાર કરાવી ત્યારબાદ સાધારણ વાર્ષિક સામાન્ય સમિતિમાં રજૂ કરવામાં આવે છે. આ ધોરણ પચીશે વર્ષમાં એક સરખી રીતે સ્વીકારવામાં આવ્યું છે અને કોઈ પ્રકારના અપવાદ વગર પૂરતું ઉપયોગી કાર્યકર અને પરિણામદર્શક માલૂમ પડ્યું છે.

આવક

સસ્થાની ધનની આવકપર સસ્થાનો મુખ્ય આધાર છે એના વગર કોઈ સસ્થા ચાલી કે નભી શકતી નથી અને જે સસ્થાના કાર્યકર આવક તરફ બેદરકાર હોય તે ગમે તેટલા પ્રમાણિક કે કર્તવ્યનિષ્ઠ હોય તો પણ સસ્થા ટકી શકતી નથી કે પ્રગતિ કરી શકતી નથી શરૂઆતમા જણાવ્યુ તેમ આ સસ્થાને બીલકુલ વગર ફડે ચાલુ કરવામા આવી શરૂ કરી તે વખતે તેની પાસે પાચ પચીશ હજારનુ ફડ પણ નહોતુ, એટલે એને ફડ માટે તો શરૂ આતથી જ પ્રયાસ કરવાનો રહ્યો દરવર્ષે દશવર્ષ સુધી ઓછામા ઓછા રૂપીઆ એકાવન આપે તેને સસ્થાના આજીવન સભ્ય ( લાઈફ મેંબર ) ગણવાના ધોરણે સસ્થા શરૂ કરવામા આવી

લવાજમ.

આવી રીતે દરવર્ષે વસૂલ આવતી રકમને લવાજમનુ નામ આપ્યુ અને તે રીતે તે ખાતામા પ્રથમ વર્ષમા રૂા ૯૩૫૬-૦-૦ ની આવક થઈ પ્રથમના દશવર્ષ સુધીમા આ ખાતામા રૂા ૧,૪૨,૧૪૬, ની આવક થઈ એ હિસાબે એની પ્રથમના દશવર્ષમા સરેરાશ લગભગ ચૌ૦ હજારની આવક દરવર્ષે થઈ આમા કોઈ કોઈ શેઠીઆઓની વાર્ષિક રૂપીઆ એક હજારની આવક પણ હતી. દશમા વર્ષની આખરે આવા દશવર્ષની સહાયનુ વચન આપનારની કુલ સખ્યા ૨૧૫ ની હતી એટલે આ લવાજમ ખાતાના સભ્યોની પ્રથમના દશવર્ષમા સરેરાશ આવક વાર્ષિક રૂા ૬૬ ની થઈ પ્રથમ દશવર્ષની આખરે સ ૧૯૭૦ ના પ્રથમ વર્ષથી લવાજમ આપવાનુ શરૂ કરનારની મુદત પૂરી થઈ ગઈ, એટલે કેટલાક સભ્યોને ફરીવાર તેમની રકમ ચાલુ કરવા વિજ્ઞપ્તિ કરવામા આવી અને કેટલાકની અસલ પ્રમાણે અને કોઈ કોઈની ઓછી વધતી રકમ ચાલુ થઈ

પચીશ વર્ષમા આ લવાજમ ખાતામા કેટલી રકમની આવક દર વર્ષે થઈ છે તેની વિગત પરિશિષ્ટમા બતાવી છે, તે પરથી જોવામા આવશે કે લવાજમને અગે પચીશ વર્ષમા રૂા. ૨,૯૩,૮૮૦ ની આવક થઈ છે એ રકમનુ ઉચ્ચ બિન્દુ (climax) રૂા ૧૫,૮૩૭-૪-૦ પાચમા વર્ષ (૧૯૧૯-૨૦ ) મા આવે છે અને છેલ્લા પચીશમા વર્ષમા તે વર્ષના તથા આગલા વર્ષોની વસુલનો સરવાળો રૂા ૧૧,૧૯૧-૦-૦ થાય છે એટલે બીજી બાબતોમા જે ઉત્તરોત્તર પ્રગતિ સસ્થાની થઈ છે તે લવાજમની બાબતમા થઇ નથી એના કારણોમા મુખ્યત્વે કરીને બે માલૂમ પડે છે —૧ સસ્થા ધનવતી થઈ ગઈ છે એવી સામાન્ય ભ્રમણા. ૨. કાર્યકરોની લવાજમ ચાલુ કરાવવાની પ્રેરણા પરત્વે પ્રમાદ

આ બન્ને બાબતો વિચારવા યોગ્ય છે સસ્થા દર વર્ષે વટાવ ખાતે નુકશાન કરતી આવી છે વટાવ ખાતાની સ્થિતિનો ખ્યાલ બરાબર આવે તેટલા માટે તેની વિગત દરવર્ષની આખરની રકમ અનુસાર તારવીને પરિશિષ્ટમા મૂકી છે તે પરથી જણાશે કે શરૂઆતના દશ વર્ષો બાદ કરતા વટાવ ખાતુ ખવાતુ જાય છે અને પચીશમા વર્ષની આખરે તે ખાતામા રૂા. ૨૦,૧૭૫-૯-૧૦ લેણા ખેંચાય છે સસ્થાની આ સ્થિતિ ખરેખરી છે એ તો ટ્રસ્ટની રકમ ખર્ચમા વપરાઈ જાય અથવા કોશન મનીની રકમો ચાલુ ખર્ચમા વપરાય એટલે સસ્થા ચાલ્યા કરે છે, પણ એવી

સંસ્થાને ધનવતી નજ કહી શકાય. ઉપરના આંકડાઓ પરથી જણાશે કે દશમા વર્ષ (૧૯૨૫-૬) ને છેડે વટાવ ખાતામાં રૂા. ૭૬,૬૯૦-૦-૪ દેવા હતા અને લોન રિફંડ ખાતામાં રૂા. ૭૧૫૫-૯-૦ જમે હતા, જ્યારે પચીશમા વર્ષની આખરે વટાવ ખાતે લેણું ઉપર જણાવેલ રકમ (૨૦,૧૭૫-૬-૧૦) નું રહે છે અને લોન રિફંડની બધી રકમ (૧,૩૩,૦૯૦-૧૪-૩) ચાલુ ખર્ચમાં વપરાઈ ગઈ છે.

આ સ્થિતિ ધનવતી સંસ્થાની હોય? એ વિચારવાનું કાર્ય હિસાબના જાણકારોને જ સોંપીએ અને સંસ્થાના સભ્યો પોતાનું લવાજમ ચાલુ રાખે તે માટે જેમ કાર્યકરોએ પ્રયાસ કરવાની જરૂર છે, તેટલીજ જનતાએ તેના કાર્ય તરફ લક્ષ્ય આપવાની અગત્ય છે. કાર્યકરોને ખરચ કરવાની, પત્રવ્યવહાર કરવાની, શિસ્ત જાળવવાની અને આંતર વહીવટની જંજાળમાં રાખીએ અને સાથે તે આમ પૈસા માટે પણ પર્યટણ કરે એ ગમે તેટલું ગમતું કે અણગમતું હોય તે વાત બાજૂએ મૂકતાં તે અનુચિત તો ખરું જ એમ લાગે છે.

આપણે આ ઇતિહાસના પ્રસંગમાં બને ત્યાં સુધી ટીકા ન કરીએ, પણ વસ્તુનિર્દેશ કરી જરૂરી ભ્રમ હોય તે દૂર તો કરાવવો જ રહ્યો. બાકી પ્રયાસ કરવામાં આવે તો આ લવાજમ ખાતું ઘણું વધારી શકાય તેમ છે. એના ઘણા માર્ગો છે. દા. ત. કેળવાએલા વર્ગને અપીલ (વિજ્ઞપ્તિ) કરવી, જેમનાં લવાજમ પૂરાં થઈ ગયાં હોય તેઓને ચાલુ કરવા વિજ્ઞપ્તિ કરવી અને ધનવાન વર્ગને રકમમાં વધારો કરવા વિજ્ઞપ્તિ કરવી. સંસ્થાએ અત્યાર સુધી એટલું વર્ચસ્વ પાડયું છે કે જો એના મેબર થવા માટે વિજ્ઞપ્તિ કરવામાં આવે તો બની શકશે ત્યાંસુધી કોઈ નવયુગને સમજનાર જૈન તેમાં સહાય કરવામાં પાછી પાની નહિ કરે. સંસ્થાનો લાભ લેનાર મુંબઈ બહારના ૯૫ ટકા ઉપરાંત હોય છે; તેમની પાસે પણ વિજ્ઞપ્તિ કરી શકાય અને કેળવણીના કાર્યમાં સહાય કરવી એ અત્યારે આકરો વિષય નથી કે અપ્રિય વિષય નથી.

દરવર્ષે વટાવ ખાતે માંડી વાળવી પડતી રકમમાં વધારો ન થાય તેટલા માટે હાલ તુરતમાં ૫૦૦ સભ્યો વધારે કરવામાં આવે તો દશવર્ષ સુધી તેમની પાસેથી દરવર્ષે ૨૫૫૦૦ મળે, તો કાંઈ નહિ તો નવી ખોટ તો ન થાય અને વિદ્યાર્થી સંખ્યામાં વધારો ન કરવામાં આવે તો પણ સંસ્થા પોતાના પગપર ઊભી રહી શકે. આ હકીકત ખાસ લક્ષ્યપર રાખવા જેવી હોઇને ઇતિહાસના વિષયમાં તે સહજ અપ્રસ્તુત હોવા છતાં તેને સ્થાન આપવામાં આવ્યું છે. પચીશ વર્ષનાં લવાજમ ખાતાના ચઢતા ઊતરતા આંકડા વિચારવાથી (જુઓ પરિશિષ્ટ) ઘણી બાબત પર પ્રકાશ પડશે અને કાર્યવાહકોને કર્તવ્ય દિશાનું સૂચન થશે એટલું જણાવી સંસ્થાની આવકના બીજા વિભાગ પર ધ્યાન આપીએ.

તદ્દન ધોરણ વિરુદ્ધ કામ થતું નથી તે જણાવવા ખાતર અહીં એક વાતની સ્પષ્ટતા કરવાની જરૂર છે ચાલુ ખાતા નં. ૨ માં રૂા. ૧,૦૭,૯૧૮-૦-૦ ની રકમ પચીશમા વર્ષમાં જમે છે એ વટાવ ખાતે લઈ જવાની રકમ છે. એ રકમની પાછળ ઇતિહાસ છે તે આગળ રજૂ કરવામાં આવશે તે રકમ જ્યારે વટાવ ખાતે લઈ જવામાં આવશે ત્યારે વટાવ ખાતે લેણાની રકમ દેવામાં ફેરવાઈ જશે એ ખરું છે, પણ દર વર્ષે વટાવ ખાતે ખાદ લાગે છે એ હકીકત તો ઊભી જ રહે છે અને તેમ વધારે થતું અટકે એમ કરવાની તાત્કાલિક જરૂર છે.

સંસ્થામાં વર્ષો સુધી સહાયની મદદ કરવાનું વચન આપવાની બાબતમાં કેટલાક બંધુઓને સંકોચ થાય છે તેમને મનમાં ભીતિ રહે છે કે ભવિષ્યમાં પોતાની સ્થિતિ સારી રહેશે તેનો ભરોસો શો અને કદાચ પોતે અવસાન પામે તો દેવાદાર રહી જાય અને એવા પ્રકારના પ્રશ્નો થતાં સંસ્થાએ નાણાં ભરવાની બાબતમાં નવું નિયમનો સ્વીકાર કર્યો છે અને તે પ્રત્યેક લવાજમ ભરવાના વિજ્ઞપ્તિપત્રમાં દાખલ કર્યો છે તે આ પ્રમાણે છે

"સંસ્થા બંધ થાય, મારી સ્થિતિમાં મોટો ફેરફાર થાય, અથવા મારું શરીર પડી જાય તો હું સંસ્થાનો દેવાદાર રહેતો નથી એ સંસ્થામાં નાણાં ભરવાનો નિયમ છે તેને આધીન રહીને આ ફારમ ભર્યું છે"

આમાં પૈસા ભરનારની સર્વ ગચવણોનો નિકાલ છે સંસ્થા કદાચ કોઈ કારણે બંધ થઈ જાય તો પણ દેવું રહેતું નથી, પરભવમાં આપવું પડવાનું નથી અને તે જ નિયમ સ્થિતિમાં ફેરફાર કે ભરનારના અવસાનને લાગુ પડે છે આ આખો પ્રબંધ ઘણા વિચાર પછી યોજાયો છે સ્થિતિમાં મોટો ફેરફાર તે ખરાબ ફેરફાર સમજવાનો છે, સારા માટે 'મોટો' ફેરફાર થાય તેણે પોતાની રકમ સ્વતઃ વધારવાની છે એ વાત અહીં એટલા માટે લખી છે કે એથી ઊલટો અર્થ કરવાનો પ્રયાસ એક બંધુએ જરા વિનોદમાં કર્યો હતો આટલા ખુલાસા પછી કોઈને નૈતિક કે ધાર્મિક વાધાને અંગે દશ વર્ષ સુધી સહાય આપવાનું વચન આપવામાં સંકોચ કરાવે એવું રહેવા દીધું નથી એમ જણાયા વગર રહેશે નહિ

<u>ચાલુ ખાતું</u>

કેટલાક બંધુઓ સંસ્થાને દશે વર્ષની રકમ એકી સાથે આપી દે છે, કોઈ એકજ વખત નાની મોટી રકમ ભેટ આપે છે, કોઈ લગ્ન પ્રસંગે સંસ્થાને ભેટ મોકલે છે અને કોઈ પર્યુષણ પ્રસંગે સંસ્થાને નામે સંસ્થા તરફ રકમ મોકલે છે આવી નાની મોટી ભેટની રકમ ચાલુ ફંડ ખાતે જમે થાય છે એમાં ચાર આનાથી માંડીને એક, બે, પાંચસો, હજાર અને તેથી પણ વધારેની રકમ ભેટ મળે છે પર્યુષણ પર્વમાં સંસ્થા તરફથી ઝોળી ફેરવતાં તેમાં બહેનો ભાઈઓ નાની રકમ આપતા હતા આ સર્વ રકમ ચાલુ ખાતામાં જમે થાય છે આ ચાલુ ખાતામાં દરવર્ષે કેટલી રકમ આવી તેનો સરવાળો પરિશિષ્ટમાં રજુ કર્યો છે પ્રથમના દશ વર્ષમાં આ ખાતે રૂા ૭૮,૧૦૭-૫-૧ ની આવક આ ચાલુ ખાતામાં થઈ હતી. પચીશ વર્ષનો આ ખાતાનો સરવાળો રૂા. ૧,૨૦,૭૨૦-૧-૦ થાય છે, એટલે પચીશ વર્ષમાં દર વર્ષની સરેરાશ કાઢતાં આ ખાતે રૂા ૪૮૨૫) પ્રત્યેક વર્ષમાં આવ્યા ગણાય.

આ ખાતામાં પણ ક્રમિક વધારો જોવામાં આવતો નથી શરૂઆતમાં આ ખાતાની રસીદો પાનાઓ ભરીને વાર્ષિક રિપોર્ટમાં આવતી હતી, હવે તો ભાગ્યે એક પાનું ભરાય છે એની પાછળ સંસ્થા તરફ ઉપેક્ષા નથી, પણ સંસ્થા ગમે ત્યાંથી નભાવી લેશે અને તે માટે જે પ્રયાસ કરવો જોઈએ તેમાં બેદરકારી કે આળસ કારણભૂત જણાય છે આવા ખાતાઓ જન્મે ત્યારથી પાંગળા હોય છે, એને ઉપાડનાર અને આગળ ધપાવનારમાં જેટલો ઉત્સાહ તેટલું ખાતાનું જોર રહે છે બાકી આગળપાછળની રકમથી સંસ્થાનું ગાડું ગગડ્યા તો કરે, પણ એનો ક્રમિક વિકાસ થભાઈ જાય છે એટલે આ ચાલુ ખાતું પણ ક્રમસર વધતું જાય તે માટે

ચાલુ પ્રયત્ન રાખવાની જરૂર છે. દરેક માણસને સારા માઠા પ્રસંગો જરૂર વખતો વખત આવે છે. સંસ્થાને ચાલુ સહાયની જરૂર છે એ વાત જો જનતાને ઠસાવવામાં આવે અને હવે તો વિદ્યાલયના ભાવુકો ઠામ ઠામ પહોંચી ગયા છે તે આ વાત લક્ષ્યમાં લે, તો ચાલુ ખાતામાં પણ સારી ઉત્પન્ન થાય.

ચાલુ ખાતા નં. ૨.

સંસ્થાના સત્તરમા અને અઢારમા વાર્ષિક રિપોર્ટમાં ઓડિટરોએ સંસ્થાની નાણા સંબંધી સ્થિતિપર નુકતેચીની કરી હતી. તેમણે પોતાના રિપોર્ટમાં જણાવ્યું હતું કે સંસ્થા હસ્તકના ટ્રસ્ટ ફંડોનું રોકાણ જોતાં મૂળ રકમ સામે રોકાણો પૂરતાં નથી. તેમના મત પ્રમાણે ટ્રસ્ટ ફંડોનાં રોકાણ અલગ હોવાં જોઇએ. (સત્તરમો વાર્ષિક રિપોર્ટ પૃ૦ ૩૪ થી). કેટલીક નોટો ઓછે ભાવે વેચાણી હતી અને સંસ્થાને ચાલુ નુકસાનમાં કામ કરવું પડતું હતું.

આ સૂચના ઉપર વ્યવસ્થાપક સમિતિએ તુરત ધ્યાન આપ્યું. અઢારમા વર્ષમાં ફંડ એકઠું કરવા એક સમિતિ નીમવામાં આવી (તા. ૨-૪-૧૯૩૩). અને ખાસ કરીને શેઠ રણછોડભાઈ રાયચંદ તથા ડૉ નાનચંદ કસ્તુરચંદ મોદીના પ્રયાસથી અને રા. સા. શેઠ રવજીભાઈ સોજપાળની ઉદાર શરૂઆતથી આ ફંડ ખૂબ ફાલ્યુંફૂલ્યું. સમિતિએ આ નવા ચાલુ ફંડ (નં. ૨) માં રૂપીઆ એક લાખ એકઠા કરવાની ધારણા રાખી હતી અને આ ખાસ સમિતિના પ્રયાસથી ઓગણીશમા વર્ષ (૧૯૩૩-૩૪) માં રૂા. ૪૩,૯૮૩) વસૂલ થયા, વીસમા વર્ષમાં રૂા. ૩૩,૧૬૭) વસૂલ થયા અને ત્યાર પછીના વર્ષમાં વધીને પચીશમા વર્ષની આખરે એ ફંડની રકમ રૂા. ૧,૦૭,૯૧૮) ની થઈ છે. હજુ એ ફંડ બંધ કરવામાં આવ્યું નથી, એનો હવાલો પાડવામાં આવ્યો નથી, પણ એની રકમ તો ચાલુ વપરાશમાં જ છે. આ રકમનો હવાલો પડતાં વટાવ ખાતે રકમ લેણી પડે છે તેનો તો નિકાલ થઈ જશે, પણ પાછી દર વર્ષે વટાવ ખાતે રકમ માંડવી પડે છે તે બાબત વિચારવાની તો રહેશે.

સમિતિના પ્રયાસથી અને સભ્યો તથા અન્ય બંધુઓના સહકારથી સંસ્થાપર કાયદેસર જે જવાબદારી ટ્રસ્ટફંડોને અંગે હતી તે પૂરી થઈ, સમિતિએ સુંદર કાર્ય કરી સંસ્થાનો પાડ મનાવ્યો અને શેઠ રણછોડભાઈ રાયચંદ આદિ બંધુઓએ એક લાખ મેળવી આપવાની પ્રતિજ્ઞા પૂરી કરી, એટલું જ નહિ પણ એમાં શિખર ચઢાવ્યું એ અતિ અભિનંદનપાત્ર હકીકત છે.

આ ચાલુ ફંડ નં. ૨ માં દરવર્ષ ૧૮ મા વર્ષથી ૨૫ સુધી કેટલી ઉત્પન્ન થઈ તેની વિગત પરિશિષ્ટમાંથી મલશે. પચીશમા વર્ષની આખરે આ ખાતામાં કુલ ઉત્પન્ન કેટલી થઈ તેનો આંકડો ત્યાંથી મળશે અને ઉપર જણાવ્યું તેમ તે રકમ (રૂા. ૧,૦૭,૯૧૮) ની થાય છે.

પરચુરણ ખાતાઓ.

આ સિવાય સંસ્થા હસ્તકે નાનાં નાનાં પરચુરણ ખાતાંઓ છે. દા. ત. લાઈબ્રેરી-પુસ્તકાલય, યુનિવર્સિટી સાહિત્ય, હીસ્ટરી ઓફ ટેરીફ પબ્લિકેશન ખાતું, ધાર્મિક શિક્ષણ સહાય ખાતું વગેરે એવા એવા પ્રત્યેક ખાતામાં વિગતવાર આવક સરવાળે પચ્ચીશે વર્ષમાં કેટલી થઈ તેનો સમુચ્ચય સરવાળો પરિશિષ્ટમાં જોવામાં આવશે, તે પરથી જણાશે કે આવી પરચુરણ સહાયની કુલ-

રકમ પચીશ વર્ષમા રૂા ૨૪,૯૧૦-૧૫-૨ થઈ છે આમા દેરાસર ખાતુ ગણવામા આવતુ નથી દેરાસર ખાતાનો સર્વ ખર્ચ સસ્થામા ખર્ચ ખાતે ઉધારવામા આવે છે અને આવક દેરાસર માટે, જીર્ણોદ્ધાર માટે અથવા આભૂષણુ માટે ખર્ચવામા આવે છે આથી દેરાસરની આવક સસ્થાની આવક સાથે શરૂઆતથીજ ભેળસેળ થવા દેવામા આવી નથી આ પરચુરણ ખાતાની સદર રોકડ રકમ ઉપરાત સસ્થાને પુસ્તકો તથા વસ્તુઓ ભેટ મળ્યા છે તેની રોકડમા ગણના કરવામા આવી નથી

મકાન ફડ

સસ્થાના ત્રીજા વર્ષથીજ સસ્થામાટે પોતાનુ મકાન કરવાની જરૂર લાગી, કારણુ કે મકાનની સ્થિરતામા જ સસ્થાની સ્થિરતા છે એ વાતનો સાર્વત્રિક સ્વીકાર થયો એટલા માટે સસ્થાના ત્રીજા વર્ષ (સને ૧૯૧૭-૮) મા આચાર્યશ્રી વિજયવલ્લભસૂરિના આશીર્વાદથી તેઓની હાજરીમા આ ફડની શરૂઆત કરી આ ફડ માટે બીજો મોટો પ્રયાસ દશમા વર્ષમા કરવામા આવ્યો ત્રીજા વર્ષથી દશમા વર્ષ સુધીમા આ ફડ ખાતે કુલ રૂા ૨,૩૧,૮૪૨-૨-૯ ની આવક થઈ તેમા પ્રથમ પ્રયાસમા રૂા ૧,૪૧,૪૮૭-૪-૦ થયા અને બીજા પ્રયાસમા રૂા ૮૦,૩૫૪-૧૪-૯ થયા ત્યાર પછી એ ફડ ચાલુ રાખવામા આવ્યુ છે પચીશમા વર્ષની આખરે રૂા ૨,૬૨,૬૯૮-૧૦-૧૧ એ ફડમા વસૂલ થયા છે જ્યારે માલેકીના મકાન ખાતે રૂા ૪,૩૦,૩૨૫-૧૩-૬ ની રકમ ખેંચાય છે

પ્રત્યેક વર્ષે મકાન ફડમા કેટલી રકમ વસૂલ થઈ છે તેની વિગત પરિશિષ્ટમા બતાવી છે મકાનના ભાડા ધાર્યા કરતા કમતી આવવાને પરિણામે ધારી આવક થઈ નથી, પણુ સસ્થાના વિદ્યાર્થીઓનુ આરોગ્ય વધે તેવુ મકાન, દેરાસર, ભોજનગૃહ અને સર્વ સામગ્રી સાથે સાપડ્યુ છે એ ઘણી સતોષની વાત છે મકાન ફડને અગે જૈન જનતાએ સારો જવાબ આપ્યો છે અને આશા રહે છે કે તે ખાતામા લગભગ એકલાખ સીત્તેર હજારનુ દેવુ (ચોક્કસ રકમ બોલીએ તો રૂા ૧,૬૭,૬૨૭-૨-૭) રહે છે તે કોઈ વખત જનતા વસૂલ કરી આપશે

ટ્રસ્ટ ખાતાની રકમ આ મકાન બધાવવાના ખર્ચમા વપરાઈ છે, તેથી જ્યા સુધી એ રકમના અલગ રોકાણો ન થાય ત્યાસુધી તે સસ્થાના મકાનમા રોકાયલા છે એમ ગણવાનુ છે

સમુચ્ચય આવક

આ રીતે લવાજમ ખાતા વિગેરેમા નીચે પ્રમાણે સમુચ્ચય આવક પચીશ વર્ષમા થઈ

| | |
|---|---|
| લવાજમ | ૨,૬૩,૮૮૦—૦—૦ |
| ચાલુ ન ૧ | ૧,૨૦,૭૨૦—૧—૦ |
| ચાલુ ન ૨ | ૧,૦૭,૮૧૮—૦—૦ |
| મકાન ફડ | ૨,૬૨,૬૯૮-૧૦-૧૧ |
| સ્થાયીફડ | ૧૪,૮૮૧—૦—૨ |
| પરચુરણ | ૨૪,૯૧૦—૧૫-૨ |
| | રૂા ૭,૯૪,૦૧૮—૧૧-૧ |

એ રીતે જનતાએ સંસ્થાને રૂા. ૭,૯૫,૦૧૮-૧૧-૧ પચીશ વર્ષમાં આપ્યા છે.

એ ઉપરાંત પચીશ વર્ષમાં સંસ્થાને રૂા. ૧,૫૧,૬૬૪-૨-૯ ટ્રસ્ટ ફંડોના મળ્યા છે તેની વિગત આ અહેવાલમાં સપૂર્ણ બાબતો સાથે આપી છે. ટ્રસ્ટની મૂળ રકમ સંસ્થાને જનતાએ આપી છે એટલે બહારથી રોકડ રકમની મદદ સંસ્થાને પચીશ વર્ષમાં રૂા. ૯,૪૬,૬૮૨-૧૩-૧૦ની થઈ ગણાય.

## પેદા કરેલી આવક.

આ ઉપરાંત પચીશ વર્ષમાં વિદ્યાર્થી લોન રિફંડમાં સંસ્થાને રૂા. ૧,૩૩,૦૯૦-૧૪-૩ પાછા મળ્યા છે. વિગત ઉપર આવી ગઈ છે અને પ્રત્યેક વર્ષની રિફંડની રકમની વિગત પરિશિષ્ટમાં બતાવી છે. આ તો કરેલ ખર્ચ પાછો મળ્યો એટલે એને જનતાએ આપેલ રકમ ન કહેવાય.

ભાડાની આવક :—સંસ્થાના મકાનો થયા પછી દુકાન અને રહેવાસનાં મકાનોના ભાડાની આવક દર વર્ષે કેટલી થઈ છે, તેને અંગે દર વર્ષે મ્યુનિસિપલ બીલ અને રિપેરનો ખર્ચ કેટલો થયો છે તેના આંકડા પરિશિષ્ટમાં બતાવ્યા છે. એની ચોખ્ખી આવક રૂા. ૧,૩૩,૫૮૦-૦-૯ પચીશ વર્ષમાં થઈ છે તે સસ્થાએ ઉત્પન્ન કરેલ આવક છે.

સંસ્થાના નાણા સરકારી જામીનગીરી અથવા મારગેજમાં રોક્યા હોય તેના વ્યાજની રકમ દરવર્ષે આવે તેની આવકનો સરવાળો, તેમાંથી ટ્રસ્ટોને મજરે આપેલ વ્યાજની રકમ અને એ પ્રકારની ડીવીડન્ડ કે વ્યાજની આવકની વિગત વર્ષવાર પરિશિષ્ટમાં બતાવી છે. સંસ્થાની પોતાની વ્યાજની આવક કેટલી નાની છે તેનો ખ્યાલ તે ઉપરથી આવશે.

જનતાએ આપેલ અને સંસ્થાએ ઉત્પન્ન કરેલ આવકની વિગત સમુચ્ચયે નીચેપ્રમાણે થાય છે.

| | | | |
|---|---|---|---|
| લવાજમો (૨૫ વર્ષમાં) | ૨,૬૩,૮૯૦—૦—૦ | વ્યાજ | ૫૫,૨૫૭-૧૨-૧ |
| ચાલુખાતું નં. ૧ ,, | ૧,૨૦,૭૨૦—૧—૦ | ભાડું | ૨,૦૯,૧૪૦-૬-૧ |
| ,, નં. ૨ ,, | ૧,૦૭,૯૧૮—૦—૦ | લોન રિફંડ | ૧,૩૩,૦૨૨-૬-૪ |
| શેઠ વાડીલાલ સારાભાઈ | ૧,૦૦,૦૦૦—૦—૦ | પેઈંગ તથા ટ્રસ્ટ | |
| સ્થાયી ફંડ ( ૨૫ વર્ષમાં ) | ૧૪,૮૮૧—૦—૦ | વિદ્યાર્થી ફ્રીઝ | ૧,૦૫,૮૪૪-૧-૦ |
| મકાનફંડ (૨૫ વર્ષમાં) | ૨,૬૨,૬૯૮-૧૦-૧૧ | | ૫,૦૩,૨૬૪-૯-૬ |
| પરચુરણ ,, | ૨૪,૯૧૦-૧૫—૨ | | |
| | ૮,૯૫,૦૧૮-૧૧—૮ | | |

ઉપરની રકમો ઉપરાંત ટ્રસ્ટની રકમો આવી છે, તેનો ઉલ્લેખ અલગ કર્યો છે. તેમાં મૂળ રકમ રૂા. ૧,૫૧,૬૬૪-૨-૯ ની આવી છે, તેનો ઉમેરો ઉપરની રકમમાં કરવાનો છે. ટ્રસ્ટના વહીવટ, દાનની રકમમાં મૂળ ટ્રસ્ટની રકમ વધારતાં સંસ્થાને મળેલી કુલ રકમ રૂા. ૧૦,૪૬,૬૮૨-૧૩-૧૦ની થાય છે.

આવી રીતે જૈન કોમના ઉદાર દીલના બધુઓએ આ નવયુગની સામાજિક સસ્થાને લાખો રૂપીઆ આપ્યા છે અને તે રકમોની મદદથી એણે રિફડ મેળવી, ભાડુ ઉપજાવી, વ્યાજ ઉપજાવી એમા વધારો કર્યો છે લવાજમ ભેટ અને ફડોની રકમનો સરવાળો મોટો થાય છે, પણ તે પચીશ વરસનો છે એ રકમ યોગ્ય ગણાય, પણ જૈન સમાજની કેળવણીની ભૂખ જોતા ઓછી ગણાય

સસ્થા માગ્યા કરે છે અને કરશે, છતા જૈન કોમે તેને જે મદદ કરી છે, વગર સકોચે હાથ લબાવ્યો છે તે માટે તેનો આભાર માનવાનો જ રહે છે પારસી કોમ સિવાય બીજી કોઈ કોમ આવા ઉદારતાના સતત ઝરાની આશા ન રાખે અમે માગીએ, પ્રેરણામાટે કોઈ વાર ચીમકી પણ લગાવીએ, અને કોઈ વાર ગૃહસ્થ વર્ગની ટીકાપણ કરી બેસીએ, પણ છતા જૈન કોમ ઉદાર છે, કદરદાન છે અને આપવામા પાછુ વાળી જોતી નથી એ તો વગર સકોચે સ્વીકાર કર્યા વગર રહેવાય તેમ નથી હજુ ઘણુ માગશુ અને તમે આપશો તેની ખાતરી છે કરેલ દાન માટે આભાર માનવાનો છે અને આનદોર્મિ બતાવવાનો આ પ્રસગ છે

<u>ખરચ</u>

સસ્થાના ખર્ચના મુખ્ય ત્રણ ભાગ પાડી શકાય

(૧) બહારનો ખર્ચ કોલેજમા અભ્યાસની ફી, પુસ્તક ખર્ચ, ધાર્મિક શિક્ષણ

(૨) અદરનો ખર્ચ ભોજન ખર્ચ, રીડીંગ રૂમ, ગેમ્સ, દવા, દિવાબત્તી, બિછાના વિગેરે

(૩) વહીવટી ખર્ચ જેમા પગાર, પોસ્ટેજ, ઓડિટ, દેરાસર ખર્ચ, છપામણી, સ્ટેશનરી અને ટેલીફોન વિગેરેના ખર્ચનો સમાવેશ થાય છે

આ ઉપરાત બહારગામ અભ્યાસ કરતા વિદ્યાર્થીને લોન આપી તેની વિગત અલગ છે

તે ઉપરથી જોવામા આવશે કે પ્રથમ વર્ષમા ફીનો ખર્ચ રૂ. ૧૮૮૧-૫-૩ થયો હતો તે પચીશમા વર્ષમા વધીને રૂ. ૨૭,૬૩૦-૯-૯ થયો છે આની સામે અદરનો ખર્ચ સરખાવતા જણાય છે કે એ પ્રથમના વર્ષમા રૂ. ૪૬૬૩-૯-૮ હતો તે વધીને પચીશમા વર્ષમા રૂ. ૧૬,૧૪૪-૧-૧૦ થયો છે ભોજનખર્ચ પ્રમાણમા વધ્યો નથી, પણ ફી પુસ્તકનો ખર્ચ, ઘણો વધ્યો છે

એકદર ખર્ચ દર વર્ષે વધતોજ જાય છે તે સાથેના આકડા પરથી જોવામા આવશે. ઉપર જણાવેલા ત્રણ બાબોને અગે પચીશ વર્ષમા કુલ ખર્ચ રૂા ૭,૮૫,૭૬૪-૧૫-૨ થયો છે તેમાથી પેઇંગ અને ટ્રસ્ટ બોરડરોની ફીઝના રૂા ૧,૦૫,૮૪૪-૧-૮ બાદ કરતા રૂા ૬,૭૯,૯૨૦-૧૩-૬ કુલ ખર્ચ થયો તેની સામે લોન ખાતામા રૂા ૫,૩૬,૯૭૫-૮-૫ મડાયા છે એટલે ખર્ચ કરતા લોન ઓછી રકમની લેવામા-માડવામા આવે છે તે સ્પષ્ટ થશે.

આ ઉપરાંત મકાનોના ખર્ચની હકીકત સામે મકાનભાડાની આવક ગણવાની છે, ટ્રસ્ટ ખાતાને વ્યાજ મજરે અપાય તેમાંથી ભણુતા વિદ્યાર્થીઓની આવક પેઈંગ વિદ્યાર્થીની આવકમાં જમે થાય છે એ હકીકત લક્ષ્યમાં લેવાની છે.

આપણે અત્ર પચીશમા વર્ષના ખર્ચનો આંકડો જરા વિગતથી વિચારી જઈએ

| | |
|---|---|
| કૉલેજ ફી. પુસ્તક વિ. બહારના ખર્ચના. | રૂા. ૨૭,૬૩૦-૯-૯ |
| ભોજન રીડીંગ રૂમ ગેમ્સ અંદરના ખર્ચના | રૂા. ૧૬,૧૪૪-૧-૧૦ |
| વહીવટી ખર્ચના | રૂા. ૬,૫૫૬-૩-૦ |
| ટ્રસ્ટોને વ્યાજ મજરે આપ્યાના | રૂા. ૪,૬૪૯-૪-૦ |

એ રીતે કુલ ખર્ચ રૂા ૫૪,૯૮૦-૨-૭ થયો. એટલે આપણને સંસ્થા પચીશમા વર્ષની આખરે હતી તે સ્થિતિમાં ચલાવવા માટે દરવર્ષે ઓછામાં ઓછી રૂા. ૫૫૦૦૦-૬૦૦૦૦ ની આવક તો જરૂર જોઈએ. એમાં મકાનના મોટા રિપેર તથા મ્યુનિસિપલ બીલના ખર્ચના લગભગ રૂા. ૫૬૦૨-૦-૩ વધારે ગણીએ તો સાઠહજારથી વધારેજ આવક જોઈએ. તેની સામે આવકના આંકડા તપાસશો તો જણાશે કે આવકમાં વધારો કરવાની જરૂર છે. બહુ વિચાર કરીને ઓછામાં ઓછા ખરચે, પણ સારામાં સારી રીતે સંસ્થાનો વહીવટ કરવામા આવે છે. એમાં બચતને સ્થાન નથી. હિસાબ ઓડિટ કરાવવામાં આવે છે અને સંસ્થાના આતર વહીવટની ફરિયાદો ઉપર સહાનુભૂતિથી તપાસ અને નિકાલ કરવામાં આવે છે.

ખર્ચની દરેક વિગતો વાર્ષિક રિપોર્ટમાં છપાવવામાં આવે છે તેથી તે પર વધારે વિવેચન કરવાની જરૂર લાગતી નથી. કૉલેજોમાં ફીની રકમ એટલી વધી ગઈ છે કે જ્યાં સંસ્થાની શરૂઆતની એક ટર્મની ફી રૂા. ૪૨) હતી ત્યાં અત્યારે ૯૬ રૂપિયા થયા છે અને મેડિકલ કૉલેજની ફી તો તેથી પણ ઘણી વધારે વધી ગઈ છે. આપણે વિદ્યાર્થીઓને ભણાવેજ છૂટકો છે. આપણા સમાજનું જે સ્થાન હતું તે રાખવા માટે, આપણી તીર્થરક્ષા, સાહિત્ય-પ્રકાશન, જીર્ણ મંદિરોદ્ધાર અને બેકારીનિવારણનો એક જ ઉપાય કેળવણીનો છે. ભણ્યા વગર છૂટકો નથી, જગતને અહિંસાના પાઠ ભણેલા જ આપશે, જગતના પ્રશ્નના નિકાલ અહિંસા જ કરશે અને જગતને ચિલ્લે ચાલવા માટે કેળવણી વગર આપણો અન્યા આરો નથી.

ભણતરની કિંમત પગાર કે બદલાથી કરવાની નથી, ખર્ચ સામું જોવાનું નથી, આખા મધ્યમ વર્ગની પ્રગતિની વાત ન વિચારીએ, પણ તેમની જે સ્થિતિ છે તે કાયમ રહે તે માટે પણ કેળવણીના પ્રશ્નનો નિકાલ એ જ આપણું સાધ્ય હોવું ઘટે.

લાખો રૂપીઆ ખરચી કેળવણી આપી તેનાં પરિણામો જોવાં હોય તો એ ભણેલાના હૃદયો તપાસો, એમના પૂર્વકાળનો અભ્યાસ કરો, એમના સમવયસ્કોની સ્થિતિની વિગતો તપાસો એટલે કેળવણીના ખર્ચને અનિવાર્ય ગણવા ઉપરાંત ખાસ જરૂરી-આવશ્યકીય ગણવો પડશે. તમે બીજા ગમે તે ખર્ચ કરો તે તમારી મરજીની વાત છે, અમારો તેમાં વિરોધ નથી, અમારા અભિપ્રાયને તેમાં સ્થાન નથી, પણ એક વાત તો અમે ભાર મૂકીને કહીએ છીએ કે આ ઈતિહાસ વાંચ્યા પછી તમે કેળવણીનાં કાર્યમાં લાખો ખરચ્યા અને તમારી ઉદારતાથી આ સંસ્થાએ તેનો વ્યય કર્યો તેમાં જો તમે જરા પણ ભૂલ કરી લાગતી હોય

તો વધારે ઝીણવટથી ઊંડા ઉતરો કેળવણીનો પ્રશ્ન અતિ મહત્ત્વનો છે, એમા ખર્ચેલ પાઈએ પાઈનો બદલો મળી શકે તેમ છે એટલુ જ નહિ, પણ એનો ભરપટ્ટે અનેકગણો બદલો મળે છે, મળ્યો છે અને મળી રહ્યો છે તેના હવે તો જીવતા દાખલાઓ તમારી પાસે રજૂ કરી શકાય તેમ છે

આ આવક ખરચનો હિસાબ તમારી પાસે બતાવવાનો મુદ્દો એ જ છે કે આપ એને હજારો કે લાખોના આકડા ગણશો નહિ આટલી રકમને એક વર્ષના સરેરાશે ભાગી નાખશો તો એટલી રકમ તો એક ધનવાન દર વર્ષ પોતાના મોજશોખમા વાપરી નાખે છે એ આખો ઇતિહાસ એક રીતે આપણી કમજોરી બતાવે છે આટલા નાના ખર્ચમા આટલુ પરિણામ બતાવનાર સસ્થાને આપણામાથી કોઈ "જૈનની મહાન સસ્થા" કહેવા લલચાઈ જાય, તો તેને એક જ જવાબ હોઇ શકે અને તે એ છે કે દીલ્હી હજુ ઘણુ દૂર છે આપણુ કર્તવ્ય છે તેના બાહ્ય શરીરને આપણે હજુ મહજ માત્ર સંસ્પર્શી શક્યા છીએ આપણે તો મોટા વિશ્વવિદ્યાલયો જોશે, આપણે પુરાતત્વના ખાતાઓ જોશે, આપણે નિષ્ણાતોના ચર્ચામડપો જોશે આપણે વર્તમાન પદ્ધતિએ આગમ અને શાસ્ત્રોના પ્રકાશન ખાતાઓ જોશે, આપણે સાહિત્ય પ્રકાશનના થોકડાને થોકડા જોશે અને આપણે વિદ્યામદિરો ગામે ગામે અને શહેરે શહેરે કરવા પડશે આ તો હજુ પારેશમા પહેલી પુણી જેવું કામ થયુ છે, તેનો ઇતિહાસ માત્ર પ્રેરણા મળે તે કારણે તૈયાર કર્યો છે, તેમાથી કર્તવ્યભાન થાય એ એનો ઉદ્દેશ છે અને એને શરૂઆત કરવાનુ પ્રારભિક બિંદુ ( Starting point ) ગણવામા આવે એ એનુ રહસ્ય છે

ખરચમા કાપકૂપને સ્થાન નથી, દર વર્ષે જે અરજીઓ પાછી વાળવી પડે છે તે નજરે તેમા મોટો વધારો કરવાની જરૂર છે, ખરચમા મોટો વધારો કરવા માટે મોટી આવકની જરૂર છે અને મોટી આવક માટે જાહેર જનતાના સહકાર વહેવારુ સહકારની જરૂર છે

ખરચની વધારે વિગતો આપી આ દળદાર ઇતિહાસને વધારે લાબો કરવાની જરૂર નથી. એમા હજારો વાઉચરો અને અનેક બાબતો આવે છે, એમા ઘી દૂધ શાક દાણાથી માડીને એ વસ્તુઓ કયાથી ખરીદવી, એને કેવી રીતે સાફ કરાવવી, ઓછામા ઓછા ખરચે સારામા સારી વસ્તુઓ કઈ રીતે પૂરી પાડવી અને શોખ કરતા આરોગ્ય ઉપર અને મોજ કરતા તદુરસ્તી ઉપર કેવી રીતે ધ્યાન આપવુ તેની વિગતો આવે છે અને એ તો સસ્થામા આવી તેનો બારિક અભ્યાસ કરવામા આવે તો જ તેની ખૂબી ખામી સમજાય તેવુ છે ધાર્મિક શિક્ષણનો ખર્ચ સરેરાશ રૂા. ૧૫૦૦ દર વર્ષે આવે છે અને તે ઉપરાત પુસ્તક પ્રકાશન કે ઇનામની રકમ જુદી થાય છે દેરાસરજી ખર્ચ રૂા. ૨૫૦-૩૦૦ દર વર્ષે થાય છે અને સ્ટાફ ખર્ચ લગભગ રૂા ૪૦૦૦ દર વર્ષે થાય છે આ સર્વ ખરચો મધ્યમસરના છે અને આથી ઓછે ખરચે સસ્થાનો વહીવટ ચલાવી શકાય નહિ તેમ ધારવામા આવે છે જરૂરી ખર્ચનો સકોચ કરવામા આવતો નથી અને લાફાલાફથી કોઇ ખર્ચ કરવામા આવતો નથી સરેરાશ ખર્ચ વધતો આવે છે તે માત્ર કોલેજ ફીના વધારાને આભારી છે, બાકી ભોજન કે વહીવટી આતર ખર્ચની સરેરાશ ઉત્તરોત્તર ઘટતી જ આવી છે સખ્યાનો વધારો અને ભાવનો ઘટાડો એ બન્ને કારણે સરેરાશ આતર ખર્ચ ઘટ્યો છે સસ્થા શરૂ કરી ત્યારે જે વસ્તુના ભાવ મહાવિગ્રહને અને હતા તેમા ઘટાડો ચાલુ

રહ્યો અને તેથી અંદરનો ખર્ચ સરેરાશ ઘટ્યો છે. એ ખર્ચનો સરવાળો વિદ્યાર્થી સંખ્યાના વધારાથી વધ્યો છે.

આ પ્રમાણે આવક અને ખર્ચની વિગતો આપની સમક્ષ ઇતિહાસ રૂપે રજૂ કરી છે. આપને એના પરિશિષ્ટોમાંથી ઘણું જાણવા તારવવા જેવું મળશે. એમાંથી વિચારવા લાયક અનેક બાબતો મળશે. આપ તે વિચારશો સંસ્થાનો આખો ઝોક આ આવકખરચના આંકડાપર છે, એમાં ખોટ આવે તો શું પરિણામ આવે તે આપ સમજો છે. આપ એ સંબંધમાં યોગ્ય કરશો એટલું જણાવી આ આવક ખરચનો પચીશ વર્ષનો ઇતિહાસ અત્ર પૂર્ણ કરતાં આપને તેને લગતાં **પરિશિષ્ટો** પર ધ્યાન આપવા વિજ્ઞપ્તિ કરવામાં આવે છે.

## સમારંભો

સંસ્થાને અંગે ઘણા સમારંભો થાય છે. દર વર્ષે અનેક મેળાવડા, ભાષણો, ચર્ચાઓ, બહારના વિદ્વાનોના રસપ્રદ વિવેચનો, વિદ્યાર્થીવર્ગના યુનિયનના સંવાદો, ચર્ચાઓ, ભાષણો, વકતૃત્વની હરીફાઈના મેળાવડાઓ વિગેરે તો ખૂબ થયાં છે અને તે પ્રત્યેકનું વર્ણન ઘણું લંબાણ થઈ જાય અને કેટલાકની તો નોંધ પણ જળવાણી નથી. પણ એ સર્વમાંથી બહુ જ આકર્ષક છાપ પાડનાર અને જનતામા સન્માન પામેલ મેળાવડાના કેટલાક પ્રસંગોની અત્ર યાદ તાજી કરીએ.

**તા. ૧૮-૭-૧૯૧૫.**

સંસ્થાની શરૂઆત કરવાનો-ઉદ્ઘાટનનો મેળાવડો સ્થળ તારાબાગ, લવલેન, ભાયખાળા પ્રમુખ સર વસનજી ત્રીકમજી. તદ્દન સાદો પણ ચિત્તાકર્ષક મેળાવડો. જમીનપર જાજમની બેઠક. **સર વસનજી ત્રિકમજી**ના હૃદયોદ્‌ગાર. ડો. પુનશી મૈશરીની ભવ્ય વિચારસરણી અને શ્રીયુત મોહનલાલ દ. દેસાઈનાં કાવ્યગૂંજનો.

'આશા પૂરો શ્રી મહાવીર સ્વામી' નો બિભાસ.

એ આશા કેટલી પૂરાણી તે આ ઇતિહાસ બતાવી રહેલ છે અને પછી 'ઉપકારી મહાવીર અમારા ઉપકારી મહાવીર' ની રમઝટ.

તુજ ગુણનામ હૃદયમાં ધરીશું, રાખીશું તુજ નામ;
વિજય વાવટો જગ ફરકાવી, રચીશુ વિદ્યા-ધામ
અમારા ઉપકારી મહાવીર.

સ્યાદ્વાદ નયતત્વ પ્રમાણે, તુજ ફિલસુફી મહાન;
શીખી પઢાવી સંત જનોનાં, ગાશું મંગળગાન.
અમારા ઉપકારી મહાવીર.

એ વખતે કરેલા અનેક મનોરથો કેટલા સિદ્ધ થયા છે તે વિચારવાનું કે તે પર ફેંસલો આપવાનું કામ જનતાનું છે. પણ તે વખતે કેવાં સ્વપ્નાં સેવ્યાં હતાં તેનો ખ્યાલ તો જરૂર કરવા જેવો છે. ત્યાર પછી તો પચીશ પચીશ વર્ષનાં વહાણાં વાયાં ! નજર સન્મુખ આખી ફીલમ ચાલી જાય છે. પણ તારાબાગમાં જે ભાત પાડી તે તો સદૈવ જીવતી જાગતી રહી છે,

નિખાલસ કચ્છી સરનાઈટે આપેલા આશીર્વાદને ધન્યવાદ ઘટે છે અને એ જમીન પરની બેઠકના અને ભાવી રેખાના ચિત્રો હજુ પણ અંતરચક્ષુને પવિત્ર કરે છે તારાબાગની તારવી મોટી ચદ્રસમી થઈ ગઈ અને તેને માથે ઇંદ્રધ્વજો, કળશો, હાથીઓ, અને સિંહોના આરોહણ થયા. ધન્ય દેવી ! એ સમારંભ જેણે જોયો તે ભનુ જીવ્યો

ता २३-४-१९१६ શ્રી જૈન શ્વેતામ્બર કોન્ફરન્સનુ દશમુ અધિવેશન મુબઈમા તા ૨૧ ૨૨ ૨૩ એપ્રિલ ૧૯૧૬ ને રોજ થયુ અને તેમા કેળવણીની ગર્જના થઈ તેના પ્રમુખ શ્રી રો બાલાભાઈ મગનલાલ નાણાવટી, એલ એમ ઍન્ડ એસ., ને માન આપવા એક સયુક્ત ભવ્ય મેળાવડો થયો આ સસ્થાની શરૂઆતની યોજનામા ઉત્સાહથી ભાગ લેનાર રા ગુલાબચદજી ઢઢ્ઢા, એમ એ , એ પ્રમુખસ્થાન સ્વીકાર્યું કોન્ફરન્સના પ્રમુખ સાહેબે બહુ આશાજનક શબ્દો ઉચ્ચાર્યા અને આ પ્રસગે આપણા જાણીતા ઉદાર ગૃહસ્થ શેઠ મોતીલાલ મુળજીએ રૂા ૫૦૦) ની રકમ અર્પણ કરી, અને તે ઉપરાત બીજી નાની મોટી રકમની ભેગી તે વખતે મળી હતી

તા ૧૩-૧૨-૧૯૨૨ સવત ૧૯૭૮ ના માગશર વદ ૧૦ સસ્થાના ઘરના મકાનો પૈકી ત્રણ મકાનો તોડી પાડી મેદાન કયુ ત્યા સપાટ જમીન પર વિશાળ ભૂમિમા મડપ નાખી રોઠ દેવકરણ મુળજીભાઈને શુભ હાથે સસ્થાના ભવનનો પાયો નાખ્યો પાયામા ૨૬ તોલા સોનાની તેજમતુરી નાખી તે પ્રસગે આપણા સાક્ષર કવિ ( મો દ દેસાઈ) એ વિદ્યાર્થીઓ મારફત કવન કયુ —

ધન્ય દિન એ જ વીર શાસને જે સમે
વીર વિદ્યાલયની થઈ સ્થાપના
પલટ્યો જમાનો કહે દાનવૃત્તિ બદલ,
દેવ મૂર્તિ સહિત જ્ઞાનવૃત્તિ પ્રકટ,
દેશમૈયા સપૂત વલ્લભની વાચના,
ધર્મની સાથ તુ દેશના સ્તોત્ર ગા.

એહ આદેશ લઈ ગણ પ્રજાનો મળ્યો,
દેવના કર્ણ સમ પ્રમુખ આવી ભળ્યો
સખી હૃદયનો ઝરો એકદમ ઉછળ્યો,
ધર્મવીર બાળકો અર્થ એ શ્રમ ફળ્યો
ધન્ય દીન એ જ વીરશાસને જે સમે,
વીર વિદ્યાલયની થઈ સ્થાપના.

આ વખતનો ઉત્સાહ, બ્હેનભાઈઓના દીલને કપાવનાર વિવેચનો, ઊગતા સૂર્યના તેજકિરણો અને ગોવિંદજી માધવજીભાઈના સોનાનો ઉપયોગ. એ સમયે વિદ્યાલયના પાયા સોનાએ પૂરાયા, તેમા સેંકડો રૂપાના રૂપિયા રોકડા પડ્યા અને તે સમયથી તેની ઉન્નતિ વિશેષ વધતી ચાલી અને એ પાયા હચમચાવવાના કે ઢીલા કરવાના પ્રયાસો નિષ્ફળ ગયા. કુલ

સ્થાપના શેઠશ્રીની પુત્રી બેન શાંતાએ કરી આ સમયનો આનંદ જયઘોષ અને કર્તવ્યપરાયણતા હજુ પણ કર્ણમાં ગુંજારવ કરે છે અને દેખાવ નેત્રો નિહાળી રહેલ છે. પ્રયાસ કરનાર, પાયા પૂરનાર, પાયાને પ્રેરનાર અને પાયાને જાળવનાર સર્વનો મહિમા આજે ગાઈએ તો તેમાં જરા પણ અતિશયોક્તિ કહેવાય તેમ નથી.

તા. ૩-૮-૧૯૨૪. મુઝફ્ફરાબાદ હોલમાં સંસ્થાના વિદ્યાર્થીઓએ શ્રીયુત મકનજી જે. મ્હેતા, બાર-એટ-લોના પ્રમુખપણા નીચે રાણા પ્રતાપનો ખેલ ભજવ્યો. તે વખત સંસ્થાનું પોતાનું મકાન બંધાતું હતું. ખેલ બહુ સારો ભજવાયો હતો, અભિનય આબેહુબ હતા અને ખૂબીની વાત એ હતી કે આ આખા મેળાવડા અને સંમેલનની કુલ જવાબદારી વિદ્યાર્થીઓએ પોતે ઉપાડી લીધી હતી અને તેઓએ બતાવેલ આત્મવિશ્વાસ અને વ્યવસ્થાશક્તિએ મોટી સંખ્યામાં જોવા એકઠા થયેલ બંધુઓનો સારો ચાહ મેળવ્યો હતો.

તા. ૩-૧૦-૧૯૨૫. સંસ્થાના વિદ્યાલય ભવનના ઉદ્દ્ઘાટનનો મેળાવડો સંસ્થાના નવા ગોવાળિઆ ટેકરોડપરના મકાનના મધ્યગૃહમાં સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણીના પ્રમુખપણા નીચે થયો. સંસ્થાનો દશ વર્ષના વિકાસનો ઇતિહાસ તે વખતે રજૂ થયો. મેળાવડો ચીકાર હતો, પ્રમુખનું ભાષણ અતિ આકર્ષક હતું, મુરબ્બી કુંવરજીભાઈ આણંદજીનુ વિવેચન પ્રસ્તુત હતું અને આખો મેળાવડો હૃદયપર છાપ પાડે તેવો થયો હતો. એ મેળાવડામાં બ્હેનો તેમજ બંધુઓની જે હાજરી થઈ હતી અને સર્વના મુખપર આનંદની જે છાયા છવાઈ હતી તેનું વર્ણન અશક્ય છે. આ મેળાવડો લગભગ ત્રણ કલાક ચાલ્યો હતો અને જનતાની સંસ્થાપરની સારી પ્રીતિનો પ્રતિઘોષ પાડનાર નીવડ્યો હતો.

તા. ૯-૪-૧૯૨૬. સંસ્થાના અગિયારમા વર્ષની આખરમા સખાવતી નર શેઠશ્રી વાડીલાલ સારાભાઈએ એક લાખ રૂપીઆ સંસ્થાને આપવા અને વિદ્યાર્થીગૃહ તેમના નામ સાથે જોડવા ઇચ્છા વ્યક્ત કરી. તેની શરતોની વિગત ટ્રસ્ટોના ઇતિહાસમાં આપી છે તેથી અત્ર તેનો ઉલ્લેખ કરવાની આવશ્યકતા નથી. તે સખાવતનો સ્વીકાર કરવાનો મેળાવડો સભાના મધ્યગૃહમાં સર પ્રભાશંકર પટ્ટણીના પ્રમુખસ્થાને કરવામાં આવ્યો હતો. આખો સભામંડપ શ્રોતાથી ઝળહળી રહ્યો હતો. તે વખતે પ્રમુખશ્રીના ઉદ્ગારો ભવ્ય હતા, દાનપ્રવાહની મહત્તા માટે ભારે સરસ શબ્દોમાં વિવેચન કર્યું હતું. આ મેળાવડાની હાજરી તથા શાંતિ અને આનંદમય વાતાવરણ, મોટું દાન આપનારની નમ્રતા અને દાન આપનારને ઉત્તેજન આપવાનું પ્રમુખનું ઓજસ અજબ રીતે તરી આવ્યા હતા અને સંસ્થા ઋણમુક્ત થવા ઉપરાંત તેની લોકપ્રિયતામાં વધારો થવાની એક સુભગ પળ પ્રાપ્ત થઈ હતી.

તા. ૧૯-૮-૧૯૨૭. ભાગવાડી નાટકશાળામાં 'ભારતસંધ્યા'નો ખેલ ન્યાયમૂર્તિ શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પ્રમુખપણા નીચે વિદ્યાર્થીઓએ ભજવ્યો. સાક્ષરવર્ય શ્રી. રમણલાલ દેસાઇના 'સંયુક્તા' નાટકની વસ્તુઓ ફેરફાર સાથે ભજવી બતાવી. શ્રોતાઓએ તેમાં સારો રસ લીધો અને વિદ્યાર્થીની રસ કેળવવાની વૃત્તિને ઉત્તેજન મળ્યું. ગુજરાતના જળપ્રલયફંડમા એની ચોકખી ઉત્પન્ન મોકલી આપવામાં આવી. કુલ આવક રૂા. ૪૪૫૯ ની થઈ. ટીકીટો વેચવાનો પ્રયાસ પણ વિદ્યાર્થીઓએ કર્યો હતો. આ હકીકત સંસ્થાના તેરમા વર્ષની શરૂઆતમાં

## ટ્રસ્ટીઓ ૧૯૩૯—૪૪



શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ   શેઠ સાકરચંદ મોતીલાલ મુળજી   શેઠ અમૃતલાલ કાળીદાસ
શેઠ કકલભાઈ ભુદરદાસ વકીલ   શ્રી ચંદુલાલ સારાભાઈ મોદી

બની નાટ્યપ્રયોગ સફળ થયો અને આવક પણ ઘણી સારી થઈ વિદ્યાર્થી દ્વારા મનુષ્યદયાનુ આ સારુ કાર્ય થયુ

<u>તા. ૭-૮-૯ સપ્ટેંબર ૧૯૨૮.</u> સસ્થાનુ સ્નેહસમ્મેલન પ્રો એન જે શાહની દોરવણી નીચે થયુ ત્રણ દિવસનો કાર્યક્રમ હતો છેલ્લે દિવસે શ્રીયુત ભુલાભાઈ જે. દેસાઈનુ પ્રમુખ સ્થાન હતુ તેમણે એક કલાક સુધી જે વાણીપ્રવાહ તે પ્રસગે ચલાવ્યો તેણે શ્રોતાઓને મુગ્ધ કરી દીધા તેમા વિદ્યાર્થીજીવન દેશભક્તિ અને આવી સસ્થાના કર્તવ્યપર તેમણે અસાધારણ પ્રકાશ પાડ્યો.

<u>તા ૨૩-૯-૧૯૩૧</u> ભાગવાડી નાટકશાળામા શ્રીયુત એમ. સી. ચાગલા, બી એ, (ઓક્સફર્ડ) બારિસ્ટરના પ્રમુખપણા નીચે સસ્થાના વિદ્યાર્થીઓનો નાટ્યપ્રયોગ ઘણો ફતેહમદ થયો સસ્થાને રૂા. ૨૨૩૭-૬-૦ ની ઉત્પન્ન થઈ આ પ્રયોગ લગભગ ચાર કલાક ચાલ્યો શ્રી ચાગલાએ સસ્થાની બહુ પ્રશસા કરી અને આખી યોજનાને વધાવી લીધી સસ્થાના સોળમા વર્ષની શરૂઆતમા આ સમેલન થયુ

<u>તા ૨૮-૧-૧૯૩૪.</u> સસ્થાના મધ્યગૃહમા ન્યાયમૂર્તિ જસ્ટીસ હરીલાલ જેકિસનદાસ કણીઆના પ્રમુખપણા નીચે ધાર્મિક પરીક્ષાના ઇનામનો મેળાવડો થયો હતો તે વખતે વિદ્યાર્થીઓએ લાક્ષણિક વક્તૃત્વના પ્રયોગો કરી બતાવી સભાજનોમા સારો વિનોદ ઉત્પન્ન કર્યો હતો

<u>તા. ૨૮-૧૧-૩૭.</u> (ત્રેવીશમુ વર્ષ) રોયલ ઓપેરા હાઉસમા રા સા શેઠ રવજીભાઈ સોજપાળના પ્રમુખપણા નીચે વિદ્યાર્થીઓએ સુદર નાટ્યપ્રયોગ કર્યો સસ્થાને રૂા ૨૨૦૦ ની ઉત્પન્ન થઈ આ પ્રયોગ સફળ થયો.

<u>તા. ૭-૧-૧૯૪૦</u> (પચીશમા વર્ષને અતે) સાક્ષરવર્ય શ્રી કનૈયાલાલ મુનશીના પ્રમુખપણા નીચે રોયલ ઓપેરા હાઉસ. શ્રી ચદ્રવદન મહેતા કૃત 'અખા' નાટકને પ્રયોગ વિદ્યાર્થીઓએ ભજવ્યો પ્રયોગ ઘણો સફળ થયો

<u>તા. ૧૮-૨-૧૯૪૦</u> સસ્થાના મધ્યગૃહમા ઇનામનો મેળાવડો શ્રીયુત મણીલાલ બાલાભાઈ નાણાવટી (રે ગવર્નર રિઝર્વ બૅન્ક ઓફ ઇડીઆ) ના પ્રમુખપણા નીચે થયો ધાર્મિક શિક્ષણ સબધી વિચારણીય વિચારો તે પ્રસગે બતાવવામા આવ્યા પ્રમુખશ્રીએ સસ્થાની પ્રગતિમા ખૂબ રસ બતાવ્યો અને ત્યાર પછી થોડા વખતમા પોતાના કુટુબ તરફથી સસ્થાને દશ હજારની રકમનુ ટ્રસ્ટ આપ્યુ આ મેળાવડો શિક્ષણીય અને રમ્ય થયો

## ટ્રસ્ટો

<u>શેઠ દામોદર ભીમજી ટ્રસ્ટ ફડ</u>

સંસ્થાના ચોથા વર્ષમા શેઠ દામોદર ભીમજીના એક્ઝીક્યુટર શા. વલ્લભદાસ ભીમજીએ રૂા ૧૦,૦૦૦ અકે દશ હજાર રૂપીઆ નીચેની શરતે સસ્થાને ટ્રસ્ટ તરીકે સોંપવા જણાવ્યુ

( ૧ ) સદરહુ રકમ અનામત રાખવી

( ૨ ) તે રકમને દામોદર ભીમજીના ટ્રસ્ટ તરીકે હિસાબમાં બતાવવી

( ૩ ) વ્યાજના ઉત્પન્નમાંથી બે વિદ્યાર્થી રાખવા. તેને દામોદર ભીમજીનું નામ આપવું દામોદર ભીમજીના કુટુંબ તરફથી ભલામણ થાય અને તેવો વિદ્યાર્થી દાખલ થઈ શકે તેમ ધારાધોરણ અનુસાર હોય તો તેને દાખલ કરવો. એવી રીતે દાખલ કરેલા વિદ્યાર્થી પાસેથી લોનની રકમનુ બોન્ડ કરાવવું નહીં.

( ૪ ) સંસ્થાના ટ્રસ્ટી હોય તે સદરહુ રકમના ટ્રસ્ટી રહે.

વ્યવસ્થાપક સમિતિએ તે પત્રની આભાર સાથે નોંધ લીધી અને બે વિદ્યાર્થીનો ખર્ચ ખૂબ વધારે આવતો હોવાથી રૂ. ૨૦૦૦ વધારવામાં આવે તો સર્વ શરતોનો અમલ બરાબર થઈ શકે તેમ શા વલ્લભદાસ ભીમજીને જણાવવા મંત્રીને સૂચવ્યું. શા. વલ્લભદાસ ભીમજીએ જણાવ્યું કે "મારા ભાઈ દામોદરદાસ ભીમજીના એસ્ટેટમાંથી તમે વધારે રકમ મહાવીર વિદ્યાલયને આપવા માટે માગણી કરોછો, પરતુ મારા ભાઈએ પોતાની કુલ મીલ્કતની વ્યવસ્થા કરેલી હોવાથી વધારે રકમ આપી શકાય તેમ નથી. તેથી તમે મૂળ રકમ જાળવી રાખશો અને તેનું વ્યાજ સંસ્થાના ઉપયોગમાં લઈ શકશો." તદનુસાર મૂળ રકમ કાયમ રાખવામાં આવી છે અને વ્યાજ દર વરસે સંસ્થાના ઉપયોગમાં લેવામાં આવે છે.

જે વખતે શેઠ દામોદરદાસ ભીમજીએ સંસ્થાને આ ઉદાર રકમ આપી તે વખતે સંસ્થા તદ્દન બાલ્ય કાળમાં હતી અને તેને અંગે આ સખાવત ખૂબ આકર્ષક ગણાય. આ રકમની દર વર્ષના વાર્ષિક નિવેદનમા નોંધ લેવામાં આવે છે. જે શુભ શરૂઆત શેઠ દામોદરદાસે દૂર દૂર વેરાવળ નજીકના ગામડામાં કરી તેનું મુલ્ય બહુ મોટુ છે અને ખાસ માનને પાત્ર છે.

## શ્રી સારાભાઈ મગનભાઈ મોદી લોન સ્કોલરશીપ ફંડ

નવમા વર્ષમા એટલે સન ૧૯૨૩માં ઓકટોબર માસમાં શેઠ સારાભાઈ મગનભાઈ મોદીએ માધ્યમિક અભ્યાસ માટે વિદ્યાર્થીઓને મદદ કરવાની એક યોજના તૈયાર કરી સંસ્થાને સોંપવા ઈચ્છા પ્રદર્શિત કરી. તેમની આ યોજના પર કમિટીએ લંબાણ ઉહાપોહ કર્યો અને તા ૭-૨-૧૯૨૪ ને રોજ સર્વની સંમતિથી તેમની યોજના અમુક ફેરફાર સાથે સ્વીકારી સદર યોજનાની મુખ્ય હકીકતોની જ અત્રે નોંધ લીધી છે.

ફંડનો ઉદ્દેશ મુખ્યપણે જૈન શ્વેતાબર મુર્તિપૂજક કોમમાં માધ્યમિક કેળવણી (અંગ્રેજી ચોથા ધોરણથી સાતમા ધોરણ સુધીનો અભ્યાસ) ટ્રેઈનીંગ સ્કૂલ અથવા કોલેજમા અભ્યાસ, મીડવાઈફ્રી, નર્સીંગ, હિસાબી જ્ઞાન, શોર્ટહેન્ડ, ટાઈપરાઈટીગ, કળાકૌશલ્ય પેઈન્ટીંગ, ડ્રોઈંગ, ફોટોગ્રાફી, ઈજનેરી, દેશી વૈદક, હોસ્પીટલ આસીસ્ટંટ વિગેરે શીખવા ઈચ્છનાર પુરૂષ અને સ્ત્રીને લોન રૂપે મદદ આપી માધ્યમિક કેળવણીનો પ્રચાર કરવો. લોન લેનારની બીજી ભાષા સંસ્કૃત હોવી જોઈએ, કમીટી ઠરાવે તેટલો ધાર્મિક અભ્યાસ તેણે કરવો જોઇએ, પોતાના અભ્યાસનો છમાસિક રિપોર્ટ તેણે મોકલવો જોઈએ. દર વાર્ષિક પરીક્ષામાં પસાર થવું જોઈએ અને મદદ લોન તરીકે સ્વીકારી છે તે બાબતનુ લેખિત એગ્રિમેન્ટ કરી આપવું જોઈએ

—પેટ્રન—



શેઠ સારાભાઈ મગનભાઈ મોદી

દર વર્ષે સાત હજાર રૂપીઆ એ પ્રમાણે પાચ વર્ષ સુધી દર વર્ષે સાતહજાર રૂપીઆ મળે તે પ્રમાણે કુલ રૂા ૩૫,૦૦૦] નું આ ફડ કરવામા આવ્યુ તે માટે જોઇતા રૂા ૩૧,૦૦૦] શેઠ સારાભાઇએ સસ્થાને સોપ્યા આ રકમ જેમ બને તેમ જલદી ખર્ચી નાખવાની હતી અને વ્યાજ ખાવાની લાલચ રાખવાની નહોતી પાચ વર્ષમા સાત સાત હજાર દર વર્ષના ઉક્ત ઉદ્દેશને અગે ધીરી દેવાના જ હોવા છતા મદદ લેનારને અભાવે ઓછી રકમ ખરચાય તો જે કાંઈ વધારો રહે તે તથા આવતા વ્યાજની રકમ તે પછીના વર્ષોમા આ યોજના પ્રમાણે જ ખરચવાની હતી અને વસૂલ થતી લોન પણ તે પ્રમાણે ખ ચવાની હતી. શેઠ સારાભાઈની હયાતીમા આ ફડની રકમમા રૂા ૧૫,૦૦૦] અથવા વધારે રકમ આપનાર કોઇ પણ ગૃહસ્થ નીકળી આવે તો મૂળ રકમ વાપરી નાખવાની શરતે આ ફડના ઉદ્દેશમા ફેરફાર કર્યા વગર તે સ્વીકારતા આ ફડને તેટલુ દાન આપનારનુ નામ અથવા તે દાન આપનાર સૂચવે તે નામ આ ફડનુ નામ બદલીને આપી શકાશે શેઠ સારાભાઈએ વિચારશીલ દૃષ્ટિથી કેળવણી માટે અપાતા દાનોની ચાલુ પદ્ધતિમા ફેરફાર કર્યો વિદ્યાલયમા જે લોનપદ્ધતિ દાખલ કરવામા આવી તે પદ્ધતિ દાખલ કરાવવા માટે તેમણે ખૂબ મહેનત લીધી હતી. તે પદ્ધતિ કેટલી ફળદાયી નીવડી તે આજે આપણે અનુભવી શકીએ છીએ શેઠ સારાભાઈનો અભ્યાસ આ પ્રકારની વગરવ્યાજે ખાનગી મદદ સ્વર્ગસ્થ શેઠ જમનાભાઈ ભગુભાઈ પાસેથી મળવાથી જ થઈ શક્યો હતો અને તે મદદ તેમણે રળવાની શરૂઆત કરતાજ પાછી ભરી દીધી હતી પરતુ લાગવગ વગર આવી મદદ કોઇને પણ મળી શકતી ન હોવાથી સમસ્ત શ્વેતાબર મૂર્તિપૂજક કોમ માટે પોતાની કમાણીનો સારો ભાગ તેમણે સસ્થાને સોપ્યો અને કોઈ ગૃહસ્થ પોતાનુ અથવા પોતાના સદ્‌ગત સબધીનુ નામ આપી આ ફડમા રૂા ૬૫,૦૦૦] ઉમેરી એક લાખ રૂપીઆનુ ફડ થાય તો તે માટે ફડ સાથે સકળાએલુ પોતાનુ નામ પોતાની હયાતી દરમ્યાન જતુ કરવાની પણ શરત તેમણે પોતે જ મૂકી

ફડની વ્યવસ્થા કરવા માટે નવ સભ્યોની સમિતિ નીમવી-તેમા પાચ સભ્યો સસ્થાની સમિતિ નીમે અને શ્રી સારાભાઈ પોતા ઉપરાત બીજા ત્રણ સભ્યો નીમે આ પ્રકારે દરવર્ષે નવ સભ્યોની નવી ચૂટણી કરવામા આવે આ સબ કમિટી ફડને લગતુ સર્વ કાર્ય કરે

સસ્થાના નવમા વર્ષમા આ ફડની યોજના થઈ એટલે પચીશ વર્ષના ઇતિહાસમા આ ફડે સોળ વર્ષ કામ કર્યું તે દરમ્યાન ૩૮૩ વિદ્યાર્થીઓને (૧૦ બહેનો અને ૩૭૩ ભાઇઓ) રૂા ૫૪,૦૨૪-૯-૯ ની લોન આપવામા આવી અને વહીવટી ખર્ચ રૂા ૨૧૧૬-૨-૧૦ થયો સરેરાશ વાર્ષિક વહીવટી ખર્ચ રૂા ૧૩૨-૫-૬ થાય છે આ ખર્ચમા છપામણી, સ્ટેશનરી અને પોસ્ટેજ અને શરૂઆતના વર્ષોમા જૈન, વીરશાસન, જૈનયુગ, સુઘોષા ઇત્યાદિ છાપાઓમા જાહેર ખબર આપી તેના ખર્ચના જ છે ફડનુ સર્વ વહીવટી કાર્ય શેઠ સારાભાઈ જીવ્યા ત્યા સુધી તેમણે જ કર્યું અને તેમના અવસાન પછી લોન ફિડના કાર્ય માટે એક કારકુન રાખેલ છે તે ભાઈ હસ્તક વહીવટી કામ મત્રીની દેખરેખ નીચે સોપવામા આવ્યુ છે

શેઠ સારાભાઇએ અસલ યોજનામા એક મહત્ત્વનો ફેરફાર ૧૯૨૬-૨૭ મા નીચે મુજબ કર્યો 'સ્ત્રીઓએ લેખિત કરારપત્ર કરી આપવાનુ નથી વળી ટ્રેઇન્ડ શિક્ષક થનાર પુરુષે તેમજ જેઓ સસ્કૃત યા પ્રાકૃતનો અભ્યાસ કરી તે ભાષામા પૂરેપૂરા નિષ્ણાત થવા માગશે

તેઓએ પણ કરારપત્ર કરી આપવાનું નથી, એટલે કે આ બન્નેએ પૈસા પાછા આપવા કે નહીં તે તેમની મુનસફી ઉપર રહેશે."

ફંડનો લાભ પહેલા ત્રણ વર્ષમાં વાર્ષિક રૂ. ૧૫૦૦) લગભગ લેવાયો. ત્યાર પછીના આઠ વર્ષમાં વાર્ષિક સરેરાશ રૂ. ૪૫૦૦) લગભગ લેવાયો અને ત્યાર પછી ફંડ ઓછું થવાના કારણે છેલ્લા પાંચ વર્ષમા વાર્ષિક સરેરાશ રૂ. ૨૭૦૦) લાભ આપી શકાયો છે. દર વર્ષે વ્યાજની આવક કેટલી થઈ, લોન રિફંડ કેટલું આવ્યુ, કેટલા વિદ્યાર્થીઓએ કેટલી લોન લીધી અને ખર્ચ કેટલું થયું તે બધા વિગતવાર આંકડા પરિશિષ્ટમાં આપ્યા છે.

પચીશમા વર્ષની આખરે ફંડમાં પુરાંત રૂા. ૨૯૫૫-૦-૬ છે. લોન રિફંડ છેલ્લા પાંચ વર્ષથી લગભગ રૂા. ૧૪૦૦) આવે છે. હાલ આ ફંડનો મુખ્ય આધાર લોન રિફંડજ છે. કેળવણીપ્રિય, સમાજની ઉન્નતિની ધગશ ધરાવનાર ગૃહસ્થો આ ફંડની કાર્યવાહી ઉપર વિચાર કરશે તો તેમને પોતાની સુકમાઈનો ઉપયોગ આ પ્રકારના દાનમાં કરવા જરૂર પ્રેરણા થશે.

ગરીબ સ્થિતિમાંથી આગળ વધેલા શ્રીયુત સારાભાઈ મોદીએ ગરીબ વર્ગની ખરી મુસીબત જાણી, એમણે ઉદાર દીલથી સારી રકમ કાઢી આપી આ ખાતાનો વહીવટ દીપાવ્યો અને સમિતિના સહકારથી ખાતાની ઉપર જાતે દેખરેખ રાખી. નાની સહાયથી આ ખાતાએ બહુ સુંદર પરિણામ નીપજાવ્યું છે. આ ખાતાનું તળિયું આવી ગયું છે એટલે એને અપનાવવાની જરૂર છે.

## શેઠ વાડીલાલ સારાભાઈ વિદ્યાર્થીગૃહ.

સંસ્થાના અગિયારમા વર્ષમાં શેઠ મનસુખલાલ છગનલાલે વ્યવસ્થાપક સમિતિના સભ્યો સાથે વાટાઘાટ કરી શરતો પર લંબાણ ચર્ચા કરી નીચેની શરતોએ શેઠ વાડીલાલ સારાભાઈ પાસેથી સંસ્થાને એક લાખ રૂપીઆ અપાવ્યા. આ ડોનેશનનો વ્યવસ્થાપક સમિતિએ સ્વીકાર કર્યો ત્યારે સંસ્થાની આર્થિક પરિસ્થિતિ ખૂબ જ કફોડી હતી તે અન્યત્ર જણાવ્યું છે. મુખ્ય શરતોનો સાર નીચે મુજબ છે :—

૧. શેઠ વાડીલાલ સારાભાઈને પેટ્રન ગણવા.
૨. તેમનું બસ્ટ સંસ્થાને ખરચે મૂકવું.
૩ વિદ્યાર્થીગૃહ સાથે તેમનું નામ જોડવું.
૪. ગૃહ સંબંધી પત્રવ્યવહારમાં સદર નામ મૂકવું.
૫. વ્યવસ્થાપક સમિતિમાં પોતે તથા ત્રણ સભ્યો બેસે.
૬. ટ્રસ્ટી તરીકે તેમનું નામ દાખલ કરવું.
૭. સંસ્થામાં તેમના નામે બે વિદ્યાર્થીઓ રહે; તેમની પાસેથી બોન્ડ કરાવી લેવું નહિ એટલે તેમની પાસેથી કાંઈપણ રકમ લેવી નહીં.
૮. અમદાવાદના વીશા ઓશવાલની અરજીને અમુક રીતે અગ્ર હક આપવો.

ઉપરની શરત મુજબ વ્યવસ્થાપક સમિતિમાં નીચેના ચાર સભ્યો દાખલ કરવામાં આવ્યા.

શેઠ વાડીલાલ સારાભાઈ
„ જેશંગભાઈ સારાભાઈ
„ બાપાલાલ સારાભાઈ
„ મણીલાલ મોહનલાલ હેમચંદ

શેઠ વાડીલાલ સારાભાઈ વિદ્યાર્થીગૃહની જાહેરાતનો મેળાવડો સંસ્થાના મકાનમા તા ૯ ૪ ૧૯૨૬ ને રોજ મર પ્રભાશંકર દલપતરામ પટ્ટણીના પ્રમુખપણા નીચે થયો આ પ્રસંગે શેઠ વાડીલાલ સારાભાઈને ખૂબ આનંદ થયો તેમણે મેળાવડામા હાજરી આપી ત્યારે પણ તેમની તબીયત સારી નહોતી, તેમ છતા સર્વનો પ્રેમભાવ એમણે ગદગદ સ્વરે સ્વીકાર્યો પણ વધારે બોલી શક્યા નહિ એમના પ્રેમના શબ્દો એમના ભાણેજ શ્રી મણીલાલ મોહનલાલ હેમચંદ બહુ સુંદર રીતે મેળાવડા સમક્ષ બોલ્યા. સંસ્થાના મકાનની ઉદ્ઘાટન ક્રિયા પછી છ માસમા જ આ સુંદર પ્રસંગ મળવાથી સર્વ કોઈને ખૂબજ આનંદ થયો

સંસ્થાને આ મોટી બાદશાહી રકમ મળી આ ટ્રસ્ટ કરવામા શેઠ વાડીલાલ સારાભાઈએ ખૂબ ઔચિત્ય સેવ્યુ એમનો સંસ્થા તરફનો સદ્‌ભાવ અને એમની નમ્રતા આદર્શરૂપ થયા અને એમની ધારણા પ્રમાણે એમના વિદ્યાર્થીઓ પણ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી રહ્યા છે શેઠ વાડીલાલભાઈની સર્વ સખાવતો સફળ નીવડી છે એમની અમદાવાદની હોસ્પીટલ કે પચગનીનુ સેનિટેરિયમ, એમનું સેન્ડહર્સ્ટ રોડનુ મંદિર કે એમનુ આ વિદ્યાર્થીગૃહ એમની ઉદાર ભાવનાના પ્રદર્શનો છે અને ધનપ્રાપ્તિના લાભને સાચા સ્વરૂપે બતાવનાર દીવાદાંડી છે

આ ટ્રસ્ટનો નીચેના વિદ્યાર્થીઓએ લાભ લીધો —

| | | |
|---|---|---|
| ૧૯૨૬-૨૭ | શ્રી બબાભાઈ કસ્તુરચંદ શાહ | — |
| ૧૯૨૭-૨૮ | „ | શ્રી ચંદુલાલ ઉમેદચંદ શાહ |
| ૧૯૨૮-૨૯ | „ | શ્રી ખોડીદાસ ડોસાભાઈ કોઠારી |
| ૧૯૩૦-૩૧ | શ્રી કાન્તિલાલ હિમતલાલ શાહ, | શ્રી સૌભાગ્યચંદ ભોળાભાઈ શાહ |
| ૧૯૩૧-૩૨ | — | „ |
| ૧૯૩૨-૩૩ થી ૧૯૩૭ | શ્રી પનાલાલ અમૃતલાલ શાહ | „ |
| ૧૯૩૭-૪૦ | શ્રી ભુવનકુમાર બાલુભાઈ વૈદ, | શ્રી હીરાલાલ ભોળાભાઈ ઝવેરી |

આ ટ્રસ્ટનો લાભ લઈ નીચેના વિદ્યાર્થીઓ ગ્રેજ્યુએટ થયા છે
શ્રી બબાભાઈ કસ્તુરચંદ શાહ, બી કોમ.,
શ્રી (ડૉ) સૌભાગ્યચંદ ભોળાભાઈ શાહ, એમ. બી., એમ એસ
શ્રી (ડૉ) પનાલાલ અમૃતલાલ શાહ, એમ બી, બી એસ
શ્રી (ડૉ) ભુવનકુમાર બાલુભાઈ વૈદ, એલ. સી પી. એમ
શ્રી હીરાલાલ ભોળાભાઈ ઝવેરી, બી. એસસી

## શેઠ ઉત્તમચંદ ત્રીભોવનદાસ અને વલ્લભદાસ ટ્રસ્ટ ફંડ.

સંસ્થાના અગિયારમા વર્ષમાં શેઠ ઉત્તમચંદ રણછોડદાસના એકઝીક્યુટરો શેઠ દેવીદાસ કાનજી, શ્રી. મુળચંદ હીરજી, શ્રી. ત્રીકમદાસ ફુલચંદ અને શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડીઆએ રૂા ૨૨,૦૦૦) સંસ્થાને નીચેની શરતે આપવા ઇચ્છા દર્શાવી.

રૂા. ૨૨,૦૦૦ મેસર્સ ઉત્તમચંદ ત્રિભોવનદાસ એન્ડ વલ્લભદાસ ટ્રસ્ટ ખાતે જમા કરવા.

તેનુ વ્યાજ સંસ્થાએ પાંચ ટકા લેખે આપવું.

રૂા. ૧૧૦૦) વ્યાજના દર વરસે આવે તેમાંથી માંગરોળના ત્રણ વિદ્યાર્થીને ફ્રી બોરડર તરીકે સંસ્થાના ધારાધોરણ અનુસાર કોલેજની કોઈ પણ લાઇનના અભ્યાસ માટે લેવા અને તેની પાસેથી કાંઈ પણ બોન્ડ કે એગ્રિમેન્ટ કરાવવું નહી. તેમને મેસર્સ ઉત્તમચંદ રણછોડ એન્ડ સન્સ બોરડર તરીકે રીપોર્ટમાં જણાવવા.

શહેર માંગરોળના જૈન અભ્યાસ કરનાર અરજી ન કરે અથવા ધારાધોરણ પ્રમાણે દાખલ થઈ શકે તેવા ન હોય તો પ્રથમ પાંચ વર્ષ સુધી સદર રકમનું વ્યાજ જમે રાખવું અને મૂળ રકમમા વધારતા જવું ત્યાર પછી જ્યારે માંગરોળનો જૈન વિદ્યાર્થી અરજી કરે અને દાખલ થઈ શકે તેવો હોય તેને અગ્ર હક આપવો અને તેવો વિદ્યાર્થી ન હોય તો બીજા ગમે તે જૈન શ્વેતાંબરને દાખલ કરવો અને તેને ઉપરની શરતે મેસર્સ ઉ. ર. એન્ડ સન્સ બોર્ડર ગણવો.

પાંચ વર્ષથી વધારે વર્ષનું વ્યાજ એકઠું કરવું નહિ અને મૂળ રકમ કાયમ રાખવી.

વ્યવસ્થાપક સમિતિએ સદર ડોનેશન પત્રમાં લખેલ શરતે સાભાર સ્વીકાર્યું અને રૂા. ૧૨૦૦૦) અગિયારમા વર્ષમાં અને રૂા. ૧૦,૦૦૦) બારમા વર્ષમાં મળ્યા.

સદર ફંડનો લાભ નીચે મુજબ વિદ્યાર્થીઓએ લીધો.

૧૯૨૬-૩૩ શ્રી અમૃતલાલ દામોદર શાહ.
૧૯૨૭-૩૨ ,, નરોત્તમદાસ જેઠાલાલ પારેખ.
૧૯૨૭-૨૮ ,, શાંતિલાલ છોટાલાલ શાહ.
૧૯૩૨-૩૫ ,, ચીમનલાલ ગુલાબચંદ શાહ.
૧૯૩૨-૩૪ ,, પુનમચંદ ફુલચદ શાહ.
૧૯૩૩-૩૫ ,, કાંતિલાલ છગનલાલ શાહ.
૧૯૩૩-૩૫ ,, પ્રમોદરાય મકનજી મહેતા.
૧૯૩૫-૩૬ ,, વિનયચદ ગંગાદાસ શાહ.
૧૯૩૮-૪૦ ,, ચીમનલાલ કાનજી શેઠ.
૧૯૩૮-૪૦. ,, પ્રભુદાસ જેઠાલાલ પારેખ.
૧૯૩૯-૪૦. ,, હિમતલાલ લાલજી શાહ.

આ ટ્રસ્ટનો લાભ લઈ નીચેના વિદ્યાર્થીઓ ગ્રેજ્યુએટ થયા.

શ્રી નરોત્તમદાસ જેઠાલાલ પારેખ, બી. એ.
શ્રી અમૃતલાલ દામોદર શાહ, બી ઈ.

## શ્રી સરલાદેવી અમૃતલાલ શેઠ મેડલ

સસ્થાના પદરમા વર્ષમા શેઠ અમૃતલાલ કાળીદાસે પોતાના પત્ની સૌ સરલાદેવીની યાદગીરી રાખવા રૂા. ૧૦૦૦] એક હજાર રૂપીઆ નીચેની શરતોએ આપવા ઇચ્છા દર્શાવી અને વ્યવસ્થાપક સમિતિએ આભાર સાથે સ્વીકારી

૧ મેડલનું નામ "શ્રી સરલાદેવી અમૃતલાલ શેઠ મેડલ" રાખવુ અને તે મેડલ પર કોતરાવવુ

૨ મૂળ રકમ કાયમ રાખવી

૩ ટ્રસ્ટીઓના નામપર રાખવી

૪ સદર રકમનુ વ્યાજ આવે તે વાપરવુ

૫. દર વર્ષે બે સોનાના મેડલ કરાવવા. એક મેડલ યુનિવર્સિટીની પરીક્ષાઓમા સર્વથી સુદર પરિણામ બતાવનાર આ સસ્થાના વિદ્યાર્થીને આપવો

બીજો મેડલ વાર્ષિક રમત ગમતના મેળાવડા પહેલા સ્પોર્ટસની હરિફાઇમા સર્વથી સારુ પરિણામ લાવનારને આપવો

બને મેડલ કોને આપવા તેનો છેવટનો નિર્ણય મેનેજીગ કમિટી કરે

બને મેડલો દર વર્ષે સ્નેહસમેલનના મેળાવડા વખતે આપવા

દરવર્ષે યુનિવર્સિટીની પરીક્ષાઓમા સર્વથી સુંદર પરિણામ મેળવનાર સસ્થાના વિદ્યાર્થીને આ ચદ્રક આપવાની શરત મુજબ શરૂઆતના ચાર વર્ષમા દરેક વર્ષે આ ચદ્રક બનારસ હિંદુ યુનિવર્સિટીના આપણા વિદ્યાર્થીને આપવામા આવ્યો. આ પદકના સબધમા પરીક્ષાના ધોરણો સરખા ન હોવાથી એક સરખો ન્યાય થતો નથી એમ લાગવાથી કમીટી ફેરફાર કરે તેમા સમતિદર્શક પત્ર શેઠ અમૃતલાલ કાળીદાસે તા. ૧૮-૨-૩૪ ને રોજ લખવાથી વ્યવસ્થાપક સમિતિએ તા ૨૩-૨-૩૪ ની સભામા નીચે મુજબ ઠરાવ કર્યો

પ્રથમ નબરે આવવા માટેનુ સુવર્ણપદક નીચે પ્રમાણે વર્ષાનુવર્ષ આપવુ અને પ્રથમથી તેની જાહેરાત નોટિસથી મહીએ કરવી —

| | |
|---|---|
| મેડિકલ લાઇન | ૧૯૩૪-૩૫ |
| આર્ટસ ,, | ૧૯૩૫-૩૬ |
| સાયન્સ ,, | ૧૯૩૬-૩૭ |
| બાકીની સર્વ લાઇનો | ૧૯૩૭-૩૮ |

એ ચદ્રક પ્રથમ વખતે પરીક્ષામા બેસનારને જ આપવુ અને ઓછામા ઓછા સેકન્ડ કલાસ માર્કસ મેળવનારને જ આપવામા આવશે

આ ચદ્રકથી વિદ્યાર્થીને ઉત્તેજન મળે છે અને હરિફાઈ સારી થાય છે ટ્રસ્ટ સુયોગ્ય છે સુવર્ણચદ્રક વ્યાજને હિસાબે નાનો થાય છે તેથી રકમમા વધારો કરવા આપણા ટ્રસ્ટ

શ્રી અમૃતલાલ શેઠને વિજ્ઞપ્તિ કરવી સ્થાને છે, પણ તેમની ઉદાર સખાવતને તો ધન્યવાદ જ ઘટે છે.

આ ચંદ્રક દરવર્ષે કોણે કોણે મેળવ્યા તેની વિગત નીચે મુજબ છે:—

## નામો

| વર્ષ. | અભ્યાસ અંગે. | અંગબળ અંગે. |
|---|---|---|
| ૧૯૨૯-૩૦ | શ્રી ચંદુલાલ જગજીવન શાહ | —— |
| ૧૯૩૦-૩૧ | શ્રી છોટાલાલ કેશવજી દોશી | શ્રી જંબુભાઈ ઠાકોરલાલ ધીઆ |
| ૧૯૩૧-૩૨ | શ્રી લાલચંદ ભાઈલાલ શાહ | શ્રી સૌભાગ્યચંદ ભોળાભાઈ શાહ |
| ૧૯૩૨-૩૩ | શ્રી લાલચંદ ભાઈલાલ શાહ | —— |
| ૧૯૩૩-૩૪ | શ્રી સૌભાગ્યચંદ ભોળાભાઈ શાહ | —— |
| ૧૯૩૪-૩૫ | —— | —— |
| ૧૯૩૫-૩૬ | શ્રી નગીનદાસ પોપટલાલ શાહ | શ્રી પ્રમોદરાય મકનજી મહેતા |
| ૧૯૩૬-૩૭ | શ્રી ઈંદુલાલ ભોગીલાલ મહેતા | શ્રી ચીમનલાલ કશલચંદ માવાણી અને શ્રી રતીલાલ શંકરલાલ શાહ |
| ૧૯૩૭-૩૮ | શ્રી ચતુરદાસ ત્રિકમજી દડીયા | —— |
| ૧૯૩૮-૩૯ | શ્રી કાંતિલાલ ભગવાનદાસ સંઘવી | —— |
| ૧૯૩૯-૪૦ | શ્રી રમણિકલાલ અમૃતલાલ કોઠારી | શ્રી જયંતિલાલ જગજીવનદાસ વોરા |

### મેસર્સ પાનાચંદ માવજી ટ્રસ્ટ ફંડ.

સંસ્થાના પંદરમા વર્ષમાં શેઠ પાનાચંદ માવજી જેતપુરવાળાએ એક ટ્રસ્ટની યોજના કરી નીચેની શરતોએ રૂા. ૨૨,૫૦૦) સંસ્થાને આપ્યા. વ્યવસ્થાપક સમિતિએ સદર ટ્રસ્ટનો તા. ૭-૩-૧૯૩૦ ને રોજ સાભાર સ્વીકાર કર્યો

શેઠ દેવકરણભાઈ મુળજીના મિત્ર અને આ સંસ્થા તરફ ખૂબ પ્રેમ દર્શાવનાર આ ભાઈએ બહુ સારા સ્નેહથી રકમનું અર્પણ કર્યું અને જીવન રસ મેળવ્યો.

શરતો:—

૧. રૂા. ૨૨,૫૦૦) ની ગવર્નમેન્ટ સિક્યુરીટીઝ લેવી અને તે વિદ્યાલયના ચોપડે "મેસર્સ પાનાચંદ માવજી ટ્રસ્ટ ફંડ" નામે જમા રાખવી.

૨ ઉપલા ખાતાનું વ્યાજ દર વર્ષે વિદ્યાલયમાં ચાલુ ખર્ચ ખાતે જમા લેવું અને તેના બદલામાં તેઓના નામના સ્કોલર તરીકે ત્રણ વિદ્યાર્થીઓ રાખવા. મજકુર સ્કોલર તરીકે તેઓ પોતાની હયાતીમાં જે વિદ્યાર્થીઓ માટે ભલામણ લખી મોકલે તે ત્રણ વિદ્યાર્થીઓને રાખવા અને તેઓની હયાતી બાદ શેઠ દેવકરણ મુળજી સૌરાષ્ટ્ર વિશાશ્રીમાળી જૈન બોર્ડીંગની કાર્યવાહક કમિટી જે વિદ્યાર્થીઓ માટે ભલામણ લખી મોકલાવે તેમાંના ત્રણ વિદ્યાર્થીઓને

રાખવા ઉપર મુજબ કોઈપણ ભલામણ નહી આવે તો તેવા પ્રસંગે વિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિએ કોઈપણ ત્રણ વિદ્યાર્થીઓને પસંદ કરી તેઓના સ્કોલર તરીકે દાખલ કરવા પરંતુ તે પસંદગીમા સૌ રાષ્ટ્ર વિશાશ્રીમાળી જ્ઞાતિના વિદ્યાર્થીઓને પ્રથમ પસંદગી આપવી અને તેના અભાવે કોઈ પણ ભાગના કોઈ પણ જ્ઞાતિના વિદ્યાર્થીને પસંદગી આપવી પરંતુ વિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિએ આ વિદ્યાર્થીઓની પસંદગી એવી શરતે કરવી કે એક વર્ષ પૂરુ થતા બીજા વર્ષમા તે વિદ્યાર્થીઓને તે મુજબ ચાલુ રાખવાનુ બંધનકર્તા ન ગણાય, કારણ કે શેઠ પાનાચંદ માવજી અગર તેઓની હયાતી બાદ શેઠ દેવકરણ મુળજી સૌરાષ્ટ્ર વિશાશ્રીમાળી જૈન બોર્ડીંગની કાર્યવાહક સમિતિ તે વર્ષ માટે જે વિદ્યાર્થી માટે ભલામણ લખી મોકલે તેમને દાખલ કરી શકાય. દર વર્ષ તેઓના નામના ત્રણ સ્કોલર અવશ્ય કાયમ રહેવા જોઇએ અને તે વિદ્યાલયના નિયમો અનુસાર દાખલ કરવા અને વિદ્યાલયના દરેક નિયમો તે વિદ્યાર્થીએ પાળવા જોઇશે

૩ તેઓના સ્કોલર તરીકે આર્ટસ, કોમર્સ અને સાયન્સની લાઇનનો અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને ફ્રી સ્ટુડન્ટ તરીકે વિદ્યાલયમા રાખવા એવા વિદ્યાર્થીઓ પાસેથી પૈસા પાછા લેવા સબંધી કોઈ જાતનુ એગ્રિમેન્ટ કરાવી લેવુ નહીં ઉપર દર્શાવેલી ત્રણ લાઇનો સિવાય બીજી કોઈ લાઇનનો અભ્યાસ કરતા વિદ્યાર્થીને તેઓના સ્કોલર તરીકે દાખલ કરવામા આવે તો એ વર્ગના બીજા વિદ્યાર્થીઓ પાસેથી ઉપર દર્શાવેલી ત્રણ લાઇનમા અભ્યાસ કરતા બીજા વિદ્યાર્થીઓ પાસેથી લેવામા આવતી રકમ કરતા જે વધુ રકમ લેવાની હોય તેટલી વધારાની રકમ રોકડી લેવી અથવા તેટલી રકમનુ લોન એગ્રીમેન્ટ વિદ્યાર્થી પાસે કરાવી લેવુ

૪ સસ્થાના પેટ્રન વર્ગમા "મેસસ પાનાચંદ માવજી" એ રીતે નામ દાખલ કરવુ અને તે મુજબ શેઠ પાનાચંદ માવજી તેઓની હયાતીમા અને તે બાદ તેઓના વશજ સભાસદ તરીકે હક ભોગવશે

૫ સદર રકમની ગવર્નમેન્ટ સિક્યુરીટીઝમા જરૂરી ફેરફાર કરવાની સત્તા વિદ્યાલયના ટ્રસ્ટીઓને રહેશે, પરંતુ મૂળ રકમ Trust Act મા દર્શાવેલી recognised securities માજ રાખવી જોઇશે.

સદર ટ્રસ્ટનો લાભ નીચેના વિદ્યાર્થીઓએ લીધો —

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૦-૩૧ | શ્રી પોપટલાલ મોનજી મહેતા | શ્રી ચદુલાલ જગજીવન શાહ | |
| ૧૯૩૧-૩૨ | શ્રી ઠાકરશી ખુશાલદાસ વોરા | " | શ્રી કાંતિલાલ લિલાધર મહેતા |
| ૧૯૩૩-૩૪ | શ્રી ન્યાલચંદ ત્રિભોવન શાહ | શ્રી કેશવલાલ રતનશી કુંડલીઆ | " |
| ૧૯૩૪-૩૬ | શ્રી રતીલાલ જગજીવન શાહ | શ્રી છોટાલાલ જગજીવન શાહ | " |
| ૧૯૩૬-૩૭ | શ્રી ચુનીલાલ કપુરચંદ મહેતા | " | " |
| ૧૯૩૭-૩૮ | શ્રી અમૃતલાલ પ્રેમચંદ મધવી | " | — |
| ૧૯૩૮-૪૦ | શ્રી ચુનીલાલ કપુરચંદ મહેતા | " | શ્રી નવલચંદ મોનજી મહેતા |

આ ટ્રસ્ટનો લાભ લઈ નીચે જણાવેલ વિદ્યાર્થીઓ ગ્રેજ્યુએટ થયા,

૧ શ્રી ચંદુલાલ જગજીવન શાહ, બી. એસસી. ( માઈનીંગ )
૨. શ્રી (ડો.) ઠાકરશી ખુશાલદાસ વોરા, એમ. બી. બી. એસ.
૩. શ્રી (ડો.) કાન્તિલાલ લિલાધર મહેતા, એમ બી. બી. એસ.
૪. શ્રી ચુનીલાલ કપુરચંદ મહેતા, બી. એસસી.
૫. શ્રી (ડો.) છોટાલાલ જગજીવન શાહ, એમ. બી. બી. એસ.

## શેઠ દેવીદાસ કાનજી ટ્રસ્ટ ફંડ.

સંસ્થાના સત્તરમા વર્ષમાં મરહુમ શેઠ દેવીદાસ કાનજીના વીલમા લખ્યા મુજબ રૂા. ૧૦,૬૦૦) ની સાડાચાર ટકાની ૧૯૫૫-૬૦ માં પાકતી લોન તથા રૂા. ૩૦) રોકડા આપવા માટે સદ્ગતના ટ્રસ્ટી શેઠ છોટાલાલ પ્રાણલાલે જણાવ્યું અને તેનો વ્યવસ્થાપક સમિતિએ તા. ૨૧-૩-૩૨ ના રોજ સ્વીકાર કર્યો. ટ્રસ્ટની શરતો નીચે મુજબ છે.

રૂા. ૧૦,૬૦૦) ની ટકા ૪॥ ની ૧૯૫૫-૬૦ માં પાકતી લોન તથા રૂા. ૩૦) રોકડા શ્રી મહાવીર જૈન વિદ્યાલયને આપવા.

આ રકમ શેઠ દેવીદાસ કાનજી ટ્રસ્ટ ફંડ તરીકે અનામત રાખવી.

સદરહુ લોનનું જે વ્યાજ આવે તેમાંથી માંગરોળનિવાસી કોઈપણ જૈન સંસ્થામાં રહી બી. એ., એમ. એ , વી. જે. ટી. આઈ., વેટરનરી, સાયન્સ, એલ. સી. પી. એસ., સીવીલ અથવા મીકેનીકલ અથવા ઇલેક્ટ્રીકલ એન્જીનિયરીંગ, કોમર્સ અથવા મેડિકલ લાઈનનો અભ્યાસ કરવા માંગતો હોય અને ઉપલી સંસ્થાના નિયમાનુસાર ચાલવા બંધાતો હોય તેવા વિદ્યાર્થીની અરજી આવ્યેથી તેનો અભ્યાસ પૂરો થાય ત્યાંસુધી સંસ્થામાં મર્હુમના નામથી ફ્રી બોરડર તરીકે રાખવો અને તેની પાસેથી પૈસા પાછા લેવાનું કોઈપણ જાતનું કરારનામું લખાવી લેવું નહીં.

માંગરોળનિવાસી કોઈપણ વિદ્યાર્થીની અરજી ન આવે તો ઉપલી લોનનું વ્યાજ પાંચ વર્ષ સુધી ફંડમાં જમા રાખવું અને મૂળ રકમમાં વધારતા જવું. અને પાંચ વર્ષ પછી પણ તેવી અરજી ન આવે તો આ ફંડનું ત્યાર પછીનું વાર્ષિક વ્યાજ સંસ્થાના ચાલુ ખર્ચમાં વાપરવું.

આ ફંડના ફ્રી બોરડર તરીકે દાખલ થયા પછી કોઇપણ વિદ્યાર્થીને પુના, બનારસ, કરાંચી અથવા બીજે સ્થળે અભ્યાસ માટે જવું પડે તો તેના ખર્ચ માટે ઉપલા ફંડનું જે કંઈ વાર્ષિક વ્યાજ આવે તે આપવું.

સદર ટ્રસ્ટનો લાભ નીચેના વિદ્યાર્થીઓએ લીધો:—

૧૯૩૨-૩૪ શ્રી જયંતીલાલ ગંગાદાસ શાહ
૧૯૩૫-૩૬ શ્રી પ્રમોદરાય મકનજી મહેતા

## પેટ્રનો



શેઠ હેમચંદ મોહનલાલ ઝવેરી



શેઠ માણેકલાલ ચુનીલાલ



શેઠ મણીલાલ રીખવચંદ ઝવેરી



શેઠ પ્રેમજીભાઈ ઝવેરચંદ

૧૯૩૮-૩૯ શ્રી તારાચંદ દેવીદાસ શાહ

## શ્રી માનાભાઈ મગનભાઈ મોદી ઉચ્ચ અભ્યાસ શિષ્યવૃત્તિ ટ્રસ્ટ

આ ફંડની યોજના વ્યવસ્થાપક સમિતિએ તા ૬-૩-૧૯૩૨ ના રોજ ફંડના મત્તરમા વર્ષમા મંજૂરી આપી હતી. જે વિદ્યાર્થીઓ સંસ્થામા દાખલ થઈ શકે નહીં અથવા તો નાણાને અભાવે જેમનો ઉચ્ચ અભ્યાસ અટકી પડે તેમ હોય તેવા વિદ્યાર્થીઓને ટુંક વખત માટે વધુમા વધુ માસિક રૂા. ૨૫) ની શિષ્યવૃત્તિ આપવી

આ યોજના માટે શેઠ માનાભાઈએ સાત વર્ષ સુધી દર વર્ષે રૂા ૭૦૦૦) અને ખર્ચના રૂા. ૨૦૦૦) મળી કુલ રૂા. ૫૧,૦૦૦) સાત વર્ષમા આપવા ઈચ્છા દર્શાવી સાત વર્ષની આખરે જે રૂપીઆ અને વ્યાજ આવ્યુ હોય તે રકમ પૂરી શ્રી મા ભાઈ મોદી તરફથી મળેલી જમે કરવી આ યોજના માટે શેઠ માનાભાઈએ રૂા. ૭૦૦૦) સંસ્થાને આપ્યા, અને રૂા ૩૦,૦૦૦) માયમોર મીલમા ૬ાા ટકાના વ્યાજે સંસ્થાના મંત્રી મકનજી અને પોતાના નામે ડિપોઝીટ મૂક્યા

કયા વિદ્યાર્થીઓ આ ફંડનો લાભ મેળવી શકે તે સબંધી અમલ યોજના તથા શરત નીચે મુજબ હતા.

વિદ્યાર્થી માટે નિયમો (પ્રથમ વર્ષ માટે)

અ. તે જૈન શ્વેતાબર મુર્તિપૂજક હોવો જોઈએ.

આ તેની શારીરિક સ્થિતિ વિદ્યાભ્યાસને યોગ્ય હોવી જોઈએ.

ઇ તેની બીજી ભાષા સસ્કૃત કે અર્ધમાગધી હોવી જોઈએ, અને સસ્કૃત કે અર્ધમાગધી ભાષામા પરીક્ષા આપીને તેણે મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરેલી હોવી જોઈએ.

ઈ આર્ટસ કોલેજમા અભ્યાસ કરતા તેણે સસ્કૃત અથવા અર્ધમાગધી ભાષાને કોલેજમા અભ્યાસ માટે બીજી ભાષા તરીકે ચાલુ રાખવી જોઈએ

ઉ મેટ્રીક્યુલેશનની પરીક્ષામા તેણે ૪૫ ટકા ઓછામા ઓછા માર્ક્સ સમુચ્ચયે મેળવેલા હોવા જોઈએ

ઊ શ્રી જૈન શ્વેતાબર કોન્ફરન્સની નીચે જૈન એજ્યુકેશન બોર્ડદ્વારા લેવાની પુરુષ ધોરણ ૧ લાની પરીક્ષા પુરુષ વિદ્યાર્થીઓએ પસાર કરેલી હોવી જોઈએ અને સ્ત્રી વિદ્યાર્થીઓએ સ્ત્રી ધોરણ ૧ લા ની પરીક્ષા પસાર કરેલી હોવી જોઈએ

એ તેણે નક્કી કરેલા નમુના પ્રમાણે લિખિત અરજી કરવી જોઈશે અને અભ્યાસ પાછું ફરી આપવાની શરત પ્રમાણેની કબૂલાત આપવી પડશે

નિયમો (પ્રથમ વર્ષ પછી આગળ ચાલુ રાખવા માટે)

એ. તેણે છાત્રવૃત્તિ સ્વીકાર્યાના વર્ષમા શ્રી જૈન શ્વેતાબર કોન્ફરન્સની પરીક્ષા ઉત્તરોત્તર ચડતા ઉપલા ધોરણની પસાર કરવી જોઈએ.

ઓ. તેણે પોતાના અભ્યાસનો તેમજ સારી ચાલચલગતનો રિપોર્ટ પ્રિન્સિપાલની સહી-સાથે દર છ માસે મોકલી આપવો પડશે અને તેણે દરેક છમાસિક (લેવાતી હોય તો) અને વાર્ષિક પરીક્ષામાં પાસ થવું જોઈશે.

ઔ. જે વર્ષમાં તેણે શિષ્યવૃત્તિનો સ્વીકાર કર્યો હોય તે વર્ષમાં કોલેજની કે યુનિવર્સિટીની વાર્ષિક પરીક્ષા હોય તો તે પસાર કરવી જોઈશે.

ઋણ શિષ્યવૃત્તિ પાછી વાળવાની શરત.

વિદ્યાર્થીએ ગ્રેજ્યુએટ થયા પછી અથવા અભ્યાસ છોડી દીધા પછી એક વર્ષમાં લોન પાછી વાળવાની શરૂઆત કરવી જોઈશે અને પાંચ વર્ષની અંદર વગર વ્યાજે કુલ્લે લીધેલી શિષ્ય-વૃત્તિની રકમ ભરપાઈ કરી આપવી જોઈશે અને તેમ નહિ કરનાર માટે તે પાંચ વર્ષ પછી તેની પાસે લેણી પડતી કુલ રકમ ઉપર દર વર્ષે દર સેંકડે છ ટકા પ્રમાણે વ્યાજ લેવામાં આવશે.

ફંડનો વહીવટ કરવા માટે વ્યવસ્થાપક સમિતિ પાંચ સભ્યો નીમશે અને પાંચ સભ્યો શેઠ સારાભાઈ નીમશે આ રીતે દશ સભ્યોની વિશિષ્ટ સમિતિ સર્વ કાર્ય કરશે. એ વિશિષ્ટ સમિતિને કંઈ ગૂંચવણ જણાય તો શ્રી મહાવીર જૈન વિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિની સૂચના સલાહ લઈ તેના ઠરાવ અનુસાર કાર્ય કરશે.

આ યોજનામાં કોઈ વખત ફેરફાર કરવાની આવશ્યકતા શ્રી મ. જૈ. વિ. ની વ્ય. સ. ને જણાય તો તે આ યોજનાનો મૂળ ઉદ્દેશ કાયમ રાખીને અર્થાત્ તેને બાધ ન આવે તે રીતે શેઠ સારાભાઇની લિખિત સંમતિ તેમની હયાતી દરમ્યાન લઇને કરી શકશે.

સંસ્થાની વ્ય સ. એ આ યોજના ૯-૩-૧૯૩૨ ની મીટીંગમાં સ્વીકારી અને ૨૧-૩-૧૯૩૨ ની મીટીંગમાં વિશિષ્ટ સમિતિ ઉપર પાંચ સભ્યોની નિમણુક કરી અને શેઠ સારાભાઈએ નીમેલા પાંચ સભ્યોની નિમણુકની નોંધ ૧૦-૪-૧૯૩૨ ની મીટીંગમાં લેવામાં આવી. પરંતુ યોજનાની શરૂઆતમાં જ આ યોજનાનો થાંભલો રોપતાની સાથે જ સારાભાઇએ આ દુનિયાનો ત્યાગ કર્યો.

ફંડના પ્રથમવર્ષમા મદદ માટે ૩૫ અરજીઓ આવી તે પૈકી ફંડના નિયમ મુજબ ફક્ત બે જ અરજી મંજૂર કરવામાં આવી અને તે બેમાંથી પણ એક ભાઈ બી. એ. મા સંસ્કૃત ભાષા રાખી શકે તેમ નથી તેમ જણાવવાથી તેની લોન બંધ કરવામાં આવી હતી. આ પરિસ્થિતિ ઉપર વિચાર કરી વિશિષ્ટ સમિતિએ ૨૩-૪-૩૩ ની મીટીંગમાં વ્યવસ્થાપક સમિતિને નીચે પ્રમાણે ફેરફાર કરવા ભલામણ કરી અને વ્યવસ્થાપક સમિતિએ તેને બહાલી આપી.

કલમ ૪ ઊ—શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સની નીચે જૈન એજ્યુકેશન બોર્ડદ્વારા લેવાતી પુરુષ ધોરણ ૧ લા ની પરીક્ષા પુરુષ વિદ્યાર્થીઓએ પસાર કરેલી હોવી જોઈએ અને સ્ત્રી વિદ્યાર્થીઓએ સ્ત્રી ધોરણ ૧ લાની પરીક્ષા પસાર કરેલી હોવી જોઇએ, અને પસાર કરેલી ના હોય તો તેવા વિદ્યાર્થીઓએ લોન મજૂર થયાની તારીખથી એક વર્ષની અંદર આવી પરીક્ષા પસાર કરવી જોઈએ અને તે પ્રમાણે નહીં કરવામાં આવે તો લોન બંધ કરવામાં આવશે.

ફડના બીજા વર્ષમા મદદ માટે ૮૪ અરજીઓ આવી તે પૈકી ઉપર મુજબ ફડના ધારા ધોરણમા ફેરફાર કરવા છતા ફક્ત બાર ભાઈઓને લાભ આપી શકાયો આ પરિસ્થિતિ ઉપર વિચાર કરી વિશિષ્ટ સમિતિએ વ્ય સ ને ભલામણ કરી કે બે વર્ષ માટે ગુજરાતી લઈને મેટ્રીક પસાર થનાર ભાઈઓને તેમજ મેટ્રીકમા ૪૫ ટકા કરતા સહેજ છુટછાટ એક ટકા સુધીની મૂકવી વ્યવસ્થાપક સમિતિને ઉપર પ્રમાણે ફેરફાર કરવાની સત્તા છે કે નહિ એ વિષય ઉપર કાયદાશાસ્ત્રીઓના અભિપ્રાયોમા મતભેદ પડવાને કારણે વ્યવસ્થાપક સમિતિએ જુદા જુદા બેરીસ્ટરોના અભિપ્રાય મેળવ્યા અને ઠરાવવામા આવ્યુ કે મૂળ યોજનામા કંઈ પણ ફેરફાર કરવાની વ્યવસ્થાપક સમિતિને સત્તા નથી તદનુસાર અસલ યોજના કાયમ રાખવામા આવી

ફડના ત્રીજા વર્ષમા ૧૯૩૫-૩૬ મદદ માટે ૨૩ અરજીઓ આવી તેમાથી ધારાધોરણ મુજબ ફક્ત પાચ અરજીઓ મજૂર થઈ શકી, તે ઉપર વિચારણા કરી વિશિષ્ટ સમિતિએ વ્ય. સ ને ભલામણ કરી કે કલમ ૪ ઊ મા ઉપર જણાવેલ ફેરફાર કરવા માટે નામદાર હાઈકોર્ટને અરજી કરી ઘટતુ કરવુ હાઈકોર્ટને અરજી કરતા નીચે મુજબ મજૂરી મળી

"અને અરજી કરનાર ઉમેદવારે જો એવી પરીક્ષા પસાર કરી ન હોય તો તેણે જે તારીખથી લોન મજૂર થઈ હોય તે તારીખથી એક વર્ષમા પરીક્ષા પસાર કરવી પડશે અને તેમ કરવામા નિષ્ફળ નીવડશે તો બીજી વધારાની લોન આપવાનુ બધ કરવામા આવશે અને જે લોન આપવામા આવી હશે તે દરેક લોન આપ્યાની તારીખથી છ ટકાના વ્યાજ સાથે તેણે તુરત ભરપાઈ કરવી પડશે "

તદનુસાર ૧૯૩૭ મા લોન માટે ૨૨ અરજીઓ આવી તેમા ૪ મૂળ યોજના મુજબ અને ૬ હાઈકોર્ટે મજૂર કરેલ ફેરફાર મુજબ મળી કુલ ૧૦ અરજી મજૂર કરવામા આવી ત્યાર પછી

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૯૩૭-૩૮ મા ૪૮ | અરજીઓમાથી | ૯ મૂળ યોજના મુજબ | ને | ૧૮ | હાઈકોર્ટના ફેરફાર મુજબ |
| ૧૯૩૮-૩૯ મા ૬૦ | " | ૧૭ | " | " | ૨૬ | " |
| ૧૯૩૯-૪૦ મા ૧૧૩ | " | ૨૬ | " | " | ૪૮ | " |

પચીશમા વર્ષની આખર સુધીમા છ વર્ષમા ૫૫ વિદ્યાર્થીઓએ (૧ બહેન અને ૫૪ ભાઈઓ) આ ફડનો લાભ લીધો અને પચીશમા વર્ષમા ૭૪ વિદ્યાર્થીઓએ (૧ બહેન અને ૭૩ ભાઈઓ) આ ફડનો લાભ લીધો પચીશમા વર્ષની આખરે ફડમા પુરાત રૂ. ૨૮,૫૭૮-૧૪-૪ હતી પરતુ ૧૯૪૦-૪૧ મા ૧૫૪ વિદ્યાર્થીઓએ અરજી કરી તેમાથી ૧૦૫ વિદ્યાર્થીઓને રૂા ૧૫,૮૯૭ ની લોન આપવામા આવી અને ૧૯૪૧-૪૨ મા ૨૦૦ અરજીઓ આવી તેમાથી ૭૫ વિદ્યાર્થીઓને રૂ. ૧૦,૭૧૬) લોન મજુર કરવામા આવી અને ૭૯ વિદ્યાર્થીઓની અરજી ફડના અભાવે નામજૂર કરવી પડી—૪૬ અરજીઓ ધારા ધોરણ બહારની હતી

છેલ્લા પાચ વર્ષમા ઉચ્ચ કેળવણી માટે મદદની જરૂરિયાત કેટલી બધી વધી છે તે આ વૃત્તાત ઉપરથી સ્પષ્ટ જોઈ શકાશે, અને સમજી શકાશે. ઉચ્ચ અભ્યાસને માટે મદદ આપવાનુ કાર્ય ચાલુ રાખવાના ઉપાયો યોજવાની અત્યત જરૂર છે દરવર્ષ વ્યાજની આવક કેટલી થઈ, લોન રિફડ કેટલુ આવ્યુ, કેટલા વિદ્યાર્થીઓએ કેટલી લોન લીધી અને ખર્ચ કેટલુ થયુ તે બધા વિગતવાર આકડા પરિશિષ્ટમા આપ્યા છે

શ્રીયુત સારાભાઈ મોદીની આ બીજી ઉદાર સખાવત છે. એમને ગરીબ કે મધ્યમ વર્ગની સ્થિતિના શક્તિશાળી વિદ્યાર્થીને અભ્યાસમા પડતી અડચણોનો પૂરતો ખ્યાલ હતો. એમને રકમ આપી દેવા કરતાં લોન રૂપે આપવાનો ખાસ વિચારણીય આગ્રહ હતો અને આ ખાતું તેમણે ખૂબ વિચાર કરી વિદ્યાલયને સોપ્યું હતું. આ ખાતાએ થોડા વર્ષમાં ખૂબ સેવા બજાવી છે અને એનો લાભ લેનાર એની મુક્તકંઠે પ્રશંસા કરે છે. આ અનુકરણીય ખાતાની પદ્ધતિ વિચારી એને અપનાવવાનો નિર્ણય કરવા યોગ્ય છે.

## મેસર્સ પુરુષોત્તમ સુરચંદ ટ્રસ્ટ.

આ સંસ્થાના અઢારમા વર્ષમાં શેઠ પુરુષોત્તમ સુરચંદે નીચેની શરતે રૂ. ૧૦,૦૦૦) દશ હજાર રૂપીઆ આપવા ઈચ્છા દર્શાવી અને વ્યવસ્થાપક સમિતિએ તેનો તા. ૨૦-૬-૩૨ ની મીટીંગમાં સ્વીકાર કર્યો. શરતો નીચે મુજબ છેઃ—

(૧) રૂા. ૭૫૦૦ અંકે પંચોતેરસો મ્હારા તરફથી રોકડા આપવામાં આવશે. જે રકમ "મેસર્સ પુરુષોત્તમ સુરચંદ ટ્રસ્ટ" તરીકે વિદ્યાલયમાં જમે રાખવી અને તેના બદલામાં દર વર્ષે મ્હારા સ્કોલર તરીકે આર્ટસ્, કોમર્સ અને સાયન્સની લાઈનનો અભ્યાસ કરતા એક વિદ્યાર્થીને ફ્રી સ્ટુડન્ટ તરીકે વિદ્યાલયમાં રાખવો. એવા વિદ્યાર્થી પાસેથી પૈસા પાછા લેવા સંબંધી કોઈ જાતનું એગ્રિમેટ કરાવી લેવું નહીં. વિદ્યાલયના ધારા ધોરણ અનુસાર જે વિદ્યાર્થી દાખલ થઈ શકે તેમ હોય તેવા માટે મારા તરફથી ભલામણ કરવામા આવે તેને પ્રથમ પસંદગી આપવી ઉપર દર્શાવેલી ત્રણ લાઈન સિવાય બીજી કોઈ લાઈનનો અભ્યાસ કરતો વિદ્યાર્થી મ્હારા સ્કોલર તરીકે દાખલ કરવો પડે તો એ વર્ગના બીજા વિદ્યાર્થી પાસેથી જે રકમ વસુલ કરવામાં આવતી હોય તે બે વચ્ચેનો તફાવત તે વિદ્યાર્થી પાસેથી દર વર્ષે રોકડો લેવો યા તેની પાસેથી તેટલી રકમનું લોન એગ્રિમેન્ટ તમારે કરાવી લેવું.

(રૂા. ૨૫૦) દર વર્ષે દશ વર્ષ સુધી વિદ્યાલયને આપવા ઈચ્છા છે અને તે રીતે ધારા મુજબ મ્હારી પેઢીનું નામ વ્યવસ્થાપક સમિતિના એકસ-ઓફીશીઓ મેમ્બર તરીકે દાખલ કરવું.

(૩) મારી હયાતી બાદ મારા વંશજોને મારા સ્કોલર માટે ભલામણ કરવાનો અધિકાર રહેશે.

સદર ટ્રસ્ટનો લાભ નીચેના વિદ્યાર્થીઓએ લીધો:—

૧૯૩૨-૩૫ શ્રી કાંતિલાલ વૃજલાલ વોરા.
૧૯૩૫-૩૯ „ લીલાધર ફૂલચંદ મહેતા.

## શેઠ કેશવલાલ ગોવિંદજી ટ્રસ્ટ.

સંસ્થાના વીશમા વર્ષમાં વલસાડવાળા શેઠ કેશવલાલ ગોવિંદજીના વીલ મુજબ રૂા. ૧૦૦૦ એક હજાર રૂપીઆની નામની કિંમતની સાડાત્રણ ટકાની પ્રોમીસરી નોટ વીલમાં નીચે મુજબ લખાણ સાથે મોકલાવી આપવામાં આવી.—

"રૂા એક હજારની લોન શ્રી મહાવીર વિદ્યાલયમા આપવી અને તેના વ્યાજમાથી દર વર્ષે ગરીબ વિદ્યાર્થીઓને મારા નામથી (એટલે શેઠ કેશવલાલ ગોવિંદજીના નામથી) સ્કોલરશીપ આપવા હુ અધિકાર આપુ છુ"

આ ડોનેશનનો વ્યવસ્થાપક સમિતિએ તા ૧૭-૯-૩૫ ના રોજ સ્વીકાર કર્યો અને તેને અગે તા ૪-૧૦-૩૫ ની મીટીંગમા નીચે મુજબ ઠરાવ કર્યો —

"બીજો ઠરાવ થતા સુધી દર વર્ષે આ સસ્થામા મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરીને લોન વિદ્યાર્થી દાખલ થાય તે પૈકી જેણે મેટ્રીક્યુલેશનમા સસ્કૃતમા અથવા અર્ધમાગધીના વિષયમા સર્વથી વધારે માર્ક મેળવ્યા હોય તેને સદર લોનના વ્યાજના રૂા ૩૫) પાત્રીશ સ્કોલરશીપ તરીકે શેઠ કેશવલાલ ગોવિંદજીના નામથી આપવા"

તા ૩૦-૭-૩૭ ની મીટીંગમા વ્યવસ્થાપક સમિતિએ નીચે મુજબ ઠરાવ કર્યો —

"શેઠ કેશવલાલ ગોવિંદજી ટ્રસ્ટની યોજના અનુસાર તા ૪-૧૦-૧૯૩૫ ની વ્યવસ્થાપક સમિતિ એ કરેલ ઠરાવ પ્રમાણે સદર કેશવલાલ ગોવિંદજી સ્કોલરશીપ સસ્થામા દાખલ થનાર લોન વિદ્યાર્થીને છેલ્લી મેટ્રીકની પરીક્ષામા સસ્કૃત અથવા અર્ધમાગધીમા સૌથી વધારે માર્ક મેળવનારને આપવાનો ઠરાવ કર્યો હતો ચાલુ વર્ષમા મેટ્રીકમા બીજી ભાષા તરીકે સસ્કૃત અથવા અર્ધમાગધી અને વર્નાક્યુલર એમ બે ભાષા ફરજિયાત હોવાથી અને તેને એક વિષય ગણવામા આવતો હોવાથી સસ્કૃતના જુદા માર્ક વિદ્યાર્થીઓને મળી શકતા નથી, તેથી હવે પછી વ્યવસ્થાપક સમિતિ ઠરાવ કરે ત્યા સુધી શેઠ કેશવલાલ ગોવિંદજી સ્કોલરશીપ દર વરસે સસ્થામા ફર્સ્ટ ઇયરના અભ્યાસ માટે દાખલ કરવામા આવે તે લોન વિદ્યાર્થીઓ પૈકી મેટ્રીકમા સૌથી વધુ માર્ક મેળવનાર વિદ્યાર્થીને તે સ્કોલરશીપ આપવી તેમ ઠરાવવામા આવ્યુ" આ સ્કોલરશીપ મેળવનાર ભાઈઓના નામ નીચે મુજબ છે —

૧૯૩૬-૩૭ શ્રી રમણીકલાલ જગજીવનદાસ ગાધી
૧૯૩૭-૩૮ „ ગાડાલાલ ડાહ્યાભાઈ શાહ
૧૯૩૮-૩૯ „ રમણીકલાલ અમૃતલાલ કોઠારી
૧૯૩૯-૪૦ „ કચનલાલ માણેકલાલ શાહ

જેમણે સસ્થાનુ સ્થાન જોયુ નથી એવા કેળવણીપ્રેમી બધુઓ સસ્થાને મરણ સન્મુખ વખતે યાદ કરે એ સસ્થાના ઊડા મૂળ બતાવે છે અને ઇતિહાસની નજરે સસ્થાના ગૌરવમા વધારો કરે છે

## શેઠ દેવકરણ મુળજી પરદેશ અભ્યાસ ટ્રસ્ટ ફડ

સસ્થાના તેવીશમા વર્ષમા તા ૧૬-૫-૩૮ ને રોજ શેઠ દેવકરણ મુળજીના એકઝીક્યુટરોએ શેઠશ્રીના વીલની કલમ ૨૦ મીની રૂએ રૂા. ૧૦,૦૦૦) આપ્યા. વ્યવસ્થાપક સમિતિએ તા. ૨૧-૫-૩૮ ની મીટીંગમા સદર ડોનેશનનો સ્વીકાર કર્યો વીલની કલમ નીચે મુજબ છે

"(૨૦) ઉપર જણાવેલા રૂપીઆ પચાસ હજાર ઉપરાંત રૂપીઆ દશ હજાર શ્રી મહાવીર જૈન વિદ્યાલયના ટ્રસ્ટીઓને આપવા અને શરત કરવી જે જ્યારે પણ જુનાગઢવાળા ડૉકટર લીલાધર વાલજી મહેતા વધુ અભ્યાસ માટે જ યુરોપ જતા હોય તો, વિદ્યાલયના નિયમ પ્રમાણે રૂપીઆ દશ હજાર સુધી મજકુર ડૉકટરને લોન તરીકે આપવા. મજકુર ડૉકટર પાસેથી રકમ પાછી મળ્યેથી વિદ્યાલયના ટ્રસ્ટીઓએ પોતાની મરજી મુજબ મારા નામથી એવા જ કામમાં કાઠીઆવાડના વિશાશ્રીમાળી વિદ્યાર્થીને આપવામાં એ રકમનો ઉપયોગ કરવો."

સદર રકમનો ઉપયોગ વીલની શરત મુજબ કરવામાં આવે છે. શેઠ દેવકરણભાઈ મુળજીનો સંસ્થા સાથેનો સંબંધ એવો સુસ્પષ્ટ છે કે તેમના સંબંધમાં વારંવાર લખવું એ પિષ્ટપેષણ ગણાય, પણ સંસ્થાને મરણની નજીકના સમયમાં પણ શેઠ ભૂલ્યા નથી અને આ ઉપરાંત બીજી પણ મોટી નવાજેશ કરી છે તે વાત ધ્યાનમાં લેતાં આનંદમાં વધારો થાય તેમ છે.

## ડૉ. નગીનદાસ જે. શાહ સ્મારક ફંડ.

સંસ્થાના તેવીશમા વર્ષમાં શ્રી મુંબઈ જૈન યુવક સંઘના મંત્રીઓએ એક યોજના ઘડી ડૉ. નગીનદાસ શાહ સ્મારક ફંડમાં ભેગી થયેલી રકમમાંથી રૂા. ૬૦૦) અંકે છસો રૂપીઆ શરત કરી સંસ્થાને આપવા ઇચ્છા દર્શાવી. વ્યવસ્થાપક સમિતિએ તા. ૪-૫-૩૭ના રોજ નીચે મુજબ ઠરાવ કર્યો અને તે ઠરાવ સદર સંસ્થાની સ્મારક ફંડ સમિતિએ સ્વીકાર્યો:—

"સદર રકમનું વ્યાજ કઈ લાઇનમાં ચંદ્રક કે પારિતોષિક તરીકે વાપરવું તેનો નિર્ણય વ્યવસ્થાપક સમિતિ કરશે. અને સદર તૈલચિત્ર સુપરિન્ટેન્ડન્ટની ઓફીસ રૂમમાં યોગ્ય જગ્યાએ મુકાશે અને તે માટે યોગ્ય મેળાવડો કરી ચિત્ર ખુલ્લું મુકાશે."

સદર ટ્રસ્ટના વહીવટ અંગે વ્યવસ્થાપક સમિતિએ તા. ૩-૮-૧૯૩૯ના રોજ નીચે મુજબ વ્યવસ્થા કરી:—

"દર વર્ષે રૂા. ૨૫) પચીશ રૂપીઆનું પારિતોષિક ઇન્ટર કોમર્સ અથવા બી. કોમ.ની યુનિવર્સિટી પરીક્ષામાં સૌથી વધારે ટકા માર્ક મેળવનારને આપવું. આ ઇનામ મેળવનારે ઓછામાં ઓછા પચાસ ટકા માર્ક મેળવેલા હોવા જોઇએ. જે વર્ષમાં લાયક વિદ્યાર્થી ન હોય તે વર્ષમાં ઇનામ ન આપવું અને મૂળ રકમમાં વધારો કરવો. પારિતોષિકમાં પુસ્તકો આપવાં અને તે પુસ્તકો ઉપર "ડૉ. નગીનદાસ જે શાહ સ્મારક"નો સિક્કો મારવો.

સદર યોજના મુજબ ૧૯૩૯-૪૦ નું ઇનામ મુંબઈ યુનિવર્સિટીની બી. કોમ. ની પરીક્ષામાં પહેલા આવનાર વિદ્યાર્થી શ્રી કનુભાઈ લલ્લુભાઈ મહેતાને આપવામાં આવ્યું.

આ ટ્રસ્ટ નાની રકમનું છે, પણ એની સાથે સંસ્થાપર અત્યંત સ્નેહ રાખનાર એના એક સુપુત્રનું નામ જોડાએલું છે અને એનું સ્મરણ સંસ્થામાં હમેશ માટે જળવાઈ રહે એ દૃષ્ટિએ આ ટ્રસ્ટ નોંધવા લાયક છે

## શેઠ દેવકરણ મુળજી ટ્રસ્ટ ફંડ.

સંસ્થાના ચોવીશમા વર્ષમાં શેઠ દેવકરણ મુળજીના એકઝીક્યુટરોએ શેઠશ્રીના વીલની કલમ ૧૯ મીની રૂએ ટ્રસ્ટ કરી રૂા. ૫૦,૦૦૦) આપ્યા. વીલની કલમ નીચે મુજબ છે:—

"(૧૯)" રૂપીઆ પચાસ હજારની રકમ શ્રી મહાવીર જૈન વિદ્યાલયના ટ્રસ્ટીઓને શરત કરીને આપવી અને તેનું ટ્રસ્ટ કરવુ જે જુનાગઢની મારી બોર્ડીંગનો કોઈ વિદ્યાર્થી દાખલ થવા અરજી કરે તો તેને દાખલ કરવો મોરબીનો કોઈપણ વિશાશ્રીમાળી જૈન દાખલ થવા અરજી કરે અથવા પાલીતાણા બાળાશ્રમનો કોઈ વિદ્યાર્થી દાખલ થવા અરજી કરે અને ધારાધોરણસર તેને દાખલ કરી શકાય તો તેને દાખલ કરવો, અને એ રીતે અથવા એમ ન બને તો અન્ય કોઈ પાચ વિદ્યાર્થીને મારા નામથી 'દેવકરણ મુળજી સ્કોલર' તરીકે રાખવા."

ટ્રસ્ટડીડ મુજબ રૂા ૫૦,૦૦૦) સસ્થાને મળ્યા અને સદર ટ્રસ્ટની શરત મુજબ ૧૯૩૯–૪૦ મા નીચેના પાચ વિદ્યાર્થીઓ શેઠ દેવકરણ મુળજી સ્કોલર તરીકે દાખલ કરવામા આવ્યા

૧ શ્રી મુળચદ નરશીદાસ નારીચાણીઆ
૨ ,, શાતિલાલ રતીલાલ શાહ
૩ ,, હરિલાલ જગજીવન શાહ
૪ ,, ઠાકોરલાલ મોહનલાલ શાહ
૫ ,, પ્રસન્નલાલ મોહનલાલ ડગલી

## શ્રીમતી લીલાવતી ભોળાભાઈ મોહનલાલ ઝવેરી વિદ્યાર્થિની જૈન સ્કોલરશીપ ફડ

આ ઇતિહાસના છેટલા વર્ષમા આ સસ્થાના કાર્યમા શરૂઆતથી રસ લેનાર શ્રી મોહનલાલ હેમચદભાઈ ઝવેરીએ પોતાની પુત્રવધૂની યાદગીરી નિમિત્તે નીચેની શરતે રૂા ૨૦૦૦) ની કિંમતના ધી અમદાવાદ એડવાન્સ મીલ્સના પાચ ટકા વ્યાજના વીસ પ્રેફરન્સ શેર્સ આપવા ઇચ્છા દર્શાવી અને વ્યવસ્થાપક સમિતિએ તેનો સાભાર સ્વીકાર કર્યો મુખ્ય શરતો નીચે મુજબ છે

મેટ્રીક્યુલેશનની મુબઈ યુનિવર્સિટીની પરીક્ષામા શ્વેતાબર મુર્તિપૂજક જૈન વિદ્યાર્થિની સર્વથી વિશેષ માર્કસ પ્રાપ્ત કરે તેને રૂા. ૨૦૦૦) નું વ્યાજ ઉપજે તે સ્કોલરશીપ તરીકે શ્રી લીલાવતી ભોળાભાઈ ઝવેરીને નામે દર વર્ષે વ્યાજની રકમ શ્રી મહાવીર જૈન વિદ્યાલય આપે.

જે અરજી કરનાર જૈન વિદ્યાર્થિની પોતાનો અભ્યાસ કોલેજમા આગળ ચલાવવા કબૂલાત આપે અને જેણે મેટ્રીક્યુલેશનની સદર પરીક્ષામા સર્વથી વધારે માર્કસ મેળવેલા હોય તેને વ્યાજની રકમ એક સાથે આપવી.

અરજીનું ફોર્મ, દાનના ધારાધોરણો શ્રી મ જૈ વિ ની વ્ય સ મુકરર કરે અને સદર સ્કોલરશીપ કોને આપવી તે બાબતમા સદર સમિતિનો નિર્ણય છેવટનો ગણાય

સદર સમિતિએ મૂળ રકમ કાયમ રાખવાની છે વ્યાજની રકમ વાપરવાની છે રોકાણમા ફેરફાર કરવાની સત્તા સદર સસ્થાના ટ્રસ્ટીઓની છે સદર મૂળ રકમ અથવા તેનુ રોકાણ સસ્થાના વખતો વખતના ટ્રસ્ટીઓના નામપર રહે

પચીશમા વર્ષમા આ ઇનામ મેળવનાર બહેન શ્રી ધૈર્યમાળા ધનલાલ પારેખ મુબઈ યુનિવર્સિટીની મેટ્રીક્યુલેશનની પરીક્ષામા ૭૦૦ માથી ૫૪૦ માર્કસ મેળવી સર્વ જૈન

વિદ્યાર્થીઓમાં પ્રથમ આવ્યા. આ બહેનના પિતાશ્રી શ્રી છગનલાલ જીવણલાલ પારેખે સંસ્થામાં પાંચ વર્ષ રહી બી. ઇ. ની ડીગ્રી લીધી હતી અને હાલ ભાવનગર સ્ટેટ રેલ્વેમાં આસીસ્ટંટ એન્જીનિયરનો હોદ્દો ધરાવે છે.

સ્ત્રી વર્ગ માટે–કન્યામાટે કાર્ય કરવાની આ સંસ્થાએ આ ટ્રસ્ટ દ્વારા શુભ શરૂઆત કરી છે. અને તેમાં ઉત્તરોત્તર ઘણો વધારો કરવા યોગ્ય છે અને બનતી સગવડે બ્હેનો માટે વિદ્યાલય સ્થાપવા યોગ્ય છે એ બાબતપર આ તકે ધ્યાન ખેંચવામાં આવે છે. આ શુભ શરૂઆત કરનાર બેન લીલાવતીના કુટુંબીજનોનો અને ખાસ કરીને શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરીનો આભાર માનવાની આ તક લઈ તેમનું અનુકરણ કરી બ્હેનો માટે વિચારણીય યોજના કેળવણીના ક્ષેત્રમાં કરે એટલું આ સંસ્થાના ઇતિહાસમાં જણાવવું પ્રસ્તુત લાગે છે.

## શ્રી મહાવીર લોન ફંડ.

સંસ્થાના છઠ્ઠા વાર્ષિક રિપોર્ટમાં જણાવવા મુજબ બાબુસાહેબ જીવણલાલ પન્નાલાલ અને આ ભાઈઓએ ફંડ શરૂ કર્યું. તેનો ઉદ્દેશ ગ્રેજ્યુએટ થયા પછી દૂર દેશમાં અભ્યાસ કરવા જનારને લોન રૂપે સહાય કરવાનો છે અને તે રકમ વસૂલ થતાં તે દ્વારા અન્યને સહાય કરવાનો છે ફંડની શરતો નીચે પ્રમાણે છે:—

૧. ફંડને મહાવીર લોન ફંડ નામ આપવું.

૨. વિશેષ અભ્યાસ માટે વિલાયત કે અમેરિકા આદિ દૂર દેશમાં જનારને તે રકમ ધીરવી, તેનું વ્યાજ ન લેવું. રકમ પાછી મેળવવાનું એગ્રિમેન્ટ કરવું અને જેને લોન અપાય તેનો વીમો સંસ્થાના મંત્રી અને કોશાધ્યક્ષ નામપર ઊતરાવવો

૩. ટ્રસ્ટ ફંડનો વહીવટ સંસ્થાની મેનેજીંગ કમિટી કરે, ફંડની રકમ ટ્રસ્ટીઓના નામ-પર રહે

૪. ફંડમાં જે જે રકમોનો વધારો થાય તે આ ફંડ ખાતે ઉપરની શરતે જમે કરવો.

૫ આ ફંડની અલગ રહેતી રકમનુ વ્યાજ ઉપજે તો તેનો મૂળ રકમમાં વધારો કરવો.

૬. સદરહુ રકમ લોન તરીકે આપતી વખતે જો કોઇ વિદ્યાર્થી બાબુ પન્નાલાલ હાઈસ્કૂલનો વિદ્યાર્થી હોય તો તેને બીજા સર્વ નિયમો લાગુ પડતા હોય તો અગ્રસ્થાન ( પ્રેફરન્સ ) આપવું આ શરત માત્ર સદરહુ રૂા. ૭૫૦૦) ને લાગુ પડે છે

સદર ફંડમાં બાબુ સાહેબ જીવણલાલજી અને ભાઇઓ તરફથી રૂા ૯૦૦૦) અને શેઠ મણીલાલ ગોકુળભાઈ મુળચંદ તરફથી રૂા. ૨૦૦૦) મળી કુલ રૂા. ૧૧,૦૦૦) મળ્યા છે.

## ઈનામ અનામત ફંડ.

છઠ્ઠા વર્ષમાં શેઠ સોમચંદ ઉત્તમચંદે રૂા. ૨૫૦૦) ની રકમ સંસ્થાને ભેટ આપી તેને ઈનામી ફંડનું નામ આપવામાં આવ્યું. સંસ્થાની ધાર્મિક પરીક્ષામાં ઉત્તીર્ણ થનાર યોગ્ય વિદ્યાર્થીઓને વ્યવસ્થાપક સમિતિ ઠરાવે તે પ્રમાણે સદરહુ રકમનું વ્યાજ આપવાનું છે અને ઈનામ આપતાં આવકનો વધારો રહે તો તેનો વ્યય ઇનામી નિબંધ ધાર્મિક વિષયપર

લખાવવામા કરવાનો છે મૂળ રકમ જાળવી રાખવાની છે આ રકમના વ્યાજમાથી ધાર્મિક પરીક્ષામા ઊંચે નબરે પાસ થનારને ઇનામો અપાય છે

## આભારનો ઇતિહાસ

આ સંસ્થા ઉપર અનેક બધુઓએ એટલા અને એવા પ્રકારના આભાર કર્યા છે કે એનો પચીશ વર્ષનો ઇતિહાસ રજુ કરતા જો તેઓને ભૂલી જઇએ તો કૃતઘ્નતાનો દોષ આવે, એની સાથે એની સખ્યા એટલી મોટી છે કે એ સર્વને ન્યાય આપવાનું અસભવિત નહિ તો લગભગ અશક્ય જેવુ જ છે

વસ્તુત તો આ સસ્થાને જેમણે એક રૂપીઆની સહાય કરી હોય, જેમણે પર્યુષણ જેવા પ્રસગે ફરતી ઝોળીમા ચાર આના કે બે આના નાખ્યા હોય તેનો પણ આભાર માનવાનો જ રહ્યો અને જેમણે દર વર્ષે રૂા ૫) આપવાનુ વચન આપી સસ્થા શરૂ કરાવી, જેઓ તેવી મદદ ચાલુ આપતા રહ્યા તે મધ્યમ વર્ગનો સૌથી વધારે આભાર માનવાનો રહે છે સસ્થાને લોકપ્રિય બનાવનાર એ મૂગો વર્ગ છે, સસ્થાને પ્રગતિને પથે પાડનાર એ વર્ગ છે સસ્થાને ખરી ઓથ આપનાર એ વર્ગ છે આ સસ્થાનો પ્રથમથી દાવો છે કે આ સસ્થાના સુરબ્બીઓ ધનવાનવર્ગ છે, પણ સસ્થાનો પ્રાણ તો મધ્યમ વર્ગ છે એ જનતાની સસ્થા છે, મધ્યમ વર્ગની સસ્થા છે, મધ્યમ વર્ગપર એનો મજબૂત આધાર છે અને એને ટકાવી રાખનાર અને પ્રવાહ રૂપે મદદ કરનાર એ વર્ગ છે જનપદના લોકોએ આ સસ્થાને ફૂલાવી ફુલાવી છે અને એણે કુલ પચીશ વર્ષમા એને અપનાવી છે ધનવાને આ સસ્થાને નિરાશ નથી કરી, પણ એનો આધારસતભ તો મધ્યમ વર્ગ જ છે અને એ વાતનો સ્વીકાર અનેકવાર કર્યો છે

આ ધોરણપર ચાલેલી સસ્થા કોનો આભાર માને? કેટલાનો આભાર માને? એના પ્રત્યેક વાર્ષિક નિવેદનો આવા આભારના પાનાઓથી ભરેલા છે અને એનો સ્વીકાર વારવાર કરવામા આવ્યો છે મધ્યમ વર્ગ તો શુ, આમવર્ગે પણ એને ફૂલાવી ફુલાવી છે, એની માગણીનો યથાશક્તિ જવાબ વાળ્યો છે, એના તરફ અનેક પ્રકારે સદ્ભાવ દાખવ્યો છે અને એના મનોરથો પૂર્યા છે એટલે આ રીતે તો સદ્ગત અને હયાત સર્વ સહાય કરનારનો આભાર માનવાની આ તક હાથ ધરવામા આવે છે

તેથી સસ્થાને પેટ્રન થઇને, સસ્થાના સભાસદ થઇને, સસ્થાને ચાલુ ધનની સહાય કરીને, સસ્થાને ભેટના પુસ્તકો ચીજો આપીને, સસ્થાને કપડા આપીને કે એવી બીજી કોઈ પણ રીતે જેમણે ધનની કે વસ્તુઓની નાની કે મોટી સહાય સસ્થાને કરી છે અને જેમનો વ્યક્તિવાર નામનિર્દેશ સસ્થાના પચીશ વર્ષના પચીશ નિવેદનમા સૂચન અને વિગત સાથે ઉલ્લેખ કરવામા આવ્યો છે તે સર્વનો સામાન્ય રીતે અને વ્યક્તિગતે આભાર માનવાની આ તક લઇએ છીએ એ નામનિર્દેશ અહિં કરવામા આવે તો આ અહેવાલના પુસ્તકના સો પાના ઓછામા ઓછા ભરાય એ વાત અશક્ય હોઈ મૂકી દેવી પડી છે પણ ઉપકારનુ સ્મરણ તો જરૂર કર્તવ્ય છે અને આભારનો સ્વીકાર ફરજ રૂપે હોઈ આવો સમુચ્ચય આભાર દર્શનનો સ્વીકાર કરી હવે બહુ

જરૂરી વ્યક્તિઓનો આભાર માનવાની તક લઈએ. એના બે વિભાગ પાડવા ઉચિત લાગે છે સદ્‌ગત અને હયાત.

## સદ્‌ગતના આભાર.

આ સંસ્થાપર અનેક જાતનો ઉપકાર કરનાર વ્યક્તિઓની સંખ્યા ઘણી મોટી છે, તેમાંના કોઈને અન્યાય ન થાય તે સારુ સર્વની ક્ષમા યાચના સાથે જેઓ હયાત નથી તેમનાં નામો સાથે બહુ જરૂરી ઇતિહાસ રજૂ કરીએ.

સદ્‌ગત શુભ આત્માઓ પૈકી આ સંસ્થાપર મોટો ઉપકાર કરનારમાં સર્વથી પ્રથમ નામ શેઠ દેવકરણભાઈ મુળજીનું આવે છે. તેઓ આ સંસ્થાના પ્રાણ હતા, તેમને આ સંસ્થા માટે અદ્‌ભુત લાગણી અને પ્રેમ હતા, તેમને આ સંસ્થાના વિકાસ માટે અનન્ય વિશ્વાસ હતો અને આ સંસ્થા તરફ તેમની ભક્તિ અવિચલિત રહી ઠેઠ સુધી એક સરખી રહી હતી. સંસ્થાના પંદરમા વર્ષમાં તેમનો દેહવિલય થયો ત્યાં સુધી એમણે સંસ્થાપરનો પોતાનો સ્નેહ અનેક રીતે દાખવ્યો છે. પૈસા ભરી આપવા ઉપરાંત તેમણે અનેકને પ્રેરણા કરી પૈસા ભરાવી આપ્યા છે, રાતદિવસ ગણ્યા વગર એમણે સંસ્થા માટે ઉજાગરા કર્યા છે અને સંસ્થાપર ભયંકર આક્રમણ આવ્યું ત્યારે ખડકની જેમ અડગ ઊભા રહી આડા હાથ દીધા છે. એમની પૈસાની સહાય કરતાં એમનું સંસ્થા તરફનું દીલ, એમણે મરતા મરતાં સંસ્થાને આપેલ મદદો અને કરેલી યાદો, એમણે અન્ય સભ્યોને ફંડ ભરાવવા માટે કરેલી પ્રેરણાઓ અને સંસ્થાના મકાનનો પાયો નાખતી વખતે કાઢેલા હૃદયના ઉદ્‌ગારો આજે પણ સ્મરણપંથને ઉજ્જવળ બનાવે છે. એમનું નામ સંસ્થા સાથે જોડાએલું જ રહેશે, એમના ભવ્ય કાર્યોનો અને સેવાનો ઇતિહાસ કોઈ વખતે લખાશે અને એમની ઉચ્ચ હૃદયભાવનાનો ખ્યાલ આપતી યશોગાથા લખાશે.

શેઠ દેવકરણભાઈની સાથે બરાબર પડખે ઊભા રહેનાર અને જાણે એક બાપના દીકરા હોય તેવી રીતે સંસ્થા ઉપર વર્ચસ્વ સ્થાપનાર શેઠ **મોતીલાલ મુળજી** આ સંસ્થાનો પ્રાણ હતા. તેમણે સંસ્થાને પોતાની ઉદારતાથી નવાજી નાખી, તે ઉપરાંત આખા જીવન દરમ્યાન સંસ્થા-માટે કાળજી કરી, મીટીંગોમાં હાજરી આપી અને જ્યારે જ્યારે પૈસાની ભીડ પડી ત્યારે ઊભા રહ્યા તેમનું હૃદયબળ, બ્રહ્મચર્યતેજ અને સામાજિક કાર્યોનો રસ આ સંસ્થાને પ્રાણપદ નીવડ્યો અને સંસ્થાને વર્તમાન સ્થિતિમાં લઈ આવવામાં તેમણે ઘણો સારો ફાળો આપ્યો. તેમના સંબંધમાં ધનની સહાય ઘણી ઉત્તમ હતી, પણ તે સહાય કરતાં સંસ્થાવિકાસનો તેમનો રસ ઉત્કટ હતો અને તેમણે સંસ્થાને પોતાની ગણી સહાય સલાહ અને કામગરીથી નવાજી નાખી છે. સંસ્થાના દશમા વર્ષમાં સ. ૧૯૮૧ ના માગશર વદ ૪ ને રોજ તેમનો દેહવિલય થયો. તેમણે સંસ્થાની દશ વર્ષ અનેકવિધ સેવા કરી. શેઠ દેવકરણભાઈ તો સંસ્થાના કોશાધ્યક્ષ હતા, પણ મોતીલાલ શેઠ તો સામાન્ય સભ્ય હોવા છતાં સંસ્થાની સેવામાં શેઠ દેવકરણભાઈની સાથે બરાબર સામેલ રહેતા હતા.

શેઠ ગોવીંદજી ખુશાલભાઈ (વેરાવળ) સંસ્થાનું ચિરસ્મરણીય નામ છે સંસ્થાને શરૂઆતથી અપનાવનાર, સંસ્થામાં બે વર્ષ સુધી કોશાધ્યક્ષનુ કામ કરનાર અને મજબૂત મને કેળવણીને

ઉત્તેજન આપનાર આ સખી ગૃહસ્થનુ વેરાવળમા જાહેર રસ્તાપર સસ્થાના મેળામા વચમા ખૂન થયું સસ્થાપર તેમની ભારે લાગણી હતી સસ્થાને તેમણે ભારે રકમથી સસ્થાના બચપણમા નવાજી અને એનાપર પોતાના અત સુધી સદ્‌ભાવ રાખ્યો.

શ્રીયુત સાંકળભાઈ મગનભાઈ મોદી સસ્થાના ઇતિહાસમા અનોખુ સ્થાન ધરાવે છે ગરીબાઈમા જન્મી, પરાવલબનથી કેળવણી લઈ, જાતમહેનતથી વધેલ આ કેળવાએલા બધુએ કેળવાએલો વર્ગ કેળવણી માટે શુ કરી શકે છે તેનો જવલત દાખલો બેસાડ્યો સસ્થાની શરૂઆતથી એ વ્યવસ્થાપક સમિતિના સભ્ય, દેહાત સુધી ચાલુ રહ્યા, સસ્થાની એમણે સત્તર વર્ષ સેવા બજાવી, ભાગ્યેજ વ્ય સ ની કોઈ મીટીંગમા એ ગેરહાજર હશે એમણે લોન ફડમા રૂા ૩૧,૦૦૦) ની રકમ આપી માધ્યમિક કેળવણીની કદર કરી, ઉચ્ચ શિક્ષણ સહાય ફડ માટે રૂા ૩૭,૦૦૦) આપી મેટ્રીક પછીના વિદ્યાર્થીની સહાયે દોડ્યા અને એ બને ખાતાનો જવલત ઇતિહાસ આ પચ્ચીશીના ઇતિહાસમા અન્યત્ર રજૂ કર્યો છે એ તો પૈસાની વાત થઈ, પણ એમનો સસ્થા ઉપરનો ભાવ, એમની પ્રત્યેક સવાલની છણાવટ કરવાની પદ્ધતિ અને એમનુ સસ્થા સાથેનુ વર્તન અનુકરણીય હોઈ ખાસ નોધ માગે છે એમણે કેળવાએલા લોકો પોતાનું જ કામ કરે છે, ધન આપતા નથી એવુ કલક દૂર કર્યું છે અને સક્રિય કાર્યો કરી સસ્થા સાથે પોતાનું નામ અમર કરીને જોડી ગયા છે

ડૉ નાનચદભાઈ કસ્તુરચદ મોદીએ સસ્થાની શરૂઆતથી તેવીશ વર્ષ સુધી વ્ય સ મા બેસી સેવા બજાવી અને વિદ્યાર્થીના સ્વાસ્થ્ય અને આરોગ્ય માટે ચિંતા કરી તેમની સેવાની નોધ લગભગ પ્રત્યેક વાર્ષિક નિવેદનમા લેવામા આવી છે સસ્થાને આકાર આપવામા તેમનો ભાગ નાનોસૂનો નહોતો. તેમણે સન ૧૯૩૨ ફેબ્રુઆરીથી નવેંબર ૧૯૩૩ સુધી સસ્થાના મત્રી તરીકે પણ સેવા કરી

શેઠ હેમચદ અમરચદ તલસ્ચદ આ સર્વથી જુદી કક્ષામા આવે છે એમણે આ સસ્થા કરવાનો ખ્યાલ જમાવ્યો, આચાર્યશ્રી સાથે ચર્ચાઓ કરી, કેળવાએલા વર્ગની જમાવટ કરી, સસ્થા કયા કરવી અને કેવી કરવી તેને માટે દીર્ઘ ચિંતવન અને વિચાર વિનિમય કર્યા, પણ દુર્ભાગ્યે સસ્થાની શરૂઆત તેઓ જોઈ શક્યા નહિ તેઓ ગામતરે ગયા તે પહેલા સસ્થા કરવાનો નિર્ણય થઈ ચૂક્યો હતો, તેની રૂપરેખાઓ દોરાઈ ગઈ હતી, પણ કુભસ્થાપના તેઓ જોઈ શક્યા નહિ છતા સસ્થાના આદ્યપ્રેરકોમાના એક તરીકે તેમનું સ્થાન અવિચલ રહ્યુ છે સસ્થા તરફની તેમની ફરજ તેમના સુપુત્રોએ બજાવી છે તે નોધવા લાયક છે પણ સસ્થાના ઇતિહાસમા તેમનું સ્થાન શરૂઆતથી જ કાયમ થયેલુ છે

સસ્થાના શરૂઆતના રસ લેનાર ભાવુકોમા શેઠ હિરાલાલ બકોરદાસ ઉચ્ચ સ્થાન ભોગવતા હતા. એમણે સસ્થાના મકાન ફડ અને અન્ય સહાયમા લગભગ રૂા. ૧૭,૦૦૦) આપ્યા. સસ્થાના મકાન ઉદ્‌ઘાટન વખતે હર્ષાતિરેકમા ૧૦૩ ડીગ્રી તાવ છતા હાજરી આપી (તા ૨-૧૦-૧૯૨૫) અને મકાનને અગે અસાધારણ અનુમોદના કરી એમનો એજ વર્ષમા બે માસ પછી આસો વ. ૭ (સં ૧૯૮૧) ને રોજ સ્વર્ગવાસ થયો. સસ્થાની તરફ એમનો રાગ અસાધારણ હતો અને ભક્તિ પ્રચુર હતી

આવા તો કેટકેટલા નામો લઈએ. શેઠ નરોત્તમદાસ ભાણજી કાપડીઆનો સસ્થા તરફનો

પક્ષપાત, શ્રીયુત મણીલાલ સુરજમલ ઝવેરી (પાલણપુર) ની સંસ્થાનાં નાનાં નાનાં કામ માટેની પણ બારીક ચીવટ, શ્રીયુત ફકીરચંદ નગીનચંદ ઝવેરીની સંસ્થાની ધનવૃદ્ધિની ચીવટ, બાબુસાહેબ જીવનલાલ પન્નાલાલ ઝવેરીની સંસ્થાથી દૂર રહ્યા છતાં ગૌરવભરી પૃચ્છાઓ અને શ્રીયુત અમરચંદ ઘેલાભાઈ ગાંધીની દીર્ઘદૃષ્ટિપૂર્વકની સલાહ અને સેવા આજે પણ ગૌરવભરી શાંતિ ઉપજાવેછે અને હર્ષોદ્ગાર કઢાવેછે. આવી સેવાની ગણના કરવી મુશ્કેલ છે, કેટલીક વાતનાં સ્મરણ તાજાં કરવાં માટે તો સંસ્થાના દફ્તર ઉખેળવાં પડે તેમ છે. એકંદરે સંસ્થાપર એટલી વ્યક્તિએ આભાર કર્યો છે અને તેને માટે એટલો મોટો ભોગ આપ્યો છે કે તેનું વિવેચન કરવું મુશ્કેલ છે.

## હયાત સહાયકો.

અને હયાત સહાયકોના આભાર માનીએ તો આ નિવેદન કે ઇતિહાસને બરાબર બેવડાવવો જોઇએ. એની સંખ્યાનો તો ખરેખર પાર નથી. કેટલાક સેવાભાવી ભાઇઓએ સંસ્થાના સભ્ય ન હોવા છતાં કે એની વ્યવસ્થાપક સમિતિની જવાબદારી એમના પર નાખવામાં આવેલી ન હોવા છતાં સસ્થા માટે ભારે ચિંતા સેવી છે, એને અનેક પ્રકારે મદદ કરી છે અને એને અપનાવવા ગુપ્ત પ્રયાસો કર્યા છે.

સંસ્થાની વ્યવસ્થાપક સમિતિ પર બેસીને ચાલુ સેવા કરનાર, સંસ્થાને દ્રવ્ય કે વસ્તુની મદદ કરનાર, સંસ્થાના કાર્યમાં પ્રેરણા કરનાર વગેરે અનેક સેવાભાવી સભ્યોનો સમુચ્ચય આભાર માનવા સિવાય બીજો રસ્તો દેખાતો નથી. બહુજ જરૂરી ટૂંકી નોંધ અત્ર કરવી જરૂરી છે અને તે સંસ્થાના ઇતિહાસમાં નોંધવા લાયક છે.

ડો. મોહનલાલ હેમચંદ શાહ, એમ. બી., બી. એસ, સંસ્થાના પૂર્વ વિદ્યાર્થી અત્યારે સંસ્થાના વિદ્યાર્થીઓના સ્વાસ્થ્ય પર ધ્યાન આપે છે અને દાખલ કરતી વખત વિદ્યાર્થીને તપાસી આપે છે તેમની સેવા ખાસ નોંધ માગે છે

શ્રીયુત મુળચંદ હીરજીએ સંસ્થાની આસી. સેક્રેટરી તરીકે સેવા કરી હિસાબની રીત ગોઠવી, જાતે હિસાબ રાખ્યો અને સંસ્થાને અપનાવવા શરૂઆતના દશ વર્ષ સુધી સતત પ્રયાસ ચાલુ રાખ્યો એ સેવા વિસરી શકાય તેમ નથી.

શ્રીયુત ચુનીલાલ વીરચંદ સંસ્થાના આદ્ય સંસ્થાપકમાંના એક અને વર્ષો સુધી સંસ્થાની વ્યવસ્થાપક સમિતિ પર બેસી સેવા બજાવનારની નોંધ ખાસ લેવા લાયક છે. તેમની સંસ્થા માટેની ધગશ આખો વખત એક સરખી ચાલુ રહી છે. એમણે શરૂઆતનાં સોળ વર્ષ સુધી સંસ્થાની વ્ય. સમિતિપર સેવા કરી. તેમની આદરણીય સેવા ખરેખર અનુકરણીય હોઈ નોંધને લાયક બને છે અને સંસ્થાના ઇતિહાસમાં તેને ખાસ સ્થાન છે

શેઠ મેઘજીભાઈ સોજપાળનું હૃદય ધર્મમય છે, એમણે ધાર્મિક સંસ્કાર કાયમ રહે તે પાછળ હજારો ખરચ્યા, તેમણે સંસ્થા તરફ ખૂબ પ્રેમ બતાવ્યો. તેમણે સંસ્થાના મકાનો પાછળ દેખરેખ રાખી અને એ સર્વની પાછળ અસાધારણ માનસિક પ્રેમ દાખવ્યો—એ સંસ્કારી ધર્મમૂર્તિનાં કાર્યને દિપ્તિવંત કરે છે. એમની ભાવના આદર્શમય, સેવા સુગંધમય અને આદર્શ વૃદ્ધિગત હોઈ સર્વ યુગના આદમીઓને અનુકરણ યોગ્ય છે. સંસ્થા તેમની સેવા કદી વિસરી શકે નહિ.

બાકી તો પૃષ્ટા ભરાય તેટલા સેવાભાવીઓના નામ અને કામ છે એ સર્વની નોધ કરવાનો પ્રયાસ કર્યો નથી, થઈ શકે તેમ નથી. તેથી 'થોડુ લખ્યુ ઘણુ કરી વાચજો' ની નીતિ સ્વીકારી આ વિભાગનો ઇતિહાસ ખૂબ આનદથી અને અતરના ઉમળકા સાથે મુક્ત કઠે પ્રશસવાની રજા લેવામા આવે છે અને ખરા સેવાભાવીના અનેકના નામ લખવા રહી ગયા છે તેને માટે ખેદ દર્શાવી, પ્રત્યેકના કાર્યની અત્ર પ્રશસા કરવામા આવે છે

## કેટલીક અધૂરી બાબતો

આ ઇતિહાસમા કેટલીક બાબતો અધૂરી રહી છે —

૧ દેવકરણ મેન્શનનુ ટ્રાન્સ્ફર લેવાની વાતો છેલ્લા પચીશમા વર્ષમા થઈ હતી, પણ એનુ કાર્ય સત્તાવીશમા વર્ષમા પૂર્ણ થયુ આ ઇતિહાસમા તો પચીશ વર્ષની જ હકીકત લખવાની હોય, તેથી તે સબધમા અત્ર જરા પણ નિર્દેશ કર્યો નથી એ પ્રસગને લગતી અનેક રસમય બાબતો, સસ્થાના હિતના પ્રશ્નો, દેવાની ગણતરી વગેરે અનેક બાબતો લખવાની છે, ટ્રસ્ટીઓએ લીધેલ તસ્દી અને વ્યવસ્થાપક સમિતિએ બતાવેલ કાર્યદક્ષતા, હાઇકોર્ટના હુકમો અને શેઠ દેવકરણભાઈ મુળજીના એક્ઝીક્યુટરોએ દાખવેલ સૌહાર્દનો વિગતવાર વિસ્તાર, જરૂરી હુકમો તથા દસ્તાવેજોની નકલો વગેરે સત્તાવીશમા વાર્ષિક રિપોર્ટમા આપવામા આવશે અત્રે એટલુ જ પ્રસ્તુત છે કે દેવામાથી સસ્થાને મુક્ત કરવી એ જનતાનુ કામ છે સસ્થાએ પોતાનો હેવાલ સતોષકારક આપ્યો હોય, એના કામથી સતોષ થયો હોય, એના કામ માટે એણે લાયકાત પુરવાર કરી હોય અને દેવામાથી મુકત કરતા એ વધારે સારી રીતે પોતાનુ કર્તવ્યપાલન કરી શકશે એમ લાગતુ હોય તો એને ઋણમુક્ત કરવા વિજ્ઞપ્તિ છે એ સબધી યોગ્ય વિજ્ઞપ્તિ અને પ્રાર્થના અન્યત્ર કરવામા આવશે સસ્થાના ઇતિહાસમા એને સ્થાન ન હોય ભવિષ્ય માટે પ્રેરણા વિજ્ઞપ્તિ અને સૂચનોનુ આ સ્થાન નથી

૨ સસ્થાના સભ્યોનુ લીસ્ટ પચીશમા વર્ષની આખરે હતુ તે પરિશિષ્ટમા જરૂરી વિગતો સાથે આપ્યુ છે સભ્યોમાથી કેટલાકના પત્તા મળતા નથી, કેટલાક નામો અવસાન પામેલાના દાખલ થયે ના તે ચાલુ રહી ગયા છે, કેટલાક સભ્યોએ બે વાર દશ વર્ષ સુધી અને કોઇ કોઇએ ત્રણવાર દશ વર્ષ સુધી રકમો આપી છે આ સર્વ બાબતોમાથી બની શકતી વિગત લીસ્ટમા આપી છે, પણ એમા કોઈ કોઈ પ્રકારની સ્ખલના જરૂર રહી ગઈ હશે એવો સભવ છે સભ્યોના લીસ્ટ પરિપૂર્ણ રાખવા માટે અનેક પ્રયાસો ચાલુ છે પણ સભ્યો તરફથી પૂરી માહિતી મળતી ન હોવાથી એમા સ્ખલના થતી હોવાની અનેકવાર ફરિયાદ થઈ છે આ સબધમા ક્ષમા માગવા સિવાય બીજો માર્ગ નથી

૩ સસ્થાને ભેટ આપનારનું લીસ્ટ આપવાની જરૂર તો ખરી, પણ એમ કરતા એટલુ ગ્રથગૌરવ વધી જાય છે કે એની શક્યતા, વખતના અભાવ અને મુદ્રણના ભાવને લઈને ન બને તેવી જણાઈ છે વાર્ષિક રિપોર્ટમા તેની વિગતો બરાબર અપાય છે તેથી તેનું પુનરાવર્તન કર વાની બહુ જરૂર લાગી નથી. આ બાબતમા સસ્થાના સહાયકો ક્ષમા કરે.

૪ આખા રિપોર્ટમા મત્રીઓ સબધી કાઈ હકીકત આવી નથી. તેઓ એક રીતે સર્વ બાબતમા સાથે છે અને એક રીતે તેઓ અપૌરુષેય છે તેમની કાઈ પણ અગત હકીકત આ

રિપોર્ટમાં આવે તે તેમને અનુચિત લાગવાથી તેમની ઇચ્છાને માન આપીને એમના સંબંધી આ ઇતિહાસમાં કાંઈ લખવામાં આવ્યું નથી. સુવર્ણ મહોત્સવ વખતે કોઈ જરૂરી બાબત જણાશે તો તે સંબંધી ઉલ્લેખ થવા સંભવ ગણાય ખરો. આ અધૂરી રહેલી બાબત આપવીતી હોઈ ક્ષંતવ્ય ગણવા વિજ્ઞપ્તિ છે.

## છેવટે

સંસ્થાનો ઇતિહાસ ઘણો ટૂંકો છે, વાસ્તવિક રીતે સામાજિક ક્ષેત્રે એની મર્યાદા એકજ ક્ષેત્રમાં અથવા બે ક્ષેત્રમાં જ છે એટલે એના પર મોટો ઢોળ ચઢાવવાનો ન હોય. આટલો ઇતિહાસ લખવાનો હેતુ પ્રેરણારૂપેજ છે, બાકી એના વાર્ષિક નિવેદનો બનતી રીતે જરૂરી વિગતોથી ભરેલાં હોય છે. આતો રજત મહોત્સવ પ્રસંગે કાંઈ સમુચ્ચય વિકાસનો ખ્યાલ આવે તેટલા માટે આ સંસ્થાના ઇતિહાસ ઉલ્લેખનો પ્રસંગ હાથ ધર્યો છે. બાકી સેવાની સંસ્થાના ઇતિહાસ શા? એણે તો માથું નીચું રાખી સેવા જ કરવાની રહી. છતાં અમુક દૃષ્ટિબિન્દુ લક્ષ્યમાં રાખી આ ઇતિહાસ આળેખ્યો છે. ઘણી બાબતો તો છોડી દીધી છે, ઘણું લખી શકાય તેવું છે, છતાં તેને સમય સંકોચથી જતું કરવું પડ્યું છે અને માત્ર કાંઈક નૈવેદ્ય ધરવું જોઈએ તેથી વિવેચન કર્યું છે.

સંસ્થા માટે ટીકા કરવી સહેલી છે. ટીકા થાય તે ઇચ્છવા યોગ્ય છે. પ્રેમભાવે કરેલી ટીકા સર્વદા સારાં ફળજ આપે છે માત્ર જ્યારે એને ઉતારી પાડવાનોજ ઇરાદો હોય ત્યારે ખેદ થાય છે. સસ્થામાં અનેક સ્ખલના થઈ હશે, એના કાર્યવાહકોને અનેક સ્ખલના દેખાય પણ છે, તેઓ અન્ય વ્યવસાયી ન હોય તો વધારે સારું પરિણામ બતાવી શકે એવું એમને પોતાને પણ જણાય છે. અને કોઈ પણ સંસ્થા સ્ખલના વગરની હોય એ કલ્પવું પણ મુશ્કેલ છે. અનેક જાતની થયેલ સ્ખલનાઓ માટે ક્ષમા વારંવાર યાચવામાં આવી છે. અને પચીશ વર્ષના અતિચાર અહીં આલોચવાની ફરી તક લેવામાં આવે છે. જેઓ કેળવણીના વિકાસમાંજ સમાજનો હ્રાસ જોતા હોય તેમને તો કાંઈ કહેવાનું નથી, તેઓને માટે આ સસ્થામાં સ્થાન નથી, પણ જેઓ સામાજિક ઉન્નતિ કેળવણીમાં માનતા હોય તેમને નમ્ર ભાવે વિજ્ઞપ્તિ કરવાની કે એવા ભાઈઓની ટીકા, ચર્ચા કે સૂચનાને આ સંસ્થાએ ખૂબ ચીવટથી વિચારી છે અને અનુકૂળતા અને સાધનસંપત્તિના પ્રમાણમાં તેને અંગે ઘટતો સુધારોવધારો કર્યોછે. આવી દરેક બાબત ઇતિહાસમાં લખી શકાણી નથી, પણ સંસ્થાના દફતરે મોજૂદ છે.

સમાજે આ સંસ્થાને ખૂબ બહલાવી છે, એના કોડ પૂર્યા છે, એને ભરીભાદરી રાખી છે, એને ધનથી, પ્રેમથી, ઔદાર્યથી નવાજી છે અને એના કાર્યવાહકોએ સકારણ મહેણાં માર્યાં હોય તો તે ખમ્યાં છે. સસ્થાના કાર્યવાહકો જનતાની મુસીબત સમજે છે, નવયુગની સંસ્થાની મંદગતિનાં કારણો જાણે છે, એના પ્રેરકબળ પાછળ તેજ નથી તેનું તેને ભાન છે, પણ એ સર્વ મુસીબતો છતાં એકંદરે જૈન સમાજે સંસ્થાને ખૂબ મદદ કરી છે, એની આશા પૂરવા અનેકવિધ પ્રયાસો સેવ્યા છે અને એની હયાતી જાળવવા અનેક ટીકાઓ ખમી છે.

